# સૂચના

ભાગ્યોદયનું વાર્ષિક લવાજમ રૂ ૮—૦—૦ છે દર માસે દરેક ગ્રાહકને અંક નિયમિત
ભાગ્યોદયના ગ્રાહક થવાથી લવાજમ કરતા પણ વિશેષ લાભ તો બીજા મળે છે.

ભાગ્યોદયના ગ્રાહકને આ વર્ષે ભેટનું પુસ્તક

## આત્મિક જીવન

આપવાનું છે આ પુસ્તકના લેખક શ્રીયુત મણિલાલ બી એ. છે. શ્રીયુત દ્વેશીના અધ્યાત્મવિદ્યા સંબંધી લેખો ભા- વર્ષોથી આવે છે આ પુસ્તક આત્મજ્ઞાન સંબંધી અનેક ઉપયોગી ભરપુર છે પુસ્તકની છુટક કીમત રૂ ૧—૮— છે છતાં ભાગ્યોદયના હકને તો તે મફત જ મળશે

આ અંક મળ્યો પછી ભેટનું પુસ્તક—દરેક ગ્રાહકને ભાગ્યોદયનું જમ રૂ ૩—૦—૦ વસુલ કરવા માટે વી પી. થી મોકલવામા આવશે. જેથી વી. પી. આવેથી લવાજમ આપી પુસ્તક લેઇ લેવા દરેક ગ્રાહકને અમારી ભલામણ છે

આ પુસ્તકની અંદર આત્માનું સ્વરુપ-ઉપનિષદના આધારે, શાન્તિ, આત્મિકજીવનનું રહસ્ય, આદર્શ જીવન, ખરૂં આત્મજ્ઞાન, ખરી આત્મદશા, આત્મશ્રદ્ધાની ભવ્યતા, આધ્યાત્મિક જીવનમા મનની એકાગ્રતાનુ ધ્યાન, આત્મિક વિકાસ અને વિજય, આત્મિક જીવનના નિયમો—ચૈતન્યની વિશાળતા, કર્ત્તવ્યનાં નિયમ, યજ્ઞનો નિયમ, વિગેરે ઉપયોગી વિષયો છે.

ભેટનુ પુસ્તક ઘણુ ઉપયોગી છે, વાચ્યાથી ખરા આનંદનો રસ્તો હાથ આવશે. આશા છે કે દરેક ગ્રાહક આ ભેટનુ પુસ્તક લવાજમ માટે વી, પી. રૂ ૩—૪—૦ નુ થઇ આવે તનો સ્વીકાર કરશેજ

સમાજ સમાઇ જીવન –

ગૃહસ્થાશ્રમના સર્વોત્તમ સુખ અને આનંદનો અનુભવ કરવો હોય તો

# સ્વધર્મનિષ્ઠ દૈવિજીવન

અને

## ધર્મસંસ્થાપક મહાન પુરુષોનાં જીવનવૃત્ત

આ પુસ્તક જે હાલમાં જ બહાર પડ્યું છે તેના ગ્રાહક થવા ભલામણ છે આ પુસ્તક દરેક મનુષ્યે, દરેક પુરુષ અને સ્ત્રીએ, દરેક વિદ્યાર્થીએ ધર્મિષ્ટ થવા, ઉચ્ચ જીવનનો અનુભવ કરવા મહાન પદ પ્રાપ્ત કરવા જરૂર વાંચીને મનન કરવુ જોઇએ

આ પુસ્તકની અંદર હિંદુધર્મ, સનાતન હિંદુધર્મ, વેદધર્મ, બુદ્ધધર્મ, શિવધર્મ, વૈષ્ણવમાર્ગ, જૈનધર્મ, મુસલમાન ધર્મ, પારસીઓનો ધર્મ, ખ્રીસ્તિ ધર્મ, કબીરપંથ નાનકપંથ, રામાનુજ પંથ, રામાનંદી પંથ, સ્વામીનારાયણનો ધર્મ, વિગેરે હિંદુસ્તાનમાં ચાલતા અનેક ધર્મો, અનેક પંથો, અનેક મતોના સિદ્ધાંતરહસ્યો, તે તે ધર્મના સ્થાપક મહાપુરુષોનાં જીવનચરીત્રો, દરેક ધર્મના મુળતત્વો વિગેરે દરેક ધર્મના રહસ્યોનો સમાવેશ કરવામાં આવ્યો છે

આ પુસ્તક વાંચવાથી બધા ધર્મના મુળસિદ્ધાંતોનુ રહસ્ય, ઇશ્વરપ્રાપ્તિનો તે તે આચાર્યોએ બતાવેલો માર્ગ મનુષ્યે જન્મી ઉચ્ચ ધર્મિષ્ટ જીવન કેવી રીતે ગાળવુ, ધર્મ માર્ગનુ રહસ્ય વિગેરે ઉપયોગી વિષયો રહસ્ય અને સરળ ભાષામાં વિદ્યાર્થી, સ્ત્રીઓ, અને પુરુષો પણ સહેલાઇથી સમજી શકે અને સાર આચારમાં ઉતારી શકે તેવી રસમય શૈલીથી લખાયલું હોવાથી વાંચનાર મનુષ્ય પોતાનુ જીવન ઉચ્ચ બનાવી શકે છે

આ પુસ્તકમાં વેદો, ઉપનિષદો, પુરાણો, શાસ્ત્રો, વિગેરે ધાર્મિક પુસ્તકોનુ સંશોધન કરી તેમાંના મુળ સિદ્ધાંતોનો સંગ્રહ કર્યો છે. તે ઉપરાંત દરેક ધર્મ સ્થાપનાર મહાપુરુષનાં જીવનચરીત્રો તેમના મુળ સિદ્ધાંતો સાથે છે જેથી વાંચવાથી મનુષ્ય પોતાનું જીવન ઉચ્ચ ધર્મિષ્ટ બનાવી શકે છે અનેક ધર્મોના જાણેલા સિદ્ધાંતો જાણવામાં આવે છે બાળકોને, વિદ્યાર્થીઓને, સ્ત્રીઓને, વંચાવવાથી તેમને નીતિમય ધર્મિષ્ટ જીવન ગાળવાનુ મન થાય છે એકંદર રીતે આ પુસ્તક વાંચી મનન કરવાથી મનુષ્યની ધર્મ ઉપર શ્રદ્ધા ચોંટી, નીતીના અને ધર્મોના સિદ્ધાંતોને અનુસરવાનું મન થાય છે

આ પુસ્તકની અંદર એ વિષયો ઉપરાંત–લગભગ ૧૫૦ ઉપરાંત ધર્મસંસ્થાપક મહાપુરુષોના વિસ્તૃત જીવન ચરીત્રોનો સહેલી ભાષામાં સંગ્રહ છે આ પુસ્તકમાં આવતા વીષયો નીચે પ્રમાણે છે. તે વાંચવાથી અને આ પુસ્તક આપ જ્યારે જોશો ત્યારે જ તેની ઉપયોગીતાની તમને વધુ ખાત્રી થશે.

બીભત્સ–પાત્રો વાળી આ નવલકથા નથી છતાં નવલકથા કરતાં પણ આ પુસ્તક વાંચવામાં રસ પડે છે કારણ કે તેમાં કલ્પિત પાત્રોના કલ્પીત બીભત્સ વૃત્તાંતો નથી, પણ ઉચ્ચજીવન ગાળનારા ધર્મિષ્ટ અને નીતિમાન સેંકડો મહાપુરુષોના અને સ્ત્રીઓના હૃદયગ્રાહી, અનુકરણ કરવા યોગ્ય જીવન-ચરીત્રો છે આ પુસ્તક વાંચનારને નવલકથાઓનો રસ લુખ્ખો લાગશે, જેમ અમૃતનો સ્વાદ જેણે ચાખ્યો હોય તેને બીજું બધું ફીકુ લાગે છે તેમ આ પુસ્તકના ઉચ્ચ રસમય વૃત્તાંતો વાંચતાં બીજાં પુસ્તકો વાંચવાં નહી ગમે, નવરાં બેઠાં આ પુસ્તક જ વાંચવાનુ મન થઇ રહેશે, એક વાર વાંચ્યા પછી ફરી ફરી વાંચવાનુ મન થશે

દરેક ઘરમાં આ પુસ્તક હોવું જ જોઇએ આવુ ઉપયોગી પુસ્તક હજુ સુધી કોઇ પણ ભાષામાં બહાર પડ્યું જ નથી એવુ તમે પણ આ પુસ્તક જોઇ, વાંચ્યા પછી કહી શકશો

આ પુસ્તકના ભાગ ૧૦ અને પ્રકરણ ૯૧ માં આવેલા વિષયો નીચે પ્રમાણે છે

| ભાગ ૧ લો | ભાગ ૨ જો | | |
|---|---|---|---|
| હિંદુધર્મ– | ઇશ્વરના ૨૪ અવતાર | વારાહાવતાર | ગુરુદત્તાત્રયનું, |
| ધર્મનિષ્ઠજીવન | અવતાર રહસ્ય | હિરણ્યાક્ષસંહાર | જીવનચરિત્ર |
| તીર્થયાત્રા | સનકાદિક કુમારો | નારદચરીત્ર | યજ્ઞાવતાર |
| મહાત્માજીનો સમાગમ | હંસાવતાર | નરનારાયણ | પ્રિયવ્રત |
| ધર્મરહસ્ય | સૃષ્ટી ઉત્પત્તિ | સ્વયંભુમનુ–શતરૂપા | આગ્નિધ્રરાજા |
| વેદધર્મ | બ્રહ્માની સૃષ્ટિ | કપીલાવતાર | નાભીરાજા |
| | | કર્દમમુનિ | ઋષભદેવ ચરીત્ર |

વાના ઉમેદવારને ઘણી સુગમ પડે તેવી છે, વળી જુદા જુદા પુસ્તકો વસાવી જુદી જુદી ભાષા શીખવાનો લાંબો પરીશ્રમ કરવા કરતાં જો આ પુસ્તકથી જ શીખવામાં આવે તો ઘણા ટુંકા સમયમાં તેમજ થોડી મહેનતે તે ભાષાઓનું જ્ઞાન થાય એ નીઃસંશય છે વળી એ પણ નીર્વિવાદ છે કે આપે જે જે ભાષાઓની પસંદગી કરી છે તે હાલના સમયાનુસાર ઉપયોગી જ છે વળી આપે અંગ્રેજી, મરાઠી, ગુજરાતી અને હીંદીની રચના ભેગી આપી છે તથા દરેક ભાષા જુદી જુદી શીખવાના મહેનત પણ આપે ટાળી છે ટુંકમાં તે પુસ્તક ઘણું ઉપયોગી હોઈ સાહિત્ય પ્રેમી બન્ધુઓને બીજી ભાષાઓમાં રહેલા સાહિત્ય સ્રોતનું પાન કરવામાં એક સાધન સમાન થઈ પડશે એવી આશા સાથે વિરમું છું.

મુંબઈથી સુંદરદાસ લખે છે કે આપનું માસ્તર ઓફ નોલેજ ઘણી સારા જ્ઞાનની ચોપડીઓનો અર્થ સારે તેમ છે વળી વગર માસ્તરે શીક્ષણ દરેક ભાષાનું લઈ શકાય તેમ પણ છે તે દરેક ઘરમાં સંઘરવાને ભલામણ કરીએ છીએ.

બોટાદથી અબ્દુલરહેમાનખાન બાબી થાપલા એસ્ટેટવાળા લખે છે કે –આપનું માસ્ટર ઓફ નોલેજ નામનું પુસ્તક મેં વાંચ્યું છે, જુદી જુદી ભાષાઓનું જ્ઞાન મેળવવા એ પુસ્તક મદદરૂપ થાય તેમ છે તેની રચના પણ નવા શીખાઉને સહેલી પડે તેવી છે વળી આ પુસ્તકદ્વારા જે લાભ લઈ શકાય તેના મુકાબલામાં તેની કીંમત માત્ર નામની જ કહેવાય.

ભરૂચથી સાકરલાલ માધવલાલ તેરાવાલા લખે છે –માસ્તર ઓફ નોલેજ એ પુસ્તક ખરેખર ભાષાની ઉત્કંઠા ધરાવનાર મનુષ્યોને માટે માર્ગદર્શક ભોમીયા તરીકે અતિ ઉપયોગી છે. આપ અથાગ શ્રમ વેઠી આવા,અમુલ્ય પુસ્તકની બક્ષીસ ગુજરાતને સમર્પણ કરી તે બદલ ખરેખર તમને ધન્યવાદ આપ્યા સિવાય શું કરીએ વધુમાં આપના પુસ્તકનો ફેલાવ સારી રીતે થાય અને તેથી આપની અમૂલ્ય મહેનત સફળ થાય એવું ઇચ્છું છું.

પોરબંદરથી શાહ બાબુલાલ ભગવાનદાસ લખે છે કે. આપનું માસ્તર ઓફ નોલેજ અને ધનવાન એ બે પુસ્તકો વાંચી જોયા તો ઘણો જ આનંદ થાય છે. માસ્તર ઓફ નોલેજમાં દરેક ભાષા શીખી શકાય તેવું છે તથા ધનવાન તે ધનવાન જ છે. જે તેનો ઉપયોગ કરે તે ધનવાન થયા વગર રહે જ નહિ એવી મારી માન્યતા છે. આ પુસ્તકો વાંચતાં તેમાંથી જે લાભ મળે છે તે જોતાં તેની કીંમત કાંઇ વીસાતમાં નથી. આ પુસ્તકો વાંચવા તથા ખરીદવા હું દરેક ભાઇઓને ભલામણ કરું છું તમે દરેક આવા પુસ્તકો લખવા ફતેહમંદ થાઓ એવી મારી પરમેશ્વર પાસે યાચના છે

મુંબાઇથી મામદ ગનમામદ પટેલ લખે છે કે, માસ્તર ઓફ નોલેજ પુસ્તક વાંચી હું ઘણોજ પ્રસન્ન થયો છું તેની કીંમત રૂ ૧૦ થી વધારે રાખી હોત તો પણ ઘણી ઓછી છે.

આ સિવાય અનેક અભિપ્રાયો મળ્યા છે આ પુસ્તક મંગાવી ઉપયોગ કરનારાઓને સંતોષ જ થયો છે આપ જરૂર આ પુસ્તક આજે જ મંગાવવા ખાત્રી કરશો. તે આપને ઘણું જ ઉપયોગી થઇ પડશે. નવી નવી ભાષાઓ સહેલાઇથી શીખી શકશો આ ભાષાઓ શીખવાથી તમારા ધંધામાં તમને ઘણું લાભકારક થશે. માટે આજે જ આ પુસ્તક મંગાવો.

પુસ્તકની કીંમત રૂ ૧૦ છે હાલ મંગાવનારપાસે માત્ર રૂ. ૭ લેવાશે.

વ્યવસ્થાપક—ભાગ્યોદય
ઘીચીરોડ–અમદાવાદ.



# ભાગ્યોદય.

પુસ્તક ૧૨ મું ] માર્ચ સને ૧૯૨૪ [ અંક ૧ લો.


## તત્ત્વાનુભવ કેવી રીતે થાય છે ?

( સાર આ સંસારમાં ન જોયો, એ લય. )

કેમ કરી તત્ત્વમા જવાતું, કો તત્ત્વજ્ઞાનિ !
કહો મને, કેમ કરી તત્ત્વમાં જવાતુ ?
સ્થૂલ, સૂક્ષ્મ, કારણ ભેદીને નિત્ય મહાકારણે શી રીતે રહેવાતું ? કો૦
વૈખરી, મધ્યમા, પશ્યંતી ત્યાગીને, ક્યાથી પરામાં બોલાતુ ? કો૦
ભેદી પુર્યષ્ટક, બ્રહ્માંડપિંડમા, કેવા નેત્રોથી દેખાતુ ? કો૦
ઉત્થાન કુંડલિનીનુ કરી શી રીતે, મૂર્દ્ધાના માર્ગમા ચઢાતુ ? કો૦
સૌષુમ્ણ માર્ગથી પરમ આકાશમા, કહોને શી રીતે ઉડાતુ ? કો૦
કેવી રીતે પંચકોશ પાર જઈને, કોશાતીતે પ્રવેશાતું ? કો૦
કેવા તત્ત્વાભ્યાસે સર્વોશ તત્ત્વમાં, દશ્ય આ અમૂલ શમાવાતુ ? કો૦
નરહરિઉપદિષ્ટ સાધન સાધતા, સન્મય-ચિન્મય થવાતું ? કો૦

ઓ૦ જ૦ દેવી.

## उपनिषधनी ब्रह्म विद्या.

### ઇશાવાસ્ય ઉપનિષદ્

### આત્મ પ્રાપ્તિનુ ફળ.

જે આ વિશ્વમાં જગતરૂપે રહેલું છે તે ઇશ્વર વડે વ્યાપ્ત છે તેના અર્થાત્ જગતમાં રહેલા ત્રણ પ્રકારની એષણાના ત્યાગવડે તું તારા આત્માને બચાવી શકીશ તારે કોઇના પણ દ્રવ્યપર લોભ રાખવો નહિ ૧

આ ભૂલોકમા અગ્નિ હોત્રાદિ શુભ કર્મ કરતા મનુષ્યે સો વર્ષ જીવવાની ઇચ્છા રાખવી. આ રીતે યથોક્ત કર્મ કરવાથી નરરૂપ તારામાં અશુભ કર્મનો સબંધ થશે નહી. અશુભ કર્મનું લેપન નહિ થવામા આ સાધન સિવાય અન્ય કોઇ સાધન નથી ૨

જે મનુષ્યો આત્મામા હનન કરનારા છે, તેઓ આ જગતનો ત્યાગ કર્યા પછી અધતત્વથી અર્થાત આત્મસ્વરૂપના અજ્ઞાનથી આવૃત્ત અસુર લોકને પાત્ર છે. ૩

તે ગમન કરી શકતો નથી તે એક છે, તે મન કરતા પણ વધારે વેગવાન્ છે, દેવો તેને પ્રાપ્ત કરી શકતા નથી તે મન આદિ કરતાં પ્રથમ પ્રાપ્ત થયેલ છે. અત્યત વેગવાળા કાળવાયુ આદિનું પણ આત્મા ઉલ્લંઘન કરે છે, આ આત્મામા માતરિશ્વો ( વાયુઓ ) પ્રાણીનાં કર્મોને ધારણ કરે છે. ૪

તે ગમન કરે છે, તે ગમન કરતો નથી, તે દૂર તેમજ પાસે છે, તે સર્વમાં છે તેમ સર્વની બહાર રહેલ છે ૫

જે વિદ્વાન સર્વ ભૂતોને આત્મામા જુવે છે, અને આત્માને સર્વ ભૂતોમાં જુવે છે, તે કોઇપણ પ્રાણીની નિંદા કરતો નથી ૬

જે સમયે અભેદના જ્ઞાનવાળા પુરૂષને સર્વભુત પોતાના આત્મારૂપ થાય છે, તથા જ્યારે તે આત્માની એકતાનો નિશ્ચય કરે છે ત્યારે તેને શોક કે મોહ રહેતો નથી ૭

તે સર્વ સ્થળે વ્યાપેલો. પ્રકાશમાન, અશરીરી, અવ્રણ સ્નાયુ વગરનો, પવિત્ર અને પાપથી મુક્ત છે, તે સર્વજ્ઞ, મનનો અધિપતિ, સર્વ પ્રાણી માત્રમાં વ્યાપ્ત, અને સ્વયભુ છે તેણે શાશ્વત સવત્સર નામના પ્રજાપતિમાથી યથાર્થ સ્વરૂપે અર્થોની–ચેતન અને અચેતન રૂપ પદાર્થોની અનેકરૂપે કલ્પના કરી. ૮

જે ધનના અભિલાષીઓ, અવિદ્યાને અર્થાત જ્યોતિષ્ટોમાદિ કર્મને કરે છે, તે અધતમને હું તથા આ મારૂ એવા અભિમાનવાળા સસારને પ્રાપ્ત થાય છે વળી જે કર્મ ત્યાગીઓ ,સગુણ બ્રહ્મની દેવતાઓની ઉપાસના કરે છે, તે એથી પણ વધારે દારૂણ તમને અર્થાત સંસારને પામે છે ૯

જે ઋષિઓએ અમને ઉપદેશ કર્યો છે 'તેઓ તરફથી અમે સાભળ્યું છે કે વિદ્યાનુ ફળ જુદુ છે, તથા અવિદ્યાનું ફળ જુદુ છે '૧૦

જે વિદ્યા તથા અવિદ્યા બન્નેને સહ અર્થાત એકજ પુરૂષવડે કરવા યોગ્ય છે, એમ જાણે છે, તે અવિદ્યાવડે મૃત્યુને તરી જઇ વિદ્યાવડે અમૃતપણાને પામે છે ૧૧

જે અજ્ઞો અસમ્ભૂતિની ઉપાસના કરે છે, તે અંધ તમને પ્રવેશ કરે છે, તથા જે સમ્ભૂતિમાં આસક્ત છે, તે એથી વધારે અંધ તમને પ્રાપ્ત થાય છે ૧૨

તેઓ કહે છે કે સંભવની ઉપાસનાનુ ફળ ભિન્ન છે, તથા અસંભવની ઉપાસનાનું ફળ ભિન્ન છે જે ઋષિઓએ અમને ઉપદેશ કર્યો છે તેઓ તરફથી અમે આમ સાંભળ્યુ છે ૧૩

જે સમ્ભૂતિ તથા અસમ્ભૂતિ ( વિનાશ ) બન્નેને સહ અર્થાત મળેલી એકજ પુરૂષ વડે કરવા યોગ્ય જાણે છે, તે વિનાશવડે મૃત્યુને તરી જઇ સમ્ભૂતિવડે અમૃતતત્ત્વને ભોગવે છે ૧૪

હે પૂષન ! સત્ય અર્થાત કોઇ રીતની બાધાથી રહિત એવુ જે આપનુ મુખ, સુવર્ણ સરખા દેદીપ્યમાન પાત્રવડે ઢંકાયલુ છે, તે તેજોમંડળને ખુલ્લુ કરો, કે જેથી આપની ઉપાસનાવડે સત્ય ધર્મવાળા મને આપનાં દર્શન થાય. ૧૫

હે પુષન્ ! આપ એક ઋષિરૂપ, યમરૂપ, અર્થાત ન્યાયના આપનાર સૂર્યરૂપ તથા પ્રજાપતિના પુત્રરૂપ છો આપનાં રશ્મિઓને દૂર કરો, અને આપના તેજને સમુદ્રરૂપ કરો કે જેથી આપના કલ્યાણકારી રૂપનાં હું દર્શન કરી શકું કારણ તે પુરૂષ પરમાત્મા હું પોતે જ છુ. ૧૬

મારો પ્રાણરૂપ વાયુ અમૃતપણાને પામો, ત્યાર પછી આ શરીરને ભસ્મરૂપે કરી નાંખો, ॐ ! હે અગ્નિરૂપ સંકલ્પાત્મક મન ! આપની ઉપાસના કરનાર એવા મારૂં તેમજ મારા વડે કયરાયેના જ્ઞાન કર્મનું તમે સ્મરણ કરો ૧૭

હે અગ્નિ ! અમને સારા માર્ગવડે ઉત્તરાયણ માર્ગવડે ધનને માટે યથોત કર્મના ફળ ભોગવવા માટે લઇ જાઓ. હે દેવ ! સર્વ કાર્યો પાસના આપ જાણો છો, આપ અમારામાંથી કુટિલ પાપનો નાશ કરો, આપને અમો વારવાર નમસ્કાર કરીએ છીએ ૧૮

---

## લઘુ લોકનાથરસ–ત્રિદોષાદિ ઉપર.

શુદ્ધ પારદ, શુદ્ધ ગંધક, એક એક ભાગ, ફુલવેલું ટંકણખાર બે ભાગ, કોડીઓ ચાર ભાગ, શંખનો ભુકો ૮ ભાગ. પ્રથમ પારા ગંધકની ખરલમાં ખરલી કજ્જળી કરી પછી તેને આખી કોડીઓમાં ભરીને પછી લીંબુના રસમાં ટંકણખાર વાટી તેનાથી કોડીના મુખ છાંદવાં અને પછી તેને એક સરાવ સંપુટ કે નાના લોટકામાં અર્ધું શંખનો ભુકો ભરી તે ઉપર દવા ભરેલી કોડીઓ મુકી તે ઉપર બાકીનો અર્ધું શંખનો ભુકો દાબીને સરાવસંપુટ કરી તેને કપડમટ કરી સુકવીને પછી તેને છાણાના, નાના આડ વચ્ચે મુકી પકવી ભસ્મ બનાવવી. સ્વાંગશીત થયે તેને સંપુટમાથી શંખને કોડીની ભસ્મ કાઢી ખરલી ૧ બાટલીમા ભરી લેવી. તે ભસ્મ એજ લઘુ લોકનાથ રસ તે ૨ થી ૪ વાલ, ઘી સાકર મેળવેલ દહીં વાટકામાં મેળવીને સવાર સાંજ પાવાથી ત્રિદોષ, તાવનો કફનો મુંઝારો ( ન્યુમોનીયા તાવ ) અજીરો, સંગ્રહણી, સોજા, શીતપિત્ત, યકૃત, બરલ કમળો અને ત્વચારોગ એ જલદી ને જડમૂળથી મટે છે

પથ્ય—ભોજન દહીં ભાત કે દુધ ભાત, ખીર અથવા ઘી ખીચડી આ લોકનાથના સેવનથી દમ તથા કફ અને સોજા પણ મટે છે

અનુપાન પ્રમાણે બીજા રાગો—ઝુના ઝાડા વિગેરેમાં પણ યોજાય છે આ દવા સાથે અનુપાનમાં વાલ ત્રિફળા કે ગરમ ચામ સુંઠ કે મરી દહીં સાથ અપાય છે

---

# एकला उभा रहेता शीखो.

( લેખક —મણિલાલ ન. દોશી B. A. )

---

કોઇની પણ સલાહ નહિ માનનારો અડગ ઇચ્છાશક્તિવાળો મનુષ્ય જ્યારે પોતાનુ જીવન બદલવા માગે છે, અને કોઇ પણ મહાત્માનો શિષ્ય થવા ઇચ્છે છે, ત્યારે ઘણોજ મીલનસાર અને નમ્ર બનતો લાગે છે જ્યાં સુધી તે અંદરનો અવાજ સાંભળે નહિ, મુમુક્ષુના માર્ગે ચાલે નહિ, જ્યાં સુધી માહાત્માનો કોઇ આગળ વધેલો શિષ્ય તેને મળે નહિ અથવા તે જાતે મહાત્માનો અવાજ સાંભળે નહિ, ત્યાં સુધી આવો ફેરફાર થવો અસંભવિત છે હવે તે પોતાની ઇચ્છાશક્તિને અંતર્મુખ વાળે છે, ઉચ્ચ બાબતો ભણી દોરે છે, અને પોતાનું વિકારમય જીવન બદલીને પવિત્ર જીવન બનાવવા લાગે છે તેના હૃદયમા હવે એકજ ઇચ્છા રહે છે તે પોતાનુ જેવડે સર્વ જીવો સાથે ઐક્ય અનુભવાય એવુ બુદ્ધિ તત્ત્વ ખીલવવા મથે છે, અને આ ભવ અટવી કે સંસારસમુદ્રની પેલીપાર જવાનો જેમણે માર્ગ બતાવ્યો છે, તેમને પગલે ચાલવાની પ્રબળ ,ભાવના તેના હૃદયમાં રમી રહે છે કાર્ય ગમે તેટલું કઠણ હોય, અને માર્ગ ગમે તેવો અંધકારમય હોય, છતા તેની એક પ્રબળ ઉત્કંઠા તે મહાત્માઓ જેવા થવાનીજ રહે છે આથીજ તે નમ્ર બને છે, અને જેમને તે પોતાના ગુરૂઓ અને આધ્યાત્મિક નેતાઓ તરીકે માને છે,'તેમના જીવનનુ રહસ્ય સમજવા તે પ્રયત્ન કરે છે

એકવાર ગુરૂદેવનો પ્રકાશ જોયા પછી, અને શાંતિમાં તેમનો સાક્ષાત્કાર કર્યો પછી તે કદાપિ માર્ગપરથી પાછો ફરતો નથી. પણ જ્યાં સુધી કામ મન–હલકી વાસનાઓ નાશ ન પામે ત્યાં સુધી તેને આવુ દર્શન થઇ શકેજ નહિ શિષ્ય પોતાની પ્રથમની હલકી ભાવનાઓથી મુક્ત થાય, તે પહેલા જગતની વસ્તુઓ તેને મન બીનમહત્ત્વની લાગવી જોઇએ, તેની બધી ઐહિક ઇચ્છાઓ નાશ પામવી જોઇએ, અને કીર્તિની લાલસા તેના-માંથી સર્વથા નાબુદ થવી જોઇએ. અને જ્યારે બુદ્ધિતત્ત્વ ઉચ્ચ મનની મદદે આવે છે, અને તે ઉચ્ચ મનને કામ મનથી છુટું કરે છે, ત્યારેજ આવો મોટો ફેરફાર મનુષ્યના જીવનમા થઇ શકે. ઉચ્ચ મન આત્મરાજાના દ્વાર આગળ બેસી પ્રાર્થના કર્યાજ કરે, પણ જ્યારે બુદ્ધિતત્ત્વ રાજાની પાસે જઇને એમ કહે કે આ ઉચ્ચમન કામ મન સાથેનો બધો સંબંધ તોડી નાખવા તત્પર છે, ત્યારે તે રાજા આત્મા તે ઉચ્ચમનનો સ્વીકાર કરે છે, અને તે મનુષ્ય ઉચ્ચ પગથું ભરવાને લાયક બને છે પણ આ બધાને વાસ્તે કામમનનો વાસનાઓ સાથે જોડાયેલા મનનો 'સર્વથા ત્યાગ કરવો જોઇએ

જ્યારે રાજા પ્રસન્ન થાય છે, ત્યારે રાજાની પ્રીતિ સંપાદન કરનાર મનુષ્યનું ગૌરવ તે રાજાના રાજ્યમા ઘણું વધી જાય છે પણ 'શિષ્ય અને આધ્યાત્મિક રાજાનો સંબંધ જુદાજ "પ્રકારનો છે શિષ્યતો કાંટાને માર્ગે ચાલે છે તેને લોકોના ટોળાં વચ્ચે ઘોડા ઉપર બેસાડી પુર ઠાઠમાઠથી લઇ જવામાં આવતો નથી તેને ઘણીવારતો એક નગ્ન ગધેડાપર

સ્વારી કરવાની હોય છે, તે અધેકુ પણ ધીમે ધીમે ચાલે છે, અને તે શિષ્યને ધીરજનો ઉમદા પાઠ શીખવે છે

જેને પૃથ્વીનો રાજા માન આપે છે, તેને લોકો પણ આનંદ અને હર્ષના પોકારથી વધાવે છે, પણ આધ્યાત્મિક રાજાની પ્રીતિ પ્રાપ્ત કરનાર શિષ્યને એકલા મુસાફરી કરવાની હોય છે જનસમુદાય વિશાળ અને સ્હેલા માર્ગે ચાલી રહ્યો છે, તે આ શિષ્યના સાંકડા અને ઉભા માર્ગને સમજી શકતો નથી. તેથી શિષ્યને જનસમુદાય પાસેથી ભાગ્યેજ કોઇ સહાય મળે છે, તે તો આધ્યાત્મિક રાજાએ બતાવેલા સાંકડા અને સીધા માર્ગપર ચાલે છે અને લોકોની પ્રશંસા કરતાં ઉપહાસ્યને વધારે પાત્ર થાય છે, કારણ કે લોકો પોતાનાથી જુદી રીતે ચાલતા મનુષ્ય તરફ અપ્રીતિની નજરથી જુએ છે, અને તેના ત્યાગ તથા સ્વાર્થ ભોગના વિચારોને હસી કાઢે છે

આ લોકોના તિરસ્કાર અથવા હાસીનો જવાબ આપવાથી શિષ્યને જરાપણ લાભ નથી, અને જે લોકોનાં હૃદયો પાર્થિવ વસ્તુઓપર લાગેલા છે. તેવા જોડે દલીલો કરવાથી પણ તેને કાંઇ મળવાનું નથી. શૂદ્રનો ધર્મ કામ-ઇચ્છાઓની તૃપ્તિનો છે, અને વૈશ્યનો ધર્મ અર્થ-ધનની પ્રાપ્તિનો છે હવે શિષ્ય આ કામ અને અર્થનો ત્યાગ કરવા તત્પર થયો છે, માટે શિષ્યનો ધર્મ તે વૈશ્ય અને શૂદ્રનો ધર્મ હોઇ શકે નહિ માટે જે મનુષ્યો પોતાને માર્ગે ચાલતા ન હોય તેમની સાથે દલીલમાં ઉતરવા શિષ્ય બીલકુલ ના પાડે છે. શિષ્ય કહે છે કે "મારો માર્ગ આ છે પણ હું મારા વિચારો બીજાને પરાણે મનાવવા માગતો નથી જ્યાં સુધી કોઇ જીવ વૈશ્ય અને શૂદ્રના ધર્મ ઓળગીને આ માર્ગે ચાલવાની ઇચ્છા ન બતાવે, ત્યાં સુધી હું આ કઠણ માર્ગ વિષે તેને કાંઇ પણ કહીશ નહિ"

એકવાર પ્રકાશ તરફ જવાનો નિશ્ચય કર્યા પછી તે પોતાને માટે નક્કી કરેલા માર્ગથી કદાપિ વિમુખ થતો નથી વૈશ્યો અને શૂદ્રો તેના તરફ ગમે તેવી માયાળુ વૃત્તિ રાખતા હોય, છતાં તેને પોતાની ભૂમિકાપર જ રાખવું ઇચ્છતા વૈશ્યો અને શૂદ્રોની આજીજીને લીધે તેણે પોતાના નિશ્ચયથી ડગી જવું નહિ. આ સ્થળે જ શિષ્યને ખરા કસોટીનો પ્રસંગ આવે છે તે પોતે નમ્ર અને મીલનસાર હોય, પણ આ બાબતમાં તેણે ખડક જેવા અડગ રહેવાનું છે, આ તેનો સખ્ત અને સાંકડો માર્ગ તજી દેવાની ભલામણો તેને ઘણા તરફથી કરવામાં આવે છે, અને આ ભલામણ તેના મિત્રો અને સ્વજનો તરફથી કરવામાં આવે છે, ત્યારે અંદર પ્રબળ યુદ્ધ થાય છે તેને કહેવામાં આવે છે અમુક કામ તો તારૂં કર્તવ્ય છે. અને લાંબા વખતથી તે માયામાં રમેલો હોવાથી આ કર્તવ્યની જાળમાંથી તે છૂટો થઇ શકતો નથી, અને જ્યારે તેને એમ લાગતું હોય છે કે તે કર્તવ્ય બજાવે છે, ત્યારે ખરી રીતે તે પોતાના હુંપણાને સંતોષતો હોય છે અથવા તો અડચણો અને દુઃખોથી છુટવાને તે કર્તવ્ય કરતો હોય છે તે પોતાના સ્વજનોને ખુશ રાખવાને અમુક કામ કરે છે, એમ જણાવે છે, પણ વસ્તુતઃ તે પોતાનો માર્ગ સરલ કરતો હોયછે, અને પોતાની અંગત ઇચ્છાઓની તૃપ્તિ કરતો હોય છે આવો મનુષ્ય અધ્યાત્મનો ખરો માર્ગ જાણતો નથી, અને તેવા મનુષ્ય સાથે દલીલ કરવી એ નકામી છે જ્યાં સુધી તેની આશાઓ નિષ્ફળ ન જાય, અને વધારે ઉચ્ચ પાઠ શીખવાને તે તૈયાર ન બને, ત્યાં સુધી તેના કામમાં માથું મારવાથી તેને કે આપણને કોઇને પણ લાભ નથી.

જે લોકો વગર સમજ્યે તેને પાછળ રાખવા પ્રયત્ન કરે છે, તેમની સલાહને તેણે જતી કરવી જોઇએ, અને જે આધ્યાત્મિક નેતાને તેણે પસંદ કર્યા છે, તેમને અનુસરવાને પોતાની બધી ઇચ્છાશક્તિ વાપરવી જોઇએ વળી તેણે જાણવું જોઇએ કે ખરી સલાહ આપનાર તો એક તેના આધ્યાત્મિક ગુરૂજ છે

આવું જીવન ગાળનાર શિષ્યને જોઇ લોકો ઘણીવાર ભડકે છે, તેના મિત્રો પણ તેને સમજી શકતા નથી, અને તેના કાર્યો તથા આશયોની નિંદા કરે છે, તેના મિત્રોને એમ લાગે છે કે એક વખતનો હઠીલો અને જુસ્સાવાળો મનુષ્ય પોતાના દુર્ગુણો તજવા બેઠો છે, તે પોતાનો સ્વભાવ બદલવા લાગ્યો છે, પણ આ બનાવનું શું પરિણામ આવશે તે તેઓ જાણતા નથી, તેથી તેમને તેના ભવિષ્ય વિષે ઘણો ભય લાગે છે તેઓ તેના આ બાહ્ય ફેરફારના કારણો સમજી શકતા નથી તેમનો આગ્રહી અને સમર્થ મિત્ર શાંત મીલનસાર અને બાળક જેવો નિર્દોષ બનતો જાય છે, તે તેમના કલ્પામાં આવતું નથી જ્યાં સુધી તેના મિત્રો આ તેણે પસંદ કરેલ માર્ગે ચાલે નહિ, ત્યાં સુધી તેઓ સમજી શકશે નહિ કે તેની ઇચ્છાશક્તિ પ્રથમના કરતાં પણ વધારે પ્રબળ છે, અને તે બ્હારના ભપકા સિવાય અથવા હથોડાના ખખડાટ વિના પણ અંદરથી પોતાનું દેવ્ય મંદિર ઉચ્ચ પ્રકારનું બાંધતો જાય છે.

આ માર્ગપર શિષ્ય ઘણાં કડવા પાઠ શીખ્યો છે અને તે ઉચ્ચ અને આધ્યાત્મિક તત્ત્વો તથા સત્યો ઝીલવાને પોતાના હૃદયનાં દ્વાર સદા સર્વદા ખુલ્લાં રાખે છે, પણ અશુભ તત્ત્વો સામે તે વીરતાથી તે દ્વાર બંધ રાખે છે તેણે પોતાનું જીવન સેવા માટે અર્પણ કર્યું છે, પોતે વધારે સારી રીતે સેવા કરી શકે, તે માટે વિકાસ ક્રમના નિયમો પ્રમાણે પોતાનું જીવન ગાળવાની તેણે પ્રતિજ્ઞા લીધી છે; આ કામ સ્વાર્થ માટે નહી, પણ નિ-સ્વાર્થ હેતુથી તે કરી રહ્યો છે, કારણ કે પોતાના દ્વારા આધ્યાત્મિક જળ જગતના લોકો ભણી વહે; તેવી પ્રણાલિકા થવા માટે જ તે પોતાને તૈયાર અને પૂર્ણ બનાવવાને નિશ્ચય બાંધી બેઠો છે. આ હેતુથી તે ગુરૂદેવને પોતાનું સર્વસ્વ—પોતાની જાતને—અર્પણ કરે છે

આવા શિષ્યનો કોઇ મિત્ર તેના પર દયા લાવી તેને મદદ કરવાની વૃત્તિ જણાવે છે કે: "એકદમ કોઇ પગલું ભરતા ના, આવેશમાં ખેંચાઇ જતા ના," વળી જો તે મિત્ર કામ મનને આધીન હોય તો એમ પણ જણાવે કે 'આ માર્ગ પર આવતી અગવડોથી ચેતતા રહો, આ જગતમાં તમારૂં સ્થાન ખોઇ ન બેસાય તેની દરકાર રાખો" પણ આવી મુર્ખતાભરી વાતોની શિષ્ય ક્યાં દરકાર રાખે છે? શિષ્ય તો આવા વચનોની ખરી કિંમત સમજે છે, પણ કેટલીક વાર તેનો નાશ પામતો હલકો સ્વભાવ અંદરનો પ્રકાશ સહન કરી શકતો નથી, અને ઘાડી ઝાડીમાં—જ્યાં પ્રકાશ ન આવે ત્યાં—નસી જવા માગે છે પણ શિષ્ય—અજવેત જેવા દૃઢ મનનો શિષ્ય—જણાવે છે કે "આ શરીર અત્યાર સુધી મારો શેઠ હતું, પણ હવે સમય આવ્યો છે, અને હું તેને સર્વથા વશ કરવાને પ્રયત્ન કરીશ"

દરેક વસ્તુની કીંમત છે તેમ આ માર્ગની પણ કિંમત છે, અને તે કિંમત આપ્યા સિવાય આ માર્ગ પર ચાલી શકાય તેમ નથી. આ માર્ગે ચાલનાર એક મહાન આત્મા મેડમ બ્લવેટસ્કીએ જણાવ્યું હતું કે "જ્યાં સુધી મનુષ્ય હૃદય, આત્મા અને શરીર આ કામમાં અર્પણ કરે નહિ, ત્યાં સુધી આ માર્ગ પર લાભ મેળવી શકે નહિ"

વળી આ માર્ગપર ચાલનારા શિષ્યોએ જાણવું જોઇએ કે આ સ્થૂલ શરીરને વશ કરવુ એ કામ આપણે ધારીએ તેટલુ સહેલુ નથી મોટામા મોટા મહાત્માને પણ જો નાના બાળક શરીરમાં મુકવામા આવે, તો તેમને પણ તે વશ કરવાને પ્રયત્ન કરવો પડે છે, અને તે શરીરને વશ કરવાનુ કામ તેમને પણ કઠણ લાગે છે

જો કોઇ મહાત્માને-આ શરીરને સંયમ લાવવાનુ કામ કઠણ લાગે તો પછી સામાન્ય શિષ્ય વિષે શુ કહેવુ ? તે શિષ્યને ઘણી અડચણો નડે છે જ્યાં સુધી મનુષ્યે અનુભવ ન કર્યો હોય ત્યાં સુધી આ સ્થુલ શરીરને વશ કરવામા કેવી અસાધારણ અડચણો નડે છે, અને કેવા વિચિત્ર અનુભવોમા પસાર થવુ પડે છે, તેનો ખ્યાલ તેને આવી શકે નહિ. પણ એ શિષ્ય શરીરમાંથી ગમે તેવો મળિ જણાય, છતાં જો તેણે આગળ વધવું જ હોય તો આ અડચણો ઓળગવીજ જોઇએ

આ શરીરમાંજ બધી કસોટીઓ થાય છે, બધા અનુભવો મળે છે અને વિકારોની શુદ્ધિ થાય છે, માટે આ શરીરની આત્માને ઘણીજ જરૂર છે

આ બધાં શિક્ષણો શિષ્ય જાણે છે પણ, તેના મિત્રો તેથી અજાણ હોય છે, જ્યારે મનુષ્ય આ આધ્યાત્મિક જીવન ગાળે છે, ત્યારે કેટલીકવાર શરીરપર એટલો બધો બોજો પડે છે, કે તે શરીર ઘણીવાર નરમ પડી જાય છે, તે વખતે તેના મિત્રો તેના પર દયા લાવી કહેવા લાગે છે કે " તમે કેવા માંદા દેખાઓ છો ! તમે કેવા પાતળા પડી ગયા છો ! "

શિષ્ય લોકોને ખુલાસો આપવાથી કંટાળેલો હોય છે કારણ કે એક ખુલાસો આપતાં બીજા ખુલાસાઓ આપવાની જરૂર પડે છે, તેથી તે મૌન ધારણ કરે છે પણ પોતે તો અંદરથી દરેક વસ્તુનો વિચાર કરે છે. તેણે મૌન રહેવાની કળા ખીલવવી જોઇએ અને તે મૌન પણ સારી રીતે રાખતા આવડવુ જોઇએ કે જેથી સામો મનુષ્ય તે મૌનનો ઉંધો અર્થ કરવાને દોરાય નહિ, શિષ્ય પોતાને નિયત કરેલે માર્ગે ચાલ્યો જાય છે, તે જાણે છે કે તેણે ખાડો ઓળગ્યો છે, હવે તેનાથી પાછા ફરી શકાય નહિ. પાછા ફરવામાં રહેલો ભય તે જાણે છે, તેથી પાછા ફરવાનો તો તે વિચાર જ કરતો નથી. તેણે હવે તો પ્રેમથી કે ભયથી આ માર્ગે ચાલવુ જ, જોઇએ તે આગળ વધી વિજય મેળવવા માગે છે તે જરાપણ ભય પામતો નથી, કારણકે તે જાણે છે કે છેવટ તેણે પ્રકૃતિ ઉપર આત્મા જય મેળવશેજ કચરા સાથે મળેલા સુવર્ણને શુદ્ધ કરવાને ભઠ્ઠીમા નાખવાની જરૂર છે તેમ શુભ વિચારો અને વિકારોને ભઠ્ઠીમાં નાંખ્યા સિવાય છુટકો નથી વહેલા કે મોડા તે કાર્ય કરવાનુજ છે, તો પછી અત્યારથી તે ક્રિયા કેમ ન કરવી ? તેના પર અંદરનો પ્રકાશ પડ્યો છે, તેથી પોતાની અંદર કચરો ક્યા છે, તે તે જાણે છે તેના મિત્રો અને સ્નેહીઓ જેમનો આશય સારો છે, પણ તેઓને આ બાબતનુ જ્ઞાન નથી, તેમની વચમાં જો તે અડગ અને સ્થિર ઉભો રહી શકે, તો સૌ સારા વાના થશે, અને તે હવે નવો જન્મ લેવાને-દ્વિજ થવાને-યોગ્ય બનશે, તે હવે છેવટનો પ્રયત્ન કરી શકશે કે જે પ્રયત્નથી મંદિરના દ્વાર તેના વાસ્તે ખુલ્લા થઇ જશે

શિષ્યે પોતાનુ જીવન કદાપિ જગતના જીવો જોડે સરખાવવું નહિ, પણ જેઓ તેના કરતા આત્મમાર્ગમા આગળ વધ્યા છે જેઓએ કિંમત આપી છે, અને મંદિરમાં

પ્રવેશ કર્યો છે, તેમનો તેણે વિચાર કરવો જોઇએ તેણે કદાપિ એમ ન કહેવું કે આ માગ બન્ધુઓ અસત્યતામાં કેમ પડી રહ્યા છે ?" પણ તેણે તો પોતાના મન સાથે એમ વિચારવું કે "મને માર્ગ બતાવનાર ગુરૂઓ જેવો હું પૂર્ણ કેમ થઇ શકતો નથી !"

શિષ્યે પાછા ફરીને જોવું નહિ, તેમજ મિત્ર કે શત્રુ કોઇના પણ વચનથી દોરાઇ જવું નહિ તેના સ્વજનો તથા મિત્રોના આશય ઉમદા અને મદદ કરનારા હોય, પણ તેઓ તેને ખરી મદદ આપી શકે નહિ કારણ કે તેના ગુરુજ તેની સત્ય હકીકત જાણે છે તેણે થોડો સમય તેના મિત્રો તથા સ્વજનોથી અલગ રહેતાં શીખવું જોઇએ આ કામ તેણે સ્વાર્થને ખાતર પણ તે મિત્રો તથા સ્વજનોના કલ્યાણ અર્થે કરવાનું છે આથી તેને ગભરાવાનું નથી આ વિશ્વમાં ખરો વયોગ છે જ નહિ, સર્વમા એક જ પ્રભુ રહ્યો છે તે સિવાયનો બીજો કોઇ સબંધ આપણે બીજા સાથે છે જ નહિ એક્તા એટલે નીચલાં જીવનો પર મળધર્મા આવવું એવો અર્થ કરવાનો નથી, પણ મનુષ્ય આ એક્તાનો પાઠ જ્યાં સુધી શીખ્યો ન હોય, ત્યાં સુધી તે મહાત્માના ભ્રાતૃમડળનો સભાસદ થઇ શકે નહિ, અથવા તો તે ભ્રાતૃમડળમાં દાખલ થવા ઇચ્છતા શિષ્યના જીવનને સમજી શકે નહિ

મારેજ શિષ્ય પોતાને વાસ્તે નિયમો રચે છે, અને તે નિયમો પ્રમાણે પોતાનુ જીવન ગાળે છે મનુષ્યના સામાન્ય નિયમોથી તેના જીવનની પરીક્ષા થઇ શકે નહિ. તેણે કેવા પ્રકારનુ જીવન ગાળવુ, તે સબંધમાં તેના સહાધ્યાયી શિષ્યો પણ નિયમો બાંધી શકે નહિ. કારણ કે પોતાના ધોરણથી માપવા માંડે તો તેના સહાધ્યાયીઓ પણ તેને સમજી શકશે નહિ આ જગતમાંના તેના ઉપરીઓ પણ તેના કામને સમજી શકે નહિ. કારણ કે અમુક કામ કરવાનો તેનો આશય શો છે, તે જ્યાં સુધી સમજાય નહિ ત્યાં સુધી તેના કામને કોઇ ન્યાય આપી શકે નહિ.

આવા બધા કસોટીના પ્રસંગોમાં શિષ્ય શાંત રહે છે તેણે કેવા પ્રકારનુ જીવન ગાળવુ, તે તે સમજે છે, દુનિયાના મોટા પુરુષો તેને દોરનાર અને તેને માર્ગ બતાવનાર એક પરમ મિત્ર સિવાય શિષ્યે એકલા ઉભા રહેતાં શીખવું જોઇએ, જો શિષ્યના જીવન પથમાં તેજ માર્ગે ચાલનારો બીજો કોઇ શિષ્ય મળી જાય, અને બન્ને વચ્ચે અપૂર્વ સબંધ બધાય તો તેના જેવુ ધન્યભાગ્ય બીજુ કોઇ હોઇ શકે નહિ તેઓ એક બીજાનો બોજો સહન કરવામાં ભાગ લે છે, અને પૂર્ણ આનંદથી તેઓ શુદ્ધિને માર્ગે—એકયદ્વારા નિર્વાણના દ્વાર આગળ આવી પહોંચે છે

---

## સ્ત્રીહિતશિક્ષક
અને
ચન્દ્રકાન્તાની આત્મકથા.

ॐ तत्सद् ब्रह्मणे नमः




[ લેખક—રા. લાવજી વિશ્વેશ્વર જાની ]

[ અનુસંધાન પૃષ્ઠ ૩૭૬ થી ]

---

चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ ३४ ॥

"કેમકે હે કૃષ્ણ મન ચચળ છે, જુસ્માવાળુ છે, જોરાવર છે, અને વાળવુ ઘણું કઠીન છે, વાયુને રોકી રાખવો એ જેવું અઘરૂં છે તેવુજ મનને રોકી રાખવુ અઘરૂ છે.

મત્ત માતગ જેવા આ મનને વશ રાખવા માટે સાકળની જરૂર છે અને તે પણ શ્રીપ્રભુએ અર્જુનને ભગવદ્ગીતાના ઉપદેશમા બતાવી છે.

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ ३५ ॥

હે મોટા હાથવાળા અર્જુન ! મન બેશક ચચળ અને નહી રોકી શકાય એવુ છે, પણ હે કુંતિપુત્ર ! હમેશ અભ્યાસથી એટલે મહાવરાથી અને વૈરાગ્યથી ( એટલે માયા મુકી દેવાથી ) તે, એટલે મન રોકી શકાય છે

આ પ્રમાણે રોજના અભ્યાસ તથા વૈરાગ્યવૃત્તિરૂપ સાકળથી મનરૂપી હાથીને બાંધી શકાશે

### (ઘ) ધારણાનુ સ્થુળ અને સુક્ષ્મ સ્વરૂપ

હવે મન સ્થિર થયુ તો તેને ધારણા કે ધ્યાનનો કંઇ વિષય આપવો જોઇએ ધારણાના બે ભેદ છે એક સ્થૂળ અને બીજો સૂક્ષ્મ પૂજા સેવા પાઠ વગેરે દ્વારા પરમાત્માના સ્થૂળ શરીરમાં એટલે હિરણ્યગર્ભના સૂર્ય, ચંદ્ર, જળ, અગ્નિ, આદિક અંગમાં અને શાલિગ્રામ શિલામાં અથવા માટી, કાષ્ટ કે પાષાણની મુર્તીરૂપ સ્થુળ પદાર્થમાં વૃત્તિરૂપ દોરીથી મનને બાંધવુ, તેનું નામ સ્થુળ ધારણા છે અને નિર્વિકલ્પ, નિરાકાર ચિદાનંદ બ્રહ્મમા, તેના ગુણમા મનને લગાડવુ તેને સૂક્ષ્મ ધારણા કહે છે આ પૈકી બીજી રીત દુર્ગમ હોવાથી સ્થુળ ધારણાદ્વારા માનિકજનો પ્રભુ મુર્તીની પૂજા કરી કૃતકૃત્ય થાયછે,

૨

પૃથ્વી, જળ, તેજ, વાયુ, અને આકાશ આ પંચભુતનું વિશ્વ બનેલું છે અને આખુ ભુમંડળ આ પાંચ પૈકી દરેકાઇ એક અથવા વધારે તત્ત્વની મુર્તીરૂપ છે જેટલું બધું રૂપ છે, તેમાં રૂપરંગ ગુણાદી છે અને તે તેને સરજનારા વિશ્વ પિતાના રૂપરંગ અને ગુણના પ્રતીબીંબ રૂપ છે—તેની સ્થુળ મુર્તી રૂપ છે સમસ્ત ભુમંડળ પણ એ અકલ્પ્ય, અગમ્ય અને અચીંત્ય પરમેશ્વરની દીવ્ય અને અલૌકીક શક્તીદર્શક એક મહાન્ પ્રતીમા છે. અખીલ વિશ્વમાં પ્રતિમા વીના બીજો કાંઇ દૃષ્ય નથી. પંચમહાભુતનું વિશ્વ બનેલું છે તેથી એ પાંચ પદાર્થોમાં પંચ દેવોપાસનાદ્વારા ભાગ્યવંત સાધક પોતાની ધારણાની સિદ્ધિ કરે છે પરમાત્માના વિરાટ સ્વરૂપમાં આ પાંચ તત્ત્વો નિવાસ કરે છે તેથી પાષાણુ ધાતુ, માટી, કે કાષ્ટની મુર્તિવાળા સર્વાંગ સુંદર ભગવાનની ધારણા કરી આસ્તિક મનુષ્યો આનંદમગ્ન બને છે અને એજ માર્ગે આગળ જતાં તેને ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે

## ૩૪ પ્રભુ મુર્તિનું ધ્યાન કેવી રીતે કરવું

ધ્યાનના આરંભમાં ચીતમાં પ્રભુ મુર્તિનું દર્શન થતાં જ અનુક્રમે તે મુર્તિ ઉપરનાં વસ્ત્રો અલંકારો, આયુધો (શંખ, ચક્ર, ત્રિશુલ ખડગ ઇત્યાદિ) તેજોમય નેત્ર ભમર, મુખાકૃતિ વગેરે ઉપર ક્રમશ આંતર્દષ્ટિ ફેરવવી આ બધુ દષ્ટિથી જોઇ શકાશે નહી માટે ધારણા કરવાની રીતમાં જણાવ્યા પ્રમાણે મન વશ કરી ધ્યાન કરતાં જેમ અભ્યાસ વધતો જશે તેમ મહેવાધથી પોતાના દેવની મુર્તિ હ્રદયમાં આવી હાજર થશે જેમ પતિવ્રતા નારી પતિનું એક ચીત્તથી ધ્યાન કરે છે, જેમ ચાતક સ્વાતી નક્ષત્રના જલબીંદુનુ ધ્યાન કરે છે, નીર્જન અરણ્યમાં સૂર્યના તાપથી બળતો તૃષાત મનુષ્ય જેમ જળનુ ધ્યાન કરે છે બારે મેઘમાં પલળેલો ટાઢે ધ્રુજતો જેમ અગ્નિનુ ધ્યાન કરે છે, જેમ ક્ષુધાર્ત પ્રાણી ભોજનનું ધ્યાન કરે છે તેવી રીતે ઇશ્વરમાં પ્રિતિવાળો સાધક ભક્ત તદાકાર વૃત્તિથી પોતાના ઇષ્ટદેવની મુર્તિનું ધ્યાન કરતાં કરતાં ભગવદ્ સ્વરૂપના સાક્ષાત્કાર રૂપ અલભ્ય લાભને સંપાદન કરે છે પછી હાથ જોડી નમ્રતાપૂર્વક તે દિવ્ય દેવનુ સ્વરૂપ અવલોકતાં દીનતાથી પ્રાર્થના કરવી

## ૩૫ જડમાં ચૈતન્યના પ્રભાવનો સંભવ

કોઇ કહે કે મુર્તિ જડ વસ્તુ છે તેમાં ચૈતન્યનો પ્રભાવ ક્યાંથી ? તેનો ઉત્તર એ છે કે જેમ કાષ્ટમાં અગ્નિ રહેલો છે, જેમ પુષ્પમાં ગંધ રહેલી છે, જેમ ગોળીમાં માખણ અદશ્ય છે, તેવી રીતે પૃથ્વી, જલ, તેજ વાયુ આકાશ વગેરેમાં, અને આપણા પોતાના શરીરમાં પણ સર્વ વ્યાપ્ત ભગવાન ગુપ્ત સ્વરૂપે સ્થિતિ કરી રહ્યો છે

न तदस्ति विना यत्स्यात् मयाभूतं चराचरम्

જગો જુમા ભગવાન ( ૨ ) શોધો ફુલ.
રહે જલમાંહી, વસે સ્થળમાંહી રે,
પર્વત મસ્તક પર મળશે, એનો એ ભગવાન શોધો૦
દર્પાદિક માંહી, નહિ ખાલી ક્યાંહી રે,
સિંધુતલ માહે વસિયો, એનો એનો એ ભગવાન, શોધો૦
વસે વાયુમાંહી, રહ્યો નભમાંહી રે,
અગ્નિ જ્વાળામાં છે, એનો એ ભગવાન શોધો૦
હૃદય ઉઘાડી, જુઓ આંખ ફાડી રે,
પ્રહ્લાદે પોતે નિરખ્યો અગ્નિમા ભગવાન, શોધો૦
વસે બીજ માહે, વસે પુષ્પમાંહે રે,
તૃણમધ્યે વળી એ રે' તો, શિવરૂપે ભગવાન. શોધો૦
વસે માટી માહે વસે કાષ્ટમાંહે રે,
ભસ્મે ભયહારી ભાગ્યો, ભજહારી ભગવાન, શોધો૦
વને પ્રાણી માંહી, વસે દેહમાંહી રે,
બની મિત્ર પરસ્પર રે'વુ, સતોનુ એ નિશાન. શોધો૦
બધામાં વસે છે, હરી શાવરૂપે રે,
વળી માનવ અંતર વસીયો, હસીયો શ્રી ભગવાન. શોધો૦

પ્રહ્લાદે અગ્નિથી તપ્ત થયેલા લોહસ્તભમાં શુ ઇશ્વર નહોતો જોયો ? મિરાંએ વિષના પ્યાલામાં શુ પ્રભુને નહોતો નીહાળ્યો ? ધર્મ માટે મહાત્મા સુધન્વા, અબરીષ હ્યુથર વગેરેએ અગ્નિધારમાં અથવા શહીની અણીમાં શુ ઇશ્વર કે ખુદાને નહોતો ભાળ્યો ? પ્રભુમાં પ્રીતિવાળા સુધન્વાએ તેલની કડાઈમાં પોતાના સરક્ષણને જોયો નહોતો ? એ બધા મહાત્માઓએ આ બ્રહ્મ સ્તબપર્યંન્તમ્ તૃણથી આરભી બ્રહ્મલોક પર્યંત ઇશ્વરને વ્યાપેલો જોયો હતો, આવી રીતે સાધકની સાધનાની સિદ્ધિ ઇશ્વરના સાકાર વા નિરાકાર હરકોઇ એક રૂપમાં શ્રદ્ધાયુક્ત પવિત્ર પ્રયત્ન ઉપર આધાર રાખે છે.

[૩૬] વિષ્ણુમય જગત્ ક્યારે ભાસે છે ? આ બાબતનું દૃષ્ટાંત

જ્યારે ઇશ્વરની કે ઇશ્વરાવતાર ભગવાન્ રામચંદ્ર, શ્રીકૃષ્ણ, વામન કે તેવા બીજા અવતારોની સ્થૂલ મૂર્તિમાં મન તદાકાર થાય છે, ત્યારે સમસ્ત સૃષ્ટિ તેજરૂપમય ભાસે છે ખાતાં, પીતાં, સૂતાં, ફરતાં અને સ્વપ્નમાં પણ તેજ મૂર્તિ નજરે તરે છે કામકાજમાં પણ કામ સાથે જ મનનો તાર લાગે છે ત્યારે બાહ્યાવરણ પણ કામ કરનારને બાધક થતાં નથી. તેજ પ્રમાણે ઇશ્વરમૂર્તિદ્વારા પ્રભુમાં તાર બંધાતાં બાહ્યાવરણો પણ સાધકના બાધક થતાં નથી ઉદાહરણ સર એસાક ન્યુટન એકવાર કંઇ નવીન શોધ સબંધે વિચાર કરવામાં ગુંથાયો હતો, ત્યારે ચાકરે આવી તેને જમવા બેસવાનુ કહ્યુ અને હમેશના નિયમ પ્રમાણે ન્યુટન જમતી વેળા જે પદાર્થ પોતાને હાથે તળીને જમતો, તે પદાર્થ તળવાને બદલે તળવાના વાસણમાં પોતાના હાથમાહેનુ ઘડીયાળ તળવા મુકી દીધુ, અને પોતે પોતાના વિચારમાં આગળ વધ્યો ચાકરે જ્યારે બુમ પાડીને તેને તેની ભૂલ બતાવી, ત્યારે જ પોતાના મુળ વિચારમાંથી છુટો થયો આવી ધારણાના તદાકાર વૃત્તિ થાય ત્યારે વિષ્ણુમય જગત્ ભાસે છે.

### [૩૭] મૂર્તિપૂજા સબંધી મનુસ્મૃતિનો આધાર

ભગવાન્ મનુએ મૂર્તિનો સ્વીકાર કરેલો છે તથા મૂર્તિપૂજા કરવા આજ્ઞા કરેલી છે તે નીચેના શ્લોકો ઉપરથી જણાશે

मृद्‌गां दैवेत विप्र घ्रतं मधु चतुष्पथम् ।
प्रदक्षिणानि कुर्वीत प्रज्ञातांश्चै वनस्पतीन् ॥

" ચાલતા ચાલતાં માથે ઉપાડેલી મૃતિકા, ગામ, દેવમુર્તિ, બ્રાહ્મણ, ઘી, મધ, ××× પ્રસિદ્ધ વૃક્ષ સન્મુખ માર્ગમાં મળે તો તેની પ્રદક્ષિણા કરી ત્યાથી જવું " અથવા તેને જમણા હાથ તરફ રાખી આગળ ચાલવુ ( અધ્યાય ૪ શ્લોક ૩૯ )

मैत्र प्रसाधन स्नान दंतधावनमञ्जनम् ।
पुर्वाह्ण कुर्यात देवतानाच पुजनम् ॥

" દીવસ ઉગતા પહેલા રાત્રના શેષ ભાગમા દીશાએ જઇ આવવુ, દાતણ કરવુ, શરીરે શૃગાર પહેરવા, આખે અજન કરવુ અને દેવની પૂજા કરવી "

( અધ્યાય. ૪. શ્લોક ૧૫૨ )

" અમાસને દીવસે, તથા માસની પર્વણીએ દેવદર્શન તથા ધર્મનિષ્ઠ અને ઉત્તમ બ્રાહ્મણના અને પોતાના સરક્ષણ સારૂ રાજાના દર્શન કરવા જવુ "

( મનુસ્મૃતિ રાજભક્તિ પ્રકરણ )

### (૩૮) કેવા ગુણવાળા દેવની મૂર્તિની પૂજા કરવી.

મૂર્તિપૂજા કરવામા સુજ્ઞ માણસે હમેશા સાત્વિકવૃત્તિના દેવોની મૂર્તિની પૂજા કરવી કે જેથી પોતાની વૃત્તિ નિર્મળ અને સાત્વિક થય ભૂત, પ્રેતાદિ ડાકિની શાકિની ઇત્યાદિ તામસી કે રાજસી વૃત્તિના દેવની ઉપાસનાથી કાર્ય સિદ્ધિ થાય, તોપણ તેના ભકતોને સંસાર ચક્રમા તો ભટકવાનુ ખરૂં જ માટે જે મોક્ષની ઇચ્છા હોય અને જન્મ મરણાદિ ભવાટવિના ફેરામાથી બચવુ હોય તો જગત્ પિતા પ્રભુની મૂર્તિનુ કે તેના અવતારની મુર્તિનુ નિરતર આરાધન કરવુ

### (૩૯) શખ, ચક્રાદિ મૂર્તિની સાધન સંપત્તિ બાબત.

સસારમા જેમ સજ્જન જોડે આપણને પ્રીતિ થાય છે તેનુ નામ બીજા પાસેથી સાંભળીને પણ આપણે આનદિત થઇ જઇએ છીએ. તેનુ સત્કાર્ય સાભળીને પરમ સતોષ થાય છે, અને એ નામધારી સજ્જન મિત્રને જ્યારે નજર જોઇએ છીએ ત્યારે તો આનદ વ્યાપી રહે છે, અને આપણે હર્ષ ઘેલા બની જઇએ છીએ, આવા સજ્જન જોડે તો આ લોક પૂરતો જ સબધ હોય છે, ત્યારે જે પરમાત્મા જોડે આપણે પરલોકમાં પણ સબધ છે તેના નામ, ગુણ, સ્વરૂપ મૂર્તિ વગેરે જાણ્યા વગર આપણાથી રહી શકાય નહી અને જેમ સજ્જન મિત્રને જોઇ આનદ મગન બની જઇએ છીએ, તેજ પ્રમાણે આપણે પ્રભુની પ્રીતિમા જોઈ આનદમા લીન થઇ જઇએ છીએ. કારણ કે તે આપણો ઉદ્ધારક અને સુખ દુખમાં રક્ષક છે.

તે સજ્જન મિત્રને આપણે બોલાવવો હાય ત્યારે જે પ્રમાણે તેને સબોધન વાક્ય " હે " શબ્દ લગાડી તેનુ સબોધન વિભક્તિનુ રૂપ બનાવવુ પડે છે જેમકે " હે મિત્ર " તેજ પ્રમાણે ઇશ્વરના સ્વરૂપનુ ધ્યાન કરવા માટે શખ, ચક્ર, ગદા, પદ્માદિ સાધન સહિત પરમાત્માની મુર્તિ હૃદયમા ધારણ કરવાની જરૂર છે

( અપૂર્ણ )




(લે ગૌરીશંકર મોતીરામ ભટ્ટ બી એ)

(અનુસંધાન ગતાંકથી ચાલુ)

## પ્રકરણ ૧૭ મુ.

" પામર રખવાળા પખીડા મધ્યા સમય ઉડતા દિસે,
ચિં ચિં કરતા બાળકો નિજવાસ ત્યાં જાતા હશે,
આનંદના ઉભરા થકી અધારામા આવી મળે,
શું સ્વર્ગભૂવનના પથિક વિશ્રાંતિ લેવા ત્યાં ઠરે ?"
" નહિ ભોમ આ તમ માટ છે, સૌ ભાવથી સ્વર્ગે વસો,
અપરાધી જનનો સમય જોતાં તારલા થઇ ત્યાં હસો,
જંજાળ આ દુનીયાં તણી તમ લેશ માત્ર ન રાખશો.
ઓ પખીડાં ! તમ પક્ષથી આકાશમા ઉડી જજો !
" પ્યાલા સુધાના ત્યાં પીઓ, દ્રષ્ટિ સુધાની રાખશો,
લાયક બને આ ભોમ જ્યારે, વાસ વસવા આવજો,
નિરમળ પ્રસાદી આપની છુટતી તમારી આપજો,
ઓ પખીડા ! સ્વર્ગે જઇ અમ નેહને સભારજો "

ઉપરનુ ગીત ગાતી લક્ષ્મી વનલીલાનુ નિરીક્ષણ કરી રહી છે, એટલામા એણે ચદ્રસિંહને આવતો જોયો.

લક્ષ્મી --કેમ ચદ્રસિંહ, હજી પણ વેર વાળવુ બાકી રહ્યુ છે ?

ચદ્રસિંહ --હા, હજી તો ક્યાં ? કેમ સાંભળ્યુ ? રઘુનાથને દેશવટો મળ્યો ગાવા હોય એટલા એના ગુણ ગાવ મારી આગળ તો એ એક કોડીનો

લક્ષ્મી --ચદ્રસિંહ, શરીરને ગમે તેમ થાવ પણ તેને તેની પરવા નથી રહેતી

ચદ્રસિંહ--તો તમારે તેની શું પરવા ?

લક્ષ્મી --પરવા રાખનાર તો પ્રભુ હજાર હાથનો બેઠો છે

ચદ્રસિંહ --તો તમે શું કરશો ?

લક્ષ્મી --એજ પ્રભુની સેવા

ચદ્રસિંહ --પણ હું તમને ચાહુ છુ

લક્ષ્મી --પ્રભુને ચાહો તો તમારૂં ભલુ થાય, મારામા શુ દીઠો છો ? આ શરીર મને સંસાર ગમતો નથી, પ્રભુ તમારા આત્માનું કલ્યાણ કરો (મનમાં)

ચંદ્રસિંહ —પણ (મનમાં) એ સરયુ—

લક્ષ્મી —પણ શું ? જુઓ —

" મુખથી કેમ મનાય મધુરતા મુખથી કેમ મનાય "
ઉચ્ચ જીવનની ઉન્નત નદીઓ, આત્માથી પ્રેરાય,
એની એ તમ જીવનદોરી, ક્ષણે ક્ષણે ઓળખાય— મધુરતા૦
રજપુત કુળની દિવ્ય રમણીયો, કય કરે શિર સ્હાય,
પળજો આ મમ શિર સાથ તમ
ડરશો ના યુદ્ધમાં લગાર— મધુરતા૦

ચંદ્રસિંહ લક્ષ્મી સામે જોતા જોતા ચાલ્યો જાય છે એના હૃદયમા સરયુ વસી

---

## પ્રકરણ ૧૮ મું

સરયુ—બતાવો મને કોઇ મ્હારો વ્હાલો
પ્રેમ યોગણુ હું બનુ છુ
પ્રેમ માટે સૌ તજું છુ
કોઇ કહોને એ વચન—બતાવો
હું છુ ભુલી ભાન સઘળુ ,
તાન ત્હારામાં છે સઘળુ
હા ફકીરી વેશમાં હું
આવુ કહોને રે વચન-બતાવો.

જનાર્દન—તાવને સાંભળુ આપણે માટે શી તજવીજ થાય છે

જનાર્દન-બેવફા છોકરી, હું ત્હારો ધર્મ પિતા છુ નાનેથી મ્હોટી કરતા જે સંકટ પડયાં છે તે મ્હારૂં મન જાણે છે

મુળથીજ હુ એકલો હતો અને ત્હેમાં વળી વેરણની પાસે ન્હાનુ બાળ ઉછેરવુ એ કંઇ સ્હેલું નથી ત્હારા માબાપનો પત્તો નથી ત્હારા વતનનુ ઠેકાણું નથી તું પરઘેર ઉછરીને મ્હોટી થઇ છુ ત્હેનુ ત્હને ભાન છે ત્હારામાં સ્વચ્છંદપણે ચાલવાની એક ખોટી આદત પડેલી છે ત્હેની ત્હને માલમ છે હવે તુ મ્હોટી થઇ પરઘેર જવુ પડશે અને અનેક સંકટો વેઠવાં પડશે નાદાન છોકરી ત્હને હવે એ પ્રમાણે બોલાવવી એ ખોટું નથી પેલો જંગલી રઘુનાથ એક દિવસ આવી ગયો એટલાથી જ તુ એના ઉપર મોહી પડી છું હું તો ત્હારા હીમાયતમાં જ નથી ર્‍હે તને પુત્રી તુલ્ય પાળી ત્હેનુ વચન ઉથાપવુ ન જોઇએ ત્હેનો ત્હે વિચાર જ ન કર્યો. હું આજ સુધી એમ સમજતો હતો કે સરયુ બનુ ડાહી નિવડશે ત્હેને બદલે તું તો ત્હારૂં ધાર્યું જ કરવા તત્પર થઇ છે શું તું નથી જાણતી કે આ જનાર્દન તને વેચશે એની મરજીમાં આવશે ત્યાં તને નાખશે.

સરયુ—ધર્મના પીતા, હું કબુલ કરૂં છુ કે ત્હમે મ્હારા પીતા છો ખરેખર ત્હમારૂં વચન ઉથાપવુ ન જોઇએ કોઇને એકદમ જોઇને ત્હેની સાથે પ્રેમ બાંધવો એ પણ ખોટુ છે એ બધું ખરૂ પરન્તુ એ બધી બાબતોમાં મે પૂર્ણ વિચાર કર્યો છે કે હું નાદાન નથી. ત્હમે એટલું બધુ બોલી જાવ છો એ ત્હમને છાજતુ નથી શુ ત્હમે મને વેચશો ?

જો એવું થાય તો દુનિયા ઉધી જ વળે ત્હમે તમારા દેહના માલીક નથી પછી પરદેહને વેચવા ક્યાંથી તૈયાર થાવ છો ?

જનાર્દન—બસ એમ જ તું શું કરી શકવાની છે ?

સરયુ—શુ મ્હારા સ્વાર્થને પણ હું ન જોઈ શકુ ?

જનાર્દન—કદિ નહી ત્હને બોલવાનો પણ શો હક્ક છે ?

સરયુ—શું મને બોલવાનો પણ હક્ક નથી ?

જનાર્દન—ના, ના નથી જ

સરયુ—કાળોકેર આપણા આર્યવર્તમાં બિચારી બાલિકાઓ પોતાનો ભોગ પોતાના માતા પિતાના વાકદાનમાં આપી દે છે ઓ ચાંડાળ માત પિતાઓ, ત્હમને ત્હેમની લગાર પણ દરકાર હોતી નથી.

સ્વાતંત્ર્ય જન સૃષ્ટિએ કદિ નહિ ફરે તે નહિ ફરે
શુભ સત્ય આ અવની મહી કદિ નહિ ચળે તે નહિ ચળે
જનની જન્મ ભૂમી પણ જ્યમ સ્વર્ગથીય અધિક છે
અભિમાન ત્યમ નિજ દેહનુ આ સ્વર્ગથીય અધિક છે
માનો તમે નિજ દેહથી મુજ દેહથી વેચાઉં નહિ
તુજ પ્રાણ જાશે જો કદી તોપણ પરવા નહિ

જનાર્દન—બસ કર, બસ કર ચબાવલી છોકરી મારી પાસે ઝાઝો લવારો કરતાં શુ ત્હને શરમ નથી આવતી અત્યારે હું તારો માલીક છુ

સરયુ—મ્હારો માલીક ? એક રામ સિવાય બીજો કોઈ મ્હારો માલીક નથી

જનાર્દન—હવે તુ જોઈશ ચદ્રસિંહ સાથે ત્હારો વિવાહ કર્યો છે રઘુનાથનુ ધ્યાન ભૂલી જા

સરયુ—એ દુષ્ટની જોડે મ્હારા વ્હાલાના વેરી જોડે ના ના હું કદિ તે નીચની જોડે પરણનાર નથી.

જનાર્દન—તો સખ્તાઈ થશે

સરયુ—પ્રાણ અપાશે

જનાર્દન—પ્રાણ આપવો એ તો બોલાય છે પ્રાણ આપવો એ કંઈ ન્હાની સુની વાત નથી. એક ઈંચ પણ ખસવા નહિ દઉં.

સરયુ—હજાર ગાઉ દુર રહીશ

જનાર્દન—પણ હું જવા દઈશ ત્યારે ને ?

સરયુ—ત્હમે દેહને રોકી શકશો આત્માને નહિ

જનાર્દન—જીભ ખેંચી નાંખીશ

સરયુ—બસ એટલુ જ તમે ઈચ્છો તો આ દેહને ઉડાવી દેશો એથી વધુ શું કરી શકો તેમ છો

જનાર્દન—બે શરમ નાદાન છોકરી શું કરું સ્ત્રી હત્યાથી ડરૂ છુ.

ચંદ્રસિંહ (મનમાં) સરયુબાળા ત્હમને તો અગ્નિ સંસ્કાર જ ઘટે છે આ ચદ્રસિંહ સાથે લગની ના પાડી ત્હેની શિક્ષા પણ કમસુંજ કરૂં છુ (તિક્ષ્ણ દૃષ્ટિ નાંખી ચાલ્યો જાય છે.)

જાય છે, અને તેને માટે જેટલો વખત તેનાથી સત્કર્મ કરી લેવાય તેટલો વખત તેને માટે સાર્થક છે.

હવે જન્મોત્સવ માટે તે ઉજવતા ગઇ ગુજરી ભૂલી જવી, નવા વર્ષમાં આયુષ્ય મિથ્યા વહી ન જાય માટે તેનો સદુપયોગ કરી લેવા, પ્રયત્ન કરવાનો નિશ્ચય કરવો જન્મગાઠને દહાડે નિશ્ચય કરવો કે હું આ વર્ષમા તો આટલું સત્કર્મ સિદ્ધ કરીશ આત્માની ઉન્નતિ માટે હું હરરોજ આટલો સમય તો ગાળીશજ

જન્મગાઠને દિવસે નક્કી કરવું કે આ વર્ષમાં હું આજથી અસત્ય નહિ બોલુ, હંમેશા સત્ય બોલીશ અને સત્ય રીતે ચાલીશ સંસારના પદાર્થોને અસત્ય માનીશ, તે પદાર્થો ઉપરથી મમત્વ બુદ્ધિ ખેંચી લઈ આત્મા તરફ જવા વધુ અને વધુ પ્રયત્ન કરીશ એવા સત્કર્મ સાધવાના નિશ્ચય કરવા, તો તો જન્મોત્સવ ઉજવ્યો સાર્થક ગણાય.

દરેક મનુષ્યો પોતાના બાળકોની કે પોતાની જન્મગાઠ હોય છે ત્યારે તે દિવસ ખુશાલીનો માને છે, આનંદમા રહે છે, સારૂ સારૂ કરી જમે છે, સારાં સારા કપડાં પહેરે છે, અને તે દિવસ આનંદમા ગાળે છે હા, જન્મોત્સવનો દિવસ આનંદમા ગાળવો એ સાચી વાત છે, પણ તેનુ કારણ શું ? અમુક વર્ષે તે દિવસે તેમનો આ જગત્મા જન્મ થયો તેની ખુશાલીમા તે ઉત્સવ થાય છે. પણ જેમ વેપારીઓ વર્ષ પુરૂ થયે પાછલુ સરવાયુ કાઢી તે વર્ષમાં શુ કમાયા કે શું ખોયુ તેની નોધ રાખે છે, અને પછી નવા વર્ષમા વધુ કમાવા માટે નિશ્ચય કરી બેસતા વર્ષે આનંદ પાળે છે તેમ મનુષ્યે પણ પોતાના જન્મ દિવસને દિવસે પાછલા વર્ષમા શી કમાણી કરી કે શું ખોયુ તેનુ સરવાયુ કાઢવું જોઇએ અને કદાચ ખોટ ગઇ હોય તો અથવા કાઇ કમાયા ન હોઇએ તો નવા વર્ષમા બમણા ઉત્સાહથી ખોટ પુરવા અથવા નવી કમાણી કરવા યત્નશીલ થવું.

મનુષ્યે જન્મ લઈ પરમાત્માનો સાક્ષાત્કાર કરવો પરમાત્માના સામર્થ્યને મેળવવા પરમાત્માના અખંડ આનંદને અનુભવવા જે પ્રયત્ન કરવો તે ઉત્તમ કમાણી છે તે જેટલો પરમાત્માનો સાક્ષાત્કાર કરવામા આગળ વધે છે તેટલી તેણે કમાણી કરી સમજવી, જો તેમાનુ કાંઇ તે સિદ્ધ નથી કરતો અને માત્ર સંસાર વ્યવહારમા રચ્યોપચ્યો રહે, સ્ત્રી પુત્રાદિકમા ગુંથાઇ જાય, ધંધા રોજગારમા ફસાઈ પડે, ધન કમાવા સાચાં, જુઠાં, કુડકપટ વિગેરે કરે તો તે કમાયો નથી પણ ખોયુ છે એમ સમજવું હવે જો ગયા વર્ષમા તેમ થયું હોય, સત્કર્મ કર્યાં ન હોય, ઇશ્વરાભિમુખ થવાને પ્રયત્ન ન કર્યો હોય તો હવે આ નવા વર્ષમાં ગઈ ગુજરી ભૂલી જઈ, બમણા વેગથી સત્કર્મ કરવા મચી

પરકું દયા રાખવી, પરોપકાર કરવો, સત્ય બોલવું, વેપાર રોજગારમા અસત્ય ન બોલવું, શાંતિ રાખવી, કોઇની સાથે કપટ ન કરવુ, પ્રમાણીકપણે જે મળે તેમાં સંતોષ માનવો, સર્વ મનુષ્ય માત્રને ભ્રાતૃવત ગણવા, અહંકાર છોડી દેવો, અહિંસાવ્રત પાળવુ, પારકી વસ્તુ મફત લેવાની ઇચ્છા ન રાખવી, બ્રહ્મચર્ય પાલવુ, પરસ્ત્રીને માતા સમાન જાણી, કોઇપણ સ્ત્રી ઉપર કુદ્રષ્ટી ન કરવી, ક્રોધનો ત્યાગ કરવો, ગુસ્સે થઇ ન જવું ચિંતા ન કરવી, ઉદાસ ન રહેવું. સદા આનંદમાં રહેવુ, શોક ન કરવો, ભયને જીતવો, કોઇ વસ્તુ ઉપર મોહ ન રાખવો, લોભ છોડી દેવો એ વિગેરે વ્રતોનુ પાલન કરવુ, તેમાંના કોઇ એકાદને પોતાનો સ્વભાવસિદ્ધ ગુણ કરી દેવો.

આ નવા વર્ષમા જેટલું સત્કર્મ સાધી લેવાય તેટલુ સાધવુ. ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખવી, દેવ, સદ્દગુરૂ ઉપર શ્રદ્ધા રાખવી, હરરોજ ઇશ્વરના અભિમુખ થવા માટે એકાંતે બેસી પોતપોતાના ધર્મ પ્રમાણે ઇશ્વર પુજન, પ્રાર્થના, ભક્તિ, સંધ્યાદિ નિત્યકર્મ કરવા. આવા ઇશ્વરનો સાક્ષાત્કાર કરાવનાર કર્મો કરવામા વધુ વખત ગાળવો આના શુભ કર્મો જેમ બને તેમ નવા વર્ષમા વધુ કરવા તોજ નવા વર્ષમાં કમાણી કરી શકાશે, અને તોજ જન્મોત્સવ ઉજવ્યો સાર્થક થશે.

બાળકોને જન્મગાંઠને દિવસે તે સદ્દગુણી થાય તેવા વ્રત લેવરાવવા, કશું નહિ તો આખા વર્ષમાં કોઇપણ વખતે અસત્ય ન બોલવુ, ક્રોધ ન કરવો, રીસાવું નહિ, આનંદમાં રહેવુ, કોઇનુ પણ મન દુભવવુ નહિ, ઇશ્વરનું ભજન ગાવુ એ વિગેરે શુભ કર્મોનુ કોઇ પણ એક વ્રત લેવરાવવુ, અને તે વ્રતનો ભંગ જે દિવસે થાય તે દિવસે અપવાસ કરવો એવો નિયમ લેવરાવવો. આમ દર વર્ષે એક એક વ્રત સિદ્ધ થશે તો તે મોટી ઉમ્મરે સિદ્ધ પુરૂષ થશે આનંદી થશે, સત્યવાદી થશે, ઇશ્વર ઉપર ભક્તિભાવ રાખનારો થશે, તોજ તેને ખરા સુખનો અનુભવ થશે, તોજ તેનો જન્મોત્સવ ઉજવ્યો સાર્થક થશે.

---

# गीतानो सिद्धात.

( લેખક —શ્રીયુત સનકસનન્દન શર્મા, બી એ. )

વિશ્વના ઇતિહાસપર શરૂથી આજસુધી જોવામા આવતા **कन्दर्प दर्प दलने विरला मनुष्या** આ પદનુ યથાર્થ સર્વત્ર મળશે ઋષિ, મહર્ષિ, યોગી ગૃહસ્થી, વિદ્વાન અને મૂર્ખ સર્વપર કામદેવ પોતાની સત્તાનો પ્રહાર કરે છે, જે લોકો આ બાબતમાં વિજય પ્રાપ્ત કરે છે, તેને ધન્ય છે ! આત્માનુ દર્શન એવા મનુષ્યોનેજ પ્રાપ્ત થાય છે, ભગવાન્ શ્રી કૃષ્ણ ગીતાના ત્રીજા અધ્યાયના ૪૦ તથા ૪૧ મા શ્લોકમા કહે છે કે હે અર્જુન ! કામ ઇન્દ્રિયોને, મનને અને બુદ્ધિને પોતાના કરી લે છે, જ્ઞાનને દબાવી મનુષ્યને ભુલવણીમાં નાખી દે છે, માટે તું ઇંદ્રિય-સયમ કરી કામને મારી નાખ, એ કામ જ્ઞાન, વિજ્ઞાનનો નાશ કરે છે

ભગવાન જે કહે છે, તે સર્વના જાણવામાં છે ઇંદ્રિય-સયમ કરવો એ ઘણુંજ દુષ્કર કાર્ય છે, ઇંદ્રિય-નિગ્રહથી આત્માનુ દર્શન થઇ શકે છે, પરન્તુ ઇન્દ્રિય-નિગ્રહ કેવી રીતે થઇ શકે છે તે બાબત ગીતાના છઠ્ઠા અધ્યાયના ૩૫ માં શ્લોકમા ભગવાને કહ્યુ છે કે હે અર્જુન ! સર્વ ઇંદ્રિયોના રાજા-ચચળ મનને વશ કરવુ એ ઘણુ કઠણુ છે, એમાં સંદેહ નહિ પરતુ અભ્યાસ અને વૈરાગ્યથી તે વશ થઇ શકે છે

બાલ્યાવસ્થાવાળાએ ઇન્દ્રિય-નિગ્રહથી વિદ્યાધ્યયનાદિ જ પોતાનુ એક ખાસ કર્તવ્ય છે એમ જાણવુ જોઇએ. તેણે એવા ગુણોનો સચય કરવો જોઇએ કે જે ગુણો તેને ગૃહસ્થાશ્રમનો બોજો ઉઠાવવાને શક્તિમાન કરે, તેણે મોટા મોટા મહાનુભાવો બનવાને હાવભાવ હરહમેશ ચિત્તમા રાખવો જોઇએ, ' **अल्पश्च काल. बहुला च विघा** 'ની ધુન બાલ્યાવસ્થાવાળાને ઇંદ્રિય-સયમમા બહુજ સહાયતા આપી શકે છે પોતાના ધ્યેય વિરૂદ્ધ કોઇ પણ બાબતમાં ચિત્તને નહિ જોડવાથી ઇંદ્રિયો પોત પોતાના નિયત કાર્યમા લાગી રહે છે તરૂણાવસ્થા આવ્યા પહેલા ઇન્દ્રિય લોલુપતાની વાતો કરવી એ જીવનને માટીમાં મેળવવા જેવુ છે

કોઇ કહેશે કે શુ ઇન્દ્રિયો જબરજસ્તીથી કાબુમાં લાવી શકાય ! એવા હતોત્સાહી પુરૂષોને માટે ગીતાના છઠ્ઠા અધ્યાયના ૨૪-૨૫-૨૬ શ્લોકમાં કહ્યુ છે કે, ધીરે ધીરે પ્રયત્ન કરવાથી મન સ્થિર અને શાન્ત બની શકે છે, ઉત્તમ સારથી ઘોડાને મરજી મુજબ માર્ગપર ચલાવી શકે છે, તે કાટાવાળા અથવા ખરાબ માર્ગપર ચલાવતો નથી, મન અને બીજી ઇન્દ્રિયો આ માનવ શરીરના ઘોડા છે તેને યોગ્ય માર્ગપર ચલાવવી એ સ્થિત-પ્રજ્ઞરૂપી ચતુર આત્માના હાથમા છે જુવાન માણસ પોતાની ઇંદ્રિયોને ઉચિત રૂપથી સતુષ્ટ રાખી કુમાર્ગે જતા રોકી શકે છે તેણે જાણવુ જોઇએ કે, વિષય ભોગનો એવો ઉચિત વખત મુકરર કરવો કે જેથી પોતાના શરીરને નુકશાન ન થાય નિયમાનુસાર વિષયભોગ તથા લોકસગ્રહ કરીનેજ જનક પ્રમુતિ મહાનુભાવ યોગ પદને પ્રાપ્ત થયા છે સસારમાં

જ મ ધરી તમારૂં કર્તવ્ય છે કે, લોક સગ્રહ કરી ઇન્દ્રિયોપભોગ કરો, મનને વશ કરવાનો થોડો થોડો સકલ્પ હમેશાં કરો અને પછી જુઓ, કે, કેટલી સફળતા મળી દાખલા તરીકે માનો કે તમે એક એવા ખરાબ મિત્રોની સોબતમાં ફસાયા છો, કે તે બધા દુષ્ટ પ્રકૃતિના જ છે ધારો કે તમને મદિરા પાનની આદત પડી હવે મનને વશ કરવાની મત્રણા કાનમાં પડતાજ વિચાર કરો અને તે બરાબર ચોક્કસ કરો કે, આજ મારા મિત્ર હમેશા જેટલા પ્યાલા દારૂના પાય છે, તેથી ઓછો પીશ બીજે દીવસ તેથી પણ ઓછો કરો એક દિવસ મદિરા ગૃહ સુધી તે લોકોની સાથે જાવ અને ધીમે ધીમે આત્માને એવો બળવાન બનાવી દ્યો કે, તમે તે દુષ્ટ લોકોની સોબત છોડી દેવામાં પુર્ણ સફળ થઇ શકો, પરન્તુ ' મન મારા વશમા થઇ જાય, ' ' હું મનના વશમાં ન રહું ' એવુ લક્ષ્ય હમેશાં તમારી દૃષ્ટિ સન્મુખ રાખો ત્યારે જ તેમ બની શકે

દયાળુ યુવકગણ ! જો તમે સયમી બનવા ચાહો તો પાશ્ચાત્ય નિવાસિયોની માફક કર્મશીલ બનો. કોઇ આવિષ્કાર, કોઇ વિદ્યા, કોઇ પણનુ એવુ કાર્ય લઇ બેસો કે જેથી તમારો વખત નકામા ખરાબ વિચારોમા ન જાય. યુરોપમાં લોકો ઇન્દ્રિય સયમનુ પાલન ધાર્મિકરૂપે કરતા નથી યુરોપમાં પણ હમેશાં સમાચાર પત્રોમાં ( Court-Ship )નો જ સવાદ નીકળતો રહે છે, અને તેઓ કેવા લાંબા આયુષ્યવાળા હોય છે તે જુઓ, આનુ કારણ એજ કે, તે લોકોમાં હમેશા એજ ધુન લાગી રહી હોય છે કે કોઈ રીતે સમાજમા ચમકવાનો પ્રયત્ન કરવામાં આવે મરણોપરાન્ત પોતાનુ નામ જીવિતજનોની સખ્યામાં લખાવો ભાઇ ! ' આ કામ તો નહી બની શકે ' એવા શબ્દો ભારતીય યુવકોની માફક તે લોકોના મોઢામાથી ભાગ્યે જ સાભળવામા આવે છે તેઓ કહે છે કે,

न हो सकेगा ये काम भाइ, कभी न बोलो बस दीनताइ ।
न क्यो सकोगे करतो विचारो, अधिरता को उरसे निकारो ॥

અનુવાદક—વાડીલાલ કકુભાઇ સઘવી




લેખક ઠાકોરદાસ નાથાભાઇ દેસાઇ બી. એ, એલ એલ બી
મોહનલાલ ચુનીલાલ શાહ બી. એ એલ એલ બી.

કોશલ દેશનો પ્રજાવત્સલ રાજા, પ્રજાનો પિતા, ગરીબનો બેલી અને અનાથનો નાથ હતો એના રાજ્યમા સુખ, શાંતિ અને સમૃદ્ધિ હતાં અને એના જશના ડકા દશે દિશામાં વાગી રહ્યા હતા

કાશીના અભિમાની રાજાને એની કીર્તિની ઇર્ષ્યા થઇ એણે વિચાર્યું "શું મ્હારા પ્રજાજનો કોશલ રાજની સ્તુતિ કરે ? હિમાલયના ઉચ્ચ શૃગો સુધી વિસ્તાર પામતા રાજ્યના ધણી કરતા એ નાનકડા રાજ્યના માલિકની કીર્તિ એ વધારે આંકે ! એ મ્હારા કરતા અધિક દયાળુ, ન્યાયી અને પુણ્યશાળી

ગણાય અને એક નામર્દ માફક હુ જોઇ રહુ ? એની દાનશુરતા, એનો ન્યાય અને નમ્રતા ફક્ત મારા કરતા અધિક કીર્તિમાન ગણવાનો ડોળ અને ઢમ સિવાય કાંઈજ નથી ”

કાશીરાજે સેનાપતિને બોલાવી કહ્યુ “ સેનાપતિ ! કોશલરાજના મદનુ હુ મર્દન કરીશ ! એના સામે યુદ્ધ માડો ”

આ અધર્મી યુદ્ધની સર્વ સામગ્રી તૈયાર થઇ અને કાશીરાજે કોશલરાજ સાથે યુદ્ધ આરભ્યુ કોશલરાજની હાર થઇ અને રાજ્યપાટ છોડી વનમા જવુ પડયુ

એના વિશાળ સામ્રાજ્યમા વિજયી કાશીરાજે વિજયોત્સવ ઉજવવા પ્રજાને હુકમ કર્યો પરતુ પ્રજાને એ ઉત્સવ ન્હોતો ! પ્રજા તો શોક સાગરમા ડુબી હતી ! શોક અને શાપ ચારે દિશામા પ્રવર્ત્યો “અમે તો અનાથ થયા ! અમારા માતપિતા સમા પૂજ્ય કોશલરાજ કયા ગયા ? આ આપત્તિના મૂળ કાશીરાજને ધિક્કાર હો ! અમારા ધર્મરાજ સમ કોશલરાજને દેશવટો દેનાર એ નરાધમને હજારવાર ફિટકાર હો ! પ્રજાએ આમ આક્રદ કર્યો

ગર્વિષ્ટ કાશીરાજે ક્રોધથી રાતા થઇ કહ્યું “ આ આક્રદ શા માટે ?”

અને પ્રધાનોએ બ્હીતા બ્હીતા તેનુ કારણ કહ્યું અહકારી કાશીરાજે કહ્યુ “ આ સર્વ દુખના કારણને પૃથ્વીપરથી નિર્મૂળ કરી નાખીશ”

સારા રાજ્યમા જાહેર ફરમાન કાઢયું કે “ કોશલરાજનુ માથુ મારી સમક્ષ લાવનારને એક હજાર સુવર્ણ મ્હોરનુ ઇનામ મળશે !”

આ ફરમાન સાભળતા પ્રજામા હાહાકાર થઇ રહ્યો

મહાનુભાવ કોશલરાજ જગલમા રાતદિવસ વિતાડતા હતા નિર્મળ ઝરણાનું પાણી પીતા ઉદાર વૃક્ષરાજો તેમની ક્ષુધા તૃપ્તિ કરતા, પવનની શિતળ લ્હરીઓએ તેઓ ઉંઘી જતા અને ભોળા પણ દયાળુ ભીલો તેમના સોબતી હતા પરંતુ આ સ્થિતિમાંય એકજ વિચાર આવતો “ મારી પ્રજા સુખી હશે ?”

એક પ્રવાસી કોશલરાજને મળ્યો અને કહ્યુ “ વનના વટકલધારી સત ! આ અઘોર અરણ્યમા હુ માર્ગ ભૂલ્યો છુ ! દયા કરી મને કોશલદેશનો માર્ગ બતાવો ! ”

રાજાએ પૂછ્યુ “ એ નિર્ભાગી દેશમા જવાનું શું પ્રયોજન છે, મુસાફર ?”

પ્રવાસીએ કહ્યુ “ ઓ ભલા વનવાસી ! હુ વેપારી છુ અને હાય! મારૂ સર્વસ્વ દરીયામાં ડુબી ગયુ છે ! મેં સાભળ્યુ છે કે કોશલરાજ દયાના સાગર છે, અનાથનો નાથ છે, ગરીબનો બેલી છે, અને નોધારાનો આધાર છે, હુ તેમની મદદ યાચવા જાઉ છુ ”

રાજાએ તુરત પાછું જોયુ અને નિશ્વાસ નાખ્યો ઘડીભર શાત રહી રાજાએ કહ્યુ “ ઓ ભલા મુસાફર દુર દેશથી તું આવ્યો છું તુ દુખી છે હુ તને નિરાશ નહિ કરૂ મારી સાથે ચાલ, હુ તને રાજા પાસે લઇ જઉ. ”

પ્રજાની અરજી સુણતો કાશીરાજ સભા ગૃહમાં બેઠો હતો અને અસ્ત વ્યસ્ત જટા તથા મૃગચર્મધારી એક વનવાસી એના સાથી સહિત સભાગૃહમાં આવ્યો અને રાજાને પ્રણામ કર્યા

"ત્હારી શી અરજ છે, વનવાસી !" રાજાએ પૂછયુ

જટાધારી પુરૂષે કહ્યુ "ઓ મહાન્ કાશીરાજ ! નિર્દય સમુદ્રના કોપથી આ વેપારીનું સર્વસ્વ નાશ થયુ છે, અને તેને માટેજ હુ આપની સમક્ષ આવ્યો છુ આપ ક્ષત્રિય છો અને આપનુ વચન આપ સદાય પાળશો, આપે ઇનામમા કહાડેલી એક હજાર સુવર્ણ મ્હોર એને આપો અને આ શિર આપનુંજ છે હુ કોશલ દેશનો ભાગ્યશાળી રાજા છુ !"

સર્વ સભા સ્તબ્ધ બની ગઈ સભાજનોના નેત્ર અશ્રુ પૂર્ણ થયા બખ્તર ધારી સૈનિકોના અક્ષુઓમા પણ પાણી આવ્યું વેપારી તો આભોજ બની ગયો ! અશ્રુપૂર્ણ નેત્ર હાથ જોડી બોલ્યો "પ્રભુ ! ક્ષમા કરો શિવ શિવ. શિવ આ લોહીયાળી સુવર્ણ મ્હોરોમાથી મ્હારે એક પણ ન જોઇએ ! મહાનુભાવ કોશલરાજને મ્હે ઓળખ્યા નહિ, એતો સ્વેચ્છાએજ અત્રે આવ્યા છે"

કાશીરાજને કમકમા આવ્યા અને કોષાધ્યક્ષને કહ્યુ "આ વેપારીને આપણા રાજકોષમાથી એક હજાર સુવર્ણ મ્હોર આપો "

પછી કોશલરાજને કહ્યુ "ઓ કોશલરાજ ! ત્હારા પરાજયમાજ મ્હારો વિજય છે ! અને મૃત્યુને ભેટી શું એથી પણ અધિક વિજય ઇચ્છે છે ? કોશલરાજ ! એ કદાપિ બનનાર નથી ! સાભળો ઓ કોશલરાજ ! ઓ પ્રધાનો ! ઓ રાજ સભાસદો ! ઓ પ્રજાજનો ! સાંભળો ! કોશલરાજનું જે રાજ્ય છે તે તેમને હુ પાછું સોપુ છુ આજથી તેઓ મારા બન્ધુતુલ્ય છે, તેમના મિત્રો એ મ્હારા મિત્રો, તેમના શત્રુ એ મ્હારા શત્રુ છે અને મ્હારા આ આસુરી કૃત્યના પશ્ચાતાપ અર્થે, માનવજાતના બે ભયકર શત્રુ અને અસખ્ય દુખના ઉત્પાદક એવી મ્હારી ઇર્ષ્યા અને અહંતાનો આજથી સદાને માટે ત્યાગ કરૂ છુ "

અને તેના રત્ન જડિત સુવર્ણ સિહાસનેથી કાશીરાજ ઉઠયો અને જટા તથા મૃગચર્મધારી કોશલરાજ ઉભા હતા ત્યા આવી કોશલરાજને સહર્ષ ભેટી પડયો "બન્ધુ ! ક્ષમા કરો ! ક્ષમા કરો !"

કોશલરાજને સિહાસન ઉપર બેસાડી એક ક્ષુદ્ર સેવકની જેમ તે નીચે ઉભો રહ્યો રાજ સેવકના હાથમાથી ચામર લઇ કોશલરાજને પોતાના હાથથી ચામર ઢોળવા લાગ્યો અને "ઉદાત્ત અને ઉદાર કોશલરાજનો જય હો !" કહી કોશલરાજની જય બોલાવી

સારી સભાએ જયઘોષ કર્યો "ઉદાત્ત અને ઉદાર કોશલરાજનો જય હો ! નિરહકારી અને ઇર્ષ્યાવિહીન કાશીરાજનો જય હો !" *

---

* અગ્રેજી ઉપરથી

# तमारुं कार्य ईश्वरने सोंपी दो.

મનુષ્ય મિથ્યા ધન કમાવા હાયવરાળ કરે છે જો તે પોતાનું તમામ કામ ઈશ્વરને સોંપી દે તો તેનું ગાડું સીધું ચલાવવા ઈશ્વર તૈયાર છે ઈશ્વર ઉપર ભરોસો રાખનાર કદી દુખી થતો નથી જેને ઈશ્વરમાં શ્રદ્ધા નથી તેને જ સંસારની ઉપાધી નડે છે, સંસારમાં અનેક દુઃખ પડે છે, અનેક ચિંતાઓ તેના હૃદયને કોરી ખાય છે

સંસારની અનેક વિપત્તિઓમાંથી છુટવા માટે એકજ સર્વોત્તમ રસ્તો છે, અને તે એ કે મનુષ્યે પોતાનું તમામ કામ ઈશ્વરને સોંપી દેવું ઈશ્વર જેવો સમર્થ ધણી જેને માથે છે તેને પછી ચિંતા શી? મનુષ્યે તો માત્ર કર્તવ્ય કરવું રહ્યું ઈશ્વર આપણે જ કોઈ પણ વિપત્તિમાંથી ઉગરવા માટે ઈશ્વરનો આશ્રય લેવો તે જરૂર તમારી વિપત્તિ તમે ન જાણો તેવી રીતે ટાળી દેશે.

આ સંસારનો કર્તા, ભર્તા અને હર્તા ઈશ્વર છે એમ શાસ્ત્રો કહે છે આપણે માનીએ છીએ તો પછી મનુષ્યે પોતાના મનુષ્યત્વ સ્વભાવનો આશ્રય લઈ સંસારનાં કાર્યો હું કરૂં છું એવું મિથ્યા અભિમાન રાખવું જોઈતું નથી જ્યાં સુધી મનુષ્ય પોતે મમત્વબુદ્ધિથી કાર્ય કરે છે ત્યાં સુધી તેને આશા નિરાશા રહે છે તેને મમત્વ હોય છે ત્યાં સુધી ઈશ્વર તેના કાર્યમાં મદદ કરી શકે નહિ. તે જ્યારે પોતાના મિથ્યા મમત્વને છોડી દઈ પોતાનું કાર્ય ઈશ્વરને સોંપી દે છે ત્યારે તેના કાર્યની ઈશ્વરને ચિંતા પેસે છે. જે મનુષ્ય ઈશ્વરને ભરોસે રહે છે તેનું કાર્ય ઈશ્વર સદા સિદ્ધ જ કરે છે

જો મનુષ્યે સંસારની અનેક ચિંતાઓમાંથી છુટવું હોય તો પોતાના મમત્વનો ત્યાગ કરવો. પોતાના દરેક કાર્યમાં ઈશ્વરની સહાય લેવી ઈશ્વર પોતાને માથે સમર્થ બેઠો છે ત્યાં સુધી મનુષ્યને કશી ચિંતા નથી જે માણસ ઈશ્વર પોતાને માથે બેઠો છે એમ માની કાર્ય કરે છે તેના કાર્યની ચિંતા ઈશ્વરને હોય છે

મનુષ્યને નવ માસ સુધી ગર્ભમાં ઈશ્વર પોષે છે જન્મ થયા પછી તેને દુધ પાવાની ઈશ્વરને ચિંતા રહે છે જ્યાં સુધી બાળક મમત્વબુદ્ધિ મમત્વપણું શીખતું નથી ત્યાં સુધી ઈશ્વર તેની સંભાળ રાખે છે નાના બાળકની ચિંતા જેમ તેનાં માબાપ રાખે છે તેમ જે મનુષ્યે મમત્વનો ત્યાગ કર્યો હોય છે તેની ચિંતા ઈશ્વરને હોય છે જ્યાં સુધી મનુષ્ય મમત્વને વળગી રહે છે ત્યાં સુધી ઈશ્વરને તેની કાળજી હોતી નથી પણ જ્યારથી મનુષ્ય પોતાના મમત્વનો ત્યાગ કરી પોતાનું દરેક કાર્ય ઈશ્વરને સોંપી દે છે ત્યારથી તેના દરેક કાર્યની ઈશ્વરને ચિંતા રહે છે

જો તમારે સંસારની ઉપાધીમાંથી છુટવું હોય અને સંસારના અનેક દુઃખોમાંથી મુક્ત થવું હોય તો તમે આજથી તમારૂં દરેક કાર્ય ઈશ્વરને સોંપી દો તે જેવી રીતે રાખે તેવી રીતે રહો. તમને તે જેવી પ્રેરણા કરે તે પ્રમાણે માત્ર કાર્ય કર્યા કરો ઈશ્વર રને ગમ્યું તે ખરૂં એમ માનો. તમે ગમે તેવી વિપત્તિમાં હશો છતાં જો તે વખતે તમે તમારો સઘળો ભાર ઈશ્વરને સોંપી દેશો તો તમે ન ધારેલી રીતે ઈશ્વર તમારો ભાર ઉપાડી લઈ તમારી વિપત્તિ ટાળી દેશે

બીજા કોઇના સામર્થ્યનો હિસાબ નથી તેના પરમાત્માને વશ કરી તમારા અનેક કાર્ય કેમ સિદ્ધ ન કરી શકો.

ઇશ્વરને વશ કરવા માટે તમારે ઇશ્વરને વશ થઇ જવુ પ્રેમથી ઇશ્વર વશ થાય છે. તમે પ્રેમથી ઇશ્વરના થઇ જાઓ તમારે માથે સમર્થ ધણી છે એમ માનતા શીખો. સારા નરતા દરેક કાર્યમાં ઇશ્વરની મરજીને આધીન થાઓ ઇશ્વરના ગુણો આચારમાં ઉતારો અને દરેક કાર્ય ઇશ્વરને સોંપી દો અહોર્નિશ ઇશ્વરનુ સ્મરણ કરો, નીતિમય ચાલો પ્રમાણિકતા પાળો, સત્યનુ વૃત્તિ આદરો, શાંતિ અને આનંદને તમારામાં સ્થાન આપો. તમે ઇશ્વરના થશો તો ઇશ્વર તમારો થઇ જશે

મનુષ્ય મનુષ્યમા પણ પરસ્પર મૈત્રી પ્રેમથી થાય છે, સ્ત્રી પુરુષમાં પણ પ્રેમથી એકતા અનુભવાય છે જ્યાં જુદાઇ છે ત્યાં સર્વ જુદુ જણાય છે તમારે ઇશ્વર સાથે એકતા કરવા માટે ઇશ્વરના થઇ જવું તમારૂ દરેક કાર્ય ગમતર ગણ્યા વગર ઇશ્વરને ભરોસે કરો નિષ્ફળ જાય તો પણ ગભરાના નહિ સફળ થાય તો પણ હરખાતા નહિ સારા નરતાનો યશ ઇશ્વરને આપો. ઇશ્વરજ સર્વ શક્તિમાન છે, અને તે જ તમારે માથે બેઠા છે એમ માનો

ઇશ્વર ચોવીસે કલાક તમારૂ રક્ષણ કરે છે માટે તમારે હવે ગભરાવાનુ કારણ નથી તમે નીતિથી ચાલશો, ઇશ્વરની આધીનતા સ્વીકારશો. ઇશ્વરના થઇને રહશો અને દરેક કાર્યમાં ઇશ્વરની મદદ મેળવવા પ્રયત્ન કરશો તો ઇશ્વર તમારૂ દરેક કાર્ય સિદ્ધ કરશે, અયોગ્ય કર્મથી દૂર રહેવુ કપટ અસત્ય છળ પ્રપંચથી બ્હીવુ જો તમે તેવા અનીતિના કાર્ય કરશો તો ઇશ્વર તમારાથી વેગળા સમજજો. તમે જ્યારે સત્યધર્મ આદરી ઇશ્વરના ગુણોને ધારણ કરશો તો ઇશ્વર તમારી સાંનિધ્ય રહેશે.

દરેક કાર્ય સિદ્ધ કરવા માટે ઇશ્વરની મદદ મેળવતાં શીખો. વ્યવહાર અને પરમાર્થના સર્વ કર્મો ઇશ્વરની મદદથી સિદ્ધ થઇ શકે છે તમે હવે પછી જે તે કાર્ય સિદ્ધ કરવા તે કાર્ય ઇશ્વરને સોંપી દો તમારી વિપત્તિ ટાળવા ઇશ્વરને કાર્ય સોંપો, જરૂર તમે સર્વ કાર્ય ઇશ્વરની મદદથી સિદ્ધ કરી શકશો તમારા મમત્વને છોડી દો. તમારૂ દરેક કાર્ય ઇશ્વરને સોંપી દો. તે તમારૂ કાર્ય સિદ્ધ કરશે. એવી શ્રદ્ધાથી પ્રયત્ન કરો જરૂર ઇશ્વર તમારી મદદે ઉભા રહેશે

---

## અધ્યાત્મજ્ઞાનપ્રસારક ગ્રંથમાળા.

આ ગ્રંથમાળાના ગ્રાહકોને ઉત્તમ પુસ્તકો અર્ધી કીંમતે મળે છે ગ્રાહક પ્રવેશ ફીનો રૂા. ૧-૦-૦ આપવો પડે છે તમે આ ગ્રંથમાળાના જરૂર ગ્રાહક થાવ અધ્યાત્મ જ્ઞાનનાં પુસ્તકો અર્ધી કીંમતે મેળવો. બીજા પુસ્તકો-યોગવિદ્યા, બ્રહ્મવિદ્યા વગેરે હવે પછી બહાર પડશે.

વ્યવસ્થાપક-ભાગ્યોદય ઓફીસ

# નોંધ.

---

ભાગ્યોદયનું ૧૧ મું વર્ષ પુરૂ થઇ આ માસથી તેનો ૧૨ મા વર્ષમાં પ્રવેશ થાય છે. ગયે વર્ષે ભાગ્યોદય ચલાવવામાં ઘણા વિઘ્નો નડી ગયાં તે વાચકોના જાણવામાં છે. આ વર્ષે ઇશ્વરેચ્છા તો આ માસીકમાં વધુ ઉપયોગી લેખો આપવાનો નિશ્ચય કર્યો છે

આ વર્ષની ભેટનું પુસ્તક આત્મિક જીવન તૈયાર થઇ ગયું છે તેના લેખક શ્રીયુત મણિલાલ ન્યુભામ દોસી, બી એ. છે આ પુસ્તકની અંદર —

આત્મિક જીવનનું રહસ્ય, આત્માનું સ્વરૂપ, શાંતિ, ચૈતન્યની વિદ્યમાનતા, કર્તવ્યનો નિયમ, મહત્તાનો નિયમ, પવિત્રતાનું આધ્યાત્મિક મળ, આત્મિક જીવનમાં મનની એકાગ્રતાનું સ્થાન, આદર્શજીવન, ખરૂં આત્મજ્ઞાન, ખરી આત્મદશા, આધ્યાત્મિક અને સાંસારિક જીવન એ વિગેરે વિષયો છે

ભાષા સરળ અને સમજાય તેવી છે પુસ્તક વાંચવામાં આનંદ રસ અને જ્ઞાન મળે તેમ છે પાન લગભગ ૨૦૦ થશે

આ અંક મળ્યા પછી ભેટનું પુસ્તક દરેક ગ્રાહકને લવાજમ વસુલ કરવા માટે વી. પી થી મોકલવામાં આવશે ભાગ્યોદયનું લવાજમ રૂ ૩—૦—૦ છે ભેટનું પોસ્ટેજ ૦—૨—૦ મળી રૂ ૩-૨-૦ વસુલ કરવા માટે ભેટનું પુસ્તક રૂ ૩-૨-૦ નું વી. પી. કરી મોકલીશું તો તે વી પી સ્વીકારી લેવા વિનંતિ છે.

ભેટનું પુસ્તક વી પી થઇ આવે એટલે પાછું મોકલી અમને નુકશાન ન કરવા વિનંતિ છે દરેક ગ્રાહકોએ આ વર્ષે એક બે નવા ગ્રાહકો કરી મોકલવા ઉપર લક્ષ આપવું ઘટે છે ભાગ્યોદય તત્વજ્ઞાન, સદ્દાચાર અને ધાર્મિક વિષયો ફેલાવનાર માસીક છે. તેના ગ્રાહક થનાર મહા શાંત, સદ્દગુણી અને ધર્મિષ્ટ થાય છે

ભાગ્યોદયના ગ્રાહકોને ભેટના પુસ્તક ઉપરાંત આ વર્ષમાં છપાયલું પુસ્તક દેશી વૈદું જેની કીમત રૂ ૧—૦—૦ છે તે ૦-૮-૦ મા અપાશે. આ પુસ્તક દેશી દવાઓ બનાવતાં શીખવાડશે તેમાં દરેક રોગ અને તેની દવાઓ તેમજ આખા હિંદુસ્તાનમાં દરેક વૈદ્યો જે સારામાં સારી દવાઓ વાપરે છે, તે શાસ્ત્રિય દવાઓ-ઘેર શી રીતે બનાવવી અને તેનો શી રીતે ઉપયોગ કરવો તે વિષે હકીકત તેમા સંપુર્ણ વિગત સાથે આપેલી છે. તેના પાન ૨૦૦, છે ગુજર વિજ્ઞાનના ગ્રાહકને આ પુસ્તક ભેટ તરીકે અપાય છે ભાગ્યોદયના ગ્રાહકને અર્ધી કિંમતે મળશે.

ભાગ્યોદયના ગ્રાહકોને માસ્તર ઓફ નૉલેજ એ પુસ્તક જેની કીંમત રૂ ૧૦—૦—૦ છે તે માત્ર રૂ ૭-૦ માંજ મળશે આ પુસ્તકથી હીંદી, મરાઠી, બંગાળી, અંગ્રેજી ઉર્દૂ અને સંસ્કૃત સાથે શીખી શકાય છે અભ્યાસ કરવામાં વધુ મહેનત પડતી નથી. પાકું પુંઠું ગ્લેઝ કાગળ-માત્ર ૮ માસ અભ્યાસ કરવાથી ઉપરની ભાષાઓ આવડી શકે છે

ભાગ્યોદયના ગ્રાહકોને હાલમાંજ બહાર પડેલું પુસ્તક—સ્વધર્મ નિષ્ઠ દેવી જીવન-અને ધર્મ સંસ્થાપક મહા પુરૂષોના જીવન વૃત્તાંત-એ પુસ્તક જેની કીં રૂ ૧—૦ છે તે માત્ર રૂ ૫ મા જ અપાશે આ પુસ્તકમા હિંદમા ફેલાયેલા અનેક ધર્મોનું રહસ્ય તે તે ધર્મ સ્થાપનાર મહા પુરૂષનાં જીવન ચરીત્ર સાથે છે તેમા લગભગ ૧૫૦ ઉપરાંત

મહા પુરુષોનાં જીવન ચરિત્રો જે પાન લગભગ ૮૦૦, ઉંચા એ ટીક કાગળ પાકુ પુઠુ છે

આ પુસ્તક ગ્રાહક નહિ હોય તેને રૂ. ૬-૦ માંજ મળશે માત્ર ભાગ્યોદયના ગ્રાહક-નેજ રૂ ૫—૦ માં મળશે.

જે ગ્રાહકો બારમા વર્ષનુ લવાજમ વસુલ આપશે તેમને જ ઉપરના પુસ્તકો માત્ર એક માસ સુધી મગાવી લેવાથી ઓછી કીંમતે મળશે તે પછી મગાવવાથી પુરી કીંમત આપવી પડશે.

આ બધા લાભ જોતાં જણાશે કે ભાગ્યોદયનુ માત્ર રૂ ૩-૦ લવાજમ ખર્ચવાથી કેટલો બધો લાભ મળે છે એક તો દર માસે ઉત્તમ વાચન પુરૂ પાડનાર માસીક મળે, ભેટનુ ઉપયોગી પુસ્તક મળે અને ઉપરના પુસ્તકો ઓછી કીંમતે મળે.

આશા છે કે દરેક બધુ નવા વર્ષમાં ગ્રાહક કાયમ રહેશે અને ભેટનું પુસ્તક વી પી થઇ આવે તેનો સ્વીકાર કરશે જ

ભાગ્યોદયમા-આવતા માસથી એક રસીક વાર્તા શરૂ થશે તેમજ ઉપયોગી નવા વિષયો પણ તેમા શરૂ થશે નવા ગ્રાહકોએ હવે પોતાના નામ નધાવી દેવાં, જેથી ભેટનુ પુસ્તક બધાને મળી શકે

આ અંક બીડાયા પછી આવાડીયામા ભેટનુ પુસ્તક વી પી. કરી મોકલવું શરૂ થશે જે ગ્રાહકોએ સ્વીકારી લેવા વિનતી છે





## प्रोत्साहक मंत्रो.

( લેખક —રૂપરામ શુક્લ )

આપણી આ દુનિઆ હર્ષ તથા શોકથી મિશ્રિત છે. જેટલી ગમગીની તેટલો જ આનન્દ આપણે દેખીએ છીએ

તારો શિકાર તું હમેશાં પ્રાપ્ત કરીશ હા. કદાચ એમ પણ બને કે ધારેલા શિકારને બદલે કોઇ બળતુ જ તારા હાથમા આવી જાય, પણ એ તો અપવાદ અને અપવાદ વગર નિયમનુ અસ્તિત્વ ભાગ્યે જ હોય બાકી સામાન્યત તારા પ્રયાસ હમેશા લક્ષ્ય પ્રદેશમા જ થવાના.

જગતને તુ તારી લાયકી બતાવી આપ પાત્રતા પુરવાર કરી આપ આપણામાંના ઘણાક કાર્યની હિમ્મત કરતી વખત કાર્યની અવગણના કરે છે કિંબહુના મુખ્ય આંકની વખત સાધનને ભુલી જાય છે અને જો એકવાર આપણે પકડાઇએ છીએ તો ફરીવા આપણે એ માગનુ અનુસરણ કરતા નથી આપણે આ રસ્તાર જ આપણી દયા કરતી થતો નથી સ્થિતિ સુધારી શકતો નથી

યાદ રાખ બીજ પ્રતિકૂળ પ્રદેશમાંય પોતાની પ્રકૃતિ તજે નહિ પણ બીલાવાની કેરીની આશા શાને રાખવી ? થોર વાવ્યા હોય અને પછી ગુલાબની આશા રાખવી એ કેમ બને ? પણ હા તારામાં લાયકી જ નહિ હોય તો તો પછી અનેક અનુકૂળ પ્રસંગો આવી મળે, પ્રોત્સાહનો મળ્યા કરે ત્હોય તેનાથી તારૂં કશુંય કારજ નહિ સરે.

સંભવ છે કે ધર્મરાજ કદાચ ચોપડામાં ખાતુ ખતવતાં ભૂલથાપ પણ ખાય. પણ આમ કવચિત જ બનવાનું, હમ્મેશાં નહિ. કારણ એમના ચોપડા તો હમ્મેશા ચોખ્ખા અને વિશ્વાસપાત્ર જ રહેવાના. એ ખાતુ અને એ હિસાબ દીવા જેવા સ્પષ્ટ, સૂર્ય જેવો સાચો સદાને માટે હોય છે

આપણે આપણી પોતાની બેવકુફીથી આપણા બળનો અવળો ઉપયોગ કરીએ છીએ અને પછી બળાપો કરીએ છીએ. વેડફાઇ ગયેલું બળ પાછુ શી રીતે આવે તે શોધવા આપણે ફાંફાં મારીએ છીએ ગયેલું કોઇ કાળે પાછું આવતું નથી એ સનાતન સત્ય જાણવા છતાંય નાહકની ચિન્તા કરીએ છીએ અને બાકી રહેલા બળ પણ બાળી નાખીએ છીએ. આપણે કાયમને માટે અપંગ અને નિરૂપયોગી બની રહીએ છીએ

આપણે આપણા દાવાનો દુરૂપયોગ કરીએ છીએ, હકનો અપવ્યય કરીએ છીએ અને તેમ છતાંય પછીથી જગત કૃતઘ્ન છે એમ કહી ખોટી ફરયાદ કરીએ છીએ આપણી પોતાની જ નાલાયકીથી આપણા પોતાના જ અવિચારીપણાથી આપણી અવદશા હરરોજ થાય છે ત્હોયે આપણે તો બસ સમાજને જ ભાંડવા, દુનિઆને જ દંડવા બેસીએ છીએ આપણે વિશ્વાસઘાત કરીએ છીએ, નિમકહરામ નીવડીએ છીએ અને તેના અમુક ફળ તરીકે પછી જ્યારે આપણે પટકાઇએ છીએ ત્યારે આપણે ધુંવાપુંવા થઇએ છીએ. આપણે અન્યનો જ દોષ દેખીએ છીએ પોતાની કશી કસુર જોઇ શકતા નથી એ વેળા આપ ણને તો એમ જ થાય છે કે બસ બધાંય નગુણા, માત્ર આપણા પોતાના સિવાય જ નહિ તો આપણા એકવારના અંતરના મિત્ર અત્યારે અળગા કેમ થઇ રહે ? એ અગાઉની માફક આપણો હાથ અત્યારે પણ કાં ન ઝાલે ! એકવારના એ દીનાજાન દોસ્ત હજુ પણ આપણને પ્હેલાંની માફક મદદ કેમ ન કરે ! પણ આપણે ભૂલી જ જઇએ છીએ કે આ બધા એ દુભાયલા દોસ્ત ફરીથી ન ઉતરાય એટલા વાસ્તે હવે સાવધ રહે છે. અને આપણે એમની એ સાવચેતીને નિષ્ઠુરતા તથા નગુણાપણું કહી વગોવણા કરીએ છીએ શો મનુષ્ય સ્વભાવ !

આપણે આપણો જ્ઞાનભંડાર વેડફી નાખીએ છીએ અને જ્યારે તળીઉં દેખાય છે ત્યારે આપણને સખેદાશ્ચર્ય થાય છે આપણે પુછીએ છીએ કે બસ આવી રહ્યું ! હવે કંઇ જ ન રહ્યું આપણે મશ્કીકુચીઓમાં તો પેસતા ફરીએ છીએ અને નિષ્ફળ થઇએ ત્યારે દુખી થઇએ છીએ. પરંતુ ભૂલવું ન જ જોઇએ કે સરત તો સપાટ પાધર અને સીધા પ્રદેશમાં જ હોઇ શકે

જેને માટે આપણામાં આવશ્યક યોગ્યતા નથી, જેને માટે આપણે બિલકુલ તૈયાર નથી તે કરવાને માટે પણ આપણે ફાંફાં મારીએ છીએ. અને પછી નિરાશ થઇએ ત્યારે કલ્પાન્ત કરીએ છીએ અને પછી તે કાર્ય અશક્ય છે એવી દલીલ આગળ ધરી આપણે મન મનાવીએ છીએ, આવશ્યક જ્ઞાન અને માહિતી આપ્યા અને અનુભવ મેળવવા પ્હેલાં

જ આપણે મોટા મહેલ બાંધવા ઇચ્છીએ છીએ અને વાત જ્યારે રસકસની આવે ત્યારે આપણે ફરિયાદ કરીએ છીએ કે અમારાપર અવકૃપા છે વક્રદૃષ્ટિ છે.

આ દુનિઆ આવા બખાળીઆઓથી ભરપુર છે એમનામા વિચાર શક્તિ બિલકુલ નથી લાયકી તથા મહત્વાકાંક્ષા શું તે જ એ સમઝી શકતા નથી. મારૂં આ કહેવું ન માની શકતો હોય તો તું બજાર ચોગરદમ જો અને તને આવા અસંખ્ય બાવળીઆ પણ અપાત્ર માણસ આખો દિવસ બડબડાટ કર્યા ફરતા જણાશે અલબત્ત, સમજુ હશે તેને તો આમાં કશું જ અન્યાયી નહિ લાગે આગ્રહી, ઉદ્યમી, વિચારશીલ અને ડાહ્યા માણસ તો સમજે છે જ કે કુદરતમા કંઇ કશો અન્યાય હોય નહિ.

તારૂં પ્રારબ્ધ કયી દિશામાંથી ખુલશે તે તુંજ વધારે સારી રીતે જાણી શકે તું તારા જીવનને એટલી બધી સ્પર્શ રેષાએથી નિહાળી શકે એમ છે કે જેથી કોઇને કોઇ પ્રદેશ તારી શક્તિ અને તારી લાયકીને અજમાવવા યોગ્ય જણાઇ આવ્યા વગર રહેજ નહિ હા એટલું તો ખરૂં કે પોતાની શક્તિને કેવા પ્રકારે વાપરવી એ સમજવું કંઈ સ્હેલું નથી.

જીવનની સ્થિતિઓની સાથે કર્ત્તવ્યનો પ્રદેશ પણ વખતો વખત બદલાતો જ રહે છે તું ગમે તે હો, તારામાં ગમે તેટલું જ્ઞાન હો, તારામાં ગમે તેટલી શક્તિ હો પણ જો તું શાન્ત મગજે એકાન્તમાં બેસીને તારી કૃતિ, તારી ઉમેદપર નિષ્પક્ષપાતપણે વિચાર નહિ કરે તો તો તું એક નિર્મિત વર્તુલમાં જ ઘુંચાયા કરીશ તારી દશા તો પેલા "રણીઆ ગદ્ધી" ના જેવી જ થવાની.

પ્રથમ કરે જા પ્રામાણિક નિષ્ફળતા મળે તો ભલે મળે પણ તેનાથી નિરાશ થઇ આદરેલી વાત ઐક પડતી મુકી દેવાને બદલે કોઇ બીજો માર્ગ હૂંઢી કાઢ આ નહિ તો અન્યત્ર પણ તું પ્રયાસ કરી શકે ફળ મેળવી શકે એમ છે

તારૂં આસ્તત્વ કદાચ અહિં નિરૂપયોગી મનાય પણ અન્યત્ર એવા ઘણા પ્રદેશ છે કે જ્યાં તું તારી યોજના અમલમા મુકી શકે, જડ ખાલી બેઠેલી અને સત્વાનાશક જુની રૂઢિ દૂર કરી સુખદા અને શ્રેયસ્પાદક નવી પ્રણાલિકા સ્થાપી શકે આરંભના આ યોજનામાં અંતરાયો આવે પણ તેથી ગભરાઇ ન જતાં સફળ થાય ત્યાં સુધી પ્રયાસ કરે જા અહિં તારો ભાવ નહિ પુછાતો હોય એ ખરૂં પણ ત્યાં તો તારા વિના પાંદડું પણ હાલી શકે એમ નહિ હોય. માટે નાહિંમત ન થા નિરાશ ન થા

ઘડીભર એવા સ્થલમાં જા કે જ્યા આગળ જગતનો કોલાહલ પ્હોંચી શકતો નહોય ત્યાં જઇ પુખ્તપણે વિચાર કર, તારી લાયકી તપાસ.

અને જો તારામાં જ સુઘડતા, મહિમ્નતા, સાહસનો અભાવ હોય અને એથી કરી જો અમને તારૂં મ્હોં ન ગમે તો પછી તું અમારો વાંક કાઢતો મા.

---

બાલકૃષ્ણ

## ભાગ્યેદય.

વર્ષ ૧૧ મુ ] માર્ચ ૧૯૨૩ થી ફેબ્રુઆરી ૧૯૨૪ સુધી [ અંક ૧ થી ૧૨

## વિષયાનુક્રમણિકા

# દવે ફાર્મસીની દવા વાપરનારાઓ શું કહે છે.

સ્વામીનારાયણના મંદિરના કારભારી મી. મગનલાલ લખે છે કે તમારી હરસની દવાથી મને પચીસ વરસનું હરસનું દરદ મટયું છે હું ઘણી દવા કરી કંટાળી ગયો હતો પણ આપની દવાથી મને ફાયદો થયો છે જેથી હું ઉપકાર માનું છું હરસને માટે આ દવા અસર કરનારી મને જણાઈ છે

કલકત્તાથી મી સી એમ ચોવટી લખે છે કે તમારી દવાથી મને જુના હરસનું દરદ મટયું છે ને હજુ સુધી ફરી થયું નથી, જેમાંની ૧ ડબી બીજી મોકલજો.

વાસણાથી પા લલ્લુભાઈ ભવાન હરસની દવાથી સારો ફાયદો છે, - બીજી ડબી તુરત મોકલો

ખંડેરાથી કામેશ્વર નથુરામ લખે છે કે આપની પ્રમેહની દવાથી પ્રમેહ મટયો છે ઘણી દવાઓથી ફાયદો ન થયો તે આ દવાથી મટયો છે

વડોદરાથી પરમાનંદ હરીલાલ મુનશી લખે છે કે-આ દવાથી પરમીયાના ઘણા જુના દરદીને આરામ થયો છે, ભડાગીયાથી ગવરીશંકર ત્રીભોવન લખે છે કે-પ્રમેહ પીલ્સથી મને ઘણો ફાયદો થયો છે હવે મને પ્રમેહની જરા પણ અસર રહી નથી.

કુબલીથી નરશી શીવજી લખે છે કે આપની પ્રમેહપીલ્સ વાપરવાથી એકદમ આરામ થયો છે તેથી આપને જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડો જ છે

ખાખરેચથી મીમોન દાનીયલ લખે છે આપની પ્રમેહપીલ્સ અનુપાન સહિત વાપરવાથી ફતેહમંદ નીવડી છે તે દરદીને ઘણીજ માફક આવી છે; કોલેરાપીલ્સની ડબી ૧૨ મોકલી આપજો.

પાણજથી ભગવાનજી રણછોડજી લખે છે કે-અમારા ઘરમાં એક બાઈને હીસ્ટીરીઆ થયો હતો ને લોકો ભૂત છે એમ કહેતા, ધુણતી પણ ખરી, પણ તમારી સલાહ મુજબ હીસ્ટીરીઆપીલ્સ અને અનુપાનનો ઉપયોગ કરાવ્યાથી અઠવાડીયુ ન થયું તેવામાં તો તેને આરામ થઇ ગયો છે જેથી મને નિશ્ચય થયો એ કે હીસ્ટીરીઆ ઉપર તમારી એ દવા રામબાણ નીવડી છે

મુંબાઇથી નાગરજી મોરારજી માસ્તર લખે છે આપની હીસ્ટીરીઆપીલ્સ અને અનુપાન ઘી વાપરવાથી આરામ થતો જાય છે બીજી એજ-દવા વી પી.થી મોકલો.

નાજરથી ઉમેદભાઇ કાળીદાસ જણાવે છે કે એક દરદી ઘણોજ વાથી રહી ગયો હતો ને આંગળી તથા હાથ વળી ગયા હતા શરીરે ખુચો થયો હતો ને હલાતુ ચલાતુ નહોતુ તેને વાત હરપીલ્સ આપવાથી આરામ થયો છે ને વાનો રોગ મટી ગયો છે.

ધ્રાંગધ્રાથી આ શ્રી લાડુબા લખે છે, અમારા કુમારશ્રી વજેસિંહજીભાઇને વાની બિમારી હતી પરંતુ તમારી વાતહરપીલ્સ વાપરવાથી ઘણોજ ફાયદો થયો છે હવે બીજી દવાની જરૂર પડે તેમ નથી પરંતુ તમારી વાતહરપીલ્સ વાપરવાથી ઘણોજ ફાયદો થયો છે

થાણા પીપલીથી ડા ભગવાનજી દેવજી લખે છે કે આપના જીવનથી અતીના દર્દો ઘામ, ઉધરસ વીગેરેમાં ઘણોજ ફાયદો થયો છે, દરેક તેવા દરદીને તમારૂં જીવન વાપરવા મારી ખાસ ભલામણ છે બીજો ડબો ૧ રતલ મોકલાવશો.

ક્ષય, સંગ્રહણી, હરસ પ્રમેહ, સ્ત્રીઓના પ્રદરાદિ રોગો, લકવો, ધાતુ ક્ષય-વિગેરે ખાસ મટાડીએ છીએ. એકવાર તમારા દરદ માટે મુલાકાત લ્યો.

| દવાખાનું | જેઠાલાલ દેવશંકર દવે. વૈદ્ય |
|---|---|
| ઠે. રીલીફરોડ મહાવીર સ્વામીના | માલીક |
| દેરાસર સામે—અમદાવાદ. | દવે કેમીકલ વર્કસ અને દવે આયુર્વેદિક ફાર્મસી. |

# ભાગ્યોદય.

વર્ષ ૧૨ મું ] એપ્રિલ સને ૧૯૨૪. [ અંક ૨, જો.

વિષયાનુક્રમણિકા.



હિંદુસ્તાન માટે
વાર્ષિક લવાજમ
રૂ. ૩—૦—૦

તંત્રી અને પ્રકાશક
જેઠાલાલ દેવશંકર દવે
ભાગ્યોદય ઑફિસ—અમદાવાદ

પરદેશ ખાતે
લવાજમ
શિલિંગ ૭

# સૂચના

ભાગ્યોદયનું વાર્ષિક લવાજમ રૂ. ૩—૦—૦ છે દર માસે દરેક ગ્રાહકને એક નિયમિત મળે છે
ભાગ્યોદયના ગ્રાહક થવાથી લવાજમ કરતા પણ વિશેષ લાભ તો બીજા મળે છે

ભાગ્યોદયના ગ્રાહકને આ વર્ષે ભેટનું પુસ્તક

## આત્મીક જીવન

આપવાનુ છે. આ પુસ્તકના લેખક શ્રીયુત મણિલાલ નથુભાઇ દોશી, બી એ. છે શ્રીયુત દોશીના અધ્યાત્મવિદ્યા સબધી લેખો ભાગ્યોદયમા ઘણા વર્ષોથી આવે છે. આ પુસ્તક આત્મજ્ઞાન સબધી અનેક ઉપયોગી વિષયોથી ભરપુર છે પુસ્તકની છુટક કીમત રૂ. ૧—૮—૦ છે છતા ભાગ્યોદયના ગ્રાહકને તો તે મફત જ મળશે

આ અક મળ્યા પછી ભેટનુ પુસ્તક—દરેક ગ્રાહકને ભાગ્યોદયનું લવાજમ રૂ ૩—૦—૦ વસુલ કરવા માટે વી. પી. થી મોકલવામા આવશે. જેથી વી પી. આવે ી લવાજમ આપી પુસ્તક લેઇ લેવા દરેક ગ્રાહકને અમારી ભલામણ છે

આ પુસ્તકની અદર આત્માનું સ્વરુપ-ઉપનિષદના આધારે, શાંતિ, આત્મિકજીવનનુ રહસ્ય, આદર્શજીવન, ખરૂ આત્મજ્ઞાન, ખરી આત્મદશા, આત્મશ્રદ્ધાની ભવ્યતા, આધ્યાત્મિક જીવનમા મનની એકાગ્રતાનુ સ્થાન આત્મિક વિકાસ અને વિજય, આત્મિક જીવનના નિયમો—ચૈતન્યની વિશાળતા, કર્ત્તવ્યના નિયમ, યજ્ઞનો નિયમ, વિગેરે ઉપયોગી વિષયો છે.

ભેટનુ પુસ્તક ઘણું ઉપયોગી છે, વાચ્યાથી ખરા આનદનો રસ્તો હાથ આવશે આશા છે કે દરેક ગ્રાહક આ ભેટનું પુસ્તક લવાજમ માટે વી. પી રૂ ૩—૪—૦ નુ થઇ આવે તેનો સ્વીકાર કરશેજ

# दवे आयुर्वेदिक फार्मसी अने दवे केमीकल वर्कस—अमदावाद

## सूचिपत्र

દવાઓ—વનસ્પતીની; દેશી; શાસ્ત્રીય પદ્ધતિથી બનાવેલી, નિર્ભય ધર્મનો બાધ આવે નહિ તેવી છે, છતાં ગુણમાં અનુભવસિદ્ધ અને સર્વોપરી છે.

### भस्मो

અભ્રકભસ્મ—અભ્રકભસ્મ બુદ્ધિ, બળ, તથા આયુષ્ય વધારનાર, વૃદ્ધાવસ્થા અટકાવનાર છે ક્ષય, શ્વાસ, દમ, ખાંસી, રક્તપિત્ત, પાંડુ, અમ્લપિત્ત પ્રમેહ, શોષરોગ, ધાતુક્ષય, વાતપિત્ત, કફ વગેરેનો નાશ કરે છે, ૧ થી ૨ રતિ મધ તથા પીંપર સાથે અથવા માખણ સાથે સવારસાંજ આપવી

નં. ૧ (સહસ્રપુટી) તો. ૧ ના રૂ ૫૦–૦–૦

નં. ૨ (સોપુટી) તો ૧ ના રૂ. ૧૦–૦–૦

જસત ભસ્મ–૧ થી ૩ રતી બે વખત મધ કે ઘી સાથે લેવાથી પેશાબના દરદો અને અંદરનો રક્તશ્રાવ મટે છે, તો. ૧ કીં રૂ૫)

તામ્રભસ્મ–ાા થી ૧ રતી મધ કે માખણ સાથે બે વખત લેવાથી દમ, ઉધરસ છાતીના રોગો, મટે છે તો ૧ ની કીં રૂ ૮)

નાગભસ્મ–૧ થી ૩ રતી માખણ કે ઘી સાથે બે વખત લેવાથી પેશાબના રોગો નબળાઇ મટે છે, તો ૧ ની કીં, રૂ ૩ )

બંગભસ્મ—પ્રમેહમાં વિર્યશ્રાવ, જ્ઞાનતંતુની નબળાઇ, અશક્તિ, નેત્રરોગ વીગેરેમાં ૧ થી ૨ રતિ; મધ તથા જાયફળ સાથે સવાર સાંજ આપવી. તો ૧ રૂ ૩–૦–૦

લોહભસ્મ—લોહી વધારવામાં બહુ ઉપયોગી છે પાંડુ, અશક્તિ, દમ, ધાતુક્ષીણતા, રક્તપિત્ત, અમ્લપિત્ત, સંગ્રહણી, મંદાગ્નિ વીગેરેમાં ૧ થી ૨ રતિ મધ તથા પીપર સાથે સવાર સાંજ આપવી તો. ૧ ના રૂ ૪–૦–૦

મંડુરભસ્મ—પાંડુ, બરોલ, યકૃત વીગેરેમા ૨ થી ૪ રતિ મધ તથા પીંપર સાથે સવાર સાંજ આપવી તો. ૧ ના રૂ ૨–૦–૦

સુવર્ણમાક્ષિક ભસ્મ—સ્ત્રીઓની સુવાવ તથા ગર્ભાશયના રોગો પાંડુ, જીર્ણજ્વર, પ્રદર, અશક્તિ, ખાંસી વીગેરેમાં ૧ થી ૨ રતી, મા તથા પીંપર સાથે સવાર સાંજ આપવી તો. ૧ ના રૂ ૨–૦–૦,

મુક્તાભસ્મ—મગજ તથા છાતીના રોગે ક્ષય, દાહ, પિત્ત, નબળાઇ, જીર્ણજ્વર, ઉ ક્ષત, વિગેરેમા અડધીથી એક રતિ મ અથવા માખણ સાથે સવાર સાંજ આપવ તો. ૧ ના રૂ ૩૦–૦–૦

પ્રવાલભસ્મ—ક્ષય, પ્રમેહ, ખાંસી, મ જની નબળાઈ, અશક્તિ વીગેરેમાં ૧ થી રતિ મધ અથવા માખણ સાથે સવાર સાં આપવી તો. ૧ ના રૂ. ૨–૦–૦

પ્રવાલપિષ્ટ—ગુણ ઉપર પ્રમાણે તો ૧ રૂ

શુક્તિભસ્મ—યકૃત, બરોલ, મગજ નબળાઈ, દમ ખાંસી, વિગેરેમા ૧ થી ૨ ર મધ સાથે સવાર સાંજ લેવી તો ૧ ના રૂ

શંખભસ્મ—અજીર્ણ, અપચો, આફ વીગેરેમા ૧ થી ૨ રતિ મધ તથા પીપરસ સવાર સાંજ આપવી તો. ૧ ના ૦–૮–૦

કપર્દીભસ્મ–ગુણ ઉપર મુજબ તો ૧ના રૂ.૦

સાબરશીંગભસ્મ—ખાંસી, દમ, રક્ત વીગેરેમાં ૧ થી ૨ રતિ મધ અથવા મા સાથે સવાર સાંજ આપવી, તો.૧ના રૂ ૨–૦

ત્રીભુવનકીર્તિ રસ—તાવ, સન્નિપાત, શ્વાસ, ખાંસી વીગેરેમાં ૧ થી ૨ ગોળી પાણી અથવા આદાના રસ સાથે, સવારે, બપોરે તથા સાંજે આપવી. તા ૧ ના રૂ ૦–૧૦–૦

પંચામૃત પર્પટી—સંગ્રહણીનો અકસીર ઇલાજ છે, સંગ્રહણી, અતિસાર, મરડો, સોજા, મંદાગ્નિ, અમ્લપિત્ત, ક્ષય, પાંડુરોગ, વીગેરેમા ૧ થી ૩ રતિ મધ તથા પીપર સાથે સવાર સાંજ આપવી તોલા ૧ રૂ ૮–૦–૦.

પ્રદરારિલોહ—પ્રદર, લોહીવા, અશક્તિ વીગેરેમાં બબે ગોળી સવાર સાંજ દુધ સાથે આપવી તો ૧ ના રૂ ૨–૦–૦

પ્રવાલપંચામૃત રસ—ઉદરરોગ, ગુલ્મ, આફરો, ખાશી, શ્વાસ, ક્ષય, સંગ્રહણી, અમ્લપિત્ત, મંદાગ્નિ, હૃદયરોગ, મુત્રકચ્છ, પથરી, પ્રમેહ વીગેરેમા ૨થી ૪ રતિ, મધ તથા પીપરસાથે સવારસાંજ આપવી તો ૧ રૂ. ૧૦

મહાજ્વરાંકુશરસ—તમામ જાતના વિષમજ્વરમાં ૧ થી ૨ ગોળી આદાના રસમા અથવા પાણી સાથે સવારે બપોરે તથા સાંજે આપવી તો ૧ ના રૂ. ૦–૧૦–૦

મૃત્યુંજય રસ-૧ થી ૩ ગોળી દિવસમાં ૩ વખત પાણી સાથે લેવાથી તાવ, સળેખમ, ગળાનો સોજો, નજલો, રતવા, ચસ્કા વાળા સોજા મટે છે તો ૧ ડી ૦–૧૦–૦

મહામૃત્યુંજય રસ-૧ થી ૪ ટીકડી પાણી સાથે દિવસમા ૩ વખત લેવાથી તાવ, બરોળ કલેજાનો વરમ, વાઇ, ઝાડા મટે છે. આ દવા તાવ ઉતારે છે અને નબળાઇ ઉત્પન્ન કરતી નથી તો ૧ ડી. રૂ ૧–૧૨–૦

મેહબદ્ધ રસ—૧ થી ૪ ગોળી દિવસમા ૩ વખત મધ સાથે લેવાથી સર્વ પ્રકારના પ્રમેહ, જુનો પરમીયો પણ મટે છે તો ૧ ની ડી. રૂ ૩)

મહાલક્ષ્મી વિલાસરસ-ધાતુક્ષીણતા, ક્ષય, રક્તપિત્ત, અશક્તિ વીગેરેમા ૧ થી ૨ ગોળી મધમા સવાર સાંજ આપવી તો ૧ .રૂ. ૧૦

મહાકવ્યાદરસ—અજીર્ણ, અપચો, આફરો વીગેરેમા ૨ થી ૪ ગોળી જમ્યા પછી આપવી, કોલેરામા ઉલટી બંધ ન થાય ત્યાં સુધી અડધા કલાકે ચારથી આઠ ગોળી આપવી તો. ૧ ના રૂ ૨–૦–૦

માણીકયરસ—લોહી તથા ચામડીના વિકારો. દમ, તાવ વીગેરેમાં ૧ થી ૨ રતિ મધ અથવા ઘીસાથે સવારસાંજ આપવી તો ૧રૂ ૫

લઘુમાલિની વસંત—જીર્ણજ્વર, પ્રદર, ગર્ભિણીના રોગો, નબળાઇ, ખાશી વીગેરેમાં ૧ થી બે રતિ મધ તથા પીપર સાથે સવાર સાંજ આપવી તો ૧ ના રૂ ૨–૦

લક્ષ્મીનારાયણરસ—આંચકી, અતિસાર, સન્નિપાત, વીગેરેમા આદાના રસ સાથે ૧ થી બે ગોળી સવારે, બપોરે તથા સાંજે આપવી તો ૧ રૂ ૨–૮

લોકનાથ રસ—ક્ષય, જીર્ણજ્વર, અજીર્ણ ખાંસી વીગેરેમાં ૧ થી ૨ રતિ, મધ અથવા ઘી સાથે સવાર સાંજ આપવી તોલા ૧ રૂ ૨

વસંતકુસુમાકર રસ-પ્રમેહ, મધુપ્રમેહ, બહુમુત્રતા, ક્ષય, રક્તપિત્ત, ખાંસી, જીર્ણજ્વર, મગજની નબળાઇ વીગેરેમાં ૧ થી ૨ રતિ મધસાથે સવારસાંજ આપવી, તો ૧રૂ.૧૫

શ્વાસકુઠાર રસ-શ્વાસ, દમ, તાવ, વીગેરેમાં ૧ થી ૨ ગોળી મધ સાથે સવારે બપોરે તથા સાંજે આપવી તો ૧ રૂ. ૦–૧૦–૦

સિદ્ધમકરધ્વજ રસ-નપુંસકપણુ, વિર્યસ્રાવ, ક્ષય, દમ, રક્તપિત્ત, પાંડુ, અમ્લપિત્ત અશક્તિ વિગેરેમાં એક એક ગોળી સવાર સાંજ નાગરવેલના પાન સાથે આપવી.તો૧રૂ.૧૦

સુવર્ણમાલીની વસંત—નં. ૧-ક્ષય, જીર્ણજ્વર, પ્રદર, રક્તપિત્ત, ધાતુક્ષય, ખાસી દમ, અપસ્માર, મગજની નબળાઇ, અશક્તિ વીગેરેમાં ૧ થી બે ગોળી મધ તથા પીપર સાથે સવાર સાંજ આપવી. તો ૧ ના રૂ ૧૬

સુવર્ણ પર્પટી-ક્ષય, સંગ્રહણી, સોજા, અશક્તિ, વીગેરેમાં ૧ થી ૨ રતિ મધ તથા પીપર સાથે સવારસાંજ આપવી તો ૧ રૂ ૧૫

હેમગર્ભ પોટલી રસ-મૂર્છા, મુંઝારો, હૃદયરોગ ક્ષય, દમ, જીર્ણજ્વર, અશક્તિ અને સન્નિપાત મટાડે છે. ૧ થી ૨ રતી મધ તથા કાળા મરીના સાથે સવાર સાંજ લેવી. તો ૧ રૂ ૧૫

આકરેકરભાદી ગુટિકા—વિર્યશ્રાવ, આ-
ફી, ઉન્માદ, વીગેરેમા ૧ થી ૨ ગોળી, દુધ
થે સવાર સાંજ આપવી તો ૨ની કીં રૂા ૧)

એલાદિ ગુટીકા—ખાશી, રકતપિત્ત, હેડકી
ગેરેમા બે શી ચાર ગોળી સવાર સાજ આ-
વી. તો. ૧ રૂ ૧-૦-૦

કાકાયન ગુટિકા—૧ થી ૪ ટીકડી ઉના
ણી સાથે દીવસમા બે વખત લેવાથી પે-
નો ગોળો, વાયુ, ચુક, મંદાગ્ન, હરસ મટે
છે પાશેરની કીં. રૂ ૩)

ખદીરાદિ ગુટીકા—મુખપાક, મુખની દુ-
ર્ગંધી, દાંત, જીભ તથા મુખરોગ સ્વરભંગ,
ખાશા વીગેરેમા એક એક ગોળી મોઢામા
રાખી રસ ઉતારવો તો ૧ ની કીમત રૂ. ૦-૮-૦

ગધકવટી—અરૂચી, અજીર્ણ, આફરો,
અપચો વીગેરેમા ૨ થી ૪ ગોળી જમ્યા પછી
આપવી. તો ૫ ની કીમત રૂ ૧-૪-૦

ચંદ્રપ્રભા ગુટીકા—પ્રમેહ તમામ જાતના મુત્ર
રાગ. મુત્રકચ્છ, પથરી, પ્રમેહ. નબળાઇ વિર્ય-
વિકાર લોહી તથા ચામડીના વિકારો વીગેરેમાં
બે ગોળી પાણી સાથે સવાર સાજ આપવો,
૧ ની તો ૧ ની કીંમત રૂા. ૧-૪-૦

ચિરેટા ટેબ્લેટસ—૨ થી ૪ ટીકડી દિવ
મા ત્રણ ચાર વખત પાણી સાથે લેવાથો
તાવ મટાડે છે, નબળાઇ મટાડી શક્તિ આપે
કવીનાઇન કરતા ઉત્તમ છે. ૧૦૦ ટી-
કડીની કી રૂ ૧)

જુલાબની ટીકડી—જેટલી ગોળી ખાય
તેથી બમણા જુલાબ થાય છે પેટનો દુખાવો
બજીયત, અપચો ચુક મટે છે. બા ૧ ની
કીં રૂ ૦-૮-૦

ટોનીકપીલ્સ—૧ થી ૨ ગોળી સવાર બ-
પાર સાંજ દુધ સાથે લેવાથી શક્તિ વધે છે,
ધાતુની નબળાઇ મટે છે બા, ૧ ના કીં રૂ ૧)

તાવની ગોળી—૧ થી ૨ ગોળી દિવ-
સમા ૪ વખત લેવાથો ન ઉતરતા તાવ, ટા-
ઢીયા, એકાંતરીઆ, ચોથીયા તાવ મટેછે કીં રૂ ૧

દ્રાક્ષાદિ ટેબ્લેટ—ખાધુ પચાવી, ભૂખ
લાવી દસ્તની કબજીયત મટાડે છે. ૨ થી
૪ ટીકડી ત્રણ ચાર વખત લેવી ૧૦ તો-
લાની કીં. રૂ. ૧)

બાળાગોળી—૧ થી ૨ ટીકડી પાણી સાથે
ઘસી બાળકોને પાવાથી તાવ, ઉદરસ, ઝીણી
વરાધ મટે છે બા, ૧ ની કીં. રૂ ૦-૮-૦

બૃહત્સુરણવટી—૨ થી ૮ ટીકડી છાસ કે
પાણી સાથે દિવસમા ૩ વખત લેવાથી હરસ
મટે છે, મંદાગ્નિ, જુના ઝાડા, દમ ઉદરસ,
હેડકી, ખરોળ અને નબળાઇ મટે છે ૦ા
રતલની કીં રૂ ૧)

મંડુરવટી—૧ થી ૪ ટીકડી ત્રણ વખત
દુધ સાથ આપવાથી પાંડુરોગ, માટી ખાનારાં
બાળકોનો પાંડુરાગ, પીંડાશ, નબળાઇ મટે
છે તો ૧ કી રૂ. ૨ )

મરીચ્યાદિ ટીકડી—૧ થી ૪ ટીકડી પાણી
સાથે દિવસમા ૩ વખત લેવાથી મંદાગ્નિ,
ઘચરકાં વિકાર, ઉદરસ, સસણી, પથરી મટે,
છે તો. ૧ ની કીં ૦-૪-૦

માથાના દુખાવાની ટીકડી—૧ થી ૨
ટીકડી ખાઇ ઉપર ગરમ ચ્હા પીવાથી મા-
થાનો સખત દુખાવો, આધાશીશી, મટે છે.
ગોળી ૩૫ ની કી. રૂ; ૦-૧૨-૦

લવણવટી—ચૂક, આફરો, અપચો, અજી-
ર્ણ વીગેરેમા બે થી ચાર ગોળી જમ્યા પછી
આપવી તો ૫ ની કીમત રૂ ૧-૪-૦

લવંગાદિવટી—ઉધરસમા એક એક ગોળી
નો મોઢામા રસ ઉતારવો. તો ૧નીકીં રૂ ૦ા

વિષતિન્દુકવટી—૧ થી ૪ ગોળી જમ્યા
પછી દિવસમા ૨ વખત પાણી સાથે લેવાથી
ધાતુની નબળાઇ, મંદાગ્નિ, પાંડુ, ચુક, મધુ
પ્રમેહ મટે છે તો ૧ ની કી ૦-૧૨-૦

શંખવટી—અજીર્ણ, આફરો, અતિસાર,
શૂળ વીગેરેમા બબ્બે ગોળી જમ્યા પછી આ-
પવી, તો ૧ નો કીમત રૂા. ૦-૮-૦

શશમનો નં ૧—અમ્લપીત્ત, જીર્ણજ્વર
ઉલટી, દાહ, પ્રદર, નબળાઇ વીગેરેમા ૪થી
૧૬ ગોળી પાણી અથવા દુધ સાથે સવાર
સાજ આપવા તો ૧ ના રૂા. ૧-૦-૦

સંજીવની વટી—૧ થી ૪ ટીકડી પાણી
સાથે બે ચાર વખત લેવાથી કોલેરા, જુના
ઝાડા, તાવ, ચુંક અને આફરો મટે છે. તો
૧ ની કી. ૦-૮-૦

દવે કેમીકલ વર્કસનો

# સીરપ ઓફ વસાકા

( અરડુશીનું સરબત ) આ શરબત સ્વાદિષ્ટ અને ગુણકારી છે

આ સરબત પીવાથી; ક્ષય, દમ, ઉધરસ, રક્તપીત, ખાંસી, સળેખમ, તરસ, છર્દિ જ્વર, ખાત્રીથી મટે છે ક્ષયને મટાડવામા અરડુશીને આપવું દેશી શાસ્ત્રોએ વખાણી છે તે આ દવાથી ઉધરસ, ગમે તેવી ઉધરસ છાતીનો દુખાવો, કફ ફેફસાંનો વ્યાધિ મટે એમા નવાઇ શી ? કીં. રૂ. ૧-૮-૦

# સીરપ ઑફ બ્રાહ્મી

(બ્રાહ્મીનું સરબત) ગાંડપણ અને ઉન્માદને મટાડનાર ઉત્તમ ઔષધ, મગજની અસ્થિરતા, હીસ્ટીરીઆ, વાઇ, ફેફરૂ, ગાંડાપણું, મગજનું ચક્રી જવું, યાદદાસ્ત ઘટી જવી, ઉંઘ આવવી વિગેરે દરદોમા આ સીરપ રામબાણ કામ કરે છે.

વિદ્યાર્થીઓને આ સરબત પાવાથી ખુશીથી પીઇ શકે છે. કારણ સ્વાદિષ્ટ છે. તેમની બુદ્ધિ અને યાદદાસ્તી વધે છે. મગજશક્તિ વધે છે, જ્ઞાનશકિત વધે છે. આંખોનું તેજ વધે છે. મગજ શાંત રહે છે ઉંઘ સારી આવે છે મોટી બાટલી કી ૧-૮

## દવે ફાર્મસીનો દ્રાક્ષાસવ

સ્વાદિષ્ટ અને મધુર પીણું છે, અપચો, ભૂખ ન લાગવી, કબજીયત, છાતીનો દુખાવો, ઉધરસ, છર્દિ જ્વર, નબળાઇ, ક્ષય, ઉંઘ ન આવવી, મૂર્છા અને અશક્તિને મટાડે છે. જુનો ખાવાથી વધુ ફાયદો કરે છે ૧॥ રતલની કી રૂ ૨—૦—૦

દાદરનો મલમ—આ મલમ ચોપડવાથી કાળી કે લાલ જુની દાદર મટી જાયછે રૂ ૦।

પેનહરબામ-માથુ દુખવું આવાશી-શી. વા. સંધિવા, ચરકા, દુખાવો, સસણી એને આ બામ ચોપડવાથી મટી જાયછેરૂ.૦ ૮

ખરજવાનો મલમ- આ મલમ ચોપડવાથી લીલુ કે સુકુ ખરજવું મટી જાય છે ખાત્રીવાળો ઈલાજ ૦-૮-૦

દંતમંજન-દાંતે ઘસવાથી દાંતનો દુખાવો, અવાજુ, સડુકા મટી દાંતને મજબુત કરે છે કી રૂ ૦—૮—૦

નયનામૃત સુરમો—આંખમા આંજવાથી ઝાંખ, છારી મટી તેજવધે છે તો ૧ની કીં ૦॥=

સાચા મોતીનો સુરમો

આ સુરમો આંખમા આંજવાથી છારી, પાંપણોના ખીલ, ઝાંખ, ગરમી મટી આંખનું તેજ વધે છે. તો ૧ ની કી રૂ ૫)

ધોળો સુરમો—ગુણ ઉપર પ્રમાણે તો ૧ ની કી રૂ ૨—૦—૦

સાચા મોતીનો સુરમો નં-૨ ગુણ ઉપર પ્રમાણે તો ૧ ની કી રૂ ૧)

## दवे केमीकल वर्कस अने दवे आयुर्वेदिक फार्मसी

ઠે રીચીરોડ—મહાવીર સ્વામીના દેરા સામે ન ૧૧૫ અમદાવાદ.

# ભાગ્યોદય.

પુસ્તક ૧૨ ] ચૈત્ર સંવત ૧૯૮૦-એપ્રીલ ૧૯૨૪ [ અંક ૨ જો

## अन्तराल प्रवेशानुभव

[ વાલમજી વહેલા વગાજે રે, એ લય, ]

કંઇ સૂક્ષ્મ મન્ત્ર ધ્વનિ સાથે રે, હૃદયે જઉં છું,
થઇ સ્થિર અત્યન્ત નિરતિ રે, ઉંડે જઉં છું
કંઇ શિથિલ સ્વસ્થ અવસ્થા, પહેલી શરીરની અનુભવતો,
પછી મન અન્તર્મુખ કરતો રે ઉંડે૦
એટલે ઉંડે હું આવ્યો, સ્થિર કરી ચિત્તવૃત્તિ મારી,
જ્યાં શુભ્ર હૃદય પ્રકાશ રે, ઉંડે૦
મન્ત્રનું ઉચ્ચારણ ક્રમથી, હું દીર્ઘ અને પ્લુત, કરતો,
હું મનોમય થાતો રહેતો રે ઉંડે૦
જ્યાં મન્ત્ર ભાવનામય થઇ, રહે તે વિજ્ઞાને આવી,
તે સ્થળને પણ હું વટાવી રે, ઉંડે૦
કોઇ એવા ઉંડાણે હાવે, કંઇ અનાયાસ સહી જાઉં,
જ્યાં મન્ત્રરૂપ હું થાઉં રે, ઉંડે૦
આ આનન્દ ધામ લહાતું, ત્યાંથી પણ કંઇક જવાતું,
પણ ક્યાં તે ના કહેવાતું રે, ઉંડે૦
આ ક્ષણ મુજ 'હું' માં કાંઇ, અદ્ભુત ફેરફાર થાતો,
ચિદ્રૂપે પલટાઈ જાતો રે, ત્યાં હું રહું છું
હું મને બ્રહ્મમય લહેતો રે, સ્થિર ત્યાં થઉં છું
હું પૂર્ણ બ્રહ્મરૂપ રહેતો રે, મૌન થઉં છું

શ્રી ह



# खरुं कर्तव्य.

તમે સવારમા ઉઠો છો ત્યારથી રાત્રે સુઇ રહો છો ત્યાં સુધીમાં જે જે ક્રિયાઓ કરો છો, તે તે ક્રિયાઓનુ કદી નિરિક્ષણ કર્યું છે ખરૂ ? તમે તે તે ક્રિયાઓ સુખ આપે તેવી કરો છો કે દુઃખ ઉપજાવે તેવી કરો છો તેનો કદી ખ્યાલ રાખ્યો છે ?

ઘણા માણસોને એવી ટેવ હોય છે કે' તે બીજાની વાતો કર્યા કરે, અમુક માણસ તો આજે આમ કરતો હતો, તે તો આવો છે અને તેવો છે' એવી બીજાની વાતો કર્યા કરે છે. બીજો શું કરે છે તેનું તે નિરિક્ષણ કરે છે, ગામમા કોણ શું કરે છે અને તે કેવો માણસ છે તેની ખબર રાખે છે, પણ પોતે રોજ શું શું ક્રિયા કરે છે, પોતે કેવો છે તેનો કદી વિચાર કરતો નથી.

દોષ માનનો ત્યાગ કરવા માટે બીજાના દોષો જોવાની ટેવ છોડી દેવી અને પોતાનામા કોઇ દોષ છે કે કેમ તેની તપાસ રાખતા રહેવી બીજાના અવગુણ જોવાનો સ્વભાવ છોડવો, પણ પોતાનામા કોઇ અવગુણ છે કે કેમ તેની શોધ કર્યા કરવી

બીજાના આચાર વિચાર સબધી વાતો કરનારા આજે ઘણા પડયા છે, પણ પોતાના વિચાર અને આચાર કેવા છે તે જોનારા કોઇ જવલ્લેજ હોય છે. તમે હંમેશા બીજાના શુભ વિચારો તરફ લક્ષ આપજો, બીજાના ગુણોને શોધવાનુ કામ કરજો અને તમારા અશુભ વિચાર કે અસત્ય આચરણનો ત્યાગ કરી તમારામા શુભ વિચાર અને સત્ય આચરણને સ્થાપજો

તમે આખો દિવસ જે જે ક્રિયાઓ કર્યા કરો છો. તેની ખાસ તપાસ રાખજો, સાંજે વિચાર કરજો કે આજે આખા દિવસમા આપણે શુ શુ કર્યું, કાલે સવારથી આપણે શું શુ કરવાનુ છે તેમા સત્ય આચરણ, શુભ વિચાર કેટલા મેળવ્યા તે બારીકાઇથી જોજો તમારા શરીરને માટે તમારા મનને માટે અને તમારા આત્માને માટે શી શી ક્રિયાઓ કરી તે શોધી કાઢજો.

મનુષ્યોનો ઘણો ભાગ પ્રાત કાલ ઉઠે છે ત્યારથી તે રાત્રે સુતા સુધી વ્યવહારની ક્રિયાઓ કર્યા કરે છે, તેમ. પરમાર્થની શુ શું ક્રિયા કરી તે શોધી કાઢવાની કોઇને દરકાર રહેતી નથી આ શરીર શા માટે જન્મ્યું છે ? આપણે કોણ છીએ ? આ સસારમા જન્મી શુ કર્ત્તવ્ય કરવાનુ છે તેનો કદી ભાગ્યેજ વિચાર કરે છે

મનુષ્યો જે કાંઇ ક્રિયાઓ કર્યા કરે છે તે ઘણે ભાગે તો વ્યવહારની, ધન કમાવા સબધી હોય છે, વ્યવહારના પદાર્થો શરીર માટે છે શરીર એ

નાશવત છે, શરીરને માટે જન્મારા સુધી જે જે ક્રિયાઓ કરવામા આવે છે તે સર્વ માત્ર શરીરના ઉપયોગ પુરનીજ હોય છે. મનુષ્ય પોતાને માટે જે કાંઇ કરે છે તે તેને ઉપયોગી થઇ પડે છે શરીર મનુષ્ય માટે છે, મનુષ્ય એ શરીર નથી પણ કોઇ જુદીજ વસ્તુ છે શરીરમા જે આત્મા છે તેજ આ મા તમે છો શરીર એ આત્મા માટે છે આત્મા માટે કરેલી ક્રિયાઓ જ ખરી ફળદાયક છે. આ મનુષ્ય શરીર એ નાવરૂપ છે જેમ નાવ (વહાણ) અને તેમા બેસનાર એ બે જુદા છે તેમ શરીર અને તેમા રહેલો આત્મા એ બે જુદી વસ્તુ છે નાવ ને તેમા બેસનાર હું પોતે નાવરૂપ છું એમ ગણતો નથી પણ તે એમ માને છે કે હું તો તેમા બેસનાર છુ અને નાવનો ઉપયોગ માત્ર નદીને સામે કિનારે જવા પુરતોજ છે કિનારો આવ્યો કે નાવને ત્યાજ મૂકી અને તેમા બેઠેલો માણસ ઉતરી પડે છે તેમ મનુષ્ય આત્મારૂપ છે શરીર એ આત્માને આ સસારરૂપી સાગર તરવા માટે નાવરૂપ છે આ સસાર સાગર તરવા પુરતુજ શરીર ઉપ યોગી છે સામે કિનારે જઈ પહોચતા શરીર છોડી દઇ આત્મા—પરમાત્મામા એકરૂપ થઈ જાય છે જેમ સાગર તરવા માટે નાવ મજબુત, તેમાં પાણી ન ભરાય એવું અને સ્હેલથી તરી શકે તેવુ હોય તો ઉત્તમ, તેમ સસાર સાગર તરવા માટે શરીર મજબુત, આરોગ્યવાળુ, બળ, સ્ફુર્તિ અને કામ કરવાની શક્તિવાળુ જોઇએ નાવમા બેસનાર મનુષ્ય નાવ ઉપર વધુ લક્ષ આપે અને પોતાને માટે કશી કાળજી ન રાખે તો તે મૂર્ખ ગણાય છે તે નાવનેજ વળગી રહે, સામે કિનારે જવાની દરકાર ન રાખતા ગમે તે ખડગવાળા ભાગ તરફ જાય તો તેનુ નાવ ખડકમા અથડાઇ બુડી જાય અને તે પોતે ભર દરીયામા ડુબી જાય છે તેમ મનુષ્ય જો પોતાના આત્માને ભુલી શરીરના સુખો મેળવવા માટે ગમે તેવી ન કરવા જેવી ક્રિયાઓ કર્યા કરે, સામે પાર જવાનુ ભૂલી જાય અને માત્ર શરીરને માટે જ સર્વ કાર્ય કર્યા કરે તો તે સસાર સાગર તરવાનુ ભૂલી જઇ ભર દરીયામા મનુષ્ય શરીર પડી જતા નરકરૂપી સમુદ્રમા ડુબે છે માટે મનુષ્યોએ શરીરની સાથે ખરૂં કર્ત્તવ્ય પોતાના આત્માના ઉદ્ધાર માટે કરવાનુ છે

શરીરની કાળજી આત્માને તે વધુ ઉપયોગી થઇ પડે તે પૂરતી રાખવાની છે તેથી આત્માને ભૂલી ન જવો જોઇએ જે ખરૂ કર્ત્તવ્ય કરવાનું છે તે આ ત્માના ઉદ્ધાર માટે જ કરવાનુ છે આજે ઘણા મનુષ્યો તરફ જોઇયુ તો તેઓ જેટલી શરીરને માટે ક્રિયાઓ કર્યા કરે છે તેના હજારમા ભાગે પણ આત્માના ઉદ્ધાર માટે કશી ક્રિયાઓ કરતા જણાતા નથી. મનુષ્યો ઉઠે છે ત્યારથી તે સુતા સુધી ધન કમાવા તરફ જેટલુ લક્ષ આપે છે તેના હજારમા ભાગે પણ પોતે શરીર નથી પણ આત્મા છે, અને તે આત્માના ઉદ્ધાર માટે શુ કર્ત્તવ્ય છે તેનો વિચાર કરતા નથી.

જગતમાં અનેક ધર્મો ચાલે છે. દરેક ધર્મના નેતાઓ મનુષ્યને સત્ક્રિયાઓ કરવા, પોતાના આત્માની ઉન્નતિ કરવા, પોતાના સ્વરૂપનુ જ્ઞાન પ્રાપ્ત કરવા, ઇશ્વરનો સાક્ષાત્કાર કરવા કહ્યા કરે છે પોત પોતાના ઇષ્ટ દેવતાની પ્રસન્નતા માટે તેમની સેવા, ભક્તિ, પૂજા, દર્શન વિગેરે કરવાની આજ્ઞાઓ કરી ગયા છે જે જે ઇશ્વરને માને છે તે તે સર્વે ઇશ્વરની પ્રાર્થના કરવા કહે છે ઇશ્વરની પ્રસન્નતા મેળવવા માટે જે જે કરવામા આવે છે તેજ ખરૂ કર્તવ્ય છે.

ઇશ્વરની પ્રાપ્તિ માટે જે જે ક્રિયાઓ કરાય છે તેજ ખરી ક્રિયાઓ છે શરીર માટે તો સર્વ કોઇ કામ કરે છે પણ ઇશ્વરને માટે જે કંઇ કરાય છે તેજ ખરૂ કર્ત્તવ્ય છે. તમે જે ધર્મ પાળતા હો તે ધર્માનુસાર તમારા ઉપાસ્ય ઇષ્ટની પ્રસન્નતા મેળવવા માટે શુભ ક્રિયાઓ કર્યા કરો, તેમા જેમ બને તેમ વખત વધુ ગાળો તેજ ખરૂ કર્ત્તવ્ય છે મનુષ્ય એ ઇશ્વરના અંશરૂપ છે એ ઇશ્વરનો અંશ મનુષ્યમાં આત્મારૂપે રહેલો છે. તે સદા નિત્ય અને સત્ય છે તે આત્માનુ જ્ઞાન પ્રાપ્ત કરવા માટે દરેક ધર્મગુરૂએ અનેક ઉપાયો બતાવે છે. આ ઉપાયોનુ વિધિપૂર્વક પાલન કરવું અને આપણા આત્માનુ જ્ઞાન પ્રાપ્ત કરવુ એજ ખરૂ કર્તવ્ય છે

હિંદુઓ ઇશ્વરને માને છે, જૈનો અરિહતને માને છે, મુસલમાનો અલ્લાને માને છે ખ્રિસ્તીઓ ઇશુખ્રિસ્તને માને છે. સર્વ કોઇ જુદા જુદા નામે ઇશ્વરને ભજે છે આ ઇશ્વરને ભજવામા વધુ કાળ ગાળવો એ મનુષ્યનુ ખરૂ કર્ત્તવ્ય છે. તમે રોજ સ્હવારે ઇશ્વરની પ્રસન્નતા મેળવવા ઇશ્વરની ભક્તિ કરવા નિશ્ચય કરજો, સાંજે તે નિશ્ચય પ્રમાણે કેટલી ભક્તિ કરી તેનો વિચાર કરજો.

ખરૂં કર્ત્તવ્ય ભૂલી આપણે અવળે રસ્તે ચઢયા છીએ ઉઠયા ત્યાથી નોકરી ધંધો સંભાળીએ છીએ, ઇશ્વરને ભૂલી જઇએ છીએ, ઇશ્વરને કદાચ માનીએ અથવા તો તેના દેવદર્શન, પૂજન કરીએ તો તે માત્ર ધંધાની વૃદ્ધિ માટે નહિ કે આપણા આત્માના કલ્યાણ માટે જે કામ આત્માના કલ્યાણ માટે, કરવામા આવે છે તેજ ખરૂ કામ સમજવુ શરીરને સુખ થાય એવી ક્રિયાઓ કરવી પણ તેથી આત્માને ભૂલવો નહિ ખરૂ તો આત્મસુખ મળે ત્યારેજ ખરૂ. તેથીજ સંતોષ થાય જ્યા જ્યાં આત્મસુખ નથી મળતું તે ક્રિયા મિથ્યા સમજવી.

તમે હમેશા સ્હવારમા વ્હેલા ઉઠી સ્નાનાદિથી શુદ્ધ થઇ, અશુભ વિચારોને મનમાથી દુર કરી આત્માની એકાગ્રતા સાધવા પ્રયત્ન કરજો તમે જે ધર્મ પાળતા હો તે ધર્મમં ફરમાવ્યા પ્રમાણે ઇશ્વરની પ્રસન્નતા મેળવવા ક્રિયાઓ કરજો. તમે અત્યારે ભાગ્યોદય વાચો છો, પણ તે વાંચેલુ આજથી જ અમલમા મૂકજો તમે દ્વિજ હો તો સંધ્યા રોજ કરજો, મંદિરમા ઇશ્વર દર્શન કરવાનો નિયમ રાખજો. જે કરો તે દૃઢ નિશ્ચયથી, શ્રદ્ધાથી અને ઉત્સાહથી કરજો.

ધર્મ મનુષ્યને માટે નિર્માણ થયો છે એ વાત જેટલી યથાર્થ છે તેટલી એ વાત પણ અસત્ય નથી કે મનુષ્યની સાથે જ ધર્મના ઉત્પતિ થઇ છે અર્થાત મનુષ્યજાતિ અને ધર્મ એ બન્ને એક સાથે જન્મેલા સગા ભાઇ છે

શ્રી ભગવાન સ્પષ્ટ રીતે કહી ગયા છે કે ધર્મ અને મનુષ્ય જાતિ બન્નેની ઉત્પત્તિ એક સાથે થઇ છે. પ્રજાપતિએ યજ્ઞની સાથે પ્રજાની ઉત્પતિ કરી તેનો એ જ અર્થ થઇ શકે છે કે, પ્રજાની સાથે જ ધર્મ કલ્પનાઓનો પણ પ્રાદુર્ભાવ થયો છે જ્યા મનુષ્ય જાતિ છે ત્યાં ધર્મ કોઇ ને કોઇ રૂપે અવશ્ય રહે છે ગર્ભમા બચ્ચાને આઠમા માસે બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને નવમા માસે સર્વાંગ સંપૂર્ણ થઇ જાય છે, તે વખતે,

मृतश्चाहं पुनर्मातो जातश्चाहं पुनर्मृत ।
नानायोनिसहस्राणि परिवृत्ता च तानिवै ॥
आहारा विविधा भुक्ताः पिता नाना विधास्तनाः ।
मातरो विविधा दृष्टा पितरःसुहृदस्तथा ।
अवाङ्मुखः विद्यमानो जन्तुश्चैव समान्वितः
सांख्य योग समभ्यस्येत् पुरुष पंचविंशकम्

આ પ્રકારની કલ્પનાઓ કરવા લાગે છે. આ પ્રકારના શ્રુતિ પ્રમાણોથી પણ સ્પષ્ટ વિદિત થાય છે કે પ્રાચીન આર્યોના મતથી ધર્મની કલ્પના જન્મસિદ્ધ અથવા ઉત્પતિ સિદ્ધ છે પુરૂષ-સુક્તમા લખ્યુ છે કે,

तानि धर्माणि प्रथमान्यासन् ।

અર્થાત્ દેવતાઓએ સૃષ્ટિની ઉત્પતિને માટે પ્રથમ જે યજ્ઞ કર્યો તે જ ધર્મ થયો. મનુષ્ય જાતિની સાથે જ અથવા મનુષ્ય જાતિને માટે નિર્મિત થયેલ ધર્મથી મનુષ્યજાતિનું કેમ કલ્યાણ સાધન થઈ શકે છે તેની ચર્ચા કરતા પહેલાં મનુષ્ય સિવાય બીજા જીવોની અપેક્ષા મનુષ્યજાતિમાં કેવી વિલક્ષણતા છે તે પર વિચાર કરવો અયોગ્ય નહિ ગણાય કેમકે ધર્મ કલ્પનાઓની સાથે તે વિલક્ષણતાનો અત્યન્ત નીકટનો સંબધ છે.

અન્યાન્ય જીવ અને મનુષ્યોની શરીર રચનામાં ફરક છે મનુષ્ય જે ઇન્દ્રિયથી જે ક્રિયા કરે છે તેમ અન્ય જીવ પણ તે ઇન્દ્રિયથી તે ક્રિયા કરે છે. આહાર, નિદ્રા, ભય, મૈથુન આદિ ગુણ જેમ અન્ય જીવોમા છે તેમ મનુષ્યમા પણ હોય છે, ત્યારે મનુષ્યમા એવી શુ વિશેષતા છે કે જેથી તે અન્ય જીવોમા શ્રેષ્ટ ગણાય છે? બાલ્યાવસ્થા, તરૂણાવસ્થા અને વૃદ્ધાવસ્થા જેમ અન્ય જીવોમાં છે તેમ મનુષ્યમાં પણ છે ત્યારે મનુસ્મૃતિમાં એમ કહેવામાં આવ્યું છે કે —

भूताना प्राणिनः श्रेष्ठाः प्राणिना बुद्धिजीविनः बुद्धिमत्सु नराः श्रेष्ठा—

આનુ તાત્પર્ય એજ કે બુદ્ધિ જ મનુષ્યની વિચિત્રતા છે અન્ય પ્રાણીઓમા જે બુદ્ધિ નથી તે મનુષ્યમા છે એજ મનુષ્યના મહત્વનું કારણ છે પ્રાણીશાસ્ત્રવેત્તાઓનો મત છે કે, મનુષ્યની માફક અન્યાન્ય જીવોમા પણ બુદ્ધિ હોય છે. મનુસ્મૃતિમાં—

, प्राणिना बुद्धि जीविन । बुद्धिमत्सुनराः श्रेष्ठ

આથી પણ તે મતને પુષ્ટિ મળે છે હવે અન્યાન્ય જીવોમાં અને મનુષ્યની બુદ્ધિમા શું તફાવત છે તેનો વિચાર કરવો જોઇએ ઉદ્દેશ્યની સિદ્ધિને માટે સાધનોની યોજના કરવાની શક્તિ મનુષ્ય સિવાય કોઇ જીવમા નથી અન્યાન્ય જીવોની ક્રિયાઓમા પ્રયોજનનો અભાવ રહે છે પરંતુ મનુષ્યની કોઇ ક્રિયા પ્રયોજનશૂન્ય હોતી નથી.

ઉદ્દેશાનુકૂલ કાર્ય કરવાની શક્તિ હોવી એજ મનુષ્યની બુદ્ધિના વિશેષતા છે ઇન્દ્રિયોદ્વારા ઇચ્છાનુસાર અનુકૂલ કાર્ય કરવાની પ્રેરણા મન કરે છે પ્રત્યક્ષ કાર્ય દૃષ્ટિગોચર થયા પહેલા મનુષ્યના અંતઃકરણમા જે ક્રિયા થાય છે, તેને મનોવ્યાપાર ( Mental Activity) કહે છે. મનોવ્યાપારની ત્રણ અવસ્થાઓ થયા કરે છે એક ક્રિયા વિચાર રૂપે પ્રથમ અંતઃકરણમા પ્રકટ થાય છે, પછી તે ક્રિયા સબંધી અનુકૂલ અથવા પ્રતિકૂલ સંવેદનાઓ ઉત્પન્ન થાય છે અને ત્યારબાદ તે વિચાર જો અનુકૂલ સંવેદના મુજબ થાય તો કાર્ય કરવાની ઇચ્છા દૃઢ થઈ જાય છે તે ત્રણ દશાઓનો પશ્ચાત્ય શાસ્ત્રવેત્તાઓએ વિચારાવસ્થા, ( Intellection ), સંવેદનાવસ્થા ( feeling ) અને ઇચ્છાવસ્થા ( volition ) એ પ્રમાણે ત્રણ નામ રાખ્યા છે એ ત્રણ અવસ્થાઓ વિના મનુષ્યથી કોઈ કાર્ય બની શકતું નથી કાર્ય ગમે તેવુ હોય પરંતુ પ્રથમ આ ત્રિવેણી સંગમમા ગોથા ખાવા પડે છે અન્યાન્ય જીવોના જીવન સબંધી વ્યવહાર અને મનુષ્યની કૃતિ, એમા આ જ તફાવત છે હિન્દુધર્મનો સિદ્ધાન્ત છે કે, ધર્મની કલ્પના મનુષ્ય સૃષ્ટિની સાથે જ પ્રાદુર્ભુત થઇ છે, જેથી પૂર્વકથીત માનવી મનોવ્યાપારોનો હિન્દુધર્મના લક્ષ્યની સાથે અત્યન્ત નીકટનો સબંધ છે એટલુંજ નહિ પણ હિન્દુધર્મનો ઉક્ત મનોવ્યાપાર સિવાય મનુષ્યની અન્ય કોઈ દશા સાથે સંબંધ નથી. ભગવાન વેદવ્યાસે પોકારી પોકારીને કહ્યું છે કે,

मन एव मनुष्याणा कारणं बन्धमोक्षयोः ।

એનું રહસ્ય એજ છે. આગળ કહેલી ત્રણ અવસ્થાઓને અત્યંત ઉન્નત દશા સુધી પહોચાડવાને માટે મનુષ્ય યોનિનિ સાથે જ ધર્મ કલ્પનાઓનો ઉદય થયો છે ધર્મ કલ્પનાઓની આરંભિક દશામા મનુષ્ય જાતિનો વિશ્વાસ

હેાે કે, માનવી શક્તિથી પ્રબળ સંસારમાં જે બીજી એક એવી શક્તિ છે, જેને આધીન મનુષ્યની સર્વ ક્રિયાઓ યશ, અપયશ, સુખ દુ:ખ આદિ સ્થિત છે તેજ ઇશ્વર છે. પરંતુ તે શકિત અથવા ઇશ્વરના સ્વરૂપની વિવેચના સમસ્ત મનુષ્ય જાતિએ સમાનરૂપે કરી નથી. કેટલાક લોકો ઇશ્વરને પ્રેમમૂર્તિ સમજે છે તો કેટલાક ઇશ્વરને દિવસ અને રાત્રિ શત્રુઓ સાથે યુદ્ધ કરી લોહી પીવાવાળા અને કદી યુદ્ધમા પાછી પાની ન કરે એવા યોધા સમજે છે. કેટલાક ઇશ્વરને નીતિના સાગરરૂપ સમજે છે, અને કેટલાક તેમને વિદ્યાના અધિપતિ જાણી તેમની સ્તુતિ કરે છે. સારાંશ એ કે, જ્ઞાનભૂમિની જે દશા સુધી મનુષ્ય પહોચે છે તે દશાને યોગ્ય ઇશ્વર સંબંધી કલ્પના પણ કરે છે.

આર્ય ગ્રંથકારોએ ધર્મની વ્યાખ્યા અનેક રીતે કરી છે તે વ્યાખ્યા કરતા કોઇએ સાધન અને કોઇએ સાધ્યની દ્રષ્ટિથી ધર્મને જોયો છે પૂર્વ મીમાંસામાં ભગવાન જૈમિનીએ 'ચોદના લક્ષણોઽર્થો ધર્મ' અને વૈશેષિક દર્શનમા મહર્ષિ કણાદે "યતોઽભ્યુદયનિ:શ્રેયસસિદ્ધિ સ ધર્મ" ધર્મની વ્યાખ્યા કરી છે જૈમિનીના મતથી જે પ્રેરણા કરે તેજ ધર્મ છે, અને કણાદ મતથી અભ્યુદય અને નિ:શ્રેયસની પ્રાપ્તિ થાય તેને ધર્મ કહે છે. સૂક્ષ્મ વિચાર કરવાથી જણાય છે કે, બન્ને વ્યાખ્યાઓનો એકજ અર્થ છે પ્રેરણા અને ભાવના એ બન્ને સમાનાર્થક છે કર્તવ્યનું પ્રતિપાદન કરવાવાળા વચનો થી મનુષ્યના અંત:કરણની જે દશા થાય છે તેને પ્રેરણા કહે છે જૈમિનિના સિદ્ધાન્તાનુસાર ભાવના સંબંધી કર્તવ્યનેજ ધર્મ કહેવો યોગ્ય છે. કણાદે આ લોક અને પરલોકના હીતનુ જે સાધન તેને ધર્મ કહ્યા છે

હિંદુધર્મમા સત્ પુરુષોની આકાંક્ષા જીવન્મુક્ત હોવાની અથવા જીવ અને ઇશ્વરમા અભેદ હોવાની દશા પ્રાપ્ત કરવાની હોય છે. અદ્વૈત સિદ્ધાન્તનું પ્રતિપાદન હિંદુધર્મ સિવાય બીજા કોઇ ધર્મમા કરવામાં આવ્યું નથી. એ પ્રકારની દશા મનુષ્ય પોતાના કર્મોથી પ્રાપ્ત કરી શકે છે અને જીવન્મુક્ત બની વિદેહાવસ્થામા પ્રપંચયાત્રા કરી શકે છે. તત્ત્વવેત્તાઓએ ઇશ્વરને 'સચ્ચિદાનન્દ' રૂપે સંબોધિત કર્યો છે અને સચ્ચિદાનન્દથી ભિન્ન તેમનું સ્વરૂપ થઇ શકતું નથી એ તેમનુ કથન છે સત્, ચિત્ અને આનંદ એ ત્રણ દશાઓથી યુક્ત જે અખિલ વિશ્વનુ બીજ છે તે જ પરમેશ્વર, તે જ અનાદ્યન્તતા શકિત અને તે જ પરબ્રહ્મ છે હવે ત્રણ દશાઓ સાથે પ્રથમ દર્શાવેલી મનોવ્યાપાર સંબંધી ત્રણ અવસ્થાઓનો શું સંબંધ છે તે જાણવું જોઇએ આ અવસ્થાઓમા પહેલી વિચારાવસ્થા છે મનુષ્યની વિચાર શકિતનુ કાર્ય સત્ય અને મિથ્યાના અવલોકનનુ છે દરેક પ્રશ્નનો વિચાર કરવાથી તેમા સત્યનો અંશ કેટલો છે તેનો નિર્ણય થઇ શકે આ પ્રયોજનનો જેટલો વધારે વિકાસ તેટલી જ સત્ય પરીક્ષણની શકિતની વૃદ્ધિ થશે આ શકિત ના ઉપયોગ કરી મનુષ્ય જ્યારે સૃષ્ટિના વિવિધ ચમત્કારોનુ અવલોકન કરે છે

ત્યારે તે ચમત્કારોની વિચિત્રતાનુ શુ કારણ છે તે જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે. આજ જોવામા આવેલી વસ્તુનું કાલ રૂપાન્તર થતું જોઈ તે અનુમાન કરે છે કે, કાલ જોએલી વસ્તુ નિત્ય નથી, એટલું જ નહિ પરંતુ થોડા દિવસમા જ્યારે તે બીલકુલ નષ્ટ થઇ જાય છે ત્યારે નિશ્ચય થાય છે કે તે વસ્તુ લાંબો વખત ટકી શકે તેમ નથી એ પ્રમાણે જેમ જેમ દ્રષ્ટિનુ ક્ષેત્ર વધે છે, તેમ તેમ તેને સ્થાવર જગમાત્મક સસારના સર્વ પદાર્થો નશ્વર—બગડવાવાળા, નાશ પામવાવાળા છે એમ ખાત્રી થાય છે જે નિત્ય છે તે જ સત્ય છે અને જે અનિત્ય છે તે જ અસત્ય છે, અથવા સત્ય અને નિત્ય એ પર્યાયવાચક શબ્દ છે. અખિલ બ્રહ્માડનું કદી નષ્ટ ન થાય એવું અકુર જ સત્ય છે યુક્તિ અને તર્કથી વિચાર કરતાં જણાય છે કે પરમેશ્વર સત્ય સ્વરૂપ છે

સવેદના શકિતથી મનુષ્યને સુખ દુ ખનો અનુભવ થાય છે સંસારમાં જે પ્રેમ અને આનદ અખંડરૂપે ભર્યો છે, તે મેળવવાને માટે મનુષ્ય હમેશા પ્રયત્ન કરે છે ટુંકામા આનદનો અનુભવ લેવાથી મનુષ્યનુ ચિત્ત હઠતું નથી પરંતુ આનદના પ્રકારોથી હઠે છે. ગુલાબના પુષ્પોની સુગધીથી થોડો વખત આનદ મળે છે, પરંતુ તે આનદ સુદર અને સારા પુસ્તકોના વાંચવાથી આખો દિવસ ટકી રહે છે. આ પ્રમાણે ઉચામા ઉંચા અને સ્થાયી આનદની વસ્તુ મેળવવાને યત્ન કરવામા આવે તો હમેશા આનંદ રહેશે. સવેદના દ્વારા મનુષ્યને જ્ઞાન થાય છે કે, પરમાત્મતત્વ આનંદમય છે.

મનુષ્ય જે કાઇ જુએ છે અથવા ગ્રહણ કરે છે તે સત્‌ભાવ, ચિત્‌ભાવ અને આનંદભાવ યુકત હોય છે જે વસ્તુ સત્ય સુદર અને ઉપયુકત વધારે હશે તેનો તે વધારે આદર કરશે. દરેક વસ્તુની ઉત્તમતા અથવા ગૌણતા તેના સત્‌ ચિત અને આનદ અશના ન્યુનાધિક પરિણામ પર નિર્ભર રહે છે. વસ્તુની યોગ્યતા જાણવાનો તેથી બીજો સારા ઉપાય એકે નથી આ સિદ્ધાન્ત ફક્ત જડ સૃષ્ટિને માટે જ નહિ પરંતુ કલ્પના સૃષ્ટિને માટે પણ છે જો કલ્પના સત્ય, હૃદયગ્રાહી, કાર્યકારી અને ત્રણ ગુણોથી યુકત હશે તો તેનો પ્રભાવ મનુષ્ય જાતિપર વિશેષરૂપે પડશે મહા પુરુષોએ એવી અનેક કલ્પનાઓનો આવિષ્કાર કર્યો છે, જેથી તેમની યોગ્યતા વિશેષ સમજાય છે

મનુષ્યની પાસે વિચાર, સવેદના અને ઇચ્છા એ ત્રણ શ્રેષ્ટતા પારિચાયક કસોટી હોવાથી એ ત્રણ વૃત્તિઓનો અનત અને અખડ જે અધિષ્ટાન (આશ્રય) છે તે જ પરમાત્મા છે. હિદુધર્મના તત્વવેત્તાઓએ બ્રહ્મસ્વરૂપનું આ પ્રમાણે નિરૂપણ કર્યું છે તે યથાર્થ છે આ ત્રણ અવસ્થાઓ મનુષ્યમા જન્મથી જ હોય છે અને અભ્યાસદ્વારા તે તેને વધારી શકે છે આ કલ્પના જ્યારે સમાજમાં પ્રચલિત થાય છે ત્યારે યત્ન કરવાથી મનુષ્ય જ ઈશ્વર બની શકે

છે એ કલ્પનાનો ઉદય થવા લાગે છે આ સિદ્ધાન્તથી જ અદ્વૈતની સિદ્ધિ થઇ છે હિંદુધર્મે માનસીક ક્રિયાઓની મીમાંસા કરી મુલતત્ત્વનો પત્તો મેળવ્યો છે અને તે આધારે પરમેશ્વર સબંધી વિવેચન કર્યું છે પરબ્રહ્મની સાથે સરૂપાતા (ભગવાન રૂપે થઇ જવુ), સ્લોકતા (ભગવાન જે લોકમા હોય તે લોકમા પહોચવુ) અને સમીપતા (ભગવાનની પાસે રહેવું) પ્રાપ્ત કરી સાયુજ્યતા-ભગવાનમા મળી જવુ—બ્રહ્મમય થઇ જવું એ જ મનુષ્યનુ છેવટનુ કર્તવ્ય છે એ બાબત હિંદુધર્મ નિડરપણે ઉચ્ચ કંઠે સંસારી જનોને કહી રહ્યો છે

વિચાર શકિત, સવેદના અને ઇચ્છા એ ત્રણ વૃત્તિઓના વિકાસનુ સાધન જ્ઞાનમાર્ગ, ભક્તિમાર્ગ અને કર્મમાર્ગ છે જ્ઞાનથી વિચાર શકિતનો, ભકિતથી સવેદના શકિતનો અને કર્મથી ચેતનશકિતનો વિકાસ થયા કરે છે. વિચાર શકિત એ અભ્યાસ વિના યથાર્થ રૂપે પ્રાપ્ત થઇ શકતી નથી. સત્યાસત્યનો નિર્ણય કરવામ અભણ કરતા ભણેલ માણસ વધારે યોગ્ય છે. વિદ્યાર્થી સુક્ષ્મ બુદ્ધિની વૃદ્ધિ થાય છે વિદ્યાભ્યાસ વગર સત્યાસત્ય વિચારશક્તિની તીવ્રતા અને અસત્યનો નાશ કરવાવાળી શકિત આવતી નથી. વિચાર શકિતનો પુર્ણ વિકાસ થવાની સાથે ગુઢ સિદ્ધાંતોને સમજવાની અને સત્યાસત્યનો નિર્ણય કરવાની યોગ્યતા મેળવવાને માટે જ્ઞાન મ ર્ગ જ એક સાધનરૂપ છે. આ જ્ઞાન શ્રુતિ, સ્મૃતી, દર્શન અને અન્ય શા સ્ત્ર . અભ્યાસથી પ્રાપ્ત થાય છે.

ભગવાન શંકરાચાર્યે બ્રહ્મવિદ્યાનુ અધ્ય ન કરવાવાળા મુમુક્ષુઓને માટે જે ચાર સાધન બતાવ્યા છે તેમા નિત્યાનિત્ય વિવેક ' એ પહેલુ સાધન છે જ્ઞાન વિવાદ કરવાને માટે નથી પરંતુ નીત્યાનીત્યની વીવેચના કરવાને માટે છે. સત્યાન્વેષણને માટે જ્ઞાન સપાદન કરવુ જોઇએ. જેણે વિદ્યાભ્યાસ કરી સત્યાન્વેષણની યોગ્યતા પ્રાપ્ત કરી છે તે જ ખરો જ્ઞાની છે

દરેક ધર્મના આધારભુત કોઇ ન કોઇ ગ્રથ અવસ્ય હોય છે જેમ ઇસાઇઓને માટે બાઇબલ અને મુસલમાનોને માટે કુરાન છે તેમ હીંદુઓને માટે વેદ છે હીંદુધર્મમા અનેક મત અને પંથોને ચલાવવાવાળા સતપુરૂષ ઉત્પન્ન થયા છે પરંતુ વેદને સર્વેએ પ્રમાણભુત માન્યુ છે , વેદાંગ, દર્શન, સ્મૃતી, આરણ્યક, ઉપનીષદ વગેરે ગ્રથોનુ સત્ય તત્ત્વ જાણી લેવાની ઇચ્છાથી જે અધ્યયન કરશે તેની વિચારશક્તિ હમેશા વિકસિત બની બ્રહ્મમીમાસા જેવા ગભીર વિષયો સમજવાને યોગ્ય થશે વેદ પરબ્રહ્મનો નિશ્વાસ છે જ્યા સુધી મનુષ્યના શ્વાસોશ્વાસ બધ થતા નથી ત્યા સુધી તેની સત્તા ભુલોકથી નષ્ટ થતી નથી ગઢાજઓનું કથન છે કે, મનુષ્યને વેદાધ્યયન વિના પરબ્રહ્મ સત્તાની પ્રતિતી થઇ શકતી નથી સપૂર્ણ જગત વેદથી બનેલું છે "ચોવેદેભ્યોડખિલજગત્" એ સિદ્ધાન્તાનુસાર સસારમા દષ્ટિગોચર થતું સર્વેનું તત્વજ્ઞાન વેદગમ્ય છે વેદ અનત છે

સત્યને શોધી કાઢવુ એજ જ્ઞાનમાર્ગનુ અંતિમ સાધ્ય છે પ્રમાણ વગર સત્યની પ્રતીતિ થતી નથી અર્થાત્ સત્ય પ્રમાણોપરજ અવલંબિત રહે છે. વિચારવાન્ પુરૂષ કોઈ સિદ્ધાન્ત અથવા કલ્પના પ્રમાણ વગર સત્યરૂપે સ્વિકારતા નથી. અન્યાન્ય દેશોના તર્કશાસ્ત્રવેત્તાઓની માફક હિન્દુશાસ્ત્રકાર પ્રત્યક્ષ અનુમાન, ઉપમાન આદિ પ્રમાણ માને છે એટલુ જ નહિ પરંતુ તે સાથે તેમણે એક વિશેષ પ્રમાણ આપી વાકયની યોજના પણ કરી છે. પ્રત્યક્ષાદિ પ્રમાણોની સાથે જો આપ્તવાકયનુ પ્રમાણ હિંદુઓને ન મળ્યુ હોતતો કોઇ સિદ્ધાન્ત અથવા કલ્પનાને તે સત્ય માની શકત નહિ આપ્તવાકયમા શ્રુતિ. સ્મૃતિ અને સદાચારના વિચાર વિના જ્ઞાનકાંડની વિવેચના પૂર્ણ થઇ શકતી નથી જો સ્મૃતિ ગ્રંથોની ઉત્પત્તિ ન થઇ હોત તો વેદ વચન દુર્બોધ થઇ જાત અને વૈદિક સિદ્ધાંતોની મૂલપીઠિકા લુપ્ત થઇ જાત શ્રુતિ વાકયોથી અાપ્ત વાકયોમા સદાચારની ગણના કરવાનુ પ્રયોજન વિદિત થઇ શકે છે

પૂર્વજોએ સંપાદન કરેલ જ્ઞાનનો ઉચિત અભ્યાસ કરી, તે જ્ઞાનની સર્વ પ્રમાણોથી મીમાંસા કરી જે સત્યાન્વેષણના માર્ગમા અગ્રેસર થયા છે તેની બુદ્ધિ નિત્યાનિત્ય વિવેકસંપન્ન થઇ કાલાંતરે અખિલ બ્રહ્માંડના મૂળમાં સ્થિત સદ્વસ્તુને જાણવાને યોગ્ય બનશે, તેની વિચાર શક્તિ સત્યમય બની જશે અને પરાવિદ્યાના મનનને અતિરિક્ત સર્વ જ્ઞાન તેને મિથ્યા પ્રતીત થવા લાગશે, સત્યજ્ઞાનમનન્તં બ્રહ્મ એ બ્રહ્મ પદથી તેનુ તાદાત્મ્ય થઇ જશે. આ પ્રમાણે જ્ઞાનમાર્ગનુ અંતિમ સાધ્ય જ્ઞાનાર્જનથી જ સિદ્ધ થશે. જ્ઞાનથી જ સત્તાનો અનુભવ થાય છે, અને સર્વ માર્ગની અપેક્ષા જ્ઞાનમાર્ગને જ શ્રેષ્ટતા પ્રાપ્ત થઇ છે. ભગવાન શંકરાચાર્યે પોતાના શારીરિક ભાષ્યના આરંભમા ઉચ્ચ કંઠે "आत्मज्ञाना देव कैवल्यान्मुक्ति" એ પ્રતિપાદન કર્યુ છે તેનો મર્મ પણ એ જ છે.

—નિગમાગમ ચન્દ્રિકા



# प्रोत्साहक मंत्रो.

( લેખક—રા. ચ્યવનરાય શુક્લ. )

જે માણસને લીધેલું કર્તવ્ય સફળ કરવું હોય છે તે તો મૃત્યુ પર્યંત પ્રયાસ કરે જ જાય છે **कार्यं साधयामि वा देहं पातयामि,** એ એનો સંકલ્પ હોય છે, મુદ્રાલેખ હોય છે વળી એ પોતાના કર્તવ્યમાં એવો એકતાન થઈ જાય છે કે પોતાની જાતને પણ ભૂલી જાય છે એને દુનિયાદારીનું ભાન બિલકુલ રહેતું નથી. એના દેદાર વિચિત્ર થઇ જાય છે. બીજાઓ એને ઘેલો કહે, ભોળો ગણે પણ તેની એને લેશ પણ દરકાર હોતી નથી અને એનું કારણ પણ છે કે જો એ દરેક જણનું સાંભળવા બેસે દરેક જણને રુચતો બનવા ચાહે તો હો પેલા બાપદીકરે ગધેડું ગુમાવ્યું તેના જેવી અગર તો સાત પુંછડીઆ ઉંદરના જેવી દયાપાત્ર દશા એની થાય

જે માણસને પોતાના કાર્યમાં વિજય મેળવવો છે તે તો જ્યાં સુધી ખાસ્યાનો અંશ પણ દેખાયા કરે ત્યાં સુધી યુદ્ધમાં ઝુમે છે એ માણસ કંઇ એવો કાચો પોચો નથી કે એક જ ઘાથી ભાગી જાય. એક જ પ્રહારથી જમીનદોસ્ત થઇ જાય એની આશા, એની આસ્થા, એની શક્તિની પેઢી કદિ પણ દેવાળું કાઢતી નથી.

એ તો અંત આવતા સુધી ઉમંગથી અને ખંતથી રમત રમે જ જાય છે વળી એ સામાની ઢીલનો અને સંશયનો બરોબર લાભ લેવાની એકે તક એળે જવા દેતો નથી બાજી હારવાનો વખત આવ્યો છે એવું એને લાગે ત્હોયે એ તો લગારે હિમ્મત ન હારતા જાણે કશું જ ન હોય તેમ પોતાની ફરજ બજાવે જ જાય છે

આવી પ્રકૃતિના માણસના શબ્દકોષમાં અશક્ય અને અસંભવિત શબ્દ શોધ્યા જડે પણ શાના ? આ માણસ જગતને જણાવી શકે છે સાબીત કરી આપે છે કે અહિં તો સહુ કંઇ શક્ય અને સંભવિત છે આવા આશાવાદી અને આગ્રહી સૈનિકમાં અતૂલ બળ હોય છે. પોતાને સુપ્રત કરેલા સ્થાન પર એ મક્કમતાથી ઉભો રહેવાનો, પોતાની થેલીમાંની એકેએક ગોળી ખુટી જાય ત્હોયે એ હિમ્મત હારવાનો નહિ અને પછી જાણે પોતાના પગ જાણે જમીનપર ચોટાડી દીધા હોય, જડી દીધા હોય નહિ એવી રીતે એ સમય સાને ઉભો રહી પોતાનું સ્થાન સાચવવાનો અને આખરે પ્રસંગ આવતાં બંદુકનો કુંદો ઉપાડીને પણ હાથોહાથની લડાઇ લડવા પણ તૈયાર થવાનો એને વિજયશ્રી કેમ ન વરે

કદાચ તું આ સૈનિકને તોડી પાડે એ કબુલ પણ એ ભયનો માર્યો પોતાનું સ્થાન છોડી ભાગી જાય એમ તો કદાપિ પણ બનવાનું નહિ એકવાર તું એને ગબડાવી નાખે પણ પાછો ફરીથી એ ઉભો થઇ લાગેલી ધુળ ખંખેરી નાખી તારી સાથે બાઝવાનો. જ્યાં સુધી એના ખોળીઆમાં પ્રાણ છે ત્યાં સુધી તો એ વારેઘડીએ પડતો હોય ત્હોય એ ફરીફરીને ઉભો થઇ તને થકવવાનો, એના પ્રત્યેક રક્તબિન્દુમાંથી નવી શક્તિ પ્રગટ-

વાની. એના ટુકડેટુકડા થઇ જાય ત્યા સુધી એ પોતાનો આગ્રહ છોડવાનો નહિ, ઉન્હા લોહીનુ એક ટીપુ પણ જ્યાં સુધી એની નસમાં દોડી રહ્યું હોય ત્યાં સુધી એ જંપવાનો નહિ, જયજયકાર તો એનો જ છે

આ માણુસનાં ઉત્સાહ અને ખત જાણે નેતરના, રબ્બરનાં બનેલાં જ ન હોય! એને આપણે ગમે એવા અને ગમે એટલા વાંકાચુકા વાળીએ, દાબીએ ત્હોયે પાછાં હતાં તેવાં ને તેવાં જ

આવો માણુસ કદાપિ પણ નિષ્ફળ થાય નહિ, એનો જુસ્સો, દૃઢ વિશ્વાસ, એક સંકલ્પના બખ્તરથી હમ્મેશાં સુરક્ષિત બનેલ હોય છે.

આવા માણુસના વહાણુને ભલેને વાવાઝોડુ ખરાબે ચડાવી ભાગી નાંખે એ તો તેમાંથીય તરાપો બનાવી એકલુ આત્મશ્રદ્ધાનુ હોકાયંત્ર રાખી તરાવતો તરાવતો પોતાના લક્ષ્યસ્થાન પર સહીસલામત પ્હોંચી જાય છે કોઇ પણ પ્રતિકૂળ પ્રસંગે એ હતાશ થતો નથી

એની મહત્વાકાંક્ષાની પાછળ અનેક ગણુ અશ્વબળ મોજુદ હોય છે. અને નડતર કરવાને જે કોઇ અંતરાય આવે તેનો એ પોતાની દૃઢ સંકલ્પની ગદાથી ચુરેચુરા કરી નાખે છે

ફલાણુ ફલાણુને લીધે નિષ્ફળ નીવડ્યુ એવા દાખલાથી એનાપર લગારે માન અસર થવાની નહિ ઉલ્ટુ એ તો એવાં ઉદાહરણોપરથી અર્થ ઉપજાવી અન્યને સાબીત કરી આપશે કે જેને આપણે વિઘ્ન માનતા આવ્યા છીએ તેમાનો મોટો ભાગ તો ખરાં વિઘ્ન જ નથી. એ તો આપણે માત્ર માની લીધેલાં જ વિઘ્ન છે, ખોટી કલ્પના છે, મિથ્યા ભ્રમણા છે

જે અસર બ્હીકણને સતાવે છે તે આ માણુસને કશુ જ કરી શકતી નથી કારણ? કારણ એ જ કે બ્હીકણ માણુસ જ્યારે લપાતો છુપાતો સરકી જવા માગે છે અને એ રીતે બચી જવા ધારે છે ત્યારે આ માણુસ હિમ્મતથી સામી છાતિએ એને જઇ મળે છે વાંદરાનું ટોળુ બેઠું હોય અને તે જોઇને જો આપણે પુઠ ફેરવી નાઠા તો મુઆ 'કુદયા પણ જાણે કોઇ છે જ નહિ એમ ગણી હિમ્મત આણી તેમની વચ્ચે થઇને જો આપણે રૂઆબથી ચાલ્યા જઇએ તો એમનાથી કશુ કરી શકાતુ નથી હા, કદાચ દાંતીઆં કરે ખરાં.

આવો માણુસ દામ કે દંડ કશાથી તાબે થવાનો નહિ આત્મશ્રદ્ધાની એને કોઇ એવા પ્રકારની હુંફ હોય છે કે એ કશાથીય ડરી જવાનો નહિ આગ્રહ અને પ્રતિષ્ઠાના તાવીજથી રક્ષાયલો હોવાને લીધે એ હમ્મેશા પવિત્ર અને અજેય જ રહે છે.

એને એક રીતનો બ્હેરો કહીએ ત્હોયે ચાલે કારણ કે એના શ્રવણુપથપર નિરાશાનો એક શબ્દ પણ કદાપિય પડતો નથી અને આમ છે તેથી જ એના તરંગ, તરંગ ન રહેતાં સુવિચાર બને છે અને એનાં સ્વપ્ન, સ્વપ્ન ન રહેતા પ્રત્યક્ષ થાય છે



પરંતુ આપણા દયાળુ કાજીજીનુ ફરમાન છે કે તેમને બાડે ગધેડે બેસાડી શહેરમાં ફેરવવા

મરઘો —(હાસ્ય કરીને) જો કુલી, એ તો રાજા, અને ઘરનો રાજા હું મ્હારી આણ ત્હારે માનવી હો, નહિ તો આ દશા–તારી

કુલી —એમ કે ? શું વિના ગુન્હે શિક્ષા ? પતિવૃત્તા એટલે શુ તે તમે જાણો છો ?

મરઘો.—પતિવૃતા એટલે પતિને આધીન રહી તેમની આજ્ઞા માન નાર સ્રી

કુલી·—નહિ, નહિ. પતિના ભલામાં રાજી, પતિના સુખે સુખી અને પતિના દુ:ખે દુ:ખી એવી સ્રી તે પતિવૃત્તા.

મરઘો —અને પતિનુ ના માને તો ?

કુલી —પતિ અજ્ઞાન હોય તો ?

મરઘો —તો તા'રૂ ખરૂ અને મારૂ ખોટું

કુલી —

પતિના સુખે સુખી જે, દુ:ખે દુ:ખી જે (૨)
પતિના ભલા મહીં રાજી
સખીને પતિવ્રતા કહીએ,

મરઘોઃ—હા ખરૂં, હા ખરૂ, હા ખરૂ;

કુલિ — પતિનાં—

સદૈવ લક્ષ્મી નહિં આપણી
સદૈવ બુદ્ધિ નહિં બધાની
એક એકની
ખોટ પુરતા
પતિ ભક્તિ સાચી (૨)

મરઘોઃ-હા ખરૂ, હા ખરૂં, હા ખરૂં

પતિના૦

---

## પ્રકરણ ૨૧

શિવાજી —

સેવા ધર્મ, પરમ ગહન છે;
યોગીથી વળી અધિક અગમ છે.
ત્હા'રૂં તુથી કઇ બનતુ નાં
આ જગમાં શુ ત્રાહી રહ્યા છે.

કાયા કાંચન કામ ન આવે
કામિની પુત્રો મિથ્યા બધાં છે,
એક સત્ય પરમ ગહન છે,
કર્મ ઉપર સૌ આગ્રહ છે.
( ધિમેથી બારણું ઉઘડે છે )

શિવાજી.—કોણ ?

રઘુનાથઃ—સેવક

શિવાજીઃ—કામ ?

રઘુનાથ —ઘોડા તૈયાર થાવ સ્વાર.

શિવાજી—ઓળખાણ ?

રઘુનાથઃ—હું આપનો દાસ રઘુનાથ.

શિવાજી.—હેં ? રઘુ—

રઘુનાથ—માફ કરો સ્વામી

શિવાજી —તું તો યોગી—

રઘુનાથઃ—યોગીઓ પરમાર્થમાં જોડાય છે. તમે પણ થાવ યોગીઃ નોકરો ઉઘે છે.

શિવાજી—રઘુનાથ, રઘુનાથ, તિરસ્કાર પામેલા રઘુનાથ તારો અગ્નિના વખતનાપરાક્રમથી ઘણોજ હર્ષ થાય છે. તને જે આપુ તે થોડું છે. તને કીલ્લેદાર બનાવું કે સેનાનો અધિપતિ બનાવું તે પણ થોડું છે. મને ખબર ન હતી કે રાખમા દટાયલુ આ રત્ન છે. અરે, પાપી ચદ્રસિંહ, ત્હારા કૃત્યો નો શો બદલો આપુ ? વીર, વીર, મને તું એક વાર ભેટ અને કેહે રાજ્યના સમાચાર ( ભેટી પડે છે. )

રઘુનાથ —મહારાજ રાજ્ય આખુ દુઃખી થાય છે મુસલમાન સરદારો પૈસા ઉડાવી ખાય છે બીજી મને ખબર નથી મહારાજ, સત્વર ચાલો નહી તો ફસાઇ જઈશુ.

શિવાજી —ચાલો

---

## પ્રકરણ ૨૨ મું.

---

ચદ્રસિંહ—કોણ જનાર્દન ? વિવાહનુ શું કર્યું ?

જનાર્દન —વિવાહની થઇ વરસી. ઘર બળી ગયું અને લઈ ગઇ એને તો એક જોગણુ

ચંદ્રસિંહ—એમ કે ?

જનાર્દનઃ—શું એમ કે ? કઇ બીજાની છે પરવા ?

ચદ્રરાવ—જનાર્દન, છોકરીઓ મરજી મુજબ વર્તે એ તો બહુજ ખોટું; એમ તેમ થાય પણ સરયુ રઘુનાથને હાથ તો નાજ જવી જોઇએ.

જનાર્દન—શું વાઘની બોડમા શિયાળ આળોટી જશે ? રઘુનાથ તે શિવાજી મહારાજ આગળ પતિત થયેલો છે

ચંદ્રરાવ—હા, બસ. સત્તર આના અને ઉપરે બે પાઇ, કેમ હવે શો વિચાર ?

જનાર્દન —વિચાર એને શોધવાના. પણ—ગાઠનું ગોપીચંદન ખોઇને ?

ચંદ્રરાવ—ના, ના બહુજ બક્ષિસ લો.

જનાર્દન —તો કરો કઇ યુક્તિ.

ચદ્રસિંહઃ—બધે વાત ફેલાવો કે રઘુનાથ સારો નથી. શિવાજીથી પતિત અને નિમકહરામી,

જનાર્દન—હા, ખરૂ તેને તો છોકરી ન અપાય

ચંદ્રસિંહ—રઘુનાથ ચોર છે, રઘુનાથ જુઠો છે. રઘુનાથ ન લાયક છે

જનાર્દન—અન્યાયી ન થાવ એટલા બધા દુર્ગુણો તેનામા નથી

ચંદ્રસિહ—કહો ત્યારે હવે ?

જનાર્દન —ચાલો સરયુની શોધમા

(જાય છે)

ચંદ્રસિંહ—(મનમા)

પાપીને પાખંડી આવા
આ જુગે પુજાય છે,
પુજાય છે પુજાય છે,
સતિયા દુ ખાય છે          પાપી૦

---

## પ્રકરણ ૨૩ મુ.

---

સરયુ—

કોયલડી—
ટહુકે શાને ? (૨) કોયલડી
અનિલ આ
સ્મિત શાને ભરેલો ?

અમે દુખે ।
દુખી થાને (૨) કોયલડી.

શ્રી હરિ, શ્રી હરિ સર્વત્ર નિરાશા સર્વત્ર નિરાસા–પવનથી ઉડત પલ્લવો, ડોકીયા કરતા તરૂઓ, સર્વત્ર ખેદ અને નિરાશા, જીદગી ? આ એનો અર્થ ? ઓ આથમતા સૂર્ય, ઓ આથમતા સૂર્ય, ઓ લહરી લેતા જળાશય, ઓ ભૂમિ માતા આ તમારૂંજ બાળક તમારે શરણે આવે છે એ પાચ મહાભૂતો, તમારામા હુ લય પામું છુ, જય શ્રી પ્રભુ, જય પરમાત્મા, સમય હું ત્હારે શરણે— ( પાણીમાં પડતું નાખતાં )

—સબુર
—કોણ ?
—આશા
—બીજુ ?
—લક્ષ્મી.
—આશા અને લક્ષ્મી ? રઘુનાથ અને સખી ? (બધા ભેટે છે.)

શીવાજી—( સરયુનો હાથ આપતા )
જગતમા શૂરવીર હશે તો આવા હશે, કષ્ટ સહન કરનાર સ્ત્રી રત્નો સરયુ ત્હારા જેવા હશે

કેમ રઘુનાથ યાદ છે ?

"संभावितस्पयाकीर्ति स्वर्गादतिरिच्यते ॥
કહીને આસને બેસે છે

( રાસ )

કોઇ કહો એ ભારતભૂમિ કયારે રૂળે
કયારે ફળે નર રત્નો જણે—

સાખી

ધન્ય દયા શુભ સત્યને, સ્વીકારી જન જેહ
નિજ સ્વારથ ત્યાગી પડયા, સેવા કરતા તેહ કોઇ૦

(સપૂર્ણ)

# નજીવા ચિંતાના પ્રસંગો

( લેખક—મણિલાલ ન દેશી B. )

---

નકામી ચિતા એ વર્તમાનકાળના લોકોનુ સામાન્ય લક્ષણ થઇ પડયું છે આગળ વધવાને ખાસ અભ્યાસ કરનારાઓ નિષ્કારણ અશાંત જણાય છે એટલુજ નહિ પણ આ દોષ સામાન્ય મનુષ્યોમા પણ સાધારણ થઇ પડયો છે. સામાન્ય મનુષ્યનુ વાસના શરીર વિશ્વદૃષ્ટિવાળાને ઘણું દીલગીરી ઉપજાવે તેવુ જણાય છે "દૃશ્ય અને અદૃશ્ય મનુષ્ય" એ નામના પુસ્તકમા ૧૩૧ મે પૃષ્ઠે વાસના શરીરનુ જે ચિત્ર આપવામા આવ્યું છે તે ઉપરથી વાસના શરીર કેવું હોવું જોઇએ તે જણાય છે તે વાસના શરીર માનસિક શરીરના રગોનુ પ્રતિબિબ હોવું જોઇએ, તે ઉપરથી એ સિદ્ધ થાય છે કે પોતાની બુદ્ધિ જે નિર્ણય કરે તેવીજ લાગણી ધરાવવાનો મનુષ્યને હક છે પણ વિકાસક્રમની આ સ્થિતીમાં તેવું વાસના શરીર હોવાની આપણે આશા ન રાખી શકીએ, તોપણ તેજ પુસ્તકમા ૧૦૨ મે પૃષ્ટે આપેલા ચીત્ર જેવું તો તે હોવું જોઇએ. તે શરીરમાં આવેલા જુદા જુદા રગોની વ્હેચણીપરથી સામાન્ય મનુષ્યનુ વાસના શરીર જ્યારે તે શાત હોય ત્યારે કેવી સ્થિતિનુ હોવુ જોઇએ તેનો આપણને ખ્યાલ આવે છે. તેની અદર ઘણા રગો એવા પણ હોય છે કે જે અનિષ્ટ દુર્ગુણોનો સભવ સૂચવે છે—જે દુર્ગુણો જેમ બને તેમ ત્વરાથી દુર કરવા જોઇએ પણ આ બધી બાબતો તે પુસ્તકમા વિશેષ રૂપે વર્ણવેલી છે પણ અહીં તો એક બીજા મુદ્દા પર તમારૂ લક્ષ દોરવા માગુ છુ

સામાન્ય વગર વિકાસ પામેલા મનુષ્યનુ વાસના શરીર જ્યારે લગભગ શાંત હોય ત્યારે કેવુ દેખાય છે તે ૧૦૨મા પાનાના ચિત્ર પરથી જણાઇ આવે છે પણ જેને આપણે સસ્કૃતિ—સુધારો કહીએ છીએ તેના અનેક અનર્થોમાંનુ એક અનર્થ એ છે કે ભાગ્યે જ કોઇનુ વાસના શરીર લગભગ શાત પણ હોય છે ખરી વાત એ છે કે વાસના શરીરની પ્રકૃતિ નિરતર હાલની સ્થિતિમા રહેવાની અને ચિત્રમા જે જુદા જુદા રગો આપવામા આવ્યા છે તે તે આદોલનોનું જુદુ જુદું પ્રમાણ સુચવે છે, પણ આમા અમુક નિયમ હોવો જોઇએ અને અમુક હદ હોવી જોઇએ વિકાસ પામેલા મનુષ્યના આદોલનોમા પાચ પ્રકાર હોવા જોઇએ પણ સામાન્ય મનુષ્યમાં નવ પ્રકારના આદોલનોને જોવામા આવે છે અને તેની સાથે વિવિધ રગોનું

મિશ્રણ પણ હોય છે. આ સ્થિતિ પણ પ્રથમના જેવી સારી તો ન જ કહેવાય, પણ પશ્ચિમના ઘણાખરા લોકોની સ્થિતિ તો તેના કરતા પણ ઘણી ખરાબ હોય છે એક જ વખતે નવ પ્રકારના આંદોલનો હોવા તે પણ ઘણું ખરાબ કહેવાય, પણ ઘણાં સ્ત્રી પુરુષોના વાસના શરીરમા ૫૦ અથવા તો ૧૦૦ પ્રકારના આંદોલનો એક જ સમયે જોવામા આવે છે.

લગભગ ચોરસ પ્રદેશમા વાસના શરીરના થોડા વિભાગ દેખાવા જોઈએ અને દરેક વિભાગની પ્રકૃતિ અમુક સામાન્ય વેગથી હાલવી જોઈએ પણ તેને બદલે તેની સપાટી સખ્યાબંધ નાના વમળો રૂપે અને સામસામા પ્રવાહો રૂપે–અને આ બધા પણ એક બીજાની સાથે ગાંડાઈ ભરેલા ઘોધાટમાં લડતા હોય તેમ વહેચાઇ ગયેલી માલમ પડે છે

આ બધું નાની નજીની લાગણીઓ અને ચિંતાઓનુ પરિણામ છે. કોઇ પણ સાધારણ મનુષ્ય ફક્ત આ બધી લાગણીઓ અને ચિતાઓના સમુહરૂપ હોય છે અમુક બાબત સબંધી તે હેરાન થાય છે, બીજી બાબત સબંધી ઉદ્યોગ કરે છે, ત્રીજી બાબત સબધી તે ભયમા હોય છે, વગેરે તેનું સકળજીવન નાની નજીવી લાગણીઓનુ બનેલુ હોય છે અને તેનુ સઘળુ બળ તેની પાછળ ખરચાઇ જાય છે સારી કે માઠી, મોટી પ્રબળ લાગણી મનુષ્યના આખા વાસના શરીર પર વ્યાપી જાય છે અને થોડો સમય તો એક જ પ્રકારના આંદોલનો ત્યા પ્રસરી રહે છે પણ નાની નાની ચિતાઓ સ્થાનિક તોફાનમાં મધ્ય બિન્દુઓ બને છે અને તે મધ્ય બિન્દુ અથવા વમળ ઘણો સમય ચાલ્યા કરે છે

જે વાસના શરીર એક જ સમયે ૫૦ જાતના આંદોલનો પ્રકટાવે છે તે વાસના ભુવન ઉપર ડાઘા સમાન લાગે છે અને તેના પડોશીઓને ઘણું નુકસાનકારક નીવડે છે. તેનો દેખાવ બેડોળ બને છે એટલુજ નહિ પણ બીજાઓને ઘણુ પીડા કરનારૂ થાય છે કોઇ મનુષ્યને અસાધારણ પ્રબળરૂપ માં 'વાઇ' આવી હોય, અને તેના બધા અવયવો જુદી જુદી દીશામા એક સાથે ખેચાતા હોય, તે સમયે ને મનુષ્યના સ્થુલ શરીરની જેવી સ્થિતી થાય. તેવી આ વાસના શરીરની થાય છે પણ આ દ્દષ્ટાંતને અપૂર્ણરીતે બંધબેસ્તો કરવાને આપણે એમ માનવું જોઈએ કે આ 'વાઇ' ચેપી રોગ જેવી હતી. અર્થાત્ જે કેઇએ તે 'વાઇ' ના કમનશીબ પરિણામ જોયાં, તેને પણ તેવાજ પ્રકારના આંદોલનો પોતાનામા પ્રકટ કરવાનુ અનિવાર્ય વલણ થતું હતું. કારણ કે આવી ગભરાટભરી ત્રાસદાયક અવ્યવસ્થા નાજુક પ્રકૃતિના જે કોઇ મનુષ્યો તેની પાસે આવે તેના પર ઘણીજ નાખુશકારક અને હેરાન કરનારી અસર પેદા કરે છે, તેમના વાસના શરીરોને તેનો ચેપ લાગે છે અને અશાંતિ અને ચિંતાની દુઃખદાયક લાગણી તેમનામા પ્રકટ થાય છે

આવા ચિંતાયુક્ત વાસના શરીરની બીજાને નુકશાન કરનારી જે અસર થાય છે તે જે શક્તિઓથી જોઇ શકાય તેની શક્તિઓ હજુ ફક્ત ઘણાજ થોડા મનુષ્યોએ પ્રકટાવી છે પણ ઘણા મનુષ્યોને આવા સહજવારમા ફરકે રાઇ જાય તો મનુષ્યના સબધમા આવવાથી અથાગ થવાનુ અનિશ્ચિત ભાન હોય છે ઘણુ કરીને આવા મનુષ્યને મળતી વખતે ઘણાકને તે અશાંતિનુ ચોકસ ભાન હોતુ નથી, પણ પાછળથી આટલો બધો થાક નિષ્કારણ કેમ લાગ્યો, એ માટે તેઓને આશ્ચર્ય થાય છે તેજ વખતે અસર થાય કે ન થાય પણ તેનું પરિણામ તો આવે છે, અને નુકશાન થયા વિના રહેતું નથી

જે મનુષ્ય મુર્ખતાથી પોતાની જાતને આવી સ્થિતિના ધલાવી મૂકે છે તે ઘણાકને અતિશય નુકશાન કરે છે, પણ સર્વ કરતા પોતાને વધારે નુકશાન કરે છે ઘણીવાર વારવારના આ વાસના શરીરના સક્ષોભની અસર પ્રાણમય કોષદ્વારા સ્થુલ શરીરપર થવા માડે છે, અને સઘળી જાતના જ્ઞાનતંતુના રોગો પ્રકટે છે. જ્ઞાનતતુઓના લગભગ સઘળા રોગોનું સીધું કારણ નકામી ચિંતા અને લાગણી હોય છે અને જો દરદી પોતાના શરીરોને કાબુમા રાખે, અને આત્માને શાંતિમા રાખે તો તે રોગો ત્વરાથી નાશ પામે.

વાસના પ્રકૃતિના વારવારના સક્ષોભની સામે થવા જેટલુ સ્થુલ શરીર મજબુત હોય, તોપણ વાસના ભુવનપર તેની અસર ઓછી ભયકર નથી જેવી રીતે શરીર પર ગુમડા થાય છે તેવી જાતના વાસના શરીરપર આ સુઝી ગયેલા નાના નાના વર્તુલો દેખાય છે તે ભાગો જાણે અત્યંત પીડાના કારણો બને છે, જે ભાગ આળા હોય છે, જ્યા જરાપણ અડકવામા આવે છે તો ભારે પીડા થાય છે, એટલું જ નહિ પણ તે નિર્બળતાસૂચક સ્થાનો છે, જે દ્વારા જીવનશક્તિદાયક લોહી વહી જાય છે, અને જે દ્વારા બહારથી લોહીને ઝેરી બનાવનારા તત્ત્વો શરીરમાં પ્રવેશ કરે છે આ પ્રમાણે જેનું વાસના શરીર અસ્તવ્યસ્ત સ્થિતિમા છે તે બહારથી આવતી કોઇપણ અશુભ શક્તિની સામે થઇ શકે નહિ, સારી શક્તિઓનો તે લાભ પણ લઇ શકે નહિ આ ખુલ્લા ઘા દ્વારા તેનુ બળ ચાલ્યુ જાય છે, અને સર્વ પ્રકારના રોગના જંતુઓ તે દ્વારા તેમાં પ્રવેશ કરી શકે છે તે પોતાના આખા વાસના શરીરને વાપરતો નથી, તેમજ સયમમા રાખી શકતો નથી પણ તેના જુદાજુદા વિભાગો થવા દે છે. જે વિભાગો તેના પોતાનાપર કાબુ ચલાવે છે

તેની નજીવી ચિંતાઓ અને ઉદ્વેગના પ્રસગો પોતાની સત્તા ચલાવે છે, અને તેનાપર પોતાનુ રાજ્ય ચલાવે છે, એટલે તે હલકી વૃત્તિઓ સખ્યાબધ અસુરોનું રૂપ લે છે. જે તેનાપર પૂર્ણ સત્તા જમાવે છે, અને તે તેમનાથી છુટો થઇ શકતો નથી.

[ અપૂર્ણ. ]

# ઉપયોગી પુસ્તકો.

**સ્વધર્મનિષ્ટ દૈવી જીવન**—જેમાં સત ધર્મ મસ્થાપક ૧૫૦ ઉપરાંત મહાપુરૂષોના જીવનચરિત્રોનો સમુહ છે તેમાં દરેક ધર્મનું રહસ્ય સમજાય તેવી રીતે આપેલું છે

પાન ૭૨૫ જાડા એન્ટીક કાગળો, પાકું પુઠું છતાં કીંમત રૂ ૬—૦—૦

આ પુસ્તક માટે વિદ્વાનો શું કહે છે તે વાંચવાથી વધારે ખાત્રી થશે

અમદાવાદ ટ્રેનીંગ કોલેજના રિટાયર્ડ પ્રીન્સીપાલ અને ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ સાહેબ રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ લખે છે કે—

## સ્વધર્મનિષ્ટ દૈવીજીવન,

આ દળદાર પુસ્તકમાં ગ્રંથકર્તાએ પૈરાણિક પુરુષોના જીવનનો વૃતાન્ત આપ્યો છે વિષ્ણુના અવતારોનું ને તેને લગતા પૈરાણિક વૃતાન્તોનું વર્ણન સારી રીતે આપ્યું છે તેમજ શ્રી શંકરાચાર્ય, વલ્લભાચાર્ય, કબીર જ્ઞાનેશ્વર, નરસેંહ, રામતીર્થ, વિવેકાનંદ, આદિ દેવ પુરૂષોના જીવનનું ચિત્ર દર્શાવેલું છે ધાર્મિક પુરૂષોને પુસ્તક બહુ ઉપયોગી થઇ પડશે સામાન્ય વાચકવર્ગને પણ તે હિતકર છે

ખેડા જીલ્લાના ડી. ડી કલેકટર સાહેબ રાવ સાહેબ મગનલાલ મોહનલાલ ગાંધી બી. એ લખે છે કે

આપનું સ્વધર્મનિષ્ટ દૈવીજીવન પુસ્તક વાંચી આનંદ થયો છે, હિંદુસ્તાનના મોટા મોટા ધાર્મિક ને દૈવી પુરૂષો પુરાતન ને હાલના જમાનામાં થઇ ગયા તેમનાં ઇતિહાસીક વર્ણન આપે આપ્યાં છે, તેમના દૈવી કૃત્યોનો સમુહ આપે બતાવ્યો છે તે વાંચી કોઇ પણ વિચારશીલ પુરૂષને નિવૃત્તિ માર્ગનો રસ્તો જડે તો કાંઇ વિશેષ નથી, આવા પુસ્તકની એક લાંબા વખતની ખોટ આપે પુરી પાડી છે. આપનું પુસ્તક સનાતન ધર્મને પુષ્ટિ આપનારૂં છે આશા રાખું છું કે તેનો બહોળો ઉપયોગ થશે.

આ સિવાય ઘણા અભિપ્રાયો મળ્યા છે

આ પુસ્તક હાલમાંજ જે ગ્રાહકો મંગાવી લેશે તેમને માત્ર રૂ. ૫—૦—૦ માંજ અપાશે પોસ્ટેજ ૦—૧૦—૦ જુદા સમજવા

આ પુસ્તક તાકીદે મંગાવી લેવા સલાહ છે,

## સ્વીકાર અને અભિપ્રાય

શ્રીમદ્ ભાગવત—પ્રકાશક સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય અમદાવાદ કીંમત રૂ ૫—૦—૦ આ દળદાર પુસ્તક અમને અભિપ્રાય માટે મળ્યું છે આ પુસ્તક સુપરરોયલ આઠ પેજી સાઇઝનાં ૬૭૮ પાન છે ગ્લેઝ કાગળ, સુંદર છપાઇ અને યોગ્ય ચિત્રોવાળું છે ભાગવત એ મહાપુરાણ છે આવા દળદાર પુસ્તકની કિંમત માત્ર રૂ ૫—૦ રાખી છે આવું સસ્તુ ધાર્મિક પુસ્તક દરેક ઘરમાં રાખવા લાયક છે

આર્યભિષક અથવા હિંદનો વૈદરાજ આ વૈદકનો ઉત્તમ ગ્રંથ છે તેમાં દરેક વનસ્પતિ અને તેના ઉપયોગનું વર્ણન વિસ્તારથી સમાવલું છે. પાન ૧૦૦૦ છતાં કીંમત માત્ર રૂ ૪—૦—૦ છે આ ગ્રંથ સસ્તુસાહિત્ય કાર્યાલય અમદાવાદમાંથી મળી શકશે સસ્તુસાહિત્ય કાર્યાલય તરફથી ભિક્ષુ અખંડાનંદજી આવા મોંઘવારીના સમયમાં પણ આવા ઉપયોગી પુસ્તકો ઘણીજ સસ્તી કીંમતે પુરા પાડી જનસમુહ ઉપર ઘણો ઉપકાર કરી રહ્યા છે, આવાં ઉપયોગી અને સસ્તાં પુસ્તકો દરેકે ખરીદી પાસે રાખી લેવાં જોઇએ




અનુવાદક—છગનલાલ યોગી.

---

શ્રી શીલનાથ મહારાજની યોગ્યતા ભારે મોટી હતી તેમનો તીવ્ર વૈરાગ્ય, કોઇ મહાન તપસ્વીના જેવી ઉગ્ર તપસ્યા, અપકાર સહિષ્ણુતા, અહિંસાપાલન, ભૂતદયા, શાંત સ્વભાવ, નિર્લોભિતા વિગેરે સદ્‌ગુણો ઉચ્ચ કોટિના હતા અને તેઓશ્રીનું જ્ઞાન તો અપૂર્વ જ હતું અમે અહીં તેમની જે હકીકત રજુ કરનાર છીએ તે બધી તેઓશ્રીને મોએથી જ અમે સાંભળેલી છે

## બાલ્યાવસ્થા

નાથ મહારાજનો જન્મ હરિયાણા પ્રાંતના એક ગામમાં થયો હતો પુરાણોમાં આ પ્રાંતને હરિવન કહેલો છે આ પ્રાંતના લોકોનો ધંધો ખેતીનો તથા ઢોરોને પાળી તેનું ઘી વેચવાનો છે આ પ્રાંત ગાય ભેસોની ઉત્તમ બાજુ છે નાથના માતપિતા ક્ષત્રિય કુળમાં જન્મેલાં હતા તેઓને શિક્ષણ તો મળ્યું જ નહોતું. અક્ષરપરિચય કિંવા સો સુધી ગણની સંખ્યા સુદ્ધાં નાથને આવડતી નહિ ! તેમની વાતચીત ગાયભેંસોને જ લગતી હોય અને ગાયભેંસ એ જ તેમનું ધન એમ તેમની વાતો પરથી માલૂ જણાતું એટલે કે હરિયાણામાં ગાય ભેસ એ જ લોકોનું ધન ગણાતું વેદમાં પણ ગાય એ ધન હોવાનો ઉલ્લેખ છે.

## ગુરૂકૃપા

સાતઆઠ વર્ષની વય થયા પછી નાથનો જીવનપથ જૂદી દિશામાં ફંટાયો. આ અરસામાં નાથને ઉંઘમાં કંઇક દેખાય કંઇક સંભળાય પણ એ બાબતનો કોઇને ખુલાસો પૂછવા જાય અગર એ વાત કહેવા જાય એટલે તેમને કોઇ ઉત્તર આપે નહિ, અને પાગલ ગણી કાઢે ! આવો પ્રકાર સોળ વર્ષ ચાલ્યો. કર્મધર્મ સંયોગે એક દિવસ એક સાધુમહારાજ નાથ મહારાજના ગામમાં આવ્યા તેમના ચમત્કાર જોઇને કિંવા ઉપદેશ સાંભળીને કિંવા લોકોને મોએ તેમની સ્તુતિ સાંભળીને નાથે તેમની જોડે રહેવાનો નિશ્ચય કર્યો, અને તેમના જવાને દિવસે નાથે, ઘરમાં કોઇને કહ્યા વગર તેમની પાછળ ચાલતી પકડી ! ભવિષ્યમાં થનાર તેમના આ ગુરૂએ તેમના પ્રત્યે અત્યંત કઠોરતા બતાવી અને ત્રણ દિવસ પર્યંત તો તેમના સામુંએ જોયું નહિ તેમના અંગ પરના પોશાકનું ઠેકાણું નહોતું, અને પાસે કંઇ વસ્ત્રપાત્ર પણ નહોતા તે આગળ વધતા કે નાથમહારાજ તેમની પછાડે ચાલતા થાય તે ઉભા રહે ત્યાં નાથ ઉભા રહેતા અને તરસ લાગતાં પાણી મળે ત્યાં પાણી પીતા અન્નના તો વાંખા જ આટલી કુમળી વયે આટઆટલું કષ્ટ સહન કરી ગુરૂની જોડે રહેવાના તેમનો દૃઢ નિશ્ચય જોઇ, ગુરૂએ તેમને પોતાની જોડે રહેવાની રજા આપી, અને ધીમે ધીમે ઉપદેશ આપી તેમને હઠયોગના

અભ્યાસમાં પારંગત બનાવ્યા ગુરૂદ્વાર અથવા ગુરૂનો મઠ ભિવાની સ્ટેશન આગળ આવેલા સુલતાનપુર નામના ગામમાં છે તેની નજીકમાં જ નાથમહારાજનું જન્મસ્થાન હોવું જોઇએ ગુરૂએ નાથને સંપૂર્ણ હઠયોગ શીખવીને પોતાની જોડે દેશપર્યટન કરાવ્યું આ બધું કરતા બાર વર્ષ વહી ગયાં એટલે ગુરૂગૃહ છોડતી વેળાએ નાથની વય આશરે વીસ-બાવીસ વર્ષની હશે પોતાના શિષ્યને પૂર્ણ થયેલો જોઈને ગુરૂએ નાથને રાજયોગનો થોડોક બોધ આપ્યો અને " તમે હવે સ્વતંત્રતાપૂર્વક વિચાર કરવાને યોગ્ય થયા છો સંતોનો સંગ કરો અને આત્મક જ્ઞાન મેળવો, " એવો આશીર્વાદ આપ્યો

## સત્સંગ.

ગુરૂ પાસેથી વિખૂટા પડયા પછી એક બે વર્ષમાં જ તેમને શ્રી જોહારનાથ મહારાજનો સત્સંગ થયો બાળવામાં જોહારનાથ અને શીલનાથની જોડી ખૂબ મશહુર છે, આ બે સાધુઓ એકજ ધુણી ધખાવી ચાળીસેક વર્ષ જોડેજ રહ્યા હતા! તેઓ બન્ને એક જ ગુરૂના શિષ્યો અથવા ગુરૂશિષ્ય હોય એવો લોકોને ભાસ થતો હતો, કારણકે બેઉની રહેણીકરણી સમાન જ હતી, શીલનાથ મહારાજના દર્શન કરી કેટલાક દિવસ બાદ અમે જોહારનાથ મહારાજના દર્શને ગયા હતા, તેમના દર્શન કરવાથી અમને તથા અમારી સાથના બધા માણસોને ભારે ચમત્કાર લાગ્યો કે એ બન્ને મુર્તિ એક સરખી જ કેમ? બેસવાનું આસન, બોલવાની ઢબ, વાતોચિતો, ચાલવાની, જોવાની, આદરસત્કાર કરવાની, પ્રશ્ન પુછવાની, કામ ચીંધવાની બાબતમાં બેઉની એક જ રીત! ફક્ત શરીર નોખા, જોહારનાથના શરીરનો બાંધો ઉંચો પ્રચંડ, વર્ણ ગોરો અને આંખો ખૂબ મોટી હતી અને તેઓ શીલનાથ કરતા વધારે વૃદ્ધ જણાતા હતા શીલનાથની ઉંચાઇ ઓછી એટલે પાંચ ફુટ કિંવા એકાદ ઇંચ વધારે હતી વર્ણ શ્યામ પડતો, ઉપરના દાંત થોડા બહાર આવેલા અને હાથ સર્વ સાધારણ મનુષ્યોના કરતા વધારે લાંબા. જોહારનાથના નાકની અણી પોપટની ચાંચ જેવી વળેલી હતી અને શીલનાથના નાકની અણી ગોળ હતી બન્નેના માથા પર એક હાથ લાંબી જટા હતી દાઢી જોઇએ એટલે વિસ્મય જ પમાય. એક વાર માપી જોતા તે સાડાચાર હાથ લાંબી થઇ બેઉની કમ્મરે જાડો કમ્મરબંદ (કરગોટો) તો ખરો જ ગળામાં માળા વિગેરે હોય જ, કારણકે તે તો તેમનો યુનિફોર્મ, વસ્ત્રમાં માત્ર લંગોટી દાઢી ખૂબ લાંબી હોવાથી તેને તેઓ એવી રીતે બાંધી રાખતા કે તેને જોવાથી જ તેનો બરાબર ખ્યાલ આવે જેવી રીતે અગ્નિહોત્રીઓ સર્વદા અગ્નિ પ્રજ્વલિત રાખે છે તેવી રીતે તેઓ હંમેશા પોતાની જોડે અગ્નિ રાખવાના જ જમીનની સપાટીથી હાથેક ઉંચે એક ઓટલો બાંધી તેના મધ્ય ભાગમાં તેઓ અગ્નિ રાખે અને તેનાથી દોઢ બે હાથ આઘે તેઓ પોતાનું બેસવાનું આસન જમાવે

## દિનચર્યા

બેઉ નાથ મહારાજ ચ્યાર વાગે ઉઠીને શૌચ મુખમાર્જનાદિ વિધિ આટોપી કોઇ વાર ગરમ પાણીએ સ્નાન કરે અને આખે શરીરે તેમ જ વાળ પર ભસ્મ લગાવીને નવી લંગોટી પહેરી આસન પર બેસે તે છેક રાતના અગીઆર વાગ્યા પહેલા ત્યાંથી ઉઠે જ નહિ! બેસે એટલે સિદ્ધાસન તો ખરૂંજ, અને ફુરસદની વેળાએ યોગવાસિષ્ટ વાંચે જોહારનાથને વાંચતાં આવડે છે પણ શીલનાથને નથી આવડતું ધુણીની વ્યવસ્થા, હાજર હોય તે શિષ્ય અથવા સેવક કિંવા પોતે પણ કરી લે સુતી વેળાએ અગ્નિ ઓછો કરવામાં આવે અને સવારે ઉઠતા વેંત તેમાંના ઠાંડા સફેદ ભસ્મ નોખી કાઢી લેવામાં આવે શરીરે

લગાડવાની ભસ્મ એટલે છાણાંની રાખ કિંવા તેના પર કોઇ વિદ્વેષ સંસ્કાર કરીને બના વેલી ભસ્મ તૈયાર કર્યા પછી સૂર્યોદય થાય એટલે તેઓ ચહા પણ બે નવદસ વાગે ત્યારે કોઇ જે કંઇ લઇ આવે તે સ્વીકારી લે એ બેઉ કોઇ દિવસ હાથે ગ્સોઇ કરે જ નહિ. જે કોઇ ઇશ્વર સમ્બંધી વાત પુછે તેની જોડે તેઓ બરાબર ચર્ચા કરે સાંજે સવારની જેમ ભોજન આરોપ્યા પછી અગીઆર બાર વાગ્યે નિદ્રા, આવો એમનો દિનક્રમ. આ બન્ને સાધુઓએ એકજ ધુણી રાખીને લગભગ આખા હિંદુસ્થાનનો પ્રવાસ કર્યો હતો. બંગાળાનો ઘણોખરો ભાગ, કાશ્મીર, પંજાબ, સિંધ અને વાવવ્ય પ્રાંત, રાજપુતાના, મારવાડ, ગુજરાત, કાઠિયાવાડ, મહારાષ્ટ્ર, મદ્રાસ વિગેરે પ્રાંતોમાં તેઓ ફરેલા હતા મોજમાં આવે તેટલો સમય એક સ્થળે રહે, નહિ તો ઉઠીને ચાલતી પકડે

સાધુ લોકોના મોટા મેળા ચાર છે તેમાંનો પ્રત્યેક બાર વર્ષે આવે છે એટલે કે બાર વર્ષની અંદર આ ચારે મેળા થઈ જાય છે. સિંહસ્થ મેળો નાશિકમાં કન્યાગત ઉજ્જયનીમાં, જુપલ પ્રયાગમાં અને કુંભ હરિદ્વારમાં ભરાય છે, આ બધામાં પ્રયાગનો મેળો સૌથી મોટો ભરાય છે, કારણકે તે પ્રદેશ મધ્યવર્તી છે આ બન્ને સાધુની ધુણી એક હતી ખરી, પણ જ્યારે તેઓ માર્ગમાં ભુલથી જૂદા પડી જતા ત્યારે તેઓ નોખી નોખી ધુણી ધખવતા. પાછા ભેગા થતાં તેઓની ધુણી એક થઇ જતી આમ પાંત્રીસ વર્ષ ગાળ્યા પછી શીલનાથે એકલા રહેવાનું ઠરાવ્યું, અને તે પ્રમાણે તેમણે નોખી ધુણી ધખાવી નોખા ગામમાં રહેવા માંડયું. અને ભેદારનાથ પાસેથી કોઇ ખબર લઇને આવતું તો 'પછી મળીશ' એમ કહેવરાવતા

શીલનાથ મહારાજ એકાકી રહેવા લાગ્યા એટલે તેમના જ્ઞાનનો પ્રકાશ પ્રસરતાં વાર લાગી નહિ એ સમય, સ્વામી વિવેકાનંદે યોગ સબંધી આપેલાં વ્યાખ્યાનોનો અને હિંદુસ્થાનના સુશિક્ષિત લોકોના મનમાં યોગ સમ્બંધી માહિતી મેળવવાની તાલાવેલીનો હતો. શિક્ષિત લોકો સાધુ અને યોગીઓને ખોળવા લાગ્યા અને તેઓને નીડર અને નિર પેક્ષ ગુરુ મળ્યા મહારાજના સિદ્ધાસનનું સ્થૈર્ય એટલું પકકુ હતું કે તેઓ સમે તેનું કાર્ય હોવા છતાં અડતાળીસ કલાક સુધી ઉઠતા નહિ એટલે કે આસનનો ભંગ કરતા નહિ એ અમે નજરોનજર જોયેલું છે ધુણીના ઓટલાથી ૭ સાત હાથના અંતરે ચારે બાજુ વાંસની ટટ્ટી ઉભી કરેલી છે તેમાં જવા માટે એક દ્વાર છે, રાતના બાર વાગ્યા પછી કોઇપણ મનુષ્ય પુછયા વગર તેની અંદર જાય નહિ. આ બનાવ મહાશિવરાત્રિએ નથી હોતી મહાશિવરાત્રિને દિવસે પરોઢિયે ત્રણ વાગે સ્નાન કરીને તેઓ બેસે એટલે લોકોની દર્શન કરવા માટે ગતનિયમ એકસરખી ઠઠ જામે ઘણું કરીને તો દિવસે તેઓ ઉઠે જ નહિ. મહાશિવરાત્રિનો આખો દિવસ અને બીજી રાતના એક વાગતાં સુધી એટલે લગભગ ચેતાલીસ કલાક અમે ત્યાં હતા આ બધા વખત દરમિયાન શીલનાથ મહારાજ બિલકુલ ઉઠેલા નહિ !

માળવામાં કિસાન (ખેડુ) લોકો તથા કબીરના નિર્ગુણ ભજનો ગાનાર ઘણા છે તેઓ પૈકી કેટલાક લોકોએ ધુણી આગળ આવીને શીલનાથ મહારાજને કહ્યું "કોઇ ભજન ગાનાર નારો અમને મળતો નથી"

મહારાજ—હું તૈયાર છું

કિસાન—ચાર કલાક સામગ્રી કરાવવાનો કશો અર્થ નથી

મહારાજ—તમે જ્યાં લગી ભજન ગાઓ ત્યાંસુધી હું આ જગ્યાએથી ઉઠું નહિ કે ઉંઘું નહિ, પણ મારી એક શરત છે કે એકવાર ગાયેલું ભજન ફરી ગાવું નહિ

આ ઠરાવ મુજબ કિસાન લોકોએ સાત દિવસ સુધી ભજનનો સોતાહ કર્યો જે દરમિયાન મહારાજ વિસાબ માટે પણ ઉઠયા નહિ।

## પ્રચંડ ધુણી.

સાધારણ ધુણીમાં રોજ બેત્રણ ખાંડી લાકડાં ખાક થઇ જાય પણ લાકડાં ભરપુર આપનારો મળે તો તો દમ ખાંડી પણ પુરાં ન પડે? એકવાર ઇંદોર મુકામે એવડી પ્રચંડ ધુણી ધખેલી કે તેમા સળગેલાં ત્રણ મુળ લાકડા અનુક્રમે વીસ ફુટ, અઢાર ફુટ અને પંદર ફુટ પરિઘનાં હતા તે ત્રણ લાકડાં નવ દિવસમા ભસ્મીભૂત થયા અને તે ભસ્મ થતા પંદર ગાડાં ભરીને બીજા પાતળાં લાકડાં ખપી ગયાં આવી જબરદસ્ત આગ પાસે ચોવીસ કલાક બેસવાનુ અને તેયે બેજ હાથ છેટે! અમે ચારે મેળા જોયા છે પણ આવડી મોટી ધુણી કોઇની જોઇ નથી તેમાં આજના હિસાબે રોજ સો રૂપીઆનાં લાકડા જોઇએ ઉન્હાળો ચોમાસુ અને શિયાળો, ત્રણે ઋતુમા સાવ ઉઘાડા બેસવાનુ, ઝાડનો છાંયો પણ શોધવાનો નહિ, ભરચોમાસામા તે ધુણી બુઝાય નહિ તો પછી છાંપડાની આશાજ કયાથી?

## અહિંસાવ્રત

ધુણી આગળ ચાલનારા બધા લોકોને ચેતવણી આપવામા આવે છે કે ત્યાં કોઇએ હિંસા કરવી નહિ. નાથમહારાજના અંગપર વીંછીઓ ફરવા છતાં તેઓ સ્વસ્થજ બેસી રહે. મહારાજને એક દિવસ વીંછી ડંખેલો જોવામાં આવ્યો નથી, નર્મદાને પેલે પાર ગોહેરા નામનું એક અતિ ઝહેરી પ્રાણી થાય છે, એક ધુણી પાસે એવું એક જાનવર રહેતું હતું તે જોઇ લોકોએ તેને ઠાર કરવાનો મનસૂબો કર્યો પણ મહારાજે તેઓને મનાઇ કરી ધુણીની જે બાજુએ જાનવરનું દર હતું તે બાજુએ બેસવાની કોઇ હામ ભીડતું નહિ મહારાજે લોકો ।। મનમાથી એ દહેશત કાઢી નાંખવાનો યત્ન કર્યો પણ લોકોની બીક જાય નહિ એક દિવસ સવારે ટાઢનો દિવસ હતો નવેક વાગ્યે મહારાજ ધ્યાનસ્થ બેઠા હતા અને શરીર એકદમ સ્થિર હતું એ વખતે ગોહેરા તેમના માથાપરની જટાપર બેસીને નાચવા લાગ્યુ મહારાજને આ વાતની ખબર ન્હોતી એવામાં કેટલાક લોકો તેમનાં દર્શને આવ્યા તેઓએ જટાપર ગોહેરાને બેઠેલુ જોયુ તરતજ બધા ગભરાટમાં બહાર નાસી ગયા ગોહેરા પણ ગડબડાટને લીધે નાસી ગયુ, મહારાજ ધ્યાનમાથી ઉઠયા લોકો આવ્યા અને તેઓએ તેમને બધો વૃત્તાંત કહ્યો મહારાજે તેઓને અહિંસાનુ મહત્વ સમજાવ્યુ, લોકોની ભીતિ ઓછી થઇ અને તે પ્રાણીને મારવાનો વિચાર તેઓએ માંડી વાળ્યો.

ઉજ્જનથી ત્રિવેણી ત્રણ ગાઉ દૂર છે ત્યાં ક્ષિપ્રા અને બીજી એક નદીનો સંગમ થાય છે ત્યાં મહારાજની ધુણી ધખી રહી હતી. ત્યાં અમે સ્વત જોયેલી આ વાત છે કે ઈંદોર અને ઉજ્જનના શાસ્ત્રીઓ સાંજે ચાર વાગ્યે વેદાંત પર કંઇ ચર્ચા ચલાવી રહ્યા હતા મહારાજ કંઇક બોલતા હતા તેમના શરીર પર ઘીતોડી ફરતી હતી. મહારાજનુ ધ્યાન તે તરફ ન્હોતુ લોકોએ તેને જોતાં વેંત કાઢવા માંડી તે નાસીને મહારાજની દાઢીમાં ભરાઇ પેઠી મહારાજે કહ્યુ " એનો બીધેલી છે. થોડીવારે જતી રહેશે." અને પંદર મિનીટ પછી તેને ચાલી ગયેલી સર્વેએ જોઇ!

નાશિકમાં મોટો મેળો ભરાયો હતો એ મેળામાં સેંકડો સાધુ જમા થયા હતા. તેમાં મહારાજ પણ હતા, વરસાદ મુશળધાર પડવા લાગ્યો. ધનાઢ્ય લોકોએ સાધુઓની ધુણીઓ છાપરાં બાંધી તેની અંદર લાવવાની વિનતિ કરી મહારાજે કહ્યું " ધુણી તો વરસાદમાં યે બહાર જ રાખીશ છાપરામાં એ ન હોય કદાચ વરસાદથી ધુણી બુઝાઇ જશે તો તે દિવસથી ધુણી ધખવવાનું જ છોડી દઇશ " ધનાઢ્ય લોકોએ તેમને સર્વ પ્રકારની સહાય કરવાનું નક્કી કર્યું, મહારાજે લાકડાં તૈયાર રાખવાનું કહ્યું તાત્કાળ સાધુ સોમાંના એક ભાટિયા ગૃહસ્થે હજાર ખાંડી લાકડાં લાવીને મુક્યાં ધુણી મુશળધાર વરસાદમાં પણ ધખધખતી રહી તે વખતે નાથનું આસન ધુણીથી એક જ હાથ છેટે હતું અને વરસાદ અતિશય પડતો હોવાથી ઓટલાની વ્યવસ્થા બરાબર થઇ ન્હોતી આથી તેમને ભીનામાં જ બેસી રહેવું પડતું આશરે ચાર મહિનામાં જમીનને અડતો તેમના શરીરનો ભાગ સડીને છુંટો પડી ગયો. વરસાદમાં પણ ધુણી બરાબર સળગી એ જોઇ પેલા ભાટિયા ગૃહસ્થે હજારો રૂપીયાનું દાન કર્યું અને ધુણીવાળા સાધુઓમાં નાથની ખ્યાતિ ખુબ જામી

નાથનો સંસાર

જોહારનાથ મહારાજથી નોખા રહેવા માંડયા પછી બારેક વર્ષ નાથે વિચાર્યું કે જનસમુદાયનો ત્યાગ કરવાથી પોતાનું મન પોતાના તાબામાં રહે છે પણ સંસારમાં રહેવા છતાં પોતાનું મન નિશ્ચલ ન રહે તો બધું નકામું સિદ્ધ પુરૂષોની ઇચ્છા કોઇ પણ વસ્તુ માટે થતી નથી અને કદાચ થાય તો તેની સિદ્ધિ તૈયાર જ હોય છે. દેવાસના રાજાએ નાથને જાગીર અને નગદ નાણું આપ્યું. નાથે બાલકનાથ નામનો ચેલો કર્યો અને પછી સંસાર માંડયો પણ આ વખતે નાથમહારાજ ભારે સાવચેતીથી વર્તવા લાગ્યા કોણ જાણે, કોઇ વસ્તુમાં મન લુબ્ધ થાય તો ? તેમણે કામકાજનો ક્રમ ઠરાવ્યો, અને એકાંતમાં વધારે વખત ગાળવા લાગ્યા ! શ્રદ્ધાવાનની જોડે જ થોડુંઘણું બોલે, બાકીનાની જોડે ઘણું જ થોડું, આ વખતે તેમની પીઠના હાડકામાં કાંઇ રોગ પેદા થયો, અંતકાળ નજીક આવેલો જોઇ તેમણે હરિદ્વાર જઇ ત્યાં જ સંવત ૧૯૭૧ ના ચૈત્રમાં આ નરદેહનો ત્યાગ કર્યો, અંતસમયે નાથની વય સુમારે એંશી વર્ષની હશે. ૮ વર્ષ બાલ્યાવસ્થાનાં, ૧૨ ગુરૂ ગૃહે, ૩૬ જોહારનાથના સંસર્ગમાં, ૧૨ સ્વતંત્ર, અને ૧૨ સંસારવાસનાં મળીને કુલ ૮૦ વર્ષ

નાથનું ચરિત્ર લગભગ છત્રપતિ શિવાજીના ગુરૂ સમર્થ રામદાસના જેવું જ છે, બાલપણમાં પેટથી નાસી જવું પુષ્કળ તીર્થયાત્રા કરવી અને છેવટે ઘર માંડીને સંસારમાં રહેવું તથા તેમ રહેવા છતાં ઇશ્વરસ્મરણમાં ચિત્ત પરોવી શકાય એમ જણાવી આપવું એ આ બન્ને મહાત્માઓમાં સમાન હતું નાથ કબીરનો જ અવતાર હતા એવી કેટલાકની માન્યતા છે, કેટલાક વળી તેમને ગોરખનાથનો અવતાર કહે છે ગમે તે હો પણ નાથની જમણી આંખ ધુણીના ધુમાડાથી મંદ હતી તેમજ અમે તેના અવતાર હો કે ન હો પણ તેમનામાં ઇશ્વરી જ્યોત સૂર્યની જેમ ઝળહળી રહી હતી એ તેમના દિવ્ય જીવન પરથી ઉઘાડું છે કોટિ કોટિ નમસ્કાર હો એ પુણ્ય મહાત્માને *

---

* શ્રી પ્રમારકરની સતચરિત્રમાળામાંથી પુસ્તક માથી લીધેલ.

ॐ तत्सद् ब्रह्मणे नमः

# मूर्तिपूजा

अथवा

# ईश्वर प्राप्तिनुं सुलभ साधन

[ લેખક—રા. લાલજી વિશ્વેશ્વર જાની ]

( અનુસંધાન ગતાંક પૃ૪ ૧૨ થી )

### ૪૦ મૂર્તિપૂજા અહીતકર્ત્તા નથી પણ હીતકર્ત્તા અને શુભ ગતિદાયક છે

મુર્તિપૂજાથી દેશનું કંઇ અહિત થયુ નથી પરન્તુ તેથી ઘણાનુ હિત થયુ છે, અને થાય છે મુર્તિપૂ ન વેદ વિરૂદ્ધ હોત અથવા ધર્મ વિરૂદ્ધ હોત તો ખુદ પરમેશ્વર જ તેના પુજકો અને ભાવિક ભકતોનો ઉચ્છેદ કરી નાખત. પરન્તુ નિર્દોષ અને પવિત્ર ભાવથી જે મુર્તિની પૂજા કરી પોતાના પ્રભુનું ત્રિકાળ, દ્વિકાળ, વા એકકાળ ધ્યાન, સેવા કરે છે. તેઓ નાસ્તિક વૃત્તિના મુર્તિ નિન્દકો કરતા ઘણા સુખી અને જગતને ઉપયોગી છે આજકાલના કેટલા નવા સુધારાને જ પગલે ચાલનારા અને સમજ વિના પશ્ચિમના પવનમા તણાતા જુવાનીઆ કહે છે કે "વેદમાં મુર્તિ પૂજા નથી, મુર્ત્તિપુજા શાસ્ત્રોકત નથી" એ બધુ ઠીક, પરન્તુ તેઓએ એટલું વિચારવાની જરૂર છે કે ભલે તે વેદવિરૂદ્ધ હોય તોપણ તે હિત વિરૂદ્ધ નથી તેનાથી કોઇનું અદ્યાપિ સુધી અપ્રિય થયું નથી પરન્તુ અનેકનું પ્રિય થયુ છે, અને થાય છે કોઇને તેનું વિષ ચડયુ સાંભળ્યુ નથી પરન્તુ મુર્તિપૂજાએ મદરૂપી વિષ ચડતું અટકાવ્યુ છે ટુંકામા મૂર્તિપૂજા એ હિતકારક અને શુભગતિદાયક છે

### ૪૧ મૂર્તિપૂજાના આદિ અંત વિષે ઐતિહાસિક વૃત્તાંત

કેટલાકનું કહેવુ એમ છે કે જ્યારથી આર્યાવર્તમાં જૈન ધર્મની સ્થાપના થઇ અને તેનું પ્રાબલ્ય વધ્યુ ત્યારથી મૂર્તિ પૂજા થઇ ઇતિહાસપર દૃષ્ટિ નાખતા તો આપણને એમજ ભાસે છે કે બ્રાહ્મણના ઉદયકાળમાં વૈદિક ધર્માનુસાર લોકો સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વાયુ, વરૂણ, નક્ષત્ર, ઉષા, સંધ્યા, વગેરેને પુજતા હતા ત્રિકાળ સંધ્યાનુ વેદમાં પણ બહુ મહાત્મ્ય લખેલુ છે. અને તેજ પ્રમાણે અદ્યાપિ એ સુર્યોપાસના વૈદિકમતાનુસાર દ્વિજ વર્ણમાં ચાલુ છે જેની બહુ સ્મૃદ્ધિ તેની કોઇ કાળે પડતી પણ થાય તેજ પ્રમાણે કુદરતી રીતે બ્રાહ્મણો માટે પણ વચમા પડતીનો કાળ આવ્યો અને તેમા મુખ્ય કારણ એજ હતું પ્રભુના ગર્વમાં બ્રાહ્મણો પ્રમાદી બનતા ગયા, અને પોતાનુ કર્તવ્ય ભુલતા ગયા આ કાળમાં મહાત્મા ગૌતમ બુદ્ધનો જન્મ થયો. તેણે લોકોને સમાન ભાવનો ઉપદેશ કર્યો, અને તેને પગલે ચાલનારો એક નવો બૌદ્ધધર્મ શરૂ થયો. બૌદ્ધમાંથી થોડા ફેરફારવાળો

જૈન ધર્મ ફેલાયો, અને તે ધર્મના પ્રવર્તકોના નામની યાદગીરી રાખવા તેના સેવકોએ જૈનના ૨૪ મહાપુરૂષોની પ્રતિમા કરાવી, તેને તેઓ પુજવા લાગ્યા. ત્યારથી મૂર્તિપૂજા આ દેશમાં પ્રચલિત થઈ આવી હકીકત ઇતિહાસ ઉપરથી મળે છે પરન્તુ વેદ અને શ્રુતિ, સ્મૃતિ આદિ ગ્રન્થોમાં એવાં પ્રમાણો મળે છે કે મૂર્તિપૂજા વૈદિક સમયથી છે જે વિષે આગળ વિસ્તારથી લખાઇ ગયું છે

### ૪૨ મૂર્તિપૂજાનુ રહસ્ય

મૂર્તિપૂજાનુ રહસ્ય એજ છે કે તે પરમાર્થના રહસ્યરૂપ ઉત્તમ ઇશ્વરીભાવનુ સૂચન કરાવે છે મનનો અમુક અર્થ, અમુક ભાવના, અમુક યોજનાનુ જે દશ્ય ચિત્ર એજ મુર્તિ કહેવાય છે અને મૂર્તિપૂજામાં ઇશ્વરના ખરા સ્વરૂપનુ ભાન થવાની ભાવના રહેલી છે આ દુખરૂપ સસારસિંધુ તરવો એ અર્થ રહેલો છે, અને નિત્ય નૈમિત્તિક કર્મોવડે આંતર અને બહિર બન્ને પ્રકારે પવિત્રતા જાળવી રાખવાની મૂર્તિપૂજામાં યોજના છે ધાતુ, કાષ્ઠ, કે પાષાણની મૂર્તિને ફક્ત ધાતુ, લાકડું, કે પથ્થર જ માનવામાં આવે અને તેનો બીજો કંઇ શ્રેયસ્કર અર્થ ન કરવામાં આવે તો તે મૂર્તિ પૂજવાથી લાભ નથી પથ્થરની મૂર્તિમા પથ્થર ભાવજ રહે તો તેની સેવા નિસ્સાર તુચ્છ, જંગલી, પશુવત્ ગણી શકાય.

न काष्ठे विद्यते देवो न पाषाणे न मृन्मये ।

भावे हि विद्यते देवस्तस्माद्भावो हि कारणम् ॥

"કાષ્ઠમા, પાષાણમા, કે માટીમાં દેવ નથી, પણ ભાવમાં દેવ રહ્યો છે માટે ભાવજ (મૂર્તિપૂજાનુ) કારણ છે આ શ્લોકમાં જણાવ્યા પ્રમાણે પથ્થરની મૂર્તિમાં ઇશ્વરભાવ રાખીને તેને પૂજવી તે મૂર્તિપૂજાનુ રહસ્ય છે.

### ૪૩ વિશ્વ એ પ્રભુનુ વિરાટ સ્વરૂપ છે.

ઇશ્વર બ્રહ્મરૂપ, અનાદિ સત્રૂપ, સર્વમય, નિરાકાર, અચિંત્ય અને એકજ છે તેજ ઇશ્વર સૃષ્ટિ-વિશ્વ-જગતરૂપે દશ્ય થાય છે મુર્તિમાન થાય છે સૃષ્ટિ એજ મહાન પિતા પરમેશ્વરની વિશ્વમુર્તિ છે કેટલીક કોટીએ પહોચેલા કોઇ માણસો એ નિરાકાર પ્રભુને ભજે છે, ત્યારે બીજા લોકો એ પ્રભુના કાર્યરૂપ વિશ્વમુર્તિ વિરાટ સ્વરૂપને અથવા પ્રભુના નામ સ્વરૂપવાળી દશ્ય દેવમુર્તિને ભજે છે

### ૪૪ ઇશ્વર ઉપાસનાનો હેતુ

ઋષિ મહર્ષિઓના મત પ્રમાણે ब्रह्म वा एकमिदमग्र आसीत् नान्यत् किञ्चनासीत् तदिदं सर्वमसृजत् સૃષ્ટિના આરંભમાં પહેલા માત્ર એક ઇશ્વર કે પરબ્રહ્મ હતો, બીજુ કંઇ નહતુ, જેણે આ સૃષ્ટિ રચી

एकस्य तस्यैवोपासनया पारत्रिकमैहिकञ्च शुभंभवति ॥

એક માત્ર તેની જ ઉપાસના કર્યાથી આ લોકમાં અને પરલોકમાં કલ્યાણ થાય છે,

तस्मिन् प्रीतिस्तस्य प्रियकार्यसाधनञ्च तदुपासनमेव ॥

તેના ઉપર પ્રીતિ રાખવી, અને તેનાં પ્રિય કાર્ય કરવાં એજ તેની ઉપાસના છે

અપૂર્ણ.

# દવે ફાર્મસીની દવા વાપરનારાઓ શુ કહે છે.

સ્વામીનારાયણના મંદિરના કારભારી મી. મગનલાલ લખે છે કે તમારી હરસની ...થી મને પચીસ વરસનુ હરસનુ દરદ મટયું છે હુ ઘણી દવા કરી કંટાળી ગયો હતા પણ ...રી દવાથી મને ફાયદો થયો છે જેથી હું ઉપકાર માનુ છુ હરસને માટે આ દવા અસર ...રી મને જણાય છે

કલકત્તાથી મી. સી. એમ. ચોધરી લખે છે કે તમારી દવાથી મને જુના હરસનુ મટયું છે ને હજુ સુધી ફરી થયુ નથી, જેમાંની ૧ ડબી બીજી મોકલશો.

...થી પા. લલ્લુભાઈ ભવાન હરસની દવાથી સારો ફાયદો છે, બીજી ડબી મોકલો.

ખંડેરાથી કામેશ્વર નથુરામ લખે છે કે આપની પ્રમેહની દવાથી પ્રમેહ મટયો છે ... દવાઓથી ફાયદો ન થયો તે આ દવાથી મટયો છે

વડોદરાથી પરમાનંદ હરીલાલ મુનશી લખે છે કે–આ દવાથી પરમીયાના ઘણા જુના ...ને આરામ થયો છે, ભંડારીયાથી ગવરીશંકર ત્રીભોવન લખે છે કે–પ્રમેહ પીલ્સથી મને ... ફાયદો થયો છે હવે મને પ્રમેહની જરા પણ અસર રહી નથી

કુબલીથી નરશી શીવજી લખે કે આપની પ્રમેહપીલ્સ વાપરવાથી એકદમ આરામ થયો તેથી આપને જેટલો ધન્યવાદ આપીએ તેટલા થોડા જ છે

ખાખરેચથી સીમોન દાનીયલ લખે છે આપની પ્રમેહપીલ્સ અનુપાન સહિત વાપ...થી ફતેહમંદ નીવડી છે તે દરદીને ઘણીજ માફક આવી છે, કોલેરાપીલ્સની ડબી ૧૨ ...વી આપશો.

પણજથી ભગવાનજી રણછોડજી લખે છે કે–અમારા ઘરમા એક બાઇને હીસ્ટીરીઆ ... હતો ને લોકો ભૂત છે એમ કહેતા, ધુણતી પણ ખરી, પણ તમારી સલાહ મુજબ હીસ્ટી...પીલ્સ અને અનુપાનનો ઉપયોગ કરાવ્યાથી અઠવાડીયુ ન થયુ તેવામાં તો તેને આરામ ... થયો છે જેથી મને નિશ્ચય થયો છે કે હીસ્ટીરીઆ ઉપર તમારી એ દવા રામબાણ નીવડી છે

મુંબાઇથી નાગરજી મોરારજી માસ્તર લખે છે આપની હીસ્ટીરીઆપીલ્સ અને અનુપાન ...ને વાપરવાથી આરામ થતો જાય છે બીજી એજ દવા વી પી. થી મોકલો

નાગેરથી ઉમેદભાઇ કાશીભાઈ જણાવે છે કે એક દરદી ઘણોજ વાથી રહી ગયો હતા ને ...ળા તથા હાથ વળી ગયા હતા શરીરે ખુંધો થયો હતો ને હલાતુ ચલાતુ નહોતુ તેને વાત...પીલ્સ આપવાથી આરામ થયો છે ને વાનો રોગ મટી ગયો છે

માંગધરાથી બા. શ્રી લાડુબા લખે છે, અમારા કુમારશ્રી વજેસિંહજીભાઇને વાની બિમારી ...ી પરંતુ તમારી વાતહરપીલ્સ વાપરવાથી ઘણોજ ફાયદો થયો છે હવે બીજી દવાની જરૂર ... તેમ નથી પરંતુ તમારી વાતહરપીલ્સ વાપરવાથી ઘણોજ ફાયદો થયો છે

...પીપલીથી ઠા ભગવાનજી દેવજી લખે છે કે આપના જીવનથી છાતીના દરો શ્વાસ, ...સ વીગેરેમાં ઘણોજ ફાયદો થયો છે, દરેક તેવા દરદીને તમારૂં જીવન વાપરવા મારી ખાસ ભલામણ છે, બીજો ડબો ૧ રતલ મોકલાવશો

ક્ષય, સંગ્રહણી, હરસ, પ્રમેહ, સ્ત્રીઓનાં પ્રદરાદિ રોગો, લકવો, ધાતુ-ક્ષય-વિગેરે ખાસ ...ટીએ છીએ. એકવાર અમારા દરદ માટે મુલાકાત લ્યો.


| દવાખાનુ | જેઠાલાલ કેવળશંકર દવે. વૈદ્ય |
|---|---|
| રીચીરાડ મહાવીર સ્વામીના | માલીક |
| દેરાસર સામે—અમદાવાદ. | દવે કેમીકલ વર્કસ, અને દવે આયુર્વેદિક ફાર્મસી. |

# ભાગ્યોદય.

પુસ્તક ૧૨ ]  વૈશાખ સંવત ૧૯૮૦-મે ૧૯૨૪  [ અંક ૩ જો

## समचित्तत्त्व ए दुःख निवृत्तिनो उपाय छे.

( રેલાઇ આજ યોગીઓના-એ લય. )

સદાય જો ચહે તું ઉરે દુઃખનો અભાવ,
હો ચિત્ત મારા ! રાખજે તો સર્વમાં સમભાવ,
હર્ષ શોક ભાવોમાંથી જા તું નીકળી,
શત્રુ મિત્ર ભાવનાની આપજે તિલાંજલિ,
સર્વ માંહિ એક સરખી આત્મબુદ્ધિ તું દઢાવ, હો૦
અનુકૂલ પ્રતિકૂલ વૃત્તિઓ દે ટાળી,
મારૂં આ પારકું એ ભેદ દે પ્રજાળી,
તિરસ્કાર કે દયામાં ન ઉપજાવ અહોભાવ, હો૦
પ્રિય ને અપ્રિયતાનો ભેદ જ્યાં સહાર્યો
પોતા ને પારકાનો ભાવ જ્યાં નિવાર્યો,
ત્યાં તો ક્લેશ કષ્ટ કેની રીતે મારી શકે ઘાવ, હો૦
ક્ષોભ રહિત નિઃસ્પૃહી થવા જો વૃત્તિ તારી
સર્વ માંહિ સમતાની યુક્તિ લે સ્વિકારી,
એમાં સર્વ સાધનોનો થઈ જાય અંતર્ભાવ, હો૦

શ્રી ઉ૦

હતો. વાઘને જોઈ ઘેટાં નાસવા મંડયાં, બીજા ભરવાડના છોકરાં તો જીવ લઈ નાસી ગયાં પણ આ ગજકુંવર નાઠો નહિ, તે તો પોતાની લાકડી લઈ વાઘની સામે ધસ્યો. વાઘે તેના સામે તરાપ મારી, પણ જેવો વાઘ ઉપર આવે છે તેવી જ તેણે પોતાની ડાંગ વાઘના જડબામાં એવા જોરથી મારી કે તે ઉછળીને વેગળો પડ્યો. અને જેવો ફરી ઉભો થાય છે તેવી જ બીજી ડાંગ તેની ખોપરીમાં એવા જોરથી ઠોકી કે તેના પ્રાણ ગયા

આજ વખતે ત્યાં પાસે થઈ બે માણસો ગાડીમાં બેસી જતા હતા. તેમાંના એક માણસે આ બધો બનાવ જોયો. તેથી તેને આશ્ચર્ય લાગ્યું, તેણે જાણ્યું કે આ વાઘને મારવો એ કોઈ ભરવાડનું ગજું નહિ, વળી આ છોકરો ભરવાડના જેવો પણ નથી તે કોઈ રાજબીજ હોય એમ લાગે છે આ વખતે પેલા ભરવાડનો છોકરો ક્રોધથી લાલચોળ થઈ ગયો હતો, વાઘ પાસે મરણ શરણ થઈ પડ્યો હતો.

આ બાજુ ભરવાડના બીજા છોકરા પોતપોતાને ઝુંપડે નાસી ગયા. પેલા છોકરાના બાપને વાઘ આવ્યાની વાત કરી હજુ સુધી છોકરો ન આવ્યાથી તેના બાપને ચિંતા થઈ અને જાણ્યું કે, આ અણસમજુ છોકરો વાઘ જોઈ નાસી ન આવ્યો તો જરૂર તેના પ્રાણ ગયા હશે. એમ માની બીજા પાંચ દશ ભરવાડોને લઈને જ્યાં આ બનાવ બન્યો હતો ત્યાં આવી પહોંચ્યો

અહિ પેલો છોકરો, મરેલો વાઘ અને સાથે બે માણસો ઉભાં હતાં, ત્યાં આ ભરવાડો આવી પહોંચ્યા. તે છોકરાને જીવતો જોઈ ખુશી થયા અને વાઘ જોઈ ઘેર ન નાસી આવવા માટે પેલા છોકરાને ઠપકો આપવા લાગ્યો. તેમણે જાણ્યું કે આ બીજા માણસો ઉભા છે તેમણે વાઘને માર્યો હશે, પેલા ઉભેલા માણસોને આ છોકરો ભરવાડ ન હોય એવી શંકા થતાં તેમણે પેલા ભરવાડને આ કોનો છોકરો છે એ પુછ્યું

ભરવાડે તે છોકરો કેવી રીતે પોતાની પાસે આવ્યો તે વાત કહી, અને પોતે ઉછેરી મોટો કર્યો છે એમ પણ કહ્યું આથી પેલા લોકોને વધુ શંકા આવી વળી આ છોકરાનું મ્હોં હાલના રાજાના મ્હોના જેવું મળતું છે એમ પણ લાગ્યું આથી તેમણે વધુ તપાસ કરવાનો નિશ્ચય કર્યો. અને પેલા છોકરાને કહ્યું કે "ભાઈ, તું કોઈ ભરવાડનો છોકરો હોય એમ લાગતું નથી કારણ જો ખરેખરો ભરવાડનો છોકરો હોત તો વાઘને જોઈ બીજા છોકરાની માફક ત્યાંથી નાસી જાત, પણ તેમ નાસી ન જતાં વાઘના સામો થયો અને વગર હથીયારે માત્ર એક લાકડી વડે નિર્ભયપણે વાઘનો સંહાર કર્યો, એ કોઈ ભરવાડના છોકરાનું ગજું નહિ, માટે અમને લાગે છે કે તું ક્ષત્રિય છે અને આ ધંધો છોડી દઈ કોઈ રાજદરબારમાં નોકરી લઈ તારા ક્ષત્રિય બળને પ્રકાશમાં લાવ.

આ વાત સાંભળી પેલા છોકરાએ અને તેના ભરવાડ બાપે કહ્યું ના રે ભાઈ, અમે તો ભરવાડ જ સારા, વળી ભરવાડ મટી ક્ષત્રિય ક્યાં થઈએ? ક્યાં રાજા અને ક્યાં ગરીબ ભરવાડ. આપ અમારી મશ્કરી શું કરો છો?

પેલા બીજા માણસો આમની વાત સાંભળી તેમનું નામ ઠામ પુછી ત્યાંથી ચાલતા થયા અને પેલા ભરવાડના છોકરાને હું કદાચ ક્ષાત્રિય હોઈશ એમ લાગવા માંડ્યું પણ વળી વિચાર કરે કે નારે ભાઈ, આપણે તો ભરવાડ જ છીએ આવી રીતે મનુષ્યને પણ પહોંચેલા અને સતપુરૂષો કહે છે કે ભાઈ તમે જીવ નથી પણ શિવ છો માટે તમારા

જીવભાવને છોડી શિવભાવને મેળવવા યત્ન કરો, પણ આ વાત મનુષ્યના માનવામાં આવતી નથી અને પેલા ભરવાડની માફક પોતે તો અલ્પજ્ઞ જીવ જ છીએ આપણે તે વળી ઇશ્વર શી રીતે હોઇએ આમ માની મનુષ્યો જીવભાવના અહંકારને વશ થઇ આ સંસારનાં અનેક દુઃખો સહન કરે છે, પણ પોતે શિવ છે, આત્મા છે એમ માનતા અચકાય છે અને તે વાત કહેનાર કદાચ સાચુ કહેતા હશે કે જુઠું એમ માની મુંઝવાય છે

પેલા ભરવાડ પાસેથી પેલા બે મનુષ્યો રાજદરબારમાં જાય છે, ત્યા રાજાને આ વાત કહે છે, રાજાને પુત્રની પ્રજા નથી, પુત્ર માટે તલસે છે તેથી એ કદાચ પોતાનો પુત્ર હોય એમ માની તેની તપાસ કરે છે રાણીઓને પુછે છે, કદાચ દગો થયો હશે એમ માની બીજી રાણીની વિશ્વાસુ દાસીને ફોડે છે અને ખરી વાત જાણી લઇ તે ભરવાડને ત્યાં ઉછરેલા પુત્રની પરીક્ષા કરવા પોતે તેને પોતાની પાસે બોલાવે છે.

પેલા માતમી લાવનાર મનુષ્યો જ ભરવાડને ત્યાં જઇ પેલા છોકરાને લાલચ આપી રાજ દરબારમાં તેડી જાય છે, ત્યાં તેને કહે છે, ભાઇ તું ભરવાડ નથી પણ રાજા છે, છતાં તે છોકરો માનતો નથી, પણ જ્યાં તેની ખરી માતા પાસે જાય છે ત્યારે એકાએક માને તેના ઉપર અત્યંત હેત આવે છે, અંતરના સંસ્કારો જાગ્રત થાય છે, છોકરાને પણ એમ થાય છે કે કદાચ આ મારી મા તો નહિ હોય, આમ થોડા દિવસ રાજદરબારમાં રાખે છે, એક વખતે સામા બીજા રાજાનું સૈન્ય રાતના વખતે ચઢી આવ્યું અને તેમનું બળ આ રાજા કરતાં વધુ હતું વળી સર્વ લશ્કર સાવધાન પણ નહોતું

આ વખતે સૈન્યમાં પેલો છોકરો પણ સામા રાજાના સૈન્ય સાથે લડવા ચઢયો, તેનામાં ખરું ક્ષત્રિય બીજ હતું તે શુરવીર અને નિર્ભય હતો તેણે સામા સૈન્યના ઘણા માણસોને એકલે હાથે માર્યા અને સામા રાજાની પાસે ગયો સામા રાજાની ઘોડાને પાડી તેને ઘાયલ કરી તેના ઉપર ચઢી બેઠો, સામો રાજા શસ્ત્ર વગરનો થઇ બેભાન થઇ ગયો એટલે આ રાજપુત્રે તેને જીવતો મુકયો અને કેદ કર્યો.

બીજે દીવસે આ પરાક્રમ આ ભરવાડ ગણાતા છોકરાએ કર્યાની વાત જાણી રાજાને નક્કી લાગ્યું કે આ છોકરો ભરવાડ નથી પણ રાજપુત્ર છે, તે મારોજ પુત્ર છે રાજાએ પોતાની બીજી રાણીને બોલાવી તેને ખાનગી રીતે પુછ્યું આ પુત્ર કેવી રીતે ભરવાડને ત્યાં ગયો તેની ખાત્રી કરી આપી અને તમાં તેનોજ હાથ છે એવું તેની વિશ્વાસુ દાસીની પાસે સાબીત કરાવ્યું. રાણીએ જાણ્યું કે, હવે સાચુ બોલ્યા વગર છુટકો નથી તથા તેણે રાજાને બીકની મારી ખરી હકીકત કહી માફી માંગી અને કહ્યું કે, આ છોકરોજ આપનો પુત્ર છે મેં જ તેને ભરવાડને ત્યાં ગુપ્ત રીતે મોકલાવ્યો હતો.

રાજાએ આથી ખુશી થઇ તે પુત્રને પટ્ટાભિષેક કર્યો અને પોતાનો પુત્ર માન્યો પેલા વિરોધ કરનાર રાજાએ આ રાજકુંવરની બહાદુરી જોઇ પોતાની પુત્રી તેને પરણાવી, અને પછી તે છોકરો ભરવાડ મટી રાજકુંવર બન્યો રાજાએ એકેક વર્ષ પછી વાનપ્રસ્થ થઇ તે પુત્રને રાજ્યગાદી આપતા તે રાજા થયો, રાજા બની અનેક સુખ, સામર્થ્ય, ધન ભંડાર અને ઐશ્વર્યનો માલીક બન્યો. કયાં ઘેટાં ચારનાર એક ક્ષુદ્ર ભરવાડ અને કયાં રાજ્યગાદી

આજ રીતે મનુષ્યને પણ વિદ્યા અને અવિદ્યા એ બે માતાઓમાંથી અવિદ્યા માતાએ તેને ભરવાડરૂપી અજ્ઞાનથી ઢાંકી લઈ હું મનુષ્ય છુ એવુ મનાવ્યું છે તેનામાં કોઇ કોઇ વખત આત્માના પુરૂષાર્થરૂપી સામર્થ્ય પ્રકટ થાય છે, અને તેવડે વ્યવહારમાં મોટાં કાર્યો કરી મોટા બની બેસે છે તેને આ ફક્ત પણ આત્માનાં સામર્થ્યો વિશેષ છે તેની ખબર નથી જેમ પેલા ભરવાડના સામર્થ્યને જોઇ પેલા અજાણ્યા પુરૂષે તેને ભરવાડ નહિ પણ તું રાજબીજ છે એવુ જણાવ્યુ તેમ કોઇ સદ્ગુરૂ મળે અને તેને પોતાના મૂળ સ્વરૂપ આત્માનુ જ્ઞાન પ્રાપ્ત કરવાનો રસ્તો બતાવે તો તે મનુષ્ય મટી આત્મા બને. અને ભરવાડની માફક ભરવાડ મટી રાજા બની શકે

સત પુરૂષો, સાચા સદ્ગુરૂ કે શાસ્ત્રો તો કહે છે કે, ભાઇ, તમે આત્મા છો, ઇશ્વર તમારામાં જ છે તેને તમે શોધી કહાડી તેના અતુલ ઐશ્વર્યને પ્રાપ્ત કરો, ઇશ્વરના પુત્ર બનો પછી ઇશ્વર તમને તેમનુ ઇશ્વરત્વ આપતાં વાર નહિ લગાડે, પણ આ વાત ઉપર મનુષ્યોની શ્રદ્ધા ચોંટતી નથી તેમને તો સાચા સદ્ગુરૂ મળે તોજ તરી શકે તેમ છે

જેમ મહાત્મા ગાંધીજી જેવા મહાપુરૂષોને જેલમા પણ સારી સગવડો મળી હતી, અને તેમની સાથેના બીજા રાજ્ય કેદીઓને પણ તેવી સવડ મળે, અને તે સગવડો અને સુખમાં તલ્લીન થઇ જાય, પણ કેદમાથી છુટવાની દરકાર ન રાખે તેમ આ મનુષ્યો પણ આ બનાવટીરૂપી જેલમાં અમુક વર્ષ સુધીની કેદ ભોગવે છે, આ સસારરૂપી જેલનાં સુખો મેળવવા મથી રહે છે, જેલમાંથી છુટી પોતાને ઘેર જવાનુ છે એ ભુલી જાય તેમ આ મનુષ્યો આ શરીરરૂપી બેડીમાથી છુટી અને આ આત્મામાં લિન થવાનુ છે એ ભુલી ગયા છે અને તેથી જ દુખી થાય છે.

આપણે જ્યારે આ શિવભાવને જાગ્રત કરીશુ, આપણા શિવભાવના સામર્થ્યને મે ળવીશુ અને તે શિવતત્ત્વને ઓળખવા પ્રયત્ન કરીશુ ત્યારે જ સુખી થઇશુ જ્યારે આપણે આપણા જીવભાવના અહં મમત્વને ભૂલી જઇશુ અને આપણા આત્માના સામર્થ્યના બળે ઝઝુમતાં શીખીશુ ત્યારે દરેક કાર્યમાં આપણને વિજય જ મળી રહેવાનો.

બન્ધુ! જાગ્રત થાઓ, આજથી જ પ્રયત્ન કરો અને તમારા જીવભાવને ભુલી શિવ ભાવને જાગ્રત કરવા યત્ન આદરો, તમારા મૂળ સ્વરૂપને ઓળખવા પ્રયત્ન આરંભો અને ત્યાં સુધી તમને તમારા આત્માનો સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી હમેશાં નિયમસર ઇશ્વરોપાસના કરો. હમેશા અ તરમાં ઉડા ઉતરી તમારા આત્માને શોધવાનો પ્ર યત્ન કરો.

જેમ ખાધા સિવાય ચાલતુ નથી તેમ દરેક મનુષ્યે નિયમસર દરરોજ ઇશ્વરોપાસના, ઇષ્ટ ચિંતનમાં થોડો કાળ ગાળવાનો અભ્યાસ રાખવો, અતરમાં ઉડા ઉતરવાનો અભ્યાસ રાખો અવિદ્યા રૂપી કુસંસ્કારોની જાળને તોડવા કામ, ક્રોધ મદ લોભ, શોક જેવા કુ વિચારોનો ત્યાગ કરો સત્ય, અહિંસા, દયા, વિગેરે શુભ કર્મોનુ સેવન કરો, ચારિત્ર્ય ઉચ્ચ બનશે તો આ મજ્યોતિ પ્રકટતાં વાર નહિ લાગે.

જેમ એક ફાનસનો ગોળો મેશથી ઢંકાયલો હોય તો તેની અંદરના દીવાનો પ્રકાશ બહાર આવી શકતો નથી પણ તે ફાનસ કાળુ જણાય છે અને અંધારાને નિવૃત્ત કરતું નથી તેમ તમારા હૃદયમા રહેલી આત્મજ્યોતની આજુબાજુ અશુભ વિચાર અને અ યોગ્ય કર્મોરૂપી કાળી મેશનુ એવુ આવરણ છવાયું છે કે જે અ તરણ દૂર કર્યા વગર

આત્માની જ્યોતિનો પ્રકાશ તમારામાં પ્રકટી શકતો નથી, માટે પ્રથમ શુભ વિચાર શુભ ભાવના અને ઉત્તમ કાર્યોથી તમારૂં ચારિત્ર્ય દ્રઢ બનાવો, હૃદય નિષ્કલંક બનાવો, એટલે તમારા હૃદયમાં રહેલી આત્મજ્યોતિનો તમને સાક્ષાત્કાર થશે, તે માટે પ્રયત્ન દરરોજ આદરજો, જેમ ધન કમાવા પાછળ આખી જીંદગી ગાળો છો તેમ તમે તમારા આત્માનો સાક્ષાત્કાર કરવા જરૂર આજથી પ્રયત્ન આદરો.

---

# गीता रहस्य विवेचन

[ અનુવાદક—વાડીલાલ કાકુભાઇ સંઘવી ]

સનાતન હિન્દુધર્મના ગ્રંથરત્નોમાં શ્રીમદ્ ભગવદ્ગીતા કીમતી રત્ન છે તેમાં ભગવાનની પોતાની જ વાણી છે નર ને નારાયણનો ઉપદેશ છે, ભારતનો સાર છે. તે મનુષ્યને કર્ત્તવ્ય શીખવાડનાર દિવ્ય ગુરૂ છે પંડીતોએ કહ્યું છે કે, **"गीता सुगीता कर्तव्य किमन्यै शास्त्र विस्तरै"** સનાતન ધર્મના દરેક પંથ અને સંપ્રદાયને ગીતા એક સરખીજ પૂજ્ય છે. આજ સુધીમાં આ ગ્રંથ બાબત સંસ્કૃત તથા પ્રાકૃતમાં હજારો ટીકાઓ થઇ છે. મોટા મોટા મહાત્માઓ અને મહાપુરૂષોએ ગીતામૃતનું આસ્વાદન કર્યું છે, અને તેનો થોડો ઘણો અંશ પોતાની વાણીદ્વારા સર્વ સાધારણ લોકોને પણ આપ્યો છે ગીતાના સારામૃતનું પાન કરવું એ સનાતન ધર્માવલંબીઓનું કર્ત્તવ્ય છે, આજ સુધીમાં અનેક મહાત્માઓએ પોતપોતાના સંપ્રદાય અથવા મતાનુસાર જુદો જુદો અર્થ કર્યો છે, પરંતુ ગીતા પર સ્વતંત્ર વિચાર તથા તે આધારે તેનો અર્થ કરવાનો પ્રયત્ન કરવાથી જણાય છે કે, એ સર્વ ટીકાઓ અને ભાષ્યોમાં સામ્પ્રદાયિક અભિમાનની માત્રા વિશેષ છે વર્તમાનકાળમાં સ્વતંત્ર વિચાર કરવાની ઘણી જરૂર છે સામ્પ્રદાયિક દૃષ્ટિ અને વિચારને એક બાજુ રાખી ફક્ત ગીતાના અંતરંગ આધારે ગીતાનો શું અર્થ છે એ જાણવું જરૂરનું છે આવો પ્રયત્ન વિદ્દદ્દર બાલ ગંગાધર તિલક મહાશયે "ગીતા રહસ્ય" અથવા 'કર્મયોગ શાસ્ત્ર' નામના ગ્રંથમાં કર્યો છે, તિલક મહાશયની વિદ્વત્તા પ્રસિદ્ધ છે તેમણે શ્રી શંકરાચાર્ય, શ્રી રામાનુજાચાર્ય આદિ મહાપુરૂષોના સામ્પ્રદાયિક ભાષ્યો, આધુનિક દેશી તથા વિદેશી ટીકાઓ અને બૌદ્ધ, જૈન વગેરે ભારતીય તથા યુરોપના જૂદા જૂદા દર્શનશાસ્ત્રો તપાસી 'ગીતા રહસ્ય' લખ્યું છે, અને ભારે યોગ્યતાથી સિદ્ધ કર્યું છે કે, ગીતા પ્રતિપાદિત ધર્મજ સંસારના સર્વ ધર્મોમાં શ્રેષ્ટ છે

'**योग: कर्मसु कौशलम्**' સાખ્ય અને યોગ એ બન્ને માર્ગનું વર્ણન ગીતામાં કરવામાં આવ્યું છે અને કહ્યું છે કે, **"सन्यास: कर्मयोगश्च निःश्रेय सकरावुभौ"** અથાત્ એ બન્ને માર્ગ સરખી રીતે મોક્ષ આપવાવાળા છે, તેમાં પણ યોગ અર્થાત્ કર્મયોગ શ્રેષ્ટ છે '**कर्मयोगो विशिष्यते**' એ યોગનો ઉપદેશ ભગવાને અર્જુનને કર્યો છે '**इकमपि**

आक्षिप्त सम्यक् એવી પણ સિદ્ધ થાય છે કે, બન્ને માર્ગ સાંખ્ય અને યોગ સ્વતંત્ર છે પુરાતન કાળથીજ સનાતન ધર્મમાં જ્ઞાની પુરૂષોના બે માર્ગ પ્રચલિત છે કેટલાક જ્ઞાની પુરૂષો જ્ઞાન પ્રાપ્તિ બાદ સન્યાસ ગ્રહણ કરી જ્ઞાનપ્રાપ્તિમાંજ તત્પર રહે છે તેને નિવૃત્તિ માર્ગ અથવા સાંખ્ય કહે છે, અને કેટલાક જ્ઞાની પુરૂષો જ્ઞાનપ્રાપ્તિ બાદ પણ આમરણ લોક કલ્યાણાર્થે કર્મ કર્યા કરે છે, તેને પ્રવૃત્તિ માર્ગ અથવા યોગ કહે છે ભગવદ્ગીતામાં કર્મયોગને શ્રીકૃષ્ણે પોતાનો માર્ગ કહ્યો છે અને અર્જુનને તેનું અનુકરણ કરવા ઉપદેશ આપ્યો છે 'एषा तेऽभिहिता सांख्ये' કહી શ્રીકૃષ્ણે યોગ માર્ગના વર્ણનની શરૂઆત કરી છે ગીતામાં સર્વત્ર તે બાબતનું જ પ્રતિપાદન કર્યું છે આ યોગ સાંખ્યના સાધન તરીકે નહિ, પરંતુ એક સ્વતંત્ર માર્ગ છે, અને તેને શ્રીકૃષ્ણે પોતાનો યોગ બતાવ્યો છે આ યોગાનુસાર 'कर्मण्येवाधिकारस्ते' કહેવામાં આવે છે યોગ માર્ગનું મુખ્ય તત્ત્વ એ છે કે, જ્ઞાનપ્રાપ્તિ બાદ ફલાશાનો ત્યાગ કરી નિષ્કામ બુદ્ધિથી લોક કલ્યાણાર્થે હમેશા કર્મ કરતાં રહેવું જોઇએ ગીતામાં કહ્યું છે કે, પુણ્ય-પાપનો સંબંધ કર્મથી નહિ, પરંતુ કર્તાની બુદ્ધિ પ્રમાણે હોય છે એટલા માટે બુદ્ધિ શુદ્ધ રાખી કર્મ કરવું જોઇએ, કેમકે કર્મનો ત્યાગ કરવો એ અસંભવિત છે શ્રીમદ્ભગવદ્ગીતા એ નામથીજ સ્પષ્ટ બતાવ્યું છે કે ગીતામાં ભગવાન કૃષ્ણે અર્જુનને જે ઉપદેશ આપ્યો છે તે ભાગવત ધર્મનો-ભગવાનદ્વારા પ્રવૃત્ત કરેલ ધર્મનો જ ઉપદેશ હોવો જોઇએ

ભગવદ્ગીતામાં જ્ઞાન અને કર્મયોગની માફક ભક્તિનું પણ વિસ્તૃત નિરૂપણ છે. સર્વ ભુતોમાં એકજ પરમાત્મા છે' એ પ્રમાણે પરમેશ્વર સંબંધી યથાર્થ જ્ઞાન-પ્રાપ્ત કરવાને માટે તીવ્ર બુદ્ધિની આવશ્યકતા છે અને એ બુદ્ધિ સર્વમાં રહેતી નથી સર્વ સાધારણ લોકોમાં એવી તીવ્ર બુદ્ધિ હોવાનો સંભવ નથી, પરંતુ તેમાં શ્રદ્ધા, વિશ્વાસ, પ્રેમ વગેરે માનસિક ભાવ સ્વાભાવિક હોય છે, એટલા માટે ઇશ્વરમાં પુર્ણ શ્રદ્ધા અને વિશ્વાસ રાખી કર્મ કરતા રહેવાથી ઇશ્વર તે લોકોમાં તે બુદ્ધિ-યોગ-પ્રદાન કરે છે જેથી ઇશ્વર સંબંધી સમ્યક્ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને મનુષ્ય મોક્ષના અધિકારી થઇ જાય છે ददामि बुद्धियोगं तं येन मामुपयान्तिते ।' એટલા માટે ભગવાને કહ્યું છે કે,

मां हि पार्थ व्यपाश्रित्य येऽपिस्युः पापयोनयः ।
स्त्रियो वैश्या तथा शूद्रा. तेपि यान्ति परांगतिम् ॥

સર્વ સાધારણ લોકોને માટે ગીતામાં નિર્ગુણ તથા અવ્યક્ત પરમેશ્વરની અનેક સગુણ તથા વ્યક્ત વિભૂતિઓનું વર્ણન છે તેમાં સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે, તેમાંની કોઇપણ બાબતપર ભક્તગણ અનન્ય ભક્તિની સાથે તેને પરમેશ્વર માની તેનાપર શ્રદ્ધા રાખે છે તેની બુદ્ધિ શુદ્ધ થઇ જાય છે જેનામાં જ્ઞાન કે શ્રદ્ધા નથી તેને માટે ગીતામાં કહ્યું છે કે, ' अज्ञश्चाश्रद्दधानश्च संशयात्माविनश्यति " । ગીતાપ્રતિપાદિત ભક્તિ એ કોઇ સ્વતંત્ર માર્ગ નથી પરંતુ તે સ્વધર્માનસાર કર્માચરણ કરતા રહેવાનું અને જ્ઞાનપ્રાપ્તિનું એક સુગમ સાધન છે ભગવાને જ્ઞાન, ભક્તિ અને કર્મ એ ત્રણેનું એકીકરણ એકજ શ્લોકમાં, આ પ્રમાણે કર્યું છે —

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः समामेतिपाण्डव ॥ "

આમાં જ્ઞાનમુલક તથા ભક્તિપ્રધાન નિષ્કામ કર્મયોગનોજ ઉપદેશ છે.

સરસ્વતી.




(અનુવાદક કે. સી મ્હેતા)

વક્તા—તમે પોતાની માફક બીજા મનુષ્યોને ચેતન સમજો છો યા અચેતન?

શ્રોતા—ચેતન

વકતા—તમે આ કેવી રીતે સમજી શકો છો?

શ્રોતા—હું જેવુ પોતાનું શરીર જોઉં છુ તેવુ જ બીજા મનુષ્યોનુ પણ આ માટે મને જ્ઞાત થાય છે કે જેવો હું છુ તેવાજ બીજા મનુષ્યો પણ છે હું પણ મ્હને ચેતન સમજું છુ, આથી માલુમ પડયુ કે સર્વ મનુષ્યો ચેતન છે

વક્તા—તમે પશુઓને ચેતન સમજો છો યા અચેતન?

શ્રોતા—ચેતન

વક્તા—તમારા અને તેમના શરીરમા ભેદ છે પછી તમે કેવી રીતે જાણી લીધુ કે તેઓ ચેતન છે?

શ્રોતા—ભેદ તો મનુષ્યોમાં પણ છે, પ્રત્યેક દેશના નિવાસીઓમાં ભેદ મળી આવે છે જુઓ, અમારા દેશના અને યુરોપના નિવાસીયોમાં કેટલો ભેદ છે? એક ઘરના મનુષ્યો પણ એકસમાન નથી હોતા એટલે સુધી કે સગા ભાઇ પણ સમાન નથી હોતા આ ભેદ ના હોવા પર પણ જે પ્રકારે મ્હે બધા મનુષ્યોને ચેતન સમજી લીધા છે, તેજ પ્રકારે પશુઓને પણ આ ભેદ જાતીય નથી પણ વ્યકતીગત છે,

વક્તા—તમે વૃક્ષોને ચેતન સમજો છો યા અચેતન?

શ્રોતા—ચેતન મનુષ્યો અને પશુઓમા પરસ્પર જેટલો ભેદ છે, લગભગ તેટલોજ પશુઓમા અને વૃક્ષોમાં પણ છે મનુષ્યોનાં માથાં ઉપર હોય છે. પશુઓના વાંકાં, અને વૃક્ષોનાં નીચે હોય છે આ માટે મ્હે જે પ્રકારે પશુઓને ચેતન સમજી લીધા તેજપ્રકારે વૃક્ષોને પણ

વક્તા—હવે તમે આ ત્રણે પ્રકારના ચેતનોને જોઇને આ સિદ્ધ કરો કે ચેતન કોને કહે છે અને અચેતન કોને?

શ્રોતા—(મનમાં કઇક વિચારીને) મારી સમજણમાં નથી આવતું.

વક્તા—વારૂ અમારા પ્રશ્નોનો ઉત્તર આપતા રહો. માલુમ પડી જશે. બતાઓ શરીરો તમને કેવાં જણાય છે?

શ્રોતા—મ્હને શરીરો ઘડીયાલ આદી યન્ત્રો સમાન, એક પ્રકારનાં યંત્રો પ્રતીત થાયછે!

વક્તા—ઘડીયાલ વિગેરે યન્ત્રો અને શરીરોમાં શુ ભેદ છે?

શ્રોતા—ઘડીયાલ વિગેરે બનાવટી યંત્રો છે, શરીરો પ્રાકૃતિક યન્ત્રો છે

વક્તા—હવે બતાઓ, ચેતન કોને કહે છે?

શ્રોતા—તે પ્રાકૃતિક યન્ત્રને ચેતન જાણવુ જોઇએ જેમા પોતાની મેળેની ચેષ્ટા મળી આવે., જેમ ઘોડા, મનુષ્યો, સાપ, વૃક્ષો ઇત્યાદિ

વક્તા—શાબાશ. જુઓ, હવે તમને એક બીજી અદ્ભુત વસ્તુ બતાવીએ છીએ તેનું નામ સંસાર છે.

શ્રોતા—શું આખો સંસાર એકજ યન્ત્ર છે?

વક્તા—હા.

શ્રોતા—મ્હને સમજાવશો.

વક્તા—જે પ્રકારે લોઢા અને ચુંબકમાં પરસ્પર આકર્ષણ શક્તિ છે, તેજ પ્રકારે ગ્રહ, નક્ષત્રો, તારાઓમાં છે તે બધા આકર્ષણથીજ આકાશ-મંડળમાં અવસ્થિત છે જો ત્હમે કોઇ વસ્તુને ઉપર ફેંકી દો છો તો તે નીચે પડી જાય છે આનું કારણ એજ છે કે પૃથ્વી તેને પોતાની આકર્ષણ શક્તિથી પોતાની તરફ ખેંચી લે છે શ્રી ભાસ્કરાચાર્યે "સિદ્ધાંત શિરોમણી"માં લખ્યું છે—'પૃથ્વીમાં આકર્ષણશક્તિ છે, તેથી આકાશમાં સ્થિત ગુરૂ વસ્તુ પૃથ્વીની તરફ આકર્ષિત થઇ જાય છે તેને જ પડવું કહે છે" ઉંચાણપર ચાલવાથી જે અધિક શ્વાસ ચાલે છે, આનું કારણ પણ આકર્ષણ-શક્તિ છે ત્યારે સિદ્ધ થઇ ગયું કે તેઓ પરસ્પર મળેલા છે, અને દરેકને એક બીજાથી જોડાણ છે અર્થાત્ જેવી રીતે અમારા શરીરોનો પરસ્પર સંબંધ છે તેવી રીતેજ તેમનું પણ. હવે તમે બતાઓ કે આ સંસાર-યંત્ર ચેતન છે યા અચેતન?

શ્રોતા—ચેતન

વક્તા—કેવી રીતે?

શ્રોતા—આ પ્રાકૃતિક યંત્ર છે આ પ્રાકૃતિક યંત્રમાં ચેષ્ઠા મળી આવે છે, તેથી આ પણ ચેતન છે

વક્તા—શરીર અને સંસારની સરખામણી કરશો

શ્રોતા—સાંભળો.

શરીરમાં શ્વાસ પોતાની મેળે ચાલ્યા કરે છે લોહી પણ પોતાની મેળે ચાલતું રહે છે સંસાર-રૂપ શરીરમાં તારા પોતાની મેળે ચાલતા રહે છે, શરીરમાં જળ અને વાયુનો ભાગ અધિક છે બહાર પણ એવુંજ પ્રતીત થાય છે શરીરમાં વાળ ઉગે છે સંસારમાં વૃક્ષ ઉગે છે, શરીરમાં હાડકાં એ કઠણ પદાર્થ છે સંસારમાં પત્થર વિગેરે કઠણ પદાર્થ છે સંસારમાં ઘણાં ચેતન છે શરીરમાં ઘણાં ચેતન છે શરીરમાં ઉષ્ણ પદાર્થ છે સંસારમાં પણ સૂર્ય આદી ઉષ્ણ પદાર્થ છે જે પ્રકારે શરીરમાં ઉષ્ણ પદાર્થોથી ચેષ્ઠા થતી રહે છે, તેજ પ્રકારે સંસારમાં પણ પૃથ્વીની અંદર ગરમ પદાર્થોના લીધે ચેષ્ટા યા ઉચ્છ્વાસ મળતો રહે છે ઉપર પાણી છે જ્યાં તેનો પ્રભાવ ઓછો છે ત્યાં સ્થળ છે પાણીનું અધિક હોવું પણ ઉષ્ણ પદાર્થોના લીધે છે તેજ ઉષ્ણ પદાર્થોથી આમાં ચેષ્ટા થતી રહે છે આથીજ કહ્યું છે કે—'**ब्रह्मांडे ये गुणा:सन्ति ते शरीरे व्यवस्थिता:**'—સંસારમાં જે ગુણો છે તે સર્વ શરીરમાં પણ છે

વક્તા—પ્રતિજ્ઞા આદી પાંચ અવયવોથી સિદ્ધ કરો કે સંસાર ચેતન છે

શ્રોતા—સાંભળશો. તે આ છે—પ્રતિજ્ઞા—સંસાર ચેતન છે

હેતુ—કારણ કે તે પ્રાકૃતિક યંત્ર છે, આમાં પોતાની મેળે ચેષ્ટા થયા કરે છે

ઉદાહરણ—તે પ્રાકૃતિક યંત્ર ચેતન હોય છે જેમાં ચેષ્ટા મળી આવેછે જેમ-મનુષ્ય હાથી, ઘોડો, વૃક્ષ ઇત્યાદી

ઉપનય—આ પણ તેમજ છે

વિનીમય—આ માટે મનુષ્ય વિગેરે પ્રાકૃતિક યંત્રો સમાન સસાર પણ ચેતન સિદ્ધ થયો.

વક્તા—આ ચેતન તમને કેવો માલુમ પડે છે ?

શ્રોતા—આ સવથી મોટો ચેતન પ્રતીત થાય છે બધા ચેતન આનીજ અદરં છે. આ માટે આ સર્વ શક્તિમાન છે, અર્થાત આનીજ શક્તિઓથી બધા ચેતન ચેતન થઇ રહ્યા છે. આનીજ શક્તિયોથી બધી શક્તિયો કામ કરી રહી છે,

વક્તા—આખો સસાર જે આત્માનુ શરીર છે તેને શુ કહે છે ?

શ્રોતા—પરમાત્મા, પરમ=સવથી મોટો. આત્મા=રૂહ=જાન

વક્તા—હવે બતાઓ, તમે ઇશ્વરને જોઇ રહ્યા છો યા નહિ ?

શ્રોતા—હું આપના શરીરને જોઇ રહ્યો છુ આજ જોવાતું છે આજ પ્રકારે હું પરમાત્માના શરીરને પણ જોઇ રહ્યો છુ આ માટે ઇશ્વરને પણ જોઇ રહ્યો છુ આ સંસાર જ ઇશ્વર છે

વક્તા—હવે શાસ્ત્રનુ પ્રમાણુ સાંભળશો. વેદનાં વાક્ય આ છે—

**यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जिवन्ति यत्प्रयन्ति अभिसंविशन्तितद्विषि जिज्ञासस्व तद्ब्रह्म**

અર્થ—યત =જેથી, ઇમાનિ=આ. ભૂતાનિ=પ્રાણિ જાયન્તે=પૈદા થાય છે યેન=જેનાથી જાતાનિ=પૈદા થયા. જીવન્તિ=જીવતા રહે છે યત=જેને પ્રયન્તિ=પ્રાપ્ત થાય છે અભિસંવિશન્તિ=બધી તરફથી દાખલ થાય છે. તત=તેને, વિજિજ્ઞાસસ્વ=જાણવાની ઇચ્છા કરીને તત=તે બ્રહ્મ=બ્રહ્મ છે

શ્રોતા—સમજી ગયો

વક્તા—આ ચતન કયાં સુધી છે ?

શ્રોતા—જેટલુ મોટુ મારૂં શરીર છે તેટલો જ મોટો મને સમજવામા આવે છે આ માટે જેટલુ મોટુ સંસાર-રૂપ શરીર છે, તેટલો જ મોટો આ ચેતન પણ સિદ્ધ થાય છે આપ તેને અનન્ત ( બેહદ ) પણ કહી રહ્યા છો આ અનત ત્યારે જ સિદ્ધ થશે જ્યારે સસાર અનત સિદ્ધ થશે, હું હજુ સુધી નથી સમજ્યો કે સસાર અનતવાળો છે, યા અનત, આથી પાર્થના કરૂં છુ કે કૃપા કરીને મને સમજાવશો

વક્તા—તમે તમારા શરીરનો અત જોઇ રહ્યા છો, યા નહિ ?

શ્રોતા—હા, જોઇ રહ્યો છુ

વક્તા—મ્હારા શરીરનો અત જોઇ રહ્યા છો યા નહિ ?

શ્રોતા—જોઇ રહ્યો છુ

વક્તા—પશુઓ અને વૃક્ષોના શરીરનો અત જોઇ રહ્યા છો યા નહિ ?

શ્રોતા—જોઇ રહ્યો છુ

વક્તા—શુ એવી પણ બીજી વસ્તુઓ દેખાઇ રહી છે—જેનો અત ન હોય ?

શ્રોતા—ના,

વક્તા—હવે બતાઓ કે કયાંક સસારનો પણ અત છે યા નહિ ?

શ્રોતા—છે

વક્તા—તેની બાદ શુ છે ?

શ્રોતા—આકાશ ( શૂન્ય સ્થાન ખાલી જગ્યા )

વક્તા—ક્યાં સુધી

શ્રોતા—આ ખબર નથી કે ક્યાં સુધી, સભંવ છે—સર્વ આકાશ જ આકાર હોય

વક્તા—જ્યાં સુધી તમે તમારૂં શરીર જુઓ છો તેની બાદ શું જુઓ છો ?

શ્રોતા—આકાશ

વક્તા—તેની આગળ શું જુઓ છો ?

શ્રોતા—આપનું શરીર.

વક્તા—કંઇક આગળ ?

શ્રોતા—આકાશ,

વક્તા—તેની આગળ ?

શ્રોતા—મકાન.

વક્તા—તેથી આગળ ?

શ્રોતા—ફરી આકાશ ?

વક્તા—પૃથ્વીની સીમાની આગળ શું છે ?

શ્રોતા—આકાશ.

વક્તા—તેની પણ આગળ ?

શ્રોતા—ચંદ્રમા.

વક્તા—તેની પણ આગળ ?

શ્રોતા—બીજું પણ કંઇક હશે.

વક્તા—હવે શું માલુમ પડ્યું

શ્રોતા—હવે મ્હને એ માલુમ થયું કે જ્યાં આગળ કોઇ વસ્તુ પુરી થાય છે તેની આગળ આકાશ જ નથી હોતું આ માટે જ્યાં સુધી આ સસાર છે, તેની આગળ આકાશ જ નથી

વક્તા—બતાઓ, ત્યાં શું છે ?

શ્રોતા—બહુ દુર સુધી આકાશ છે, પછી બીજો સસાર, જેમકે પૃથ્વીના પુર્ણ થવા પર બહુ દુર સુધી આકાશ છે, પછી બીજું કંઇક

વક્તા—તેના બાદ શું છે ?

શ્રોતા—કોઈ બીજો સસાર,

વક્તા—આગળ,

શ્રોતા—આ પ્રકારે ઘણાક બધા સસાર છે

વક્તા—તે સસારોનાં શું નામ છે ?

શ્રોતા—બ્રહ્માંડ.

વક્તા—જે પ્રકારે આ સસાર, જેની અદર પૃથ્વી વિગેરે પિંડ છે, ક્યાંક પુર્ણ થઇ જાય છે, શું તેજ પ્રકારે તે સસાર પણ જેની અદર અનેક બ્રહ્માંડ છે, ક્યાંક પુર્ણ થાય છે ?

શ્રોતા—કેમ નહિ ?

વક્તા—બીજુ આગળ શુ છે ?

શ્રોતા—આગળ પણ આજ ક્રમ છે

વક્તા—બતાઓ કે કોઇ એવું પણ સ્થાન માલુમ પડે છે જેના આગળ ક્યાંએ પણ સંસાર ન હોય.

શ્રોતા—ના,

વક્તા—હવ બતાઓ કે તમને શું માલુમ પડ્યુ ?

શ્રોતા—એક સવથી મોટો સસાર માલુમ પડયો જેની અદર અનેક સસાર છે તે મોટો સસાર ક્યાએ પણ પુર્ણ નથી થતો, અન્ય સસારોમાંથી કોઇ પણ અનન્ત નથી સસારોની સખ્યા અનન્ત છે દરેક મોટા સસારની અદર તેનાથી નાના સંસાર રહે છે, તે પણ બીજા સસારોની સાથે પોતાથી મોટા સસારની અદર રહે છે ઇત્યાદી.

વક્તા—અનત સંસાર ક્યારે પેદા થયો અને ક્યાં સુધી રહેશે ?

શ્રોતા—અનન્ત સસારમાં સર્વ શાકતયો અનન્ત સિદ્ધ થાય છે, આ માટે જીવન-શકિત પણ અનન્ત પ્રતીત થાય છે આ કારણથી અનન્ત કાળમાંજ તેનો કાળ સિદ્ધ થાય છે, આથી માલુમ પડ્યું કે તેનો નાશ કદી નહિ થાય અનન્તના પૈદા થવામાં અનન્ત જ કાળ અતીત થાય છે, આથી નિશ્ચિત થવુ કે તે અનાદિ છે.

વક્તા—સૃષ્ટિ અને પ્રલય કેવી રીતે માનવામાં આવે છે

શ્રોતા—સૃષ્ટિ અને પ્રલય બ્રહ્માંડ-રૂપ અશનાજ શાબ્દવર્ણિત છે, નહિ કે અનન્તના

વક્તા—હવે બતાઓ, તમને જે આ બધુ જ્ઞાન થયું તેનું રૂપ કેવુ છે ?

શ્રોતા—હું આપની દયાથી અનાદિ, અનત, અજર, અમર, સર્વવ્યાપક સ્વામીને પોતાની સામે જોવા લાગી ગયો છુ મ્હારા અધકાર આવૃત ચિત્ત-મંદિરમાં જ્ઞાન-દીપક નો પ્રકાશ થવા લાગી ગયો છે

વક્તા—હવે તમે શુ કરશો ?

શ્રોતા—હવે હુ સદા તત્સબધી તત્વ જાણવાને માટે પ્રયત્ન કરીશ, સદા અધર્મના કાર્યોથી બચીશ ધર્મથી પ્રેમ કરીશ. સવના શ્રેયને પોતાનો શ્રેય સમજીશ. મ્હારા જ્ઞાનનો પારચય બીજાને પણ કરાવીશ.+

---



+ શ્રીયુત તારાદત્ત જ્યોતિવિદના લેખ પરથી,

# स्वराज्य लेवा धर्मभ्रष्ट थवानो अपातो उपदेश.

ઘણાં મનુષ્યો ઉપદેશ આપે છે, ઘણા કથા કરે છે, ઘણા જાહેર ભાષણો કરે છે, તેઓ જે કાંઈ કહે છે તેને આચારમાં ઉતારનારા ઘણા થોડા જ હોય છે સાંભળનાર મનુષ્ય આ વખતે વિચાર કરે છે કે આ ભાઈ જે કહે છે તે પ્રમાણે તે પોતે વર્તે છે કે કેમ ? સત્ય બોલવાની વાતો કહે છે પણ પોતે સત્ય બોલે છે કે અસત્ય, તેનો વિચાર સાંભળનારના મનમાં ગોળાયા કરે છે

ઉપદેશ કરનારની વાણી, ભાષા, કે ઉત્કૃષ્ટ બોધ તરફ સાંભળનાર લક્ષ આપતા નથી પણ તે વિચાર કરે છે કે આ ભાઈનામાં એ સદ્દગુણો છે કે કેમ ? જો તેમનામાં તે સદ્દગુણો હોતા નથી તો તેના બોલવાની કશી અસર શ્રોતાઓ ઉપર થતી નથી જે માણસ ઉચ્ચ ચારિત્ર્યવાળો હોય છે તેના જ બોલવાની અસર જનસમાજ ઉપર થાય છે.

દુર્ગુણી માણસ ગમે તેટલાં ભાષણો કરતો હોય છતાં તેના બોલવાની અસર સાંભળનારને જરાય થતી નથી, જ્યારે સદ્દગુણી મનુષ્યની વાણી સાંભળનારના મનમાં સજ્જડ અસર કરે છે. જે મનુષ્યનું ચારિત્ર્ય શુદ્ધ હોય છે તેના જ બોલવાની અસર શ્રવણ કરનાર ઉપર થાય છે

આજે બોલનારા ઘણા છે પણ આચારમાં ઉતારનારા ઘણા જ થોડા છે. વાતોના તડાકા મારનાર મળી આવશે પણ કર્તવ્યશીલ નહિ મળે, ઉપદેશ આપવાનું સર્વને મન થઈ આવે છે પણ તે પ્રમાણે આચારવાળા ઘણા જ થોડા મળી આવે છે

મનુષ્યોને ઉપદેશ આપવો ગમે છે પણ તે પ્રમાણે વર્તવું કઠીન પડે છે અત્યારે તો જ્યાં ને ત્યાં ઉપદેશ આપનારા ઘણા મળી આવે છે, પણ તેમના બોલવાની પ્રજા ઉપર જરા પણ અસર થતી નથી તેમને માટે પ્રજા તે શું બોલે છે તે જોતી નથી પણ તે ભાઈ કેવા આચારવિચારવાળા છે તેજ પ્રજા જુવે છે જેમ કોઈ મકાન ચણવું હોય તો પહેલાં તેનો પાયો મજબુત ન હોય અને તેના ઉપર મકાન ચણીએ તો તેને પડી જતા વાર લાગતી નથી તેમ મનુષ્યે પોતાનું ચારિત્ર્ય પ્રથમ ઉત્તમ બનાવવું જોઈએ ઉત્તમ ચારિત્ર્યશીલ બન્યા વગર ઉપદેશ આપવા મંડી પડવું એ મિથ્યા વખત ગુમાવવા જેવું છે

સંસાર નાશવંત છે એવો ઉપદેશ આપનાર સંસારનું સ્વરૂપ જેવું સમજે છે તે પ્રમાણે વરતે છે કે નહિ તેનો પ્રજા વિચાર કરે છે, જ્યારે સંસાર નાશવંત છે તો તે સંસારની જ વાસનામાં રચી પચી રહેતો હોય, હર્ષ અને શોકમાં તલ્લીન બની રહેતો હોય તો પછી તેના ઉપદેશની અસર પ્રજા ઉપર થતી નથી

મહાત્મા ગાંધીજીના ઉપદેશની અસર પ્રજા ઉપર થવાનાં તેવાં જ કારણો છે તે નિસ્વાર્થપણે જેવું માને છે તેવું પ્રજાને જણાવે છે, ત્યાગની તો તે અદ્દભુત મૂર્તિ છે સત્યપાલનમાં સત્યાગ્રહી છે અને અહિંસા વ્રતનો તેમનું એક મહાન વ્રત થઈ પડયું છે. તે

જે જે કરી રહ્યા છે તે કશા પણ સ્વાર્થ વગર, કોઇને તો ધારાસભામાં જવાની લાલચ હશે, કોઇને તો પ્રજા પોતાને મોટો માને એવી આશા હશે અને એવી જ મોટા થવાની આશાથી કેટલાય અત્યારે ઉપદેશક બની બેઠા છે પણ તેમના બોલવાની અસર ગાંધીજીના બોલવા જેટલી થતી નથી, પ્રજા તો ઉપદેશ દેનારનુ ચારિત્ર્ય તપાસે છે, વ્યભિચારી મનુષ્ય બ્રહ્મચર્ય પાલનનો ઉપદેશ આપે કે પતિનો ત્યાગ કરી સ્વચ્છંદે વર્તનારી સ્ત્રી સ્ત્રીઓને પતિવ્રત પાળવાનો ઉપદેશ આપે તો તેની શુ અસર થાય ? હડાહડ જુઠુ બોલી વેપારમાં પ્રપંચથી પૈસા પેદા કરનાર મનુષ્ય પ્રમાણિકપણું પાળવા શુ ઉપદેશ આપી શકે ? અત્યારે આવાજ ઉપદેશકો નીકળ્યા છે અને તેથી તેમના ઉપદેશની અસર પ્રજા ઉપર થતી નથી.

તમારે ખરા ઉપદેશક થવુ હોય તો ઉચ્ચ ચારિત્ર્યશીલ બનો, ગાંધીજીની માફક દૃઢ સત્યાગ્રહી થાઓ, અને જેવુ મનમાં હોય તેવુ જ બોલો, પ્રયત્નશીલ મનુષ્ય જ બીજાને પ્રયત્નશીલ થવા કહે તો તેની અસર પ્રજા ઉપર થાય, નિર્ધનમાંથી ધનવાન થયેલા મનુષ્ય જો બીજાને ધન પ્રાપ્ત કરાવનાર માર્ગો જણાવે તો તેની અસર પ્રજા ઉપર થાય પણ ગરીબ, આળસુ અને દરિદ્રી મનુષ્ય ધનવાન થવાના ઉપાયોનુ વિવેચન કરવા બેસે તો તેની સાંભળનાર ઉપર શુ અસર થાય ? કાંઇ નહિ

અત્યારે ધાંચી, મોચી, ઢેડ, ભંગી, બ્રાહ્મણ, પાટીદાર સર્વ ઉપદેશક થઇ પડયા છે પહેલાં ઉપદેશ આપવો એ માત્ર બ્રાહ્મણોનો જ અધિકાર મણાતો કારણ કે પહેલાંના બ્રાહ્મણો ઉચ્ચ ચારિત્ર્યશીલ હતા, અત્યારે તો જમાનો બદલાઇ ગયો છે સર્વ કોઇ બ્રાહ્મણ બની બેઠા છે શુદ્ર થવુ કોઇને ગમતું નથી શુદ્ર પણ કહેવા લાગ્યા છે કે અમે તો પહેલા બ્રાહ્મણ હતા, અરે ! અત્યારે તો અસ્પર્શ્યને સ્પર્શ કરાવવા દેશના નેતાઓએ એવી કમ્મર કસી છે કે ન પૂછો વાત

બસ, સર્વ સરખા અસ્પર્શ્ય-ઢેડ ભંગી, ચમાર વિગેરેને અડકો, તમારે કુવે તેમને પાણી ભરવા દો, તમારા મંદિરમાં તેમને આવવા દો, તમારી નિશાળોમાં તેમને સાથે બેસાડો અને પવિત્ર બનો આ પ્રમાણે અસહકારી મણાતા ઘણા આપણા જ હિંદુ ભાઇઓએ હવે હિંદુ ધર્મનો કચ્ચરઘાણ વાળવાની તૈયારી કરવા માંડી છે.

બધા ધર્મ સાચા માત્ર હિંદુ ધર્મજ ખોટો છે, તે તો ઢોંગ છે એમ કહેવા ભલભલા તૈયાર થઇ ગયા છે આ પણ ઉપદેશનો જમાનો છે, પહેલાં જ્યારે પ્રજાને ધર્મ માર્ગે પ્રવર્તાવવા ઉપદેશ અપાતો, અત્યારે તો પ્રજા અધર્મે વર્તે એવો ઉપદેશ અપાય છે

આ ઉપદેશ સામે કોઇ બોલે કે "ભાઇ, શા માટે આ હિંદુ ધર્મને ભ્રષ્ટ કરવા બેઠા છો" તો તેની સામે જુલમ વર્તાવવો, તેનો બહિષ્કાર કરવો, તેનો અસહકાર કરવો આવો પવન વાઇ રહ્યો છે

ધર્મો તો ઘણા છે. હિંદ, મુસલમાન, જૈન, ખ્રીસ્તી, બૌદ્ધ વિગેરે, પણ બીજા ધર્મમાં કોઇની મગદૂર નથી કે ચંચુ પ્રવેશ કરી શકે ? મુસલમાનો તો રહ્યા દૃઢ ધર્મચુસ્ત, તેમની બાબતમાં જો જરાક કોઇ વિરૂદ્ધ બોલે તો તેના ભોગ જ મળ્યા. અરે, મસીદ આગળ જો કોઇ હિંદુનો વરઘોડો જતો હોય અને વાજા વગાડે તો મોટો ઝઘડો થઇ જાય, તે વખતે કોઇની મગદૂર નથી કે વચ્ચે પડી, મુસલમાનોને કહે કે ભાઇ વાજા વગાડવા દો. હાલમાં જ સિદ્ધપુર, વીસનગર, કલકત્તા વિગેરે સ્થળોએ હિંદુ મુસલમાનના

ઝઘડા થયાનું એવાંજ કારણોથી સાભળ્યુ છે ન બોલાય ખ્રીસ્તી ધર્મ વિરૂદ્ધ, કારણ કે તે તો રાજ્યધર્મ થયા બૌદ્ધ ધર્મ તો છે નહિ જૈનોનું તો કોઇ નામ દે નહિ, ત્યારે માત્ર રહ્યો હિંદુ ધર્મ એકલો જ કે તેના વિરૂદ્ધ જેને જેમ ફાવે તેમ બોલી શકે, તેના શાસ્ત્રોને ખોટા અને ગપોડાં ઠરાવવા પ્રયત્ન કરી શકે, મૂર્તિ પૂજા વિરૂદ્ધ ગમે તેવાં ભાષણો આપી શકે, વર્ણાશ્રમ ધર્મનો ત્યાગ કરવા કેડ કસીને તૈયારી થઇ શકે, વિધવા વિવાહની હિમાયત થઇ શકે સર્વ કાંઇ જે કરવુ ઘટે તે માત્ર હિંદુ ધર્મનો ત્યાગ કરાવવા થઇ શકે

હિંદુ ધર્મ જ એવો છે કે જેના ઉપર અત્યાર સુધીમાં ઘણાય હુમલા થઇ ચુક્યા છે છતાં તે જેવો છે તેવોજ ટકી શક્યો છે. અને હુમલા કરનારાઓનો અસ્ત થઇ ગયો છે હિંદુ ધર્મ ઉપર બૌદ્ધ ધર્મે હુમલો કર્યો અને સર્વ કાંઇ બૌદ્ધમતાનુસાર થવા લાગ્યા ત્યારે ભગવાન શંકરાચાર્યે પ્રકટ થઇ બૌદ્ધનું નિકંદન કાઢી ફરી હિંદુ ધર્મનો ઉદ્ધાર કર્યો વળી મુસલમાની રાજ્ય થતાં હિંદુ ધર્મ ઉપર હુમલા થવા લાગ્યા, મંદિરો તોડાયા, મૂર્તિઓ ભંગાઇ, હિંદુઓને વટલાવી મુસલમાનો બનાવ્યા. આ વિગેરે પ્રહારો મુસલમાનોએ કરવા છતાં પણ હિંદુ ધર્મ ટકી શક્યો ધર્મચુસ્ત હિંદુઓએ મરવુ ભલું પણ ધર્મ ન છોડવો એવો નિશ્ચય કરી ઘણાંય કસ્ટો સહ્યાં

ખ્રીસ્તીયુગમાં સમજાવીને હિંદુ ધર્મ ખોટો છે, તમારી મૂર્તિઓ ખોટી છે એવો ઉપદેશ આપી હિંદુઓને ખ્રીસ્તી બનાવી હિંદુ ધર્મ ઉપર હુમલો કરવા માંડયા

આવામાં વળી કેટલાક હિંદુઓએ પણ હિંદુ ધર્મ ઉપર હુમલો કરવા માંડયો કહેવત છે કે એક જંગલમાં થઇ એક કઠીઆરો જતો હતો, તેના હાથમાં લોઢાની કુહાડી હતી તેને જોઇ પેલાં ઝાડ નિરાશ થયાં કે આ કઠીયારો આ કોઢી વતી આપણો નાશ કરશે. ત્યારે એક બીજા વૃક્ષે કહ્યુ ભાઇ એનાથી આપણો નાશ થવાનો નથી પણ આપણામાંથી કોઇ તેની કોઢીનો હાથો થશે તો તે આપણો નાશ કરશે. જો આપણે તેની કોઢીનો હાથો નહિ બનીએ તો તેનાથી કાંઇ વળવાનું નથી આવું જ હિંદુ ધર્મને માટે બન્યું છે

પરધર્મિઓ હિંદુ ધર્મનો નાશ કરવા ઘણા મથ્યા છતાં કાંઇ વળ્યુ નહિ, હવે આ પણ હિંદુ ભાઇઓ પણ કોઢીનો હાથો બની ગયા અને પરધર્મીઓ સાથે ભળી હિંદુ ધર્મનો ત્યાગ કરવા ઉપદેશ આપવા મચી પડયા, અરે, ઉપદેશ આપતા હોય તો ઠીક પણ આ તો જેમ મુસલમાનો પરાણે હિંદુઓને વટલાવતા હતા તેમ આ ભાઇઓએ પરાણે સત્યાગ્રહ—અરે—દુરાગ્રહ કરી, જબરાઇ વાપરી અસ્પર્શ્યોને સ્પર્શ કરાવવા મથવા મંડયા, આર્યસમાજીસ્ટો તેમાં ભળ્યા અને તેમણે હિંદુધર્મ ઉપર પ્રહાર કરવા માંડયા. આજે તે અસ્પર્શ્યોનો સ્પર્શ કરવા કહે છે, કાલે તે તેમનું પાણી પીવા કહેશે તે પછી તેમની સાથે એક પંગતે બેસી જમવા કહેશે, આમ હિંદુધર્મ છોડાવવા આપણા જ માણસો અત્યારે કેડ કસી તૈયાર થઇ ગયા છે

ઘણા અસહકારી બની બેઠેલા, ગાંધીજીના ઉપદેશને પુરેપુરો સમજ્યા વગર માત્ર ધોળી ટોપી પહેરી ઢેડાને અડવા તૈયાર થયા, ઘણા તો ઢેડવાડામાં પાણી પીવા તૈયાર થઇ ગયા છે હવે તેમને લઇ હિંદુ મંદિરોમાં જવા તૈયાર થઇ ગયા છે અને જો હિંદુઓ સામે થઇ તેમને અટકાવે તો સત્યાગ્રહ કરવા તૈયાર થઈ ગયા છે આમ ધર્મનો નાશ કરવા, સત્યાગ્રહ વપરાવા લાગ્યો છે. અને બિચારા હિંદુધર્મનું રક્ષણ કરનારા કોઇ જણાતા નથી.

(અપૂર્ણ)

ॐ तत्सद् ब्रह्मणे नमः




[ લેખક —રા લાલજી વિશ્વેશ્વર જાની ]

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૨ થી )

### ૪૫ ઇશ્વર અવતાર અને સાકાર સ્વરૂપનું નિરૂપણ.

પદાર્થોના વિશ્વમાં બે પ્રકાર છે સાકાર અને નિરાકાર આકાર વાળા અને આકાર વગરના સાકારમાં ઘટ પટ, ઝાડ, મનુષ્ય જાનવર વગેરે છે અને તે પ્રત્યેક વ્યક્તિને આકાર, ગુણ, વ્યાપાર વગેરે હોવાથી આપણે તેનું વર્ણન સારી રીતે કરી શકીએ છીએ, પણ તેમાંની કોઇપણ જાતમાં ઇશ્વરનો સમાવેશ થઇ શકતો નથી કારણ કે તેમાં બીજી વસ્તુની પેઠે આકાર, ગુણ, વ્યાપાર વગેરે રૂપાદિ ગુણ વિસિષ્ઠ એકાદ વ્યક્ત્યાનુસાર ઇશ્વરની વ્યક્તિ અથવા આકાર આપણા જોવામાં આવી શકતા નથી હવે નિરાકાર વસ્તુ મન, કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સરાદિ વિકાર ક્ષુધા, તૃષા, વાયુ વગેરેને આપણે પ્રત્યક્ષ જોઇ શકતા નથી પણ તેમનાં કાર્યો ઉપરથી તેમના અસ્તિત્ત્વની આપણા મનમાં ખાતરી થાય છે આપણે મનનો આકાર કે રંગ બતાવી શકતા નથી પરન્તુ કહીએ છીએ કે "આ વાત મારા મનમાં ઠસતી નથી, આ કામ મારા મનને રૂચતું નથી" ઇત્યાદિથી આપણે મનનું અસ્તિત્વ [ હોવાપણું ] કબુલ કરીએ છીએ અંગમાં જુસ્સો આવી નેત્રનું લાલચોળ થવું એ ક્રોધનું સ્વરૂપ છે ઝાડની ડાળીએ હાલતી જોઇને આપણે કહીએ છીએ કે "પવન બહુ ફૂંકે છે," તાર યંત્ર માંહેની વિજળી પ્રત્યક્ષ દેખાતી નથી તોપણ તેના સંયોગોથી થતા ટકટક અવાજે આપણે જાણીએ અને સમજીએ છીએ એટલે આ પ્રમાણે મન, બુદ્ધિ ઇત્યાદિ નિરાકાર વસ્તુઓ તેના કાર્ય ઉપરથી જાણી શકાય છે, તથા તેનું થોડુ ઘણું વર્ણન પણ થઇ શકે છે પરન્તુ ઇશ્વર સબંધે તેવું કંઇ થઇ શકતું નથી. તે તો શ્રુતિ કહે છે તેમ —

> यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह ।
> न तत्र चक्षुर्गच्छति न वाग्गच्छति ॥

મન, બુદ્ધિ, વાણિ, ચક્ષુ આદિ ઇંદ્રિયોની ગતિ ઇશ્વરને વિષે પહોંચી શકતી નથી અને તેથીજ તેને અલક્ષ્ય કહેવામાં આવે છે તેમજ

> इन्द्रियाणि पराण्याहुरिंद्रियेभ्य: परं मन: ।
> मनसस्तु पराबुध्दिर्यो बुध्दे परतस्तु स: ॥ ( શ્રી. ભ. ગી. )

આ પ્રમાણે ઇંદ્રિયો મન અને બુદ્ધિથી પણ પર-બીજો-એ ઇશ્વર-બ્રહ્મ વિદ્યમાન છે માનવ જાતના બુદ્ધિબળથી આજપર્યંત જેટના પદાર્થો જાણવામાં આવ્યા છે તે સર્વની પૂર્વે એ ઇશ્વર વિદ્યમાન હતો અને હાલ છે અને જ્ઞાન બળથી જેટલા પદાર્થ હવે પછી જાણવામા આવશે તે સર્વની પર-તે સર્વથી જુદો-બીજો-તે રહેનાર છે તેનુ કોઇ પણ રીતે વર્ણન થઇ શકતુ નથી તેથી " नेति नेति " " તે નહિ તે નહિ " એમ કહીને શ્રુતિ વિરામે છે

ઇશ્વર દેખાતો નથી એ વાત ખરી, પણ આ અનત બ્રહ્માડનો વ્યાપાર જે નિયમિત રીતે ચાલ્યા કરે છે તેનો નિયામક અને પોષક કોઇ અવશ્ય હો । જોઇએ તથાપિ આપણી કલ્પનામાં તે આવી શકતો નથી જેમકે માણસના ઉદરમા અનેક ઝીણા જતુઓ મળ સાથે રહેલા છે તે જતુઓ એમ જાણે છે કે " આજ અમારૂ ઘર છે, આટલીજ (ઉદર પ્રદેશનો મળવાળો ભાગ ) સૃષ્ટિ છે જ્યાં અમે યથેચ્છ વિહાર કરીએ છીએ અમે કોઇના તાબામાં નથી, અમેજ આ પ્રદેશના સૃષ્ટિના સ્વતત્ર માલીક છીએ, તથા અમે પોતેજ અમારી જાત । પ્રયાસથી ખોરાક ઉત્પન્ન કરી તેનો ઉપભોગ કરીએ છીએ " પેટની અદરના મળમાં રહેતા જતુઓનુ આ મિથ્યા જ્ઞાન આપણને કેવુ ભૂલ ભરેલું લાગે છે ? કેટલુ બધુ હાસ્યાસ્પદ લાગે છે ? આપણે જાણીએ છીએ કે જે ખોરાક ને કીડાઓ ખાય છે, તે તેઓએ જાતે પ્રયાસ કરીને મેળવ્યો નથી પણ માણસે પ્રયાસ કરીને મેળવી ખાધેલો ખોરાક તેમને મળે છે વળી તેઓ ઉદરના ભાગ સ્થાનનેજ સૃષ્ટિ સમજે છે, અને પોતે કોઇના બંધનમાં નથી એમ ધારે છે પરન્તુ આપણે સમજીએ છીએ કે તેઓ એક માણસના પેટમા છે, અને તદ્દન પરતત્ર છે માણસ ખોરાક ન લે તો તેઓ ભુખે મરે છે આ વાત તે જતુઓ સ્વીકારશે નહિ કારણ કે જે માણસના પેટમાં છે તે માણસનુ ભાન તે સૂક્ષ્મ જતુઓને હોતુ નથી એજ પ્રમાણે જેના ઉદરમા અનત કોટી બ્રહ્માડ સમાયેલાં છે એવા વિરાટ ભગવાનના ઉદરમા આપણે પણ એ ઝીણા જતુ જેવાજ છીએ અને ઉદરના કીડાઓને જેમ તેના પોષક પ્રાણીનુ જ્ઞાન હોતુ નથી તેમ આપણને પણ અજ્ઞાનવશાત્ આપણા પોષક, અને નિયતા ઇશ્વરનું જ્ઞાન થતું નથી પરતુ પેટના કીડાનો પોષક જેમ માણસ છે તેમ આ સકલ વિશ્વનો પોષણ કરનારો જો કે, નજરે દેખાતો નથી તો પણ તે છેજ અને તેજ ઇશ્વર પરમેશ્વર કે પરમાત્મા છે, એ વાત સિદ્ધ થઇ

અલબત, ઇશ્વર દેખાતો નથી, તથા સ્થુલ વસ્તુ પ્રમાણે તેને આકાર રૂપ, રગ નથી તેથી તે નિરાકાર કહેવાય છે વળી અજન્મા પણ કહેવાય છે, પરન્તુ એ પ્રભુ સ્વતત્ર અને સર્વ શક્તિમાન છે એટલુ તો આપણે સમજીએ છીએ તે પછી જે સર્વ કાર્ય કરવા શક્તિવાળો છે તે સમયોચિત અવતાર કેમ ન લઇ શકે ? તથા સાકાર રૂપ રગ ગુણ, આકારવાળો કેમ ન બની શકે ? શ્રીમદ્ ભગવદ્ ગીતામાં નીચેના પ્રમાણે અત્રે બધ બેસે છે શ્રી કૃષ્ણ ભગવાન અર્જુન પ્રત્યે કહે છે કે,—

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥

" જો કે હું જન્મ વગરનો છુ, નાશ નહિ પામનારો છુ, સઘળા જીવોનો ઇશ્વર છુ, તોપણ મારી પોતાની પ્રકૃતિનો આશ્રય કરીને મારી પોતાનીજ માયાવડે હું જન્મ લઉ છુ

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

હે અર્જુન! જ્યારે જ્યારે ધર્મની હાનિ પહોંચે છે અને અધર્મનો વધારો થાય છે, ત્યારે ત્યારે હું પોતે અવતાર લઉં છું વળી

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम्
धर्मसंस्थापनार्थाय सभवामि युगे युगे

સજ્જનોનું રક્ષણ કરવા, પાપી માણસોનો નાશ કરવા અને ધર્મનું સારી રીતે સ્થાપન કરવા માટે હું યુગે યુગે જન્મ લઉં છું /

(શ્રી ભ ગી અધ્યાય ૪ શ્લોક ૬, ૭, ૮)

ઉપર જણાવ્યા પ્રમાણે તેવાજ કારણે અને પ્રસંગોમાં પૃથ્વી અને ધર્મના ઉદ્ધાર માટે તથા સાધુઓના રક્ષણ માટે ભિન્ન ભિન્ન સમયે જૂદા જૂદા યુગમાં કૂર્મ, મત્સ્ય, વરાહ, વામન, અને રામાદિ અનેક અવતારો લીના છે જે બધા અવતારના કર્યોનું વર્ણન કરવા અત્રે સ્થળ નથી. પણ પ્રભુ અવતાર લે છે, રૂપ રંગ ગુણ આકાર, ધારણ કરે છે, તેટલું જ અને જાણવું બસ છે ઇશ્વર મનુષ્યના જેવું આકાર શરીર ધારણ કરે છે તે વિષે શ્રીપ્રભુ શ્રીમદ ભ ગીતામા અધ્યાય ૯ ના શ્લોક ૧૧ મા નીચે પ્રમાણે કહે છે

अवजानंति मा मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानतो मम भूतमहेश्वरम् ॥

અર્થાત્ જ્યારે હું માણસનું શરીર ધારણ કરું છું ત્યારે મૂર્ખ લોકો મારી અવજ્ઞા કરે છે—તિરસ્કાર કરે છે મારા ઉંચા ગુણો 'સર્વ જીવનો હું ઇશ્વર અથવા ધણી છુ એમ જાણતા નથી

આપણી અજ્ઞાનતાના કારણે આપણે પ્રભુના દરૂપ સ્વરૂપને જાણી કે સમજી શકતા નથી અનેક જન્મના પાપ સસ્કાર અને મનના વિક્ષેપથી શ્રીકૃષ્ણ અને શ્રીરામાદિ પ્રભુના અવતારને આપણે સામાન્ય મનુષ્ય જેવા સમજીએ છીએ, પણ જો એ અવતારોનું ગૌરવ અને રહસ્ય વિચારવામાં આવે અથવા કોઇ સદગુરૂ વા વિદ્વજ્જન પાસેથી એ અવતારોનો મહિમા સમજવામા આવે તો આપણી જડતા દૂર થશે અને આપણને એ દયાળુ પ્રભુનું ભાન થશે કેવળ સજ્જનોના હિતાર્થેજ તે અવતાર લેવો પડે છે એ પ્રભુની દયાની પરિસીમા છે

## ૪૬ પ્રભુ અવતારની યાદગીરીમાં મુર્તિઓ રચાઈ

વિવિધ અવતારમા પ્રભુને જે જે કાર્ય કરવાનાં હતાં તે તે કાર્ય જ્યારે સપૂર્ણ થઇ જતાં, ત્યારે પ્રભુ અવતાર સ્વર્ગમા જતો, પણ તેમના અલૌકિક દિવ્ય ચરિત્રો પૃથ્વીમાં રહેતા. આ પ્રકાર વામન, કૃષ્ણ તથા રામાદિ અવતારના અદ્ભુત અને લોકહિતકારક ચરિત્રો ભાવિક જનો અદ્યાપિ ગાઇને, તેનું કીર્તન કરીને પોતાને કૃતકૃત્ય થયા સમજે છે અવતારો તો ગયા પણ તેની યાદગીરી માટે તેમના સેવકોએ પ્રભુના નામનાં સંજ્ઞાચિન્હ બનાવ્યાં તે "મુર્તિ" કહેવાઇ. ઉદાહરણ—જેમ કોઇ મિત્ર ઘણા દિવસ આપણી સાથે રહે અને પછી જતી વેળા યાદગીરી માટે પોતાની સોટી, ઘડીઆળ, રૂમાલ કે વીંટી

આપણને આપતો જાય અને જ્યારે જ્યારે તે વસ્તુઓનું આપણને દર્શન થાય છે ત્યારે ત્યારે તે મિત્રનું આપને સ્મરણ થાય છે સ્મરણ થાય એટલું જ નહિ પણ તે વસ્તુઓ જોઇને કેટલીક વેળા આપણને તે વહાલા મિત્રને મળ્યા જેટલો સંતોષ થાય છે તેજ પ્રમાણે ઋષિ, મહર્ષિઓ, ભકતો, પંડિતો અને ધર્માચાર્યોએ પ્રભુ અવતારના લીલા વિસ્તાર પછી તેમના સ્મરણમા ધાતુ પાષાણ કે કાષ્ઠની તે સ્વરૂપની મુર્તિઓ બનાવી અને તેમાં પ્રભુની કે પ્રભુઅવતારોની ભાવના કરીને તે પૂજવા લાગ્યા. જે શિષ્ટાચાર પ્રમાણે અદ્યાપિ પ્રચલિત છે

મહાન સ્ત્રી પુરૂષની યાદગીરી રહેવા માટે તેમના બાવલા બનાવવાનો રિવાજ આજકાલ દેશ વિદેશમા બહુ જોવામા આવે છે આવાં બાવલા અને મૂર્તિપૂજાનો ઉદ્દેશ લગભગ સરખોજ છે તોપણ મુર્તિપુજામા ઉચ્ચતર હેતુ સમાયેલો છે આવા બાવલાને પણ લોકો માન આપે છે, તહેવારના તથા બીજા સ્મરણીય દિવસોમા આ બાવલાને ફૂલના હાર વગેરે પહેરાવવામાં આવે છે કાઠિયાવાડ, અને ગુજરાત સરખા નાના પ્રદેશમાં રાજકોટ, મોરબી, ભાવનગર, ગોંડલ, જુનાગઢ, અમદાવાદ, વડોદરા વગેરે સ્થળોમાં લોકહિતનાં કે રાજ્ય હિતનાં કામ કરનારનાં બાવલા જોવામાં આવે છે તો પછી હિંદના અને અન્ય દેશના બીજા ભાગો માંહેના આવા બાવલાની ગણના કરતાં તેની ઘણી મોટી સખ્યા થશે. દુનિયામાં સારાં કામ કરનારની આ પ્રતિમાઓ આપણને તેમનાં ઉદાર શુભ કાર્યોની યાદ આપી તેમના જેવુ ઉંચુ સદ્વર્તન દોરવા તરફ પ્રેરે છે, તો પછી ઇશ્વર કે ઇશ્વરાવતારની પ્રતિમાઓના દર્શનદ્વારા તેમના ગુણનુ અનુકરણ કરતા આપણને કેટલો લાભ થવો જોઇએ, તે કોઇ મહાન લેખક પણ કોઇ ઘણા મોટા વિસ્તીર્ણ લેખથી પણ કહી શકે તેમ નથી, અથવા કોઇ સમર્થ કવિ કલ્પના શકિતથી પણ તે લાભનુ વર્ણન કરી શકે નહિ સાધારણ બાવલાંથી તેનું સ્મરણ કરનારાનુ ઐહિક શ્રેય થાય છે, ત્યારે ઇશ્વર કે ઇશ્વરાવતારની મુર્તિઓનું ધ્યાનપૂજન કરતા માણસનુ ઐહિક અને પારલૌકિક શ્રેય થાય તેમાં નવાઇ નથી

## ૪૭ મુર્તિપુજામા પ્રગતિ કેવી રીતે કરવી

એકડેએકથી દસ સુધીના આંક આવડયા પછી ક્રમશ ગુણાકાર, ભાગાકાર, વગેરે શીખતાં ગણિત વિદ્યામાં આગળ જવાય છે પણ તેમ ન કરતા એકથી દસ સુધીના અંક ગોખી બાધી બેશી રહીએ તો તે વિષયમા પારગત ન થવાય તેમજ મૂર્તિપુજાદ્વારા આગળ વધવુ જોઇએ. અર્થાત્ મનુષ્ય જન્મની સફળતા માટે મૂર્તિની પુજા કરતાં કરતાં પ્રભુના સૂક્ષ્મ સ્વરૂપનુ જ્ઞાન મેળવી ઉચ્ચ માર્ગ તરફ વળી જવુ જોઇએ નહિ કે તેમાં ને તેમા ગોથાં ખાવાં. પ્રતિકપુજા ઉપરથી પ્રભુની માનસિક પુજા ઉપર જવુ જોઇએ અને જ્યાં સુધી સર્વ પ્રાણિ માત્રમાં તેમજ સર્વ સ્થાવર જંગમ પદાર્થોમા ઇશ્વરનુ સ્વરૂપ ભાસવા લાગે, અને તે પ્રમાણે આપણા રાગ, દ્વેષાદિ દૂર થઇ સ્ફટિક સમાન આપણું વર્તન નિર્મળ બને ત્યાં સુધી આપણો પ્રયાસ આગળ ચાલુ રહેવો જોઇએ

## ૪૮ નિરાકાર પ્રભુની ઉપાસનામા કરવામાં આવતો આડંબર

આધુનિક સમયમાં નિરાકાર દેવના ભકતો ઘણા માલુમ પડે છે, અને તેવા થવા ઘણા ઇચ્છે છે કારણ કે નિરાકાર પ્રભુની ભકતીમા કઇ ખર્ચ થતો નથી દેવને સ્નાન કરાવવાની કે નૈવેદ્ય ધરાવવાની ખટપટ તેમા હોતી નથી કારણ કે તેઓ જાતે કહે છે કે

દેવ જાતે નિર્લેપ છે, તેને સ્નાન શુ કામનુ ? નિત્ય તૃપ્તને નૈવેદ્યથી શો લાભ ? આવી રીતે નિરાકાર ભક્તોની માન્યતા હોય છે દેવસેવામા તત્પર થવા પુર્વે ઉપાસકે પોતે સ્નાન, સધ્યાદિથી પવિત્ર થવુ જોઇએ, પણ મુળથીજ જેને સ્નાન સધ્યાદિ કર્મો પર કટાળો હોય અને પછી આ માથાકુટ વગરના માર્ગ સ્વીકારીલે એટલે પછી તેની ઉપાધ રહિજ શાની ? પરન્તુ વાસ્તવિક રીતે નિરાકાર પ્રભુની ભક્તિનો આવો માર્ગ નથી. નિરાકાર પ્રભુની ઉપાસના કરવી સહેલી નથી. એ સિદ્ધ થવામાં પણ મન, વાણી અને કાયાની પવિત્રતા સાથે સાધકને તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થવો જોઇએ અને તે સદોદિત તેમના મનમા તેવોને તેવોજ વૈરાગ્ય જાગૃત રહવો જોઇએ, નિરતરવૃત્તિ સાત્વિક રહેવી જોઇએ જરાપણ વૃત્તિમાં તામસી કે રાજસી ભાવ પ્રકટ થાય તો વિશ્વામીત્ર તથા પરાશરાદિક તપ સ્વીઓની પેઠે એકઠુ કરેલુ પુણ્ય ક્ષય થાય છે અને ફરી પોતાના મામમાં ગોથાંજ ખાવાં પડે છે બ્રહ્મોત્પાસકની એટલે નિરાકાર સ્વરૂપના ઉપાસકની શત્રુમિત્રમા સમાન દૃષ્ટિ તથા લાભાલાભ અને જયાજયમા સમાન વૃત્તિ રહેવી જોઇએ, અને આવી ઉચ્ચતર નિર્મળ અભેદ ભાવના નિરતર અસ્ખલિત રીતે તેનામા જાગૃત રહે ત્યારે તે તદ્રૂપ બને છે તેવાને જ આ વિશ્વ બ્રહ્મરૂપ ભાસે છે શુક વસિષ્ઠ, જનક તથા સનકાદિ એ બ્રહ્મો પાસક વર્ગમા ગણાય છે

૪૯ ઇશ્વરાવતાર કેવા સજોગોમા થાય છે, તે બાબતની ઐતિહાસીક તુલના

જગતના ઇતિહાસ ઉપર દૃષ્ટિ નાખતાં જણાય છે કે જે જે પ્રજાઓ એકવાર ઉન્નતિને શીખરે પહોચી હતી જેમનો વિજય પતાકા સપ્ત સિંધુની પાર પણ નિષ્કલશ ફરકતી હતી, જેમની આજ્ઞા દુર્લંઘ્ય હતી, તે તે પ્રજાઓમા તેઓના સામ્રાજ્યોમાં અને તેમના નેતાઓમાં જ્યારે ધર્મ, નીતિ, સદાચાર, પવિત્રતા અને ન્યાયનો લોપ થતો ત્યારે ભૂમ ડળના કોઇ સમીપ વા દૂર વિભાગમાથી કોઇ અલૌકિક શક્તિવાળો નરવર અગણિત દળ સાથે તે પ્રદેશ પર ચડી આવીને તેની સર્વસ્વ સમૃદ્ધિ હરણ કરી લેતો, અને ઉન્મત્ત બનેલી તથા અનીતિ માર્ગમાં પ્રવૃત્ત થયેલી પ્રજાને દડ આપી પોતાની આજ્ઞા પ્રવર્તાવી તેમને નિયમમાં આણતો ભારત વર્ષના જ ઇતિહાસ ઉપર દૃષ્ટિ નાખીશુ તો જણાશે કે રાજ્ય અને સત્તાના લોભી અનયગામી કૌરવોનો પાડવોના હાથે પરાજય થયો રજપુતો જ્યારે ધર્મ ચ્યુત, પ્રમાદી, આળસુ, ભાઇઓ ભાઇઓમાં દ્વેષ કરનારા અને નીતિ બળથી શિથિલ થયા ત્યારે મુસલમાનો તેમનુ સર્વસ્વ પચાવી પડ્યા અને મુસલમાનોમા જ્યારે દિકરાઓ બાપને હણવા લાગ્યા, ભાઇ ભાઇનો તથા ભત્રિજાનો વધ કરવા લાગ્યા અને ગરીબ શ્રદ્ધાળુ હિંદુઓને જ્યારે જુલમથી વટલાવા લાગ્યા, ત્યારે દક્ષિણમા મરેઠાનો ઉદય થયો અને હિંદુ ધર્મ ઉદ્ધારક મહાત્મા શિવાજીનો ભગવો ઝુડો યશસ્વી થયો તેમાં પણ કાળે કરીને જ્યારે ઝઘડા થયા, પ્રજા સરક્ષણ કરવાનું જ્યારે રાજ્યાધિકારીઓ વિસરી ગયા અને પ્રમત્ત તથા પ્રમાદિ થયા, ત્યારે હાલની ન્યાયી બ્રિટિશ સરકારે હિંદની દુખાર્ત રાજભક્ત પ્રજાનુ સરક્ષણ કરી પોતાની મહત્તા લોકમા પ્રસિદ્ધ કરી આ પ્રમાણે કુદરતજ જણાવે છે કે અધર્મ અને અન્યાય જ્યારે જ્યારે ભૂમિમાં ફેલાય છે, ત્યારે ત્યારે ધર્મ અને ન્યાયથીજ તેનો પરાજય કરનાર નરવર કે નરેંદ્ર દેવાંશી છે તેનામા ઇશ્વરી સત્તા છે તેમાં અલૌકિક વિલક્ષણ શક્તિ રહેલી છે એમ જાણી શકાય છે આનેજ અથવા આવા

સદ્ધર્મ અને ન્યાય પ્રવર્તક રાજા, ધર્મગુરૂ કે તેવા કોઇ બીજા મહાત્માને આપણે ઇશ્વરાવતારરૂપ કહીશું તો તે ગેરવ્યાજબી નથી વળી આગળ શ્રીમદ્ ભગવદ્‌ગીતાનાં પ્રમાણો આપી જણાવ્યું તેમ શ્રી પરમેશ્વર ખુદ પણ જરૂર પડે ત્યારે અવતાર લે છે એવા રામ, કૃષ્ણાદિ અવતારો તથા તેમના ચરિત્રો લોકમાં સુવિખ્યાત છે

### ૫૦ શ્રી રામાવતાર અને તેની પવિત્ર છાપ

દયાળુ પ્રભુએ લોકના ઉદ્ધાર માટે વરાહ, મત્સ્ય, કૂર્મ નૃસિંહાદિ પ્રાણીના અવતાર લઇને અધર્મથી પૃથ્વી અને તે પરનાં પ્રાણીનું સંરક્ષણ કર્યું છે વળી આવા પ્રાણીના રૂપમાં સ્થૂળ બુદ્ધિનાં માનવીઓ ઇશ્વરાવતાર જોઇ શકતાં નથી તથા તેમાં તેમનો પ્રેમ બંધાતો નથી તેથી આગળ જતાં જ્યારે જરૂર પડેલી ત્યારે રાવણાદિ રાક્ષસોના વધ માટે મનુષ્યનો દિવ્ય દેહધારી રામાવતાર પ્રભુએ લીધો, અને કંસાદિ અસુરોના ત્રાસથી ત્રાસિત થએલી પૃથ્વીને છોડાવવા માટે શંખ, ચક્ર, ગદા પદ્મધારી શ્રીકૃષ્ણાવતાર લીધો જન્મથી સ્વર્ગગમન પર્યંત સર્વવ્યાપી વિષ્ણુરૂપ શ્રીરામચંદ્રે તથા યોગમાયા રૂપ જગદ્વંદ્ય સીતાએ અધર્મનો પરાજય કરી અપૂર્વ નીતિ નિયમો અને સદ્ધર્મનું પાલન કરી વિશ્વમાં સદ્વર્તન, સદ્ધર્મ, અને સદાચરણના ઉત્તમોત્તમ બીજ રોપ્યાં. રામાવતાર થયાને ઘણાં વર્ષો વીતી ગયાં છે, તથાપિ એ અવતારની અલૌકિક છાપ આપણા અંતઃકરણમાં હજુ તેવીને તેવીજ સતેજ છે એજ એ અવતારની મહત્તા છે શ્રીરામચંદ્રે પ્રત્યક્ષ આચરણથી રાજા તરીકે જે બોધ જગતને આપ્યો છે, તે દુનિયાના રાજા મહારાજાઓને પણ સ્વીકારવા યોગ્ય છે. પતિ તરીકે જે બોધ આપ્યો છે તે ભૂમંડળના સર્વ ગૃહસ્થોને આચરવા યોગ્ય અને રમણીય છે પુત્ર તરીકે જે ઉપદેશ વિશ્વને આપ્યો છે, અહો હો ! તે તો દેવ તેમજ માનવ જાતિના પુત્રોએ ભાવપૂર્વક, પ્રેમપૂર્વક, હર્ષપૂર્વક આચરવા જેવો છે એક સદ્‌ગૃહસ્થ કે સજ્જન તરીકે દુનિયાને જે નીતિમય ઉજ્જવળ ઉપદેશ એ અવતારે આપ્યો છે, તે અવર્ણનીય છે આ અવતારના અલ્પ બુદ્ધિ મનુષ્ય શું વખાણ કરી શકે ? શ્રી રામાવતારના યથાર્થ ગુણનું વર્ણન કરવા લેખકમાં શક્તિ નથી, મતિ નથી, ગતિ પણ પહોંચતી નથી, તથાપિ તેમના પ્રશંસનીય ગુણો અને દિવ્ય ચરિત્રોનું કીર્તન તો આર્યાવર્તમાં ઘેરે ઘેર સ્ત્રી, પુરુષો ને બાળકો પણ ગાય છે હિંદ બહારના યુરોપ અમેરિકાદિ દેશોમાં પણ આ અવતારની જાગ્રત કીર્તિ અદ્યાપિ મોજુદ રહી છે, અને આ અવતારની સોનેરી છાપ કોઇ વાચક કે શ્રોતાના દિલમાં પડયા વગર રહેતી નથી જે જે દેશી વિદેશી સજ્જનો રામાયણનો ઇતિહાસ, સંસ્કૃત ગુજરાતી, મરાઠી, બંગાળી, અંગ્રેજી અથવા બીજી કોઇ ભાષામાં વાંચે છે, ત્યારે તેમાં તલ્લીન થઇ, તદ્રૂપ બની, શ્રીરામચંદ્ર અને ભગવતી સીતાના ગુણની વાહ વાહ કરવા મંડી જાય છે રામચંદ્ર સમાન મનુષ્ય વા દેવ, ન ભુતો ન ભવિષ્યતિ। થયો નથી અને થવાનો પણ નથી એવી પ્રશંસા કરવા મંડી જાય છે એટલું જ નહિ પણ તેના ઉત્તમ ગુણોનું અનુકરણ કરતા પ્રેરાય છે રામાવતાર વિના જગતને એક પતિવ્રત માં અખંડિત સત્યનો પાઠ કોણ ભણાવત ? આવા નિર્મળ અને પવિત્ર ચરિત્રવાળા શ્રી રામચંદ્રની ધનુષ બાણ ધારણ કરેલી મૂર્તિને દરેકોઇ મંદિરમાં જોતાં કયો ભગવજ્જન રોમાંચિત બની જઇને દિવ્ય અને પ્રતિભાશાળી મૂર્તિના ચરણમાં દંડવત્ નમી પડતો નથી ?

---

# नजीवा चिंताना प्रसंगो

( લેખક—મણિલાલ નથુભાઇ દોશી. B A )

( અનુસંધાન ગતાંકથી )

આવી સ્થિતિ દુ:ખદાયક રીતે સામાન્ય છે તેવી સ્થિતિમા પડતા મનુષ્ય કેવી રીતે બચી શકે ? અને જો તેવી સ્થિતિમા કોઇ હોય તો તેમાથી મુક્ત કેવી રીત થઇ શકે ? આ બન્ને પ્રશ્નોનો જવાબ એક સરખો છે તેણે ચિંતા કરવાનુ ભય પામવાનુ અથવા ચીડાઇ જવાનું તજી દેવુ જોઇએ નાની નાની અંગત બાબતો જે તેના દ્રષ્ટિબિન્દુ આગળ મોટા રૂપમા જણાય છે તે બાબતો છેક અસાર છે એવો વિચાર કરતા તેણે શીખવુ જોઇએ બીજા જન્મમાથી અથવા વીશ વર્ષ પછી તે બનાવો ઉપર તે વિચાર કરશે, ત્યારે તેણે તે કેવા લાગશે, તેનો તેણે ખ્યાલ લાવવો જોઇએ. તેણે નીચેના ડહાપણ ભર્યા શબ્દો હૃદય સાથે કોતરી રાખવા જોઇએ કે બહારના જે કાઇ બનાવો તેના સબધમા બને છે, તેમા કાઇ મહત્વ નથી, અને ઘણી વસ્તુઓ તો તદ્દન બીન મહત્વની હોય છે દરરોજના જીવનના આ ટાંકણી ઘોચે તેવા પ્રસગોથી તેણે પોતાના મનને પાછુ હઠાવવુ જોઇએ અને તે સબધી ઉદ્દેશ ધરવાની ના પાડવી જોઇએ

આ બાબતમા પ્રથમ કાઇક નિશ્ચય બળની જરૂર પડશે કારણ કે ઘણા વખતની બધાઇ ગયેલી ટેવ ઉપર જય મેળવવામાં પ્રયત્નની જરૂર છે

તે વારવાર પોતાના મન સાથે એમ વિચારે છે કે “ અમુક વ્યક્તિએ મારે વિષે ખોટુ કહ્યુ, કદાચ તેનુ કહેવુ લોકો સત્યમાને, કદાચ તેથી મને નુકશાન થાય ” આવા વિચારોની પરપરા તેના મગજમા ચાલ્યા કરે છે, પણ તેમ નહિ કરતા તેણે આ પ્રમાણે વિચાર કરવો જોઇએ “ અમુક વ્યક્તિએ જે કહ્યુ તેની મને દરકાર નથી, તે બીચારો આ પ્રમાણે ખરાબ કર્મ બાધે છે. તે જોઇ મને દયા આવે છે હું તેના કથન વિષે અથવા તેના પોતાના વિષે વિચાર કરવા ના પાડુ છુ. મારે મારૂ કામ કરવાનુ છે, અને નકામી નિંદા સબધી વિચાર કરવાને મને સમય નથી. ” અથવા તો ભવિષ્યમા બનવાના અશુભ બનાવના ખોટા વિચારો વારવાર તેના મગજમા ઘુસતા માલમ પડે છે “ કદાચ આવતે વર્ષે મારી નોકરી જાયતો કદાચ મારે ભૂખે મરવાનુ થાય તો કદાચ મારી પેઢીમા દેવાળુ આવે તો; કદાચ અમુક મિત્રની

પ્રીતિ તુટે તો, આવા વિચારોના જવાબ તેણે આ પ્રમાણે દૃઢતાથી પોતાના મન સાથે આપવા જોઇએ " કદાચ આ બનવા પામે, અને કદાચ ન પણ બનવા પામે, તો જયાં સુધી પુલ આગળ આવી ન પહોચીએ, ત્યાં સુધી પૂલ ઓળંગવાનો પ્રયત્ન કરવાથી લાભ શો ? તેવા બનાવ બને તે માટે હું વાજબી દરકાર રાખીશ. પણ તેવી દરકાર રાખ્યા પછી તે બાબત સબધી વિશેષ વિચાર કરવાનુ છોડી દઇશ. જે બનાવ બનવાનો છે તે ચિંતા કરવાથી અટકશે નહિ, પણ ચિતા કરવાથી તો તે બનાવની સામે થવાની મારામા શક્તિ રહેશે નહિ. માટે હું ચિંતા કરવાનુ છોડી દઉં છું તે બાબતપર હુ દૃઢતાપૂર્વક મારી પીઠ ફેરવું છુ "

અમુક વ્યકિત કાઇ કરે, અથવા કહે તે ઉપર માઠું લગાડવાની મુર્ખાઇ એ ચિતાનુ એક બીજું સ્વરૂપ છે, તેના ઘણા ગભીર પરિણામ આવે છે મનુષ્યમા જો સામાન્ય વિવેક બુદ્ધિ હોય તો તે આવી ભૂલથી દૂર રહે, તે છતા આવી ભૂલથી દૂર રહેનારા મનુષ્યો જગત્મા ઘણા ઓછા છે આ બાબતમા આપણે નિષ્પક્ષપાતપણે વિચાર કરવો જરૂરનો છે અને બીજો મનુષ્ય જે કાઇ કરે અથવા કહે તેથી આપણને કાઇપણ ફરક પડતો નથી. આપણી લાગણી જેથી દુખાય તેવું તેણે કાઇ કહ્યું હોય તો દશમા નવ પ્રસગોમા તો તેની આપણને માઠુ લગાડવાની ઇચ્છા પણ ન હોય તેની ખાત્રી રાખજો માટે તે સબધી ચિતા કરવાથી લાભ શો ? કોઇ અમુક પ્રસગમા અમુક ટીકા ઇરાદાપુર્વક તિરસ્કાર યુક્ત અથવા અવિનયથી હોય. અથવા તે મનુષ્યે આપણને ઘા મારવાની વૃત્તિથી જ કાઇ કહ્યુ હોય તો પણ તેથી આપણી જાતને દુખી થવા દેવી, એ તો મુર્ખતા ભર્યું છે તેણે જે કાઇ કહ્યુ. તેમા જો તેનો ઇરાદો અશુભ હોય તો તે ખરેખર બહુજ દયાપાત્ર છે, કારણ કે આપણે જાણીએ છીએ કે દિવ્ય ન્યાયના નિયમ પ્રમાણે તેની મૂર્ખતા વાસ્તે તેને જરૂર સહન કરવુ પડશે. તેના વચનોથી આપણને અસર થવી ન જોઇએ. કારણ કે જો આપણે વિચાર કરીએ તો તેના વચનોની કોઇપણ જાતની અસર થવા પામી નથી

જો કોઇપણ મનુષ્ય આપણને સક્ષોભ પમાડનારો શબ્દ બોલે, અને આપણે આપણી જાતને હેરાન કરીએ. અથવા આપણી લાગણીઓને દુખાવા દઇએ તે સિવાય તે શબ્દમા આપણને હેરાન કરવાની શકિત નથી બીજાના શબ્દોમા એવું શું છે કે આપણે આપણા મનની શાતિનો ભગ થવા દઇએ ! શબ્દોએ તો વાતાવરણમા ઉત્પન્ન થતા આદોલનો છે આપણે જો તે શબ્દો સાંભળ્યા નહોત, અથવા તે શબ્દો વિષે સાભળ્યું ન હોત તો શુ આપણને અસર થાત? જો ન થાત તો આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે તે શબ્દોએ આપણને

હેરાન કર્યા નથી. પણ આપણે તેને સાંભળ્યા, તેથી આપણી લાગણી દુઃખાવા પામી છે, માટે બીજો મનુષ્ય જે કાંઇ કહે તેની જો આપણે દરકાર રાખીએ તો આપણા વાસનાશરીરમા થયેલા સક્ષોભ માટે તે નહિ પણ આપણે પોતે જોખમદાર છીએ

આપણને ખરી ઇજા કરી શકે, તેવું કોઇએ કાંઇ કર્યું નથી, અને કરી શકે પણ નહિ, જો આપણે દુખી અથવા હેરાન થઇએ. અને તેથી ઘણો ગભરાટ ઉપજાવીએ તો તેને વાસ્તે આપણે બીજાનો નહિ પણ આપણો પોતાનોજ દોષ જોવાનો છે

તેણે જે કાંઇ કહ્યુ હોય તે સબંધમા જો આપણા વાસનાશરીરમાં કાંઇ સંક્ષોભ થાય તો તેનુ કારણ એ છે કે આપણે આપણા વાસનાશરીર ઉપર હજુ કાબુ મેળવ્યો નથી આપણે આત્મા તરીકે આ બધા બનાવો પર જોઇ શકવાને જેથી શક્તિમાન થઇએ, અને બીજા મનુષ્યોએ કરેલા મૂર્ખતાભર્યા અથવા દ્વેષયુક્ત વચનો તરફ જરા પણ લક્ષ આપ્યા વિના આપણે રસ્તે ચાલ્યા જઇએ, અને આપણા પોતાના કામમા મડયા રહીએ, તેવી શક્તિ હજુ આપણે મેળવી નથી આ સામાન્ય વિવેકબુદ્ધિ છે, પણ સોમાંથી એક મનુષ્ય પણ તે પ્રમાણે ચાલતો નથી

ખરી વાત તો એ છે કે જે કોઈ ગુપ્ત જ્ઞાનનો અભ્યાસી થવા ઇચ્છે છે, તેનામાં કોઇ પણ સંયોગોમાં માઠું લાગે તેવી અંગત લાગણીઓ હોવી ન જોઇએ. જેનામા તે અગત લાગણીઓ હોય છે તે પોતાની જાતનોજ વિચાર કરતો હોય છે, અને આપણે તો બીજાનું ભલું કરવામા આપણી જાતને ભૂલી જવી, એ આપણી ફરજ છે, મારે માઠુ લગાડવુંજ નથી, એવો જો તમે નિશ્ચય કર્યો હોય, જો તમે બીજાને કેમ મદદ થાય તેનોજ વિચાર કરતા હો, અને તેમની જાતનો વિચાર કરતા ન હો તો કશાથી પણ તમને માઠું લાગે નહિ.

આ ચિંતારૂપી રોગનુ એક રૂપ એવું અંગત હોય છે, અને તેટલા વાસ્તે તેટલું વધુ ઠપકાને પાત્ર નથી; છતા વિકાસને કાંઇ ઓછું અતરાયભૂત નથી તે રૂપને વ્યાપારમા અથવા ઘર સબધી કામકાજમાં નજીવી બાબતો સંબંધી ગભરાટ કરવાની ટેવ છે આમા પણ વિવેકશક્તિનો અને પ્રમાણનો અભાવ છે ખરી વાત છે કે વ્યાપાર અથવા ઘરના કામકાજ વ્યવસ્થા સર હોવા જોઇએ. તે બધા કામ નિયમિત વખતે અને બરાબર રીતે થવાં જોઇએ પણ તે કામ કરવાને આદર્શ ઉચ્ચ રાખવો જોઇએ અને તે દિશામા દૃઢતાથી જવું જોઇએ પણ નિરતરની નકામી ચિતાથી દરેક મનુષ્યો ચીઢાવાની જરૂર નથી જેને આવો સ્વભાવ પડી ગયો હોય તેવો કોઇ કમનશીબ મનુષ્ય હોય તો તેણે તે ટેવને જતી કરવાને દૃઢતાપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ, કારણકે

જ્યાં સુધી તેવી ટેવપર તે જય મેળવે, ત્યાં સુધી તેવો મનુષ્ય શાંતિ પેદા કરનારી નહિ પણ વિરોધ પેદા કરનારી શક્તિ બને છે અને તે દુનિયામાં ઘણોજ થોડો ઉપયોગી થશે અંગત ઉદ્વેગ ધરનાર કરતાં તેનાં ચિન્હોમા સ્હેજ ફેરફાર હોય છે પણ ત્યાં સર્વથા સંક્ષોભ હોય છે આવું વાસના શરીર અશાંત હોય છે જે બીજાઓને પણ અશાંતિ પેદા કરે છે, અને તેવો ગભરાટ કરનારના સુખ અને વિકાસનો તેથી નાશ થાય છે મનુષ્યે પોતાના મન તથા લાગણીઓના સ્વામી થવું જોઈએ. અને તેનો પરમ આભાસ જે વિચાર અથવા લાગણીને પસંદ ન કરે તે તેણે દ્રઢતાથી દુર કરવી જોઇએ, નજીવી લાગણીઓનો શંભુમેળો વિચારવંત પ્રાણીને છાજે નહિ, અને મનુષ્ય જે દિવ્યાત્માનો અંશ છે, તે વાસના શરીરના અજીવસત્વ જે હજુ ખનીજ પદાર્થની દશાએ પણ પહોંચ્યું નથી તે અજીવસત્વને તાબે થાય, તે મનુષ્ય તરીકેના મોભાને ઘણુંજ અણછાજતું ગણાય.

પ્રથમ મે જણાવ્યું છે કે આ ત્રાસજનક વાસના પ્રકૃતિનો સંક્ષોભ ઘણીવાર સ્થુલ શરીરની તંદુરસ્તીને નુકસાનકારક નીવડેછે પણ અધ્યાત્મ માર્ગ પર ચાલનારાને તો સંક્ષોભ જરૂર હેરાન કરનાર નહિ પણ તે કરતા પણ વધારે અડચણ રૂપ થાય છે તે માર્ગ પર ચાલનારને સર્વથી સહાયક છે. તે માર્ગ ઉપર મોટો પ્રથમ પાઠ એ શીખવા જેવો એ છે કે મનુષ્યે 'પુર્ણ' આત્મ સંયમ રાખવો જોઈએ અને ચિંતાનો સમુળગો અભાવ એ આત્મસંયમને તે માર્ગે ચઢવાને મોટુ પગથિયું છે પ્રથમની ટેવને લીધે વાસના શરીરની પ્રકૃતિ જલ્દીથી નકામા વાવમા ઘસડાઈ જવાનો સંભવ છે, પણ દરેક પ્રસંગે જયારે આવો બનાવવો, ત્યારે મનુષ્યે તે વમળોને દુર કરવા જોઈએ, અને જીવાત્મા તરીકે જે લાગણીઓને તે ઇચ્છે, તે લાગણીઓનો સ્વભાવિક પ્રવાહ તેણે દ્રઢતાથી લાવવો જાઈએ,

તેણે પોતાની જાતને દિવ્ય પ્રેમથી એટલી બધી તારી દેવી જોઈએ, કે તેનામાંથી સર્વ બાજુએ તે પ્રેમ પોતાના જાતિબંધુઓ તરફ નિરંતર વધ્યાજ કરે, અને પછી નકામા આંદોલનો વાસ્તે જરાપણ સ્થાન રહેશે નહિ જો તેનું સમગ્ર જીવન પ્રભુની સેવામાદુનિયાના વિકાસને વધારવા માટે મદદ કરવામાં પસાર થતુ હોય તો નજીવી અંગત લાલચો સંબંધી ચિંતા કરવાને તેને સમય પણ મળશે નહિ ખરો વિકાશ કરવાને અથવા કોઈ ખરૂ કામ કરવાને મનુષ્યે હલકા તત્વથી નિવૃતથઇ ઉચ્ચ તત્વ તરફ વળવું જોઈએ આપણી દુનીયામાંથી તેમની (મહાત્માઓની) દુનીયામા જવુ જોઈએ, અશાતીમાંથી બુદ્ધિના પણ કબજામા ન આવે તેવી શાંતિ ભણી જવુ જોઇએ.

---

# महर्षि बुद्ध.

બુદ્ધના જન્મ પહેલા એટલે કે ઈ. સ. પૂર્વે છઠ્ઠા કે સાતમા સૈકામાં ઉત્તર હિંદુસ્તાનમાં નાના મોટા અનેક રાજ્યો હયાત હતાં. પહેલાં આ રાજ્યો મહાજનસત્તાક કે ગણુસત્તાક હતા પણ બુદ્ધના સમયમા તેમાના ઘણુંખરાં એકસત્તાક રાજ્યપદ્ધતિના અમલ નીચે પૂર્ણ પણે આવ્યા હતા. એકસત્તાક રાજ્યપદ્ધતિ વિષે વિસ્તારથી કહેવાની જરૂર દેખાતી નથી. આજકાલ હિંદુસ્તાનમાં સંસ્થાનિકોની પોતાના સંસ્થાનમા જેવી પ્રતિબંધ વિનાની સત્તા છે, તેવી જ તે સમયે એકસત્તાક મહારાજાઓની હતી. મોગલ બાદશાહ પ્રમાણે અથવા શિવાજી પ્રમાણે આજુબાજુના રાજ્યો ઉપર હલ્લો કરી કબજે કરવાની પૂરી છુટ હતી પ્રજા ઉપર જોરજુલમ કરીએ તો બંડ થાય, અને બહારના બીજા બધા રાજાઓ સાથે સદ્ભાવ ન રાખીએ તો તે બધા ભેગા થઇ પોતાના ઉપર હલ્લો કરે અને પોતાનો પરાભવ કરે એટલી જ સર્વસત્તાધિકારી રાજાઓને બ્હીક રહેતી હશે આ રાજાઓમા બિંબિસાર રાજા જેવા સજ્જન રાજા પણ થતા તે પોતાની પ્રજાનો અને પાડોશના રાજાઓનો પ્રેમ સંપાદન કરવા તત્પર રહેતા પરંતુ, તેમાંના ઘણાખરા એકસત્તાધિકારી રાજાઓનો પોતાના રાજ્યોનો વિસ્તાર કરવાનો લોભ અમર્યાદિત રહેતો.

મહાજનસત્તાક અથવા ગણુસત્તાક રાજ્યપદ્ધતિનો વિશેષ ખુલાસો કરવો જોઈએ. આજકાલ બંગાળામા જેવા રાજાઓ છે, તેવા પૂર્વે ગણુસત્તાક રાજ્યોમા નિરનિરાળા ગામમાં રાજાઓ હતા. ફરક એટલો હતો કે હાલના રાજાઓ ફક્ત નામધારી છે, જ્યારે આ પ્રાચીન રાજાઓને પોતાનું રાજ્ય ચલાવાનો અધિકાર હતો આ રાજાઓના કુળમાં જે પ્રમુખ હોય તે પોતાની ખેતીની દેખરેખ રાખતો અને રાજધાનીના શહેરમા એકત્ર થઇ બહુમતે રાજ્યનું નિયંત્રણ કરતો આ ભેગા થવાના સ્થાનને 'સંથાગાર' કહેતા હતા સંથાગારનો ઉપયોગ કેવળ રાજ્યવ્યવસ્થાનો વિચાર કરવા માટે થતો હતો એમ નહોતું, જો કોઈ પ્રસિદ્ધ શ્રમણ અથવા બીજા રાજ્યનો નામાંકિત રાજા આવે તો તેની પરોણાગત આ સંથાગારમાં કરવામા આવતી. ધાર્મિક વ્યાખ્યાનો પણ અહીંઆ જ થતા, ટુંકામા આજકાલની પાર્લામેંટો અને નગરમંદિરો (Tawn Holls) નું આ સંથાગારોમાં મિલન થયું હતું.

ગણુસત્તાક રાજાઓ રાજકારભાર ચલાવવા માટે પોતામાથી એક રાજાને અધ્યક્ષ તરીકે પસંદ કરતા અને તેને મહારાજા કહેતા. તે આખી જીંદગીભર આ પદ ઉપર રહેતો અથવા થોડા વખત પછી બીજા રાજાની પસંદગી થતી એ વિષે સ્પષ્ટ પુરાવો મળતો નથી. મહારાજનો અધિકાર કેટલો હતો

એનું પણ સવિસ્તર વર્ણન ક્યાંયે નથી પણ પોતાની સત્તાથી તે બધું કામ મુદ્દલ કરી શકતો નહિ. વારવાર બધા રાજાઓની સભા બોલાવી તેમનો મત લેવો પડતો, અને તે પ્રમાણે પોતાની પદ્ધતિ નક્કી કરવાની ફરજ પડતી રાજાઓની સભાની સંમતિથી તે સેનાપતિ વગેરે પોતાના અધિકારીઓ પસંદ કરતો

આ ગણસત્તાક રાજ્યમાં ન્યાયપદ્ધતિ કેવી હતી, એનું એક ગ્રંથમાં થોડુંક વર્ણન મળે છે રાજપુરુષો ગુન્હેગારોને પકડે એટલે તેને એકદમ શિક્ષા કરવામાં આવે એમ નહોતું. 'વિનિશ્ચય મહામાત્ર' નામનો જે અધિકારી હતો તેની સમક્ષ તેને ઉભો કરવામાં આવતો. તે ગુન્હેગાર નથી એમ જો જણાઇ આવે તો તે અધિકારી તેને છોડી દેતો પણ તે ગુન્હેગાર ઠરે તો તેને શિક્ષા ન કરતા 'વ્યવહારિક' નામના અધિકારી પાસે મોકલતો. તેની ચોકસીમાં તે ગુન્હેગાર નથી એમ જણાઇ આવે તો તે તેને છોડી દેતો, અને ગુન્હેગાર ઠરે તો 'અંતકારિક' નામના અધિકારી પાસે મોકલતો તેને પણ તે ગુન્હેગાર નથી એમ સમજાય તો તે પણ તેને છોડી દે, અને ગુન્હેગાર ઠરે તો અષ્ટકુલિક' નામના અધિકારી પાસે મોકલાવે. આ પ્રમાણે ગુન્હેગારની તપાસ ખુદ મહારાજા સુધી થાય અને ત્યાં કાયદાનું પુસ્તક વંચાવી તેમાં લખેલા નિયમ પ્રમાણે ગુન્હેગારને દંડ કરવામાં આવતો. અહીંઆ જણાવેલા અધિકારીઓ બીજું શું કામ કરતા, અને તેમનો અધિકાર કયા કયા ખાતામાં હતો તેનો ઉલ્લેખ ક્યાંય પણ મળતો નથી. પણ આ ઉપરથી એટલું અનુમાન કાઢી શકાય છે કે ગુન્હેગારને એકદમ શિક્ષા ન થતી પણ પૂરેપૂરી તપાસ પછીજ શિક્ષા થતી હશે અને એકંદર રાજ્યપદ્ધતિ ન્યાયથી અને સાવધાનપણાથી ચાલતી હશે

કોસલ દેશની ઉત્તરે હિમાલયની તળેટીમાં રહેનારા શાક્યોનું રાજ્ય ગણસત્તાક હતું તેમાં ૭૦૦ રાજાઓ હતા અને કપીલવસ્તુ નામની રાજધાનીમાં પોતાના સંથાગારમાં એકઠા થઇ તે પોતાની રાજ્યવ્યવસ્થા કરતા. બુદ્ધનો પિતા શુદ્ધોદન શાક્ય, કપિલવસ્તુની પૂર્વે ૧૪ માઇલ ઉપર લુંબિની નામના ગામમાં રહેતો હતો, અને ત્યાં જ બુદ્ધનો જન્મ થયો હતો.

શુદ્ધોદન રાજાને માયાદેવી અને મહાપ્રજાપતી ગૌતમી એમ બે સ્ત્રીઓ હતી આ બન્ને સુપ્રબુદ્ધ નામના શાક્યની કન્યાઓ હતી એક દિવસે માયાદેવી ફરતા ફરતા એક વૃક્ષ નીચે ઉભી, નવમાસ પૂર્ણ થયા હોવાથી ત્યાં જ તેને પ્રસવવેદના શરૂ થઇ અને મહર્ષિ બુદ્ધને તેણે ત્યાંજ જન્મ આપ્યો આ સમાચાર નજીકના પ્રદેશમાં રહેતા અસિત નામના ઋષિને મળ્યા તે શુદ્ધોદન રાજાને ઘેર આવ્યો તેની વિનંતિથી નવીન જન્મેલા બાળકને તેની સમક્ષ

લાવવામાં આવ્યો તેનાં લક્ષણો જોઇ અસિત ઋષિની આંખમાંથી એકદમ અશ્રુધારા વહેવા લાગી તે જોઇ શુદ્ધોદન અને તેના સગાંસબધી ગભરાઇ ગયાં અને ઋષિને પૂછ્યું "આપને આ બાળક વિષે શું કઇ ભય લાગે છે?"

અસિતે કહ્યુ "આ બાળક જગદુદ્ધારક થવાનો છે પણ હું અતિવૃદ્ધ થયો હોવાથી એનું પરાક્રમ જોવાનુ અને તેનો લાભ લેવાનુ મારા નસિબમાં નથી, એટલે મારે માટે જ મને ખોટુ લાગે છે—આ છોકરા વિષે નહિ. શાક્યકુળની કીર્તિ આ અજરામર કરશે, એ વિષે શકા નથી. તે માટે તમે આનંદિત થાઓ"

માયાદેવી બુદ્ધના જન્મ પછી સાતમે દિવસે પરલોકવાસી થઇ અને તેથી આ કોમળ બાળકના રક્ષણનો બધો ભાર મહાપ્રજાપતી ગૌતમી ઉપર પડયો તેણે પોતાના છોકરા કરતાં પણ અધિક સંભાળથી તેનુ પાલન કર્યું નામ પાડવાને દિવસે, 'ગૌતમ' એવું નામ રાખવામા આવ્યું, પણ બૌદ્ધ ગ્રંથોમા એ જન્મ્યો ત્યારથી તે તેને તત્ત્વજ્ઞાનનો બોધ થયો ત્યા સુધી તેને 'બોધિસત્વ' પણ કહેલો છે. ગૌતમ વિષે શુદ્ધોદન રાજાને ઘણીજ આસ્તા હતી. શાક્ય રાજાઓની અતર્ગત રાજ્યવ્યવસ્થા જો સ્વતંત્ર હતી તો પણ કોસલ રાજાઓનુ સ્વામિત્વ તેમા કબૂલ કરવુ પડતું, અને તેટલે અશે તેમનુ સ્વાતત્ર નષ્ટ થયું હતું, એમ કહેવામા હરકત નથી અસિત ઋષિના અને બીજા કેટલાક બ્રાહ્મણોના કહેવાથી ગૌતમ મોટા પરાક્રમી થશે અને શાકયોને ફરીથી સ્વાતત્ર્ય મેળવી દેશે કિંબહુના, શાકયોનુ રાજ્ય સર્વત્ર ફેલાવશે એ જાતનો મનોરથ શુદ્ધોદનના મનમા ઘોળાતો હોય તો તેમા જરા પણ આશ્ચર્ય નથી એટલું ખરૂં કે, શુધ્ધોદન ગૌતમને ઉછેરવામા અને શિક્ષણ આપવામા કોઇ પણ જાતની કમીના પડવા દીધી નહિ.

પરંતુ, ગૌતમનો સ્વભાવ ક્ષત્રિય કુળને ન શોભે એટલો વિલક્ષણ હતો, એક દિવસે તે પોતાના પિતાની સાથે ખેતરમાં ગયો, શુદ્ધોદન રાજા બીજા શાકય રાજાઓની માફક પોતાના મજુરોની સાથે મહેનત કરતો, (આજકાલના કેટલાક અમેરિકન લક્ષાધીશો પ્રમાણે તે સમયના ક્ષત્રિય રાજાઓ મહેનત કરવામા શરમાતા નહોતા એટલુંજ નહિ પણ આળસુ રાજાઓની તેના લોકમાં અને બીજા રાજલોકમા નિદા થતી હતી.) શુધ્ધોદન રાજા પોતાના ખેતર સમારવામા ગુંથાયેલો હતો, અહીં જંબુવૃક્ષની નીચે નાનો ગૌતમ સમાધિમા મગ્ન થઇ ગયેલો હતો તે શેનું ધ્યાન કરતો હતો વારૂં? વ્યવહારની ખટપટ અને માથાફોડમાંથી ક્ષણભર પોતાનું મન છુટુ કરી, તે નિરપેક્ષ પ્રેમ-સુખનો આસ્વાદ લેતો હતો શુદ્ધોદનની દાસીએ ગૌતમને જોયો, અને તે ધ્યાનસ્થ બેઠો છે એ બધાને કહ્યુ તેને જોઇને શુદ્ધોધન રાજા અતિશય ચકિત થયો. આ છોકરા આટલી નાની વયમા આટલો ધ્યાનસ્થ થઇ શકે

છે તો પછી આગળ જતાં એ શું કરશે ? આ ધ્યાનશક્તિનો સાર્વભૌમ સત્તાધિકારી થવામા તે ઉપયોગ કરશે શું ?

શાક્ય રાજાઓ પોતે જો કે ખેતીવાડી કરવામા બહુ મહેનત લેતા. તો પણ પોતાના છોકરાઓ ઉપર કામનો બોજો પડવા દેતા નહોતા, શ્રીમંત શાક્યતરૂણો માટે ત્રણ નિવાસો રહેતાઃ એક શિયાળામા રહેવા માટે; બીજો ચોમાસામા અને ત્રીજો ઉનાળામા રહેવા માટે, ચોમાસાના ચાર મહિનામા સગીત અને નાચતમાશા સતત ચાલતા હતા યોગ્ય સમયે લગ્ન થયા પછી ગૌતમની જુવાની પણ આવી જ મોજમા પસાર થતી હતી પરંતુ તેનો સ્વભાવ વિચારશીલ હોવાથી તેને આવા સુખમા ચેન પડતું નહોતું શાક્યોનું સ્વાતંત્ર્ય નષ્ટ થયું હતું, અને તેમના દેવદહના શાક્યો અને કપિલવસ્તુના શાક્યો. એવા બે વિભાગ થયા હતા. અને તેઓમાં રોહિણી નદીના પાણી માટે અને બીજી નાની મોટી બાબતોમા ટટા થતા હતા ! ઠીક. પણ શાક્યોની બહારના ક્ષત્રિયો શું સુખી હતા કે ? તેમની પાસે સૈન્ય અને સપત્તિ ઘણા હતા ખરા, પણ તે પોતપોતામા લડાઇ કરી પોતાનો સહાર કરતા હતા. એટલે કે પાણી સુકાઈ ગયેલા ખાળમા જેમ માખીઓ જીવનને માટે તરફડે છે, તેમ આખી મનુષ્ય જાત એક બીજાના વિરોધથી અત્યત તરફડતી હતી. અને આ જોઇ ગૌતમનું પ્રેમાળ મન કપિત થતું હશે

'ગૌતમ ભરજુવાનીમા હતો; તો પણ ઘરડા માણસોને જોઇ તેનો જુવાનીનો મદ નષ્ટ થયો હતો રોગી માણસને જોઇ આરોગ્ય મદ, અને મરેલા માણસને જોઇ જીવનનો મદ નષ્ટ થયો હતો તે પોતાના મનમા વિચાર કરવા લાગ્યો કે, 'સામાન્ય' લોક, જુવાનીના, આરોગ્યના અને જીવનના મદથી મસ્ત થઈ બીજાઓની અવજ્ઞા કરે છે, પણ મને મનુષ્ય પરિવર્તનશીલ છે. એ સ્પષ્ટ દેખાઇ આવે છે અને તેથી હુ બીજા લોકોની જેમ અવજ્ઞા કેવી રીતે કરી શકુ ? આજ સુધી દાસદાસી, ઘોડાઘાડી, ઘરબાર અને સપત્તિમા શુબ્ધ થઇ ગયેલો હતો. જો હું પોતે પણ જરાધર્મી, વ્યાધિધર્મી અને મરણધર્મી છું. તો પછી આ વસ્તુઓ શી રીતે નિત્ય હોઇ શકે ? આ વસ્તુઓ મને સદાની સુખશાંતિ શી રીતે આપે ?' એટલે કે બીજા માણસોનો ઘાત કરી પોતાનો અથવા પોતાના કુળનો વૈભવ વધારવો એ પણ ગૌતમને અત્યત ઘાતક લાગ્યું જ. પણ મનુષ્યજાતિમા જીવનને માટે ચાલેલો ઝોકટ તરફડાટ બધ થવો જોઇએ. એવું પણ તેને લાગતું. મોજશોખ ભોગવી, બેસી રહેવાથી આ તરફડાટ બધ થવાનો નથી. અને સર્વને તારવાનો સર્વ સાધારણ માર્ગ શોધી કાઢયા સિવાય બીજો માર્ગ નથી, એવી તેના મનની પાકી ખાતરી થઈ હોવી જોઇએ.

આવા વિચારોમાં હતો, એ અરસામાં ગૌતમને એક પુત્ર થયો તેનુ નામ 'રાહુલ' રાખવામા આવ્યું જે બધનો હતા તેમા વળી એક બીજો

ઉમેરો થયો, એમ ગૌતમને લાગ્યું. પણ પોતાની સમક્ષ ચાલતા જીવન માટેના કલહથી તેનું મન ઉદ્વિગ્ન થયું હોવાથી બીજાં બંધનો સાથે આ બંધન પણ તોડવું તેને કઠણ લાગ્યું નહિ શુદ્ધોદન અને મહાપ્રજાપતિને કહ્યા વગર છન્ન નામના નોકરને સાથે લઇ ઘોડા ઉપર સ્વાર થઇ, તેણે પોતાના મનપસંદ ઘરનો અને દેશનો ત્યાગ કર્યો, અને તે તરત જ 'આળાર કાલામ' નામના તપસ્વી પાસે આવ્યો, અને તેનો શિષ્ય થયો આળાર કાલામે તેને યોગની સાત પાયરીઓ શીખવી પણ તેટલાથી તેની તૃપ્તિ થઇ નહિ આ માર્ગ સાર્વજનિક થઇ શકે નહિ. અને તે વડે મનુષ્ય જાતિનો ઉદ્ધાર થવાનો નથી એવી તેની ખાત્રી થઇ તેથી તે કાલામનો પંથ છોડી, ઉદ્રક રામપુત્ર પાસે ગયો. તેણે બોધિસત્વને યોગની વળી એક પાયરી શીખવી તે ઉપરની પાયરી હતી તો પણ, કાલામના એને રામપુત્રના માર્ગમા ગૌતમને વિશેષ ફરક દેખાઇ આવ્યો નહિ, અને તેનો પણ પંથ છોડી તે રાજગૃહમાં આવ્યો.

તેવામાં ભિક્ષાટણ માટે રાજમહેલ પાસેથી જતા ગૌતમને બિંબિસાર રાજાએ જોયો અને પોતાનો દૂત મોકલી, તે કયા રહે છે એની ખાતરી કરાવી ઉચ્ચનીચ કુટુંબોમાં મળેલું ભિક્ષાન્ન લઇ બોધિસત્વ પાંડવપર્વતની તળેટીએ આવ્યા, અને ત્યાં વાસ કર્યો. બિંબિસાર રાજાએ ત્યાં આવી તેની મુલાકાત લીધી અને પોતાની પાસે રહી સંપત્તિ ભોગવવાનો આગ્રહ કર્યો. પોતે સંપત્તિ માટે ભિક્ષુ થયો નથી એમ કહી બિંબિસાર રાજાની વિનતિ તેણે માન્ય કરી નહિ. અને ફરતા ફરતાં નિરંજના નદીને કાંઠે આવી ત્યાના રમણીય પ્રદેશમા અઘોર તપશ્ચર્યા શરૂ કરી ઉપવાસ કર્યા, અને અનેક તરેહનુ દેહકષ્ટ કર્યું પણ ખરા ધર્મ માર્ગનો તેને બોધ થયો નહિ પણ આ સ્થિતિમાં એક દિવસે પોતાના પિતાના ખેતરમા નીરપેક્ષ પ્રેમમા પોતે કેવો મગ્ન થયો હતો, તેનુ તને સ્મરણ થયું અને તે પોતાને જ કહેવા લાગ્યોઃ "તે જ શુ સંબોધનો ખરો માર્ગ નહી હોય ? તે નિષ્પાપ સુખથી હું શા માટે બ્હીઉ ? પણ તે સુખ આ રીતે દેહને કષ્ટ દઇ મેળવવું શકય છે શુ ?"

તે દીવસથી ધીમે ધીમે શરીરને આવશ્યક અન્ન ગ્રહણ કરવાની બોધીસત્વે શરૂઆત કરી દેહદંડથી તેને મોક્ષનો સરળ માર્ગ મળશે, એવી આશાથી બ્રાહ્મણ જાતિના પાંચ ભિક્ષુઓ તેની સેવા કરતા હતા, પણ અન્ન ગ્રહણ કરતાવેંત ગૌતમ માર્ગભ્રષ્ટ થયો છે, એવી તેમની પક્કી ખાત્રી થઇ અને તેઓ તેને છોડી વારાણસી ચાલ્યા ગયા, અહી આ બોધીસત્વે પોતાના મોક્ષમાર્ગની શોધ, તે જ રીતે આગળ ચલાવી.

વૈશાખ સુદ પુર્ણિમાનો દીવસ હતો, તે દીવસે સુજાતા નામની એક જમીનદારની પુત્રીએ બોધીસત્વને ઉત્તમ ભિક્ષા આપી. અને તે જ રાત્રે તેને

સંબોધી માર્ગનો લાભ થયો. તે જે પીંપળાના ઝાડ નીચે બેઠા હતા, તે ઝાડ આજે હયાત નથી, પણ તેને સ્થાને બીજું પીપળાનું ઝાડ છે, અને તેની પાસે જ પ્રસિદ્ધ બુદ્ધગયાનું મંદીર છે, આ સ્થાનને બૌદ્ધો જગતમાં અત્યંત પવિત્ર માને છે.

આજ પર્યંત ગૌતમ બોધીસત્વ હતા, પણ હવે સંબોધી માર્ગનો લાભ થવાથી તે બુદ્ધ અથવા સંબુદ્ધ થયા. આ માર્ગ કોને શીખવવો એનો તે વિચાર કરવા લાગ્યા, તેની અત્યંત અધિકારી આળાર કાલામ અને ઉદ્રક રામપુત્ર એ બન્ને મરણ પામ્યાની તેમને ખબર પડી, તેથી તેમને પોતાની તપશ્ચર્યાના સમયે મદદ કરનારા પાંચ બ્રાહ્મણ ભિક્ષુને સૌથી પહેલો ઉપદેશ કરવાનો નીશ્ચય કર્યો, અને નીરંજલા નદીનો પ્રદેશ (બુદ્ધ ગયા) છોડી તે વારાણસીમા આવ્યા, તે સમયે પંચવર્ગીય ભીક્ષુ ઋષિપત્તનમાં રહેતા હતા. સંબુદ્ધને દુરથી જોઇ તેઓએ પોતપોતામા એવો મત કર્યો કે એને માટે એક આસન રાખવું, પરંતુ એનો બીજી કોઇ પણ રીતે આદર-સત્કાર કરવો નહિ, પણ જ્યારે બુદ્ધ પાસે આવ્યા, ત્યારે તેમનો આ મત ટકી શકયો નહિ બધા ઉઠી ઉભા થઇ ગયા એકે તેમનું પાત્રચીવર લીધું. બીજો પગ ધોવાને પાણી લાવ્યો, ત્રીજો બેસવા માટે પાટલો લાવ્યો. આ રીતે પોતાની ઇચ્છા વિરૂદ્ધ, તેઓએ સંબુદ્ધનો આદરસત્કાર કર્યો

હું સંબુદ્ધ થયો છુ એવું બુદ્ધે તેઓને કહ્યું, પણ તેઓને તે સાચું લાગ્યું નહિ. તેઓએ કહ્યુ "તે જાતની તપશ્ચર્યાથી પણ તું સંબુદ્ધ થઈ શકયો નહિ હવે દેહને રૂષ્ટપુષ્ટ કરી તું શી રીતે સંબુદ્ધ થઇ શકે ?" બુદ્ધે કહ્યુ "આની પૂર્વે સંબોધિ જ્ઞાન પ્રાપ્ત થયાની બડાઇ મે કદિ પણ હાંકી છે ? હું જે કઇ કહું તે જો તમે શાંતપણે સાભળશો તો તમને આ માર્ગનો બોધ થશે" ધીમે ધીમે તે પાચેને બુદ્ધનો ઉપદેશ ગમ્યો, અને તેના તેઓ શિષ્ય થયા. ચાતુર્માસ પુરા થતા આ શિષ્યોને પોતાની સાથે લઇ બુદ્ધ રાજગૃહમાં આવ્યા, રસ્તામા તેમણે પુષ્કળ શિષ્યો કર્યા રાજગૃહમા આવતા બિંબિસાર રાજાએ તેમનુ બહુમાન કરી, વેણુવન નામનો બાગ ઈનામમાં આપ્યો.×

અપુર્ણ.

× યુગધર્મમાંથી

આજના અંકનો વધારો

હાલ તરતમાં મંગાવનાર પાસે રૂ ૧—૦ ઓછા લેવાશે.

જો તમારે તમારૂ જીવન ઉચ્ચ કરવું હોય, સંસારમા મહાન ધર્મિષ્ટપદે સ્થિત થવુ હોય, ગૃહસ્થાશ્રમના સર્વોત્તમ સુખ અને આનંદનો અનુભવ કરવો હોય તો

# स्वधर्मनिष्ठ दैवीजविन

## અને ધર્મસંસ્થાપક મહાન પુરુષોનાં—જીવનવૃત્ત

આ પુસ્તક જે હાલમા જ બહાર પડયું છે તેના ગ્રાહક થવા ભલામણ છે આ પુસ્તક દરેક મનુષ્યે, દરેક પુરુષ અને સ્ત્રીએ, દરેક વિદ્યાર્થીએ ધર્મિષ્ટ થવા, ઉચ્ચ જીવનનો અનુભવ કરવા મહાન પદ પ્રાપ્ત કરવા જરૂર વાંચીને મનન કરવુ જોઇએ

આ પુસ્તકની અંદર હિંદુધર્મ, સનાતન હિંદુધર્મ, વેદધર્મ, બુદ્ધધર્મ, શિવધર્મ, વૈષ્ણવમાર્ગ જૈનધર્મ, મુસલમાન ધર્મ, પારસીઓનો ધર્મ, ખ્રીસ્તિ ધર્મ, કબીરપંથ નાનકપંથ, રામાનુજ પંથ રામાનંદી પંથ, સ્વામીનારાયણનો ધર્મ, વિગેરે હિંદુસ્તાનમાં ચાલતા અનેક ધર્મો, અનેક પંથો, અને મતોના સિદ્ધાંતરહસ્યો, તે તે ધર્મના સ્થાપક મહાપુરુષોનાં જીવનચરીત્રો, દરેક ધર્મનાં મુળતત્ત્વો વિગેરે દરેક ધર્મના રહસ્યોનો સમાવેશ કરવામાં આવ્યો છે

અમદાવાદ ટ્રેનિંગ કોલેજના રિટાયર્ડ પ્રીન્સીપાલ અને ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ સાહેબ રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી એ લખે છે કે—

### સ્વધર્મનિષ્ટ દૈવીજીવન,

આ દળદાર પુસ્તકમાં ગ્રન્થકર્તાએ પૌરાણીક પુરૂષોનાં જીવનનો વૃતાન્ત આપ્યો છે વિષ્ણુના અવતારોનું ને તેને લગતા પારાણિક વૃતાન્તોનુ વર્ણન સારી રીતે આપ્યુ છે તેમજ શ્રીમચ્છંકરાચાર્ય, કબીર, જ્ઞાનદેવ, નામદેવ, રામતીર્થ, વિવેકાનંદ આદિ દૈવી પુરુષોના જીવનનુ ચિત્ર દર્શાવેલુ છે. ધાર્મિક પુરૂષોને પુસ્તક બહુ ઉપયોગી થઇ પડશે સામાન્ય વાચકવર્ગને પણ તે હિતકર છે

એમ જીલ્લાના ડી ડી કલેક્ટર સાહેબ રાવ સાહેબ મગનલાલ મોહનલાલ ગાંધી બી એ લખે છે કે

આપનુ સ્વધર્મનિષ્ટ દૈવીજીવન પુસ્તક વાંચી આનંદ થયો છે હિંદુસ્તાનના મોટા મોટા ધાર્મિષ્ટ ને દૈવી પુરુષો પુરાતન ને હાલના જમાનાનાં થઇ ગયા તેમનાં પ્રતિહાસીક વર્ણન આપે આપ્યાં છે તેમનાં દૈવી કૃત્યોનો સંગ્રહ આપે બતાવ્યો એ તે વાંચી કોઇ પણ વિચારશીલ પુરૂષને નિવૃત્તિ માર્ગનો રસ્તો જડે તેમાં વિશેષ નથી. આવા પુસ્તકની એક વખતની ખોટ આપે પુરી પાડી છે આપનુ પુસ્તક સનાતન ધર્મને પુષ્ટ આપનારૂં છે આશા રાખુ છુ કે તેનો બહોળો ઉપયોગ થશે

આ પુસ્તકમાં વેદો, ઉપનિષદો, પુરાણો, શાસ્ત્રો, વિગેરે ધાર્મિક પુસ્તકોનું સંશોધન કરી તેમાંના મુળ સિદ્ધાંતોનો સંગ્રહ કર્યો છે. તે ઉપરાંત દરેક ધર્મ સ્થાપનાર મહાપુરુષનાં જીવનચરીત્રો તેમના મુળ સિદ્ધાંતો સાથે છે જેથી વાંચવાથી મનુષ્ય પોતાનું જીવન ઉચ્ચ ધર્મિષ્ટ બનાવી શકે છે અનેક ધર્મોના ન જાણેલા સિદ્ધાંતો જાણવામાં આવે છે બાળકોને, વિદ્યાર્થીઓને, સ્ત્રીઓને, વંચાવવાથી તેમને નીતિમય ધર્મિષ્ટ જીવન ગાળવાનુ મન થાય છે એકંદર રીતે આ પુસ્તક વાંચી મનન કરવાથી મનુષ્યની ધર્મ ઉપર શ્રદ્ધા ચોટી, નીતીના અને ધર્મોના સિદ્ધાંતોને અનુસરવાનું મન થાય છે

આ પુસ્તકની અંદર એ વિષયો ઉપરાંત—લગભગ ૧૫૦ ઉપરાંત ધર્મસંસ્થાપક મહાપુરુષોનાં વિસ્તૃત જીવન ચરીત્રોનો સ્હેલી ભાષામાં સંગ્રહ છે. આ પુસ્તકમાં આવેલા વીષયો નીચે પ્રમાણે છે

આ પુસ્તકના ભાગ ૧૦ અને પ્રકરણ ૯૧ માં આવેલા વિષયો નીચે પ્રમાણે છે

| ભાગ ૧ લો | ભાગ ૨ જો | વારાહાવતાર | ગુરુદત્તાત્રયનું |
|---|---|---|---|
| હિંદુધર્મ - | ઇશ્વરના ૨૪ અવતારો | હિરણ્યાક્ષસંહાર | જીવનચરિત્ર |
| ધર્મનિષ્ટજીવન | અવતાર રહસ્ય | નારદચરીત્ર | યજ્ઞાવતાર |
| તીર્થયાત્રા | સનકાદિક કુમારો | નરનારાયણ | પ્રિયવ્રત |
| મહાત્માજીનો સમાગમ | રૂદ્રાવતાર | સ્વયંભુ મનુ—શતરૂપા | અગ્નિધરાજા |
| ધર્મરહસ્ય | વેદોની ઉત્પત્તિ | કપીલાવતાર | નાભીરાજા |
| વેદધર્મ | બ્રહ્માની સૃષ્ટિ | કર્દમમુનિ | ઋષભદેવ ચરીત્ર |

# હવે ફાર્મસીની દવા વાપરનારાઓ શું કહે છે,

સ્વામીનારાયણના મંદિરના કારભારી મી. મગનલાલ લખે છે કે તમારી હરસની વાથી મને પુષ્કળ વરસનું હરસનું દરદ મટયું છે હું ઘણી દવા કરી કંટાળી ગયો હતો પણ તમારી દવાથી મને ફાયદો થયો છે જેથી હું ઉપકાર માનું છું હરસને માટે આ દવા અસર કરનારી મને જણાઇ છે

કલકત્તાથી મી સી. એમ. ચોધરી લખે છે કે તમારી દવાથી મને જુના હરસનુ દરદ મટયુ છે ને હજુ સુધી ફરી થયું નથી જેથી બીજી ૧ ડબી મોકલશો

વારાણાથી પા. લલ્લુભાઈ લખાન હરસની દવાથી સારો ફાયદો છે, બીજી ડબી ફરત મોકલો.

ખંડેરાથી કામેશ્વર નથુરામ લખે છે કે આપની પ્રમેહની દવાથી પ્રમેહ મટયો છે. ઘણી દવાઓથી ફાયદો ન થયો તે આ દવાથી મટયો છે

વડોદરાથી પરમાનંદ હરીલાલ મુનશી લખે છે કે—આ દવાથી પરમીયાના ઘણા જુના દરદીને આરામ થયો છે, ભડારીયાથી ગવરીશંકર ત્રીભોવન લખે છે કે—પ્રમેહ પીલ્સથી મને ઘણો ફાયદો થયો છે હવે મને પ્રમેહની જરા પણ અસર રહી નથી.

હુબલીથી નરશી શીવજી લખે કે આપની પ્રમેહપીલ્સ વાપરવાથી એકદમ આરામ થયો છે તેથી આપને જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડો જ છે

ખાખરેચથી સીમોન દાનીયલ લખે છે આપની પ્રમેહપીલ્સ અનુપાન સહિત વાપરવાથી ફતેહમંદ નીવડી છે તે દરદીને ઘણીજ માફક આવી છે, કોલરાપીલ્સની ડબી ૧૨ મોકલી આપજો.

પંચુંઇથી ભગવાનજી રણછોડજી લખે છે કે—અમારાં ઘરમાં એક બાઇને હીસ્ટીરીઆ થયો હતો ને લોકો ભૂત છે એમ કહેતા, ધુણતી પણ ખરી, પણ તમારી સલાહ મુજબ હીસ્ટીરીઆપીલ્સ અને અનુપાનનો ઉપયોગ કરવાથી અઠવાડીયુ ન થયુ તેવામાં તો તેને આરામ થઇ ગયો છે જેથી મને નિશ્ચય થયો છે કે હીસ્ટીરીઆ ઉપર તમારી એ દવા રામબાણ નીવડી છે.

મુંબાઇથી નાગરજી મોરારજી માસ્તર લખે છે આપની હીસ્ટીરીઆપીલ્સ અને અનુપાન સાથે વાપરવાથી આરામ થતો જાય છે બીજી એજ દવા વી પી. થી મોકલો.

નાજરથી ઉમેદલાલ કાશીભાઈ જણાવે છે કે એક દરદી ઘણોજ વાથી રહી ગયો હતો ને આંગળાં તથા હાથ વળી ગયા હતા શરીરે ખુંધો થયો હતો ને હલાતું ચલાતું નહોતું તેને વાતહરપીલ્સ આપવાથી આરામ થયો છે ને વાનો રોગ મટી ગયો છે

ફ્રાંગધરાથી આ શ્રી લાડુબા લખે છે, અમારા કુમારશ્રી વજેસિંહજીબાઇને વાની બિમારી હતી પરંતુ તમારી વાતહરપીલ્સ વાપરવાથી ઘણોજ ફાયદો થયો છે હવે બીજી દવાની જરૂર પડે તેમ નથી પરંતુ તમારી વાતહરપીલ્સ વાપરવાથી ઘણોજ ફાયદો થયો છે

વાણા પીપલીથી ઠા ભગવાનજી દેવજી લખે છે કે આપના જીવનથી છાતીના દરદો શ્વાસ, ઉધરસ વીગેરેમાં ઘણોજ ફાયદો થયો છે, દરેક તેવા દરદીને તમારૂં જીવન વાપરવા મારી ખાસ ભલામણ છે બીજો ડબો ૧ રતલ મોકલાવશો.

ક્ષય, સંગ્રહણી, હરસ પ્રમેહ, સ્ત્રીઓના પ્રદરાદિ રોગો, લકવો, ધાતુ ક્ષય—વિગેરે ખાસ મટાડીએ છીએ. એકવાર તમારા દરદ માટે મુલાકાત લ્યો.

| | |
|---|---|
| દવાખાનું<br>રીચીરોડ મહાવીર સ્વામીના દેરાસર સામે—અમદાવાદ. | જેઠાલાલ દેવશંકર દવે વૈદ<br>માલીક<br>દવે કેમીકલ વર્કસ, અને દવે આયુર્વેદિક ફાર્મસી. |

REGISTERED NO. B. 1082



આ માસિક જેઠાલાલ દેવચંદ દવેએ અમદાવાદ ખાડીઆમાં આવેલા પોતાના શીઆ-પોલ્સ પ્રિન્ટીંગ પ્રેસમાં પોતાને માટે છાપીને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું

# ભાગ્યોદય.

વર્ષ ૧૨ ] જુન સને ૧૯૨૪. [ અંક ૪ થો

વિષયાનુક્રમણિકા




| હિંદુસ્તાન માટે વાર્ષિક લવાજમ રૂ. ૩—૦—૦ | તંત્રી અને પ્રકાશક **જેઠાલાલ દેવશંકર દવે** ભાગ્યોદય ઑફિસ—અમદાવાદ. | પરદેશ ખાતે લવાજમ શિલિંગ ૭ |
|---|---|---|

# સૂચના

ભાગ્યોદયનું વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦ છે દર માસે દરેક ગ્રાહકને અંક નિયમિત મળી શકે છે ભાગ્યોદયના ગ્રાહક થનારી લવાજમ ભરતા પણ વિશેષ લાભ તો બીજો મળે છે

ભાગ્યોદયના ગ્રાહકને આ વર્ષે ભેટનું પુસ્તક

## આત્મિક જીવન

મળે છે. આ પુસ્તકના લેખક શ્રીયુત મણિલાલ નથુભાઈ દોસી, બી એ છે. શ્રીયુત દોશીના અધ્યાત્મવિદ્યા સંબંધી લેખો ભાગ્યોદયમા ઘણા વર્ષોથી આવે છે. આ પુસ્તક આત્મજ્ઞાન સંબંધી અનેક ઉપયોગી વિષયોથી ભરપુર છે પુસ્તકની છુટક કીંમત રૂ. ૧—૮—. છે છતા ભાગ્યોદયના ગ્રાહકને તો તે મફત જ મળશે

આ પુસ્તકની અંદર આત્માનું સ્વરુપ-ઉપનિષદના આધારે, શાંતિ, આત્મિકજીવનનુ રહસ્ય, આદર્શ જીવન, ખરૂ આત્મજ્ઞાન, ખરી આત્મદશા, આત્મશ્રદ્ધાની ભવ્યતા, આધ્યાત્મિક જીવનમા મનની એકાગ્રતાનું સ્થાન આત્મિક વિકાસ અને વિજય, આત્મિક જીવનના નિયમો—ચૈતન્યની વિશાળતા, કર્ત્તવ્યના નિયમ, યજ્ઞનો નિયમ, વિગેરે ઉપયોગી વિષયો છે.

---

# ભાગ્યોદય.

પુસ્તક ૧૨ ] જુન સને ૧૯૨૪-જેઠ સંવત ૧૯૮૦ [ અંક ૪ થો


## अभ्यंतर प्रदेशमांथी उठता नैसर्गिक ध्वनिने श्रवण करनार

## साधकना उद्‌गार.

( મીઠી મીઠી આંબલીઆની ડાળ રે, એ લય )

ઝીણો ઝીણો કંઈક મધુરો નાદ રે, આજ મારે શ્રવણે પડે
જેમાં ભાવ ભર્યો કંઈ અગાધ રે, સહેજે ગુણાય ન કો વડે.
ક્યાંથી આવે રે. એનું સ્થળ ના જણાય,
કો ગુંજાવે રે, એહ પણ ના કહાય,
ઉંડે ઉંડે સંભળાય, શુણ્યે શાંતિ શાંતિ થાય ક્યાંથી૦
એમાંહિ વૃત્તિ થતાં, સહજ સ્વભાવે લીન,
નાદ સ્વરૂપ થઇ રહે, કશું ન ત્યાં પરિચ્છિન્ન, ક્યાંથી૦
જગ કે જગના સર્વનો, ત્યાં ન કશો એ ભાસ,
નાદરૂપે પ્રસરી રહે, ચિન્મય માત્ર વિલાસ, ક્યાંથી૦
નાદ નિમગ્નતા થતાં, જેહ અવાચ્ય—અરૂપ,
અનુભવ કરનારો થઇ, રહે અનુભવ રૂપ, ક્યાંથી૦ શ્રી૦ ઉ૦

## मतिनी परम पदमां स्थिति.

( પુરુષાર્થમાં આજે સહાય થજો એ લય )

પરમપદે આ વિરામે મતિ
શમી ત્યાં જતી, જ્યાં છે મહતો ધૃતિ,—વિરામે મતિ
સંકલ્પોનો ઉદય ન થાતો, નિજ કારણુસર અળપાઇ જાતો,
પ્રતીત થતો આ સકલ સંસૃતિ,—
દૃષ્ટા દૃશ્યનું દર્શન છાંડી, સમેટીને બાજી જે માંડી,
શમતો, ન જ્યાંથી છે પુનરાવૃત્તિ,-
જે ગુરુવરના બલથી સ્થિતિ આ પામી રમી તેના પ્રતિ મતિ આ,
અંતિમ જય જય ઉચ્ચારતી,—
કર્મ કોપ નિરોધ વિખેરી અનુભવની કથા ખખેરી,
મતિ મતિપણું ત્યજી ચાલી જતી — શ્રી૦ ઉ૦

# સુખી થવાનો સરળ રસ્તો.

મનુષ્ય પોતે ઉચ્ચ થવા મથે છે, બીજાને પોતાના કરતાં વધુ ઉંચી સ્થિતિમાં જોઇ તેના જેવા થવા તેને ગમે છે દરેક મનુષ્ય સુખી થવા ધારે છે, એવો કોઈ પણ મનુષ્ય નથી કે જેને દુખી થવુ ગમે બાળક પણ જેનાથી આનંદ મળે તેવી ક્રિયા કરે છે, યુવાન પણ આનંદ મળે તેવી ક્રિયા કરે છે વૃદ્ધ પણ આનંદ આનંદ ઇચ્છે છે

સુખી થવુ, આનંદ મેળવવો એ મનુષ્યનો ધર્મ છે પોતે સુખી થવા માટે જ દરેક ક્રિયા કરે છે બીજા મનુષ્યનો સંગ તે સુખી થવા માટે સેવે છે જે જે ક્રિયા તેને દુખ કર્તા જણાય છે તે તે ક્રિયાથી તે દૂર રહેવા ઇચ્છે છે વ્યવહારમાં સુખી થવુ એ જ મનુષ્યનુ કર્ત્તવ્ય છે, વ્યવહારને સર્વોત્તમપણે સાધી પરમાર્થમાં આગળ વધવુ એ મનુષ્યનો ધર્મ છે

આ વ્યવહાર પ્રપંચ એવો છે કે તેમાં મનુષ્યને ઘણી વખતે સુખ મેળવવા જતાં દુખ આવીને ઉભુ રહે છે તે કાંઇ દુખને ઇચ્છતો નથી છતાં દુખ આવવાનુ કારણ તેની અવળી ક્રિયા હોય છે તે જાણે કે અજાણ્યે દુખ આપનારી ક્રિયાને કરી દે છે, અને તેનું ફળ તેને મળે છે

આ વ્યવહારમાં સત્કર્મ કરવાં એ સુખી થવાનો માર્ગ છે મનુષ્યે જન્મ લીધા પછી વિચાર કરવો ઘટે છે કે આ મનુષ્ય જન્મ શા માટે છે શુ ખાવુ પીવુ, ધન કમાવું અને સંસારના પદાર્થોમાં રમ્યા પચ્યા રહેવું એ મનુષ્યનુ ખરૂં કર્ત્તવ્ય છે ? જન્મ્યા પછી બાળક મટી જ્યારે પુખ્ત ઉમ્મર થાય છે ત્યારે મનુષ્ય ગૃહસ્થાશ્રમ અંગિકાર કરે છે નાનપણમાં વિદ્યાભ્યાસ કરે છે ગૃહસ્થાશ્રમમાં દાખલ થયા પછી તેને ઘણી ઘણી ઇચ્છા થયાં કરે છે. સ્ત્રી મેળવવી, પુત્ર થાય, ધન મળે, ઘર થાય વિગેરે અનેક પ્રકારની એક પછી એક ઇચ્છા ગૃહસ્થ મનુષ્યને થયાં જ કરે છે

મનુષ્ય માત્ર આ ઇચ્છા જ પુર્ણ થાય તેને માટે પોતે સઘળી ક્રિયા કરે છે. તે ધારે છે કે આ ઇચ્છેલી વસ્તુ મળવાથી તેને સુખ થશે હા, ને વસ્તુ મળતાં તેને ક્ષણિક આનંદનો અનુભવ થાય છે, પણ થોડા વખત પછી વળી તેથી સંતોષ ન થતાં બીજી વસ્તુ મેળવવા તે મથે છે આમ પોતે એક પછી એક અનેક પ્રકારની ઇચ્છાઓને પૂર્ણ કરવા પ્રયત્ન કર્યા કરે છે

આપણે જોઇએ છીએ કે મનુષ્યો સંસારમાં ધન કમાવા માટે કેટલાં વલખાં મારે છે ? પોતે આખો દિવસ વેપાર રોજગારમાં મંડ્યો રહે છે આમ છતાં પણ તેને સંતોષ થતો હોય તેવુ જણાતું નથી સંતોષ, સુખ અને આનંદ આપનારી વસ્તુ કોઈ જુદી જ છે, તે વસ્તુને પ્રાપ્ત કરવા માટે તે બિલકુલ ઉદ્યોગ કરતો નથી અને બીજે માર્ગે આખો જન્મારો વહ્યો જાય છે

મનુષ્યોએ નીતિને માર્ગે ગૃહસ્થાશ્રમમાં રહી ધન કમાવું જોઇએ, તે મુકી અનીતિને પંથે વળે છે ગૃહસ્થાશ્રમમાં મનુષ્યો સુખી થઈ શકે છે ગૃહસ્થાશ્રમનો પાયો બ્રહ્મચર્યાશ્રમ ઉપર છે. બાળપણમાં બ્રહ્મચર્ય પાળી ઉત્તમ વિદ્યા સંપાદન કરી હોય છે તો તે વડે તે ગૃહસ્થાશ્રમ સારી રીતે સાધી શકે છે

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થો છે તે ગૃહસ્થાશ્રમમાં રહી મનુષ્યે મેળવી લેવા ઘટે છે તે ચાર પુરુષાર્થમાં મુળ પાયો ધર્મ છે

ધર્મ માર્ગે ચાલવું. અને ધર્મયુક્ત પ્રયત્ન કરી અર્થ અને કામની સિદ્ધિ મેળવવી ગૃહસ્થાશ્રમમા અર્થ એટલે પૈસા વગર ચાલતું નથી ધન મેળવવું એ મનુષ્યના કર્તવ્યમાં આવી જાય છે, પણ તે ધર્મ માર્ગે મેળવવુ અધર્મથી ધન કમાવા પ્રયત્ન કરવો નહિ સસારમાં ધર્મ માર્ગે ચાલનાર જ સુખી થાય છે જે જે મનુષ્યો ધર્મનો ત્યાગ કરે છે તે તે દુખી થાય છે ઇશ્વર તેમનાથી દૂર રહે છે

ચાર પુરુષાર્થ સિદ્ધ ક ના માટે પ્રથમ ધર્મને સિદ્ધ કરવાની જરૂર છે, મનુષ્યે ધર્મને પ્રથમ સિદ્ધ કરવો ધર્મ માર્ગે ચાલી બીજા ત્રણુ પુરુષાર્થ સિદ્ધ કરવા ઘટે છે. અધર્મથી અર્થ સિદ્ધ કરવા પ્રયત્ન કરવો એ મનુષ્યને અધોગતિમા લઇ જનાર છે અર્થ સિદ્ધ કરવો એટલે ધન મેળવવા પ્રયત્ન કરવો. ગૃહસ્થાશ્રમમાં ધનની ડગલે ડગલે જરૂર પડે છે પણ ધન ધર્મ માર્ગે પ્રાપ્ત કરવુ આ પ્રમાણે ધર્મ અને અર્થ પ્રાપ્ત કર્યા પછી કામ નામનો ત્રીજો પુરુષાર્થ સિદ્ધ કરવાનો છે, કામ એટલે સ્ત્રીપુત્રાદિ વૈભવો મેળવવા. તે પણ ધર્મ માર્ગે મેળવવા, પરસ્ત્રી, પરદ્રવ્ય મેળવવાની ઇચ્છા ન રાખવી, કારણ તે મનુષ્યને ભ્રષ્ટ કર નારા છે, આ ત્રણુ પુરુષાર્થ મેળવી મોક્ષ મેળવવા માટે મનુષ્યે યત્ન કરવો

આ સસારમાં મોક્ષ મેળવવા માટે મનુષ્યનો જન્મ છે ધર્મથી અર્થ અને કામને સિદ્ધ કરવા એ તો ગૃહસ્થાશ્રમ માટે છે અર્થ અને કામ દેહને સુખ આપનાર છે, ત્યારે મોક્ષ એ દેહથી પર જે આત્મા તેનો સાક્ષાત્કાર કરાવનાર છે મનુષ્યને જ્યારે મોક્ષ મળે છે ત્યારેજ તેને ખરા સુખનો, ખરા આનંદનો અનુભવ થાય છે

મોક્ષ મેળવવા માટે આ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી સન્યસ્ત થવાની જરૂર નથી. ઉત્તરાવસ્થાએ તિવ્ર વૈરાગ્ય પ્રકટવા ભને જેને સન્યાસ લેવો હોય તે લઇ શકે છે પણ હાલ જેમ નાની વયમા ઘણા સાધુઓને ગખડતા આપણે જોઇએ છીએ તેમ નાની ઉમ્મરે સાધુ સંન્યાસી થવાની જરૂર નથી. આ સંસારના વિષયો એવા છે કે તેથી કંટાળી નાસી જવા ઇચ્છનારને તે વધુ ફસાવે છે અને આજકાલ સાધુ સન્યાસી જે જોવામાં આવે છે તે આવા સસારથી વિરક્ત થયેલા છતાં પણ સસારના પદાર્થોમાં ફસેલા જણાય છે.

સાચા સાધુ તો કોઇ વિરલ જ નજરે પડે છે નહિ તો આજકાલ નજરે પડતા સાધુઓ તો અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઇ રહેલા હોય છે ઘણાને ઘરમાં કલેશ થવાથી ઘણા સ્ત્રી ન મળવાથી, ઘણા ધન ન મળવાથી અને એવી જ રીતે કેટલાક આ સસારમાં રહી પોતાની ઇચ્છાને તૃપ્ત કરી શકવાનો કોઇ માર્ગ ન જડવાથી સાધુ થયા હોય છે તેમણે સસારનો ત્યાગ કર્યો હોય છે છતાં રાગદ્વેષ કે કામક્રોધાદિ શત્રુઓનો ત્યાગ કર્યો હોતો નથી, તેમને સસારની વાસનાઓએ દાસ બનાવી દીધેલા હોય છે

ઘેર ધન, સ્ત્રી, વૈભવ વિગેરે કશુ ન મળી શકે એમ જણાયાથી તે તે પદાર્થો મેળવવાની સૂક્ષ્મ વાસનાના પ્રેર્યા તે સાધુ થઇ મઠ વસાવે છે. પુત્રને બદલે ચેલા મૂડે છે, ઘરબારને બદલે જમીન સપાડે છે, ગુપ્તપણે સ્ત્રીઓની સેવાની પણ ઇચ્છા રાખે છે મનુષ્યોનો ત્યાગ કરવાને બદલે ગામની વચમા પડાવ નાખી રહે છે તેમને પણ ચેલા, તેના ચેલા, ગુરુ, દાદા ગુરુ, ગુરુ ભાઇ વિગેરે સબંધીઓ હોય છે. જે પૈસા આપે તે વ્હાલો શિષ્ય, જેના તરફથી કાંઇ આશા ન હોય તેના ઉપર દ્વેષ બળે. જો કોઇ કાંઇ

વસ્તુ લઇ લે તો તેના ઉપર ક્રોધ થાય, જો કોઇથી કાંઇ નુકશાન થાય તો ગુસ્સાનો પાર નહિ, બીજાની જમીનો પડાવી લેવાની, ઉત્પન્ન વધારવાની ખટપટો સંસારીઓ કરતાં પણ જબરી, અને આમ છતાં કહેવાય ત્યારે ત્યાગી.

આવા ત્યાગી જનોને મોક્ષ મળતો નથી, સુખનું ભાન થતું નથી પણ તે તો સંસારીઓ કરતાં પણ નીચ ગતિને પ્રાપ્ત કરે છે

સુખ મેળવવા માટે આવા ત્યાગની જરૂર નથી. ગૃહસ્થાશ્રમમાં રહી જનકવિદેહી, યાજ્ઞવલ્ક્ય વિગેરે પૂર્વે ઘણા વિદેહમુક્ત થઇ ગયા છે ત્યાગ સંસારનો કરવાનો હોય છે, એટલે નહિ કે ઘરબાર, સ્ત્રી પુત્રાદિનો એ તો યોગ્ય વૈરાગ્ય પ્રાપ્ત થાય, ઉત્તરાવસ્થા આવે ત્યારે, અને તે ત્યાગ લીધા પછી પાછા મઠ વસાવવાના ન હોય. એ તો કોઇ નદી કિનારે કે તીર્થ સ્થળે ઇષ્ટાનુસંધાન કરવા માટે હોય

મોક્ષ મેળવવા માટે કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ મુખ્ય માર્ગો શાસ્ત્રે પ્રતિપાદન કર્યા છે કર્મ માર્ગમાં મનુષ્યે પ્રયત્ન કરવાની અગત્ય રહે છે નિત્ય નૈમિત્યક કર્મ કરવાં, યજ્ઞ યાગાદિ સત્કર્મો સેવવા, સધ્યાવંદન કરવા, યોગક્રિયા સાધવી, એ બધાં કર્મ મોક્ષ ફળને આપનાર છે, બીજો માર્ગ ઉપાસના અર્થાત ભક્તિનો છે ભક્તિથી ઇશ્વરને પ્રસન્ન કરવા માટે ઇશ્વરપ્રતિ અનન્ય પ્રેમ રાખવો, તેમના જ ગુણાનુવાદ ગાવા પ્રભુનુજ અખંડ ચિંતન કરવુ એ ભક્તિ માર્ગ છે અને ત્રીજો માર્ગ જ્ઞાનનો છે,

જ્ઞાન માર્ગમાં હું ઇશ્વર છુ **"અહંબ્રહ્માસ્મિ"** વિગેરે વેદવાક્યો અનુસાર તત્ત્વ વિચારથી ઇશ્વરસ્વરૂપનુ ચિંતન કરી ઇશ્વરાકાર વૃત્તિઓ રાખવી પડે છે, આ માર્ગ સહેલો જણાવા છતાં કઠણ છે આ માર્ગે સર્વનો અધિકાર નથી તે અધિકાર મેળવવા માટે કેટલાક સાધનો સાધવાં પડે છે, એમ મોંઢે બોલીએ કે "હું બ્રહ્મ છું, અમે આત્મ બળથી અમુક કરી શકીશુ" તેથી કાંઇ વળે તેવુ નથી જે લોકો એમ કહે છે કે "અમે આત્મ બળથી આમ કરીશુ, તેમને આત્મબળ મેળવવાના રસ્તાનુ જ ભાન હોતું નથી તેમનો મૂળ પાયો ધર્મ તે તો તેમણે પાળવો હોતો નથી ધર્મના એક એક અંગનો ભંગ કરી આત્મબળ મેળવવા ઇચ્છનાર કાંઇ પણ સિદ્ધ ન કરતાં પોતે ખાડામાં પડે છે અને અન્યને ખાડામાં પાડે છે

આત્મબળથી સર્વ પ્રાપ્ત થાય છે એ વાત સાચી, પણ જો આત્મબળ મળ્યું હોય છે તો, વાતો કર્યા કરવાથી ને ઢેડનુ ખાવા પીવાથી કાંઇ આત્મબળ મળે નહિ આ માર્ગે અધિકાર વગરના માણસો વળે છે ત્યારે તે ભ્રષ્ટ થાય છે જીવ અને શિવ એ બે જુદા નથી પણ એક છે અજ્ઞાનથી શિવ એ જીવરૂપે જણાય છે આ શરીર એ જડ અને નાશવંત છે શરીરથી આત્મા જુદો છે, અને એ આત્મા એ જ મનુષ્યનુ વાસ્તવ સ્વરૂપ છે એ આત્મા સત્ ચિત્ અને આનંદરૂપ છે, તે હુ છુ એવી ભાવના કરવી, એવું ચિંતન કરવુ આ શરીરને હું માનવાનો ઘણા કાળનો અભ્યાસ હોવાથી, હું અમુક છું એવુભાન થાય છે એ ખોટુ છે, પણ હું જ આત્મા છુ હું જ ઇશ્વર છુ, હું જ બ્રહ્મ છુ એવુ ચિંતન કરવુ એ આ આત્મજ્ઞાનનો ત્રીજો માર્ગ છે

વગર અધિકારે આ માર્ગે વળનાર ભ્રષ્ટ થાય છે બ્રહ્મવિદ્યા ગોપ્ય છે, અને તેથી જ તેનો અધિકારી વગરના આગળ ઉપદેશ ન કરવો એવુ શાસ્ત્રનુ વિધાન છે આથી વેદ જાણવાનો બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય સિવાય બીજાને અધિકાર નથી એવુ શાસ્ત્રમાં

લખેલુ છે તેને હાલના ધર્મભ્રષ્ટ થયેલા કેટલાક માણસો બ્રાહ્મણોએ એવુ નકામુ લખી માર્યું છે અને બીજાને ઠગવા ગણવામા ધૃષ્ટતા વાપરી છે એમ કહે છે

જેમ તલવાર મનુષ્યનું રક્ષણ કરી શકે છે તેમ ભક્ષણ પણ કરી શકે છે, તલવાર ઝાલવાનો અધીકાર મોટી ઉમ્મરવાને જ છે બાળકોને જો તે ઉત્તમમા ઉત્તમ તલવાર આપવામા આવે તો તેથી તેને લાભ થતો નથી પણ નુકશાન જ થાય છે, તેમ બ્રહ્મવિદ્યા પણ અધિકાર વગરના આગળ ગુપ્ત રાખવાનુ શાસ્ત્રે વિધાન કરેલું છે

એથી શુ અનર્થ થવા પામે છે તે નીચેના દૃષ્ટાંતથી સમજાશે

એક ગુરૂ પોતાના શિષ્યોને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપતા હતા સર્વને કહેતા કે તમે બ્રહ્મરૂપ છો, આત્મા નિરજન નિરાકાર છે, પાપપુણ્ય આત્માને નથી કર્ત્તા ભોક્તા આત્મા નથી એ સર્વ શરીરનાં કર્મો છે, શરીરથી આત્મા ભિન્ન છે એ આત્મા એ તમારૂ વાસ્તવ સ્વરૂપ છે, તમે આત્મચિંતન કરો, તે આત્માને તમારા પોતામા શોધવા યત્ન કરો

શિષ્યોએ આ કથા સાભળી દરેક પોતે આત્મા છીએ એમ માનવા માડ્યુ, હવે આ વિદ્યા માટે જે સાધનો સાધવા જોઈએ તે સાધ્યા વિના ' અમે તો બ્રહ્મ છીએ" એમ માનવા લાગ્યા તેમા કેટલાક ભકતો પણ આ વાર્તા જાણી ઘેર જઇ અમે આત્મા છીએ' એમ માની વ્યવહારમા ગમે તેમ વર્ત્તવા લાગ્યા

એક શિષ્ય પોતાને ઘેર ગયો, તે માનવા લાગ્યો કે ' હુ તો બ્રહ્મ છુ " શ્રુતિ કહે છે કે **तत्त्वमसि**, તે તું છે, હા ખરેખર, હુજ આત્મા છુ આ શરીર એ તો જડ છે. આત્માને કાઇ શરીરનાં કરેલાં કર્મો ભોગવવાનાં નથી, પાપપુણ્ય કશુ આત્માને લાગતુ વળગતું નથી, સસારમાં પડી તેણે દ્રવ્ય કમાવા માટે પ્રયત્ન કરવા માડ્યો તેમાં પોતે આત્મા છે અને બીજા પણ આત્મા છે, એટલે સર્વ એક ગણાય બીજાનુ ધન તે પોતાનુ જ ધન છે એમ માની છળ પ્રપચ કરતાં અચકાયો નહિ, અન્યનુ દ્રવ્ય ચોરીથી પણ લેવા ચુકતો નહી

સત્સગનુ મહાત્મ્ય તેને સમજાયું નહોતું, તે તો કહેતો કે પાપપુણ્ય આપણને નથી, ઢેડ, ભગી ચમાર બ્રાહ્મણ સર્વ આત્મા છે ઢેડ ભગીને અડવાથી કે તેમનુ ખાવાથી દોષ નથી, એમ માની તેણે ઢેડવાડામાં ઘર રાખ્યુ. ઢેડ ભગીની સોબત થવાથી તેમના નીચા ગુણ તેનામાં આવ્યા, તેમનુ ખા ા પણ તે ચુકતો નહિ, કોઈની વસ્તુ લેવી તેતો તેને મન સહજ, કોઈની પાસે કાંઈ લે, ઉછીનુ લે તે પણ તેને પાછુ ન આપે, કારણ કે તે અને પોતે તો એક આત્મા જ છીએ, પછી પાછુ આપવાની શી વાત

તેણે ઇંદ્રિયોનો જય કર્યો નહોતો. ઇંદ્રિયોનો જય કર્યા વિના આત્માનુ જ્ઞાન થતું નથી. એમ માની બેસવુ કે હું ' આત્મા છુ ' એથી કાંઇ આત્મજ્ઞાન થઇ શકતું નથી પુસ્તકો વાચી આત્મા થઇ બેસનારા, આત્મબળથી અમે આમ કરીશુ એમ કહેનારાથી આત્મા થઇ શકાતુ નથી, તેતો બિચારા ધર્મભ્રષ્ટ થાય છે

આ શિષ્ય પણ અત્યાચારી થઇ ગયો, ગમે તેનું ખાવુ પીવુ તેમા તેને દોષ ન જણાયો. કહ્યું છે કે જેવુ અન્ન તેવા ઓડકાર, અને જેવી સોબત તેવી અસર આ ભાઇનામા પણ ધીમે ધીમે ઢેડ ભગીના ગુણ આવવા લાગ્યા પાપ કર્મ કરતા તે બ્હીતો નહિ. પરસ્ત્રી જોઇ તેને મોહ થતો દુરાચાર સેવવામા આત્માને બાધ નથી એમ માનતો

તેમજ તેના ઉપદેશથી કેટલીક પતિનો ત્યાગ કરી વઠી ગયેતી સ્ત્રીઓ પણ તેની સાથે દુરાચારમાં જોડાવા તૈયાર થઇ આમ વગર સાધન સાધ્યે ઇંદ્રિયોનો જય કર્યા વગર આત્મા થઇ બેસનારે ન કરવાનાં કામ કરવા માંડ્યાં. તેની નાતે તેને ન્યાત બહાર મુક્યો, એટલે નાતને વગોવવા લાગ્યો, તેને ઢેડની સ્ત્રીને પરણવાનો વિચાર થયો, પણ ઢેડની નાતવાળા કાંઇ તેને સ્ત્રી આપે? એટને બિચારો કુવારો તો રહ્યો પણ અધર્મ માર્ગે વ્હેવા લાગ્યો અને અંતે પૈસાની બહુ તાણ પડતાં ચોરી કરતાં શિખ્યો, અને ચોરીના કૃત્ય માટે જેલમાં ગયો

વગર સમજ્યે સાધન સાધ્યા વગર, ચિત્તની શુદ્ધિ થયા વગર આત્મા થઇ બેસનારની આવી વ્હલે થઇ જાય છે, તે ભ્રષ્ટ થાય છે અને બીજાને ભ્રષ્ટ કરે છે માટે આ ત્રીજા માર્ગ પહેલા બે માર્ગ સાધ્યા પછી સધાય છે

દરેક માર્ગના પ્રકાર હોય છે, કર્મ માર્ગમા વર્ણાશ્રમધર્મનો ત્યાગ કરવાને કહ્યું નથી, સત્સંગ, સદાચાર, નીતિ, શુદ્ધિ વિગેરે પાળવાનું છે દાન, દયા, તપ, વિગેરે ગુણો ધારણ કરવાના છે યોગ માર્ગમાં–યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધી એ આઠ અંગ પ્રથમ સિદ્ધ કરવાનાં છે, એ અંગો સિદ્ધ કર્યા વગર યોગ સાધનાર રોમનો ભોગ થઇ પડે છે. તેમા યમમા–સત્ય, અહિંસા, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ અંગો સિદ્ધ થવાં જોઇએ તે પછી નિયમ અને તે પછી બીજાં અંગો સિદ્ધ કરવાનાં હોય છે.

તેવીજ રીતે ઉપાસનામા પણ શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસત્વ, સખ્યત્વ, આત્મનિવેદન એ નવ પ્રકારની ભક્તિ છે આ ભક્તિમાર્ગ રહેલો છે ઇશ્વરના નામનુ શ્રવણ કરવું ભજન ગાવાં, તેમના ગુણનુ ચિંતન કરવું, તેમને સ્નાનાદિ કરી વંદન કરવુ, તેમના દાસ થઇ રહેવુ, આ સિદ્ધ થયા પછી તેમના સખાતુલ્ય થવુ અને પછી તે મય થઇ જવુ એ ભક્તિના પ્રકાર છે

કર્મ અને ભક્તિથી ચિત્તની શુદ્ધિ થાય છે, ચિત્તની શુદ્ધિ થયા પછી જ આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે

એ જ પ્રકારે આત્મજ્ઞાનમા પણ વિવેક, વિરાગ, ષડ્સંપત્તિ (શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન) અને મુમુક્ષુતા, એ સાધનો સિદ્ધ કર્યા પછી આત્મજ્ઞાન શ્રવણ કરવાનો અધિકાર આવે છે, તે શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવાથી આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય છે પ્રથમ નિત્યાનિત્ય વિવેક સિદ્ધ થયા પછી અનિત્ય એવા જગત ઉપર વિરાગ ઉત્પન્ન થાય છે અને નિત્ય એવા આત્મા પ્રતિ પ્રેમ ઉત્પન્ન થાય છે, તે પછી ષટ સંપત્તિ પ્રાપ્ત થાય છે, તે પછી મોક્ષની ઇચ્છા પ્રકટ થાય છે તે મુમુક્ષુતા ગાયણ છે

એ સબંધમાં વિસ્તારથી ઇશ્વરેચ્છા તો હવે પછી પ્રતિપાદન થશે એમ વાતો કર્યા કરવાથી કાંઇ આત્મજ્ઞાન પ્રાપ્ત ન થાય જેને ગુરુ ઉપર શ્રદ્ધા નથી, શાસ્ત્રો ખરાં ખોટાં જણાય છે, શાસ્ત્રોમાં લખેલી વાત જુદી છે એમ મનાય છે પોતે માને એજ ધર્મ એમ માની બેસે છે તે આત્મજ્ઞાન કેવી રીતે મેળવી શકે?

આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા માટે તો સત્શાસ્ત્રોના સિદ્ધાંતોનુ સદ્ગુરુ પાસે શ્રવણ, મનન કરવુ પડે છે, સદ્ગુરુ ઉપર શ્રદ્ધા રાખવી જોઇએ. નિશાળની સામાન્ય વિદ્યા પણ ગુરુ

વગર શીખી શકાતી નથી તો પછી આત્મજ્ઞાન જેવી વિદ્યા સદ્ગુરૂને પ્રાપ્ત કર્યા વગર માત્ર પાનાં પુસ્તકો વાંચ્યાથી શી રીતે સિદ્ધ થઈ શકે ? અને આત્મવિદ્યા વગર સુખ કે આનંદ શી રીતે મળી શકે ? અત્યારે ધર્મભ્રષ્ટ થવાનો ઉપદેશ અપાય છે ધર્મ તો મનુષ્યને પાપમાંથી ઉગારનાર છે, પુણ્યને રસ્તે સ્થાપનાર છે, અને ઉત્તમ પ્રકારે ગૃહસ્થાશ્રમને સિદ્ધ કરાવી, આત્મજ્ઞાન સુધીની પ્રાપ્તિ કરાવનારછે મનુષ્યને ઉચ્ચી સ્થિતિમાં ચાવનાર મુખ્ય એ ધર્મ છે એ ધર્મને પાયામાંથી ઉખેડી નાંખવાનો પ્રયત્ન થાય છે લોકોને ધર્મનો ત્યાગકરી સ્વચ્છંદાચરણી બનાવવા યત્ન થાય છે અને પછી સુખની આશા રખાય છે તે શી રીતે બને ? સુખ તો ક્યારે મળે કે જ્યારે ધર્મને ધારણ કરી સત્સંગ સેવે, સદાચરણે આચરે, શુભ વિચારનું સેવન કરે, ઇંદ્રિયોને વશ કરી આત્મજ્ઞાન પ્રાપ્ત કરે, આત્મજ્ઞાન પ્રાપ્ત થય ત્યારે જ આત્મબળ પ્રકટે અને ત્યારે જ સર્વોત્તમ સુખ અને આનંદના મનુષ્યો અધિકારી બને તમારે જો સુખ મેળવવું હોય તો ધર્મનિષ્ઠ બનજો, અને ધર્મ માર્ગે જ તમારો વ્યવહાર સાધતાં આત્મજ્ઞાની થવા યત્ન આદરજો

---

॥ ॐ શ્રી ॥

# ॥ षोडसी कळा. ॥

( લે૦ શ્રીયુત ઈશ્વરભાઈ જીવાભાઈ પટેલ )

પ્રકૃતિના સબંધથી થયેલી અજ્ઞાનતાને લીધે તથા અજ્ઞાની જનોના સેવનથી-સગથી-જીવ નાસવત-એવાં હજારો-અને કરોડો શરીરોને ધારણ કરે છે.

એમ ચૈતન્ય-કળાની સાથે અજ્ઞાન જોડાવાથી જીવ, દેવતા, મનુષ્યો અને અંતરીક્ષમાં ઉડનારાં પ્રાણીઓ નાશ પામનારી હજારો યોનિઓમા જન્મે છે

જેમ ચંદ્રમાની હજારો-વાર વૃદ્ધિ અને હજારો વાર ક્ષય થાય છે-એમજ અજ્ઞાની જીવ પણ અજ્ઞાનને લીધે હજારોવાર જન્મે છે ને હજારો વાર મરણ પામે છે

ચંદ્રમાની બધી મળીને સોળ કળાઓ છે સોળમી કળા જે અદ્રશ્યરૂપે રહે છે અને જે સૂક્ષ્મ-દ્રષ્ટિવાળાને શુક્લ પ્રતિપદાને દિવસે દેખાય છે તે નિત્યની અને અવિનાશી કળા છે-ચંદ્રની કળાની પેઠે જીવને પણ સોળ કળા છે, એમાંની પંદર કળા ( ચૈતન્યાભાસ-યુક્ત-પ્રકૃતિ-પંચ જ્ઞાનેન્દ્રિય, પંચ કર્મેન્દ્રિય-અંત:કરણ ચતુષ્ટય-અને એક પ્રાણ એ રીતે પંદર કળા-વધઘટતા થનારી છે પણ સોળમી કળા જે ચિદાત્મારૂપે-શુદ્ધ કળા છે તે અતિ સૂક્ષ્મ છે અને તે અવિનાશી કળા છે

અજ્ઞાની જીવ ઉપર કહેલી પંદરકળામા પુન પુન નિત્ય જન્મ ધર્યા કરે છે-અને તેનું કારણ એજ કે—મુળ તત્વો, ચિદાત્મારૂપ સોળમી કળાની સાથે જોડાય છે અને તેને લીધે જીવ વારવાર જન્મ ધારણ કરે છે એ સોળમી કળાં શુદ્ધ ચૈતન્ય રૂપ છે ત ( સોળ ) મે નામે પ્રખ્યાત છે વળી તે કળા સનાતન ને અવિકારી છે ઇન્દ્રિયો-તે કળાનુ પાલન કરતી નથી પરંતુ તે-કળા ઇન્દ્રિયોને સ્ફુર્ત્તિ પ્રદાન કરીને તેઓનુ રક્ષણ કરે છે આ સોળ કળા ( તત્વ ) પ્રાણીઓને જન્મ આપવાના કારણ રૂપ છે તેથી પ્રાણીઓ તેની સહાયતા વગર કોઈ પણ રીતે જન્મ ગ્રહણ કરી શકતાં નથી. એ સોળ કળાને જ પ્રકૃતિ કહે છે

જીવનો પ્રકૃતિ સાથે-જોડાવા । સ ભવનો જે નાશ તેને વિદ્વાનો મુક્તિ કહે છે

જે આત્મા પુરૂષ એ શોળ કળા ઉપર અર્થાત્ અવ્યક્ત નામધારી-પ્રાકૃત દેહની ઉપર મમતા કરે છે-તેને વિમળ વિશુદ્ધ અને ચૈતન્ય રૂપ પચીશ યા મહાન આત્માનુ જ્ઞાન થતું નથી અને તે સબધી અજ્ઞાનને લીધે જીવ દેહને વિષે વારવાર જન્મ ધર્યા કરે છે પરતુ તેમાંથી છુટી શકતો નથી

આત્મા તો સગ રહીત અને શુદ્ધ છે એ ન જાણવાથી અને શુદ્ધ તત્વનો અશુદ્ધ તત્વની સાથે સગ થવાથી અને તેનો આશ્રય કરવાથી શુદ્ધ જીવાત્મા અશુદ્ધ બને છે

જીવાત્મા સગ રહીત અને શુદ્ધ સ્વરૂપ જ છે છતા આ દેહ મારો છે, હુ દેહરૂપ છુ આ રીતે મનમાં અસત્યનો આગ્રહ કરવાથી અશુદ્ધ થાય છે અને ( મુળથી જ ) જ્ઞાની હોવા છતાં પણ અજ્ઞાનનુ સેવન કરવાથી અજ્ઞાની થાય છે તેમજ જીવાત્માને કાઈ પણ રીતના ભ્રમથી રહિત જાણવો જે ત્રિગુણ વાળી પ્રકૃતિના સબધથી ત્રણ ગુણવાલો થાય છે

જે મનુષ્ય શાસ્ત્ર ભણ્યો હોય- પરતુ તેના અર્થને—મર્મને—રહસ્યને જાણે નહી તો તે ગ્રથના ભારને જ વહન કરનાર છે

જ્યારે પુરૂષ રજ્જુ અને સર્પની પેઠે ભ્રમાત્ય પચીસ તત્વનુ અન્વેષણ કરવાનો આરભ કરે છે ત્યારે તેને છવીશમા તત્વનુ જ્ઞાન થાય છે

આત્માના એકપણા અભેદત્વ વિષેનુ જે જ્ઞાન છે તે શાસ્ત્રાનુસાર છે-પચીશ તત્વથી પર એવા છવીશમા તત્વને અજન્મા કહે છે.

હવે યોગ સબધમાં-ધ્યાન એ યોગીનુ અવશ્ય કર્મ છે-ધ્યાન એ યોગીનુ પરમ તપ છે, યોગવિદ્યા જાણનારા યોગીઓ ધ્યાનના બે પ્રકાર કહે છે

મનની એકાગ્રતા એ એક પ્રકાર અને પ્રાણાયામ અથવા ભાવના અને પ્રણિધાન-એ બીજો પ્રકાર, આ રીતે બે પ્રકારના ધ્યાન છે.

પ્રાણાયામ એ સગુણ ધ્યાન છે અને મનની એકાગ્રતા એ નિર્ગુણ ધ્યાન છે

શૌચ, સ્નાન, ભોજન એમા જતો સમય બાદ કરી બાકીના સર્વ સમયમાં સાવધાન થઇને યોગ સાધવો

મનદ્વારા ઇન્દ્રિયોને વિષયોમાંથી પાછી ખેચી લેવી અને પવિત્ર થઇ રહેવુ. વિદ્વાનો જેને અજર અમર કહે છે એવા આત્માને યોગીશમા તત્વથી પર એવા છવીશમા-પરમાત્માની પાસે મોકલવામાટે બાવીશ પ્રકારની ચોદનાઓથી—પ્રેરણાઓથી પ્રેરવો પ્રેરણાઓથી પ્રેરે-પ્રાણવાયુની ધારણાથી, આત્માનુ નિત્ય જ્ઞાન થાય છે આતો નિસશય છે કે જે પુરૂષનુ મન કામાદિક વિષયોથી પરાભવ પામેલુ હોતુ નથી. તેજ પુરૂષ આ યોગ સાધના કરી શકે છે પરતુ કામાદિક વિષયોથી જેનું મન પરાભવ પામ્યુ છે એવા પુરૂષો યોગ સાધી શકતા નથી

યોગીએ સર્વ પ્રકારના અસારના વિષયોના સગોનો ત્યાગ કરવો હલકો જીવન પુરતો આહાર કરવો, ઇન્દ્રિયોને વશ રાખવી, અને પ્રથમ રાત્રીએ તથા પાછલી રાત્રીએ આત્માને વિષે મનની એકાગ્રતા કરવી, મન વડે ઇન્દ્રિયોના સમુદાયને સ્થિર કર્યા પછી અને બુદ્ધિથી મનને વશ કર્યા પછી નિશ્ચલ થઇ રહેવુ પર્વતની પેઠે નિશ્ચળ રહે ત્યારે કાનથી સાંભળતો નથી, નાસિકાથી સુઘતો નથી જીભથી રસનો સ્વાદ લેતો નથી, નેત્રથી જોતો નથી, ત્વચાથી

સ્પર્શ કરતો નથી મનથી સકલ્પ કરતો નથી, તેમજ કાષ્ટવત સ્થિરપણે કોઇ વસ્તુ જાણવાનો પ્રયત્ન કરતો નથી, કોઇ વસ્તુ પર અભિમાન કરતો નથી, ત્યારે જ એ શુદ્ધ સ્વરૂપને પામનાર યોગી છે પવન વિનાના પ્રદેશમાં દીપક પણ સ્થિર હોય છે તે સમયે તેના પ્રાણનું ઉર્ધ્વ અથવા તો તીરછુ ગમન થતુ નથી પણ બ્રહ્મ–પરમપુરુષ–પરમાત્મામાં તેના પ્રાણનો લય થાય છે

હૃદયમા રહેલા જાણના યોગ છતા જે જ્ઞાન સ્વરૂપ છે એવો અતરાત્મા જ્યારે " હું બ્રહ્મ છુ " આ પ્રમાણે કહે છે ત્યારે જ તેને અનુભવપૂર્વક આત્મદર્શન થાય છે જે સમયે પરમાત્માના દર્શન થાય છે તે સમયે યોગીના હૃદયમાં ધુમાડાથી રહિત અગ્નિના તેજની પેઠે અથવા કિરણવાળા સુર્યની પેઠે અથવા આકાશમાં રહેલા વિજળીના અગ્નિની પેઠે આત્માનો પ્રકાશ થાય છે, એ પરમાત્મા સુક્ષ્મથી સુક્ષ્મ અને મહાન્થી મહાન અચળ અને સર્વ પ્રાણી માત્રના હૃદયમાં બિરાજી રહેલા છે

અઢાર સ્થાનોમાં વાયુનુ પ્રત્યાહરણ કરવાનુ છે એ વિષયમાં–મર્મસ્થાન અઢાર છે. તેમાં વાયુને ધારણ કરવો–અને પછી એક એક સ્થાનમાંથી તેને બીજા બીજા સ્થાનમાં લઇ જવો આને પ્રત્યાહાર કહે છે

પ્રેરણાના બાવીશ પ્રકાર આ પ્રમાણે છે —

(૧) નાશીકા પુટ વડે વાયુનું આકર્ષણ કરીને અગુઠાથી–લઇને ઠેઠ મસ્તક સુધી સર્વ શરીરમાં જેમ ઘડામાં વાયુને ભરે તેમ વાયુને ભરી દેવો ને પ્રાણાયામ અથવા કુંભક પ્રકારે, મસ્તક વિષે વાયુ પૂર્ણ ધારણ કરવો તે પ્રાણાયામ

(૨) તે પછી એ વાયુને બ્રહ્મરંધ્રમાંથી લલાટમાં લઇ જવો.

(૩) લલાટમાંથી એ વાયુને આકર્ષિ બે ભ્રકુટીની વચ્ચે લઇ જવો

(૪) ભ્રકુટીની વચ્ચેથી નેત્રમાં (૫) અને નેત્રમાંથી નાશીકાના મુળમાં લઇ જઇ રોકવો.

(૬) પછી નાશીકાના મુળમાંથી જીભના મૂળમાં.

(૭) જીભના મુળમાંથી–કંઠના મધ્યમાં (કંઠ કુપમાં) (૮) કંઠના ખાડામાથી–હૃદયમાં (૯) હૃદયમાંથી નાભીના મધ્ય પ્રદેશમાં(૧૦)ત્યાંથી ઉપસ્થમાં(૧૧)ઉપસ્થમાંથી જઠરમાં(૧૨) જઠરમાથી ગુદામાં (૧૩) ગુદામાંથી ઉરૂના મળમાં (૧૪) ઉરૂના મુળમાથી ગુટણમાં (૧૫) ગુટણમાંથી ચિતિના મુળમાં (૧૬) ચિતિના મુળમાંથી જાગના મધ્ય ભાગમાં (૧૭) જાગના મધ્યભાગમાં વાયુને લાવીને ત્યાં રોકવો ને ત્યાથી ઘુટીમાં લઇ જવો અને છેવટે (૧૮) ઘુટીમાંથી પગના અગુઠામાથી લઇ જઇ બે પગમાં વાયુને લઇ જઇને રૂધી રાખવો.

આ રીતે જે પુરૂષ એક સ્થાનમાથી બીજા સ્થાનમા વાયુને ખેચી જાય છે, અને ત્યાં તેને રોકે છે, તેનો આત્મા સર્વ પાપમાંથી મુક્ત થઇને શુદ્ધ થાય છે અને ચદ્ર તથા તારાઓ રહે છે ત્યાં સુધી એ પ્રકારે પ્રાણાયામ કરનારાઓ પુરૂષ જીવે છે અર્થાત યોગીઓ નાશ વિશ્વના નાશ સાથે સબધ રાખે છે સર્વ પ્રત્યાહારોમાં આ શ્રેષ્ટ છે.

આ અઢાર પ્રત્યાહારને નોદના–પ્રેરણા અથવા યોગીની પ્રાણાયામની સંજ્ઞા અને તે ઉપરાંત (૧૯) ધ્યાન (૨૦) ધારણા (૨૧) સમાધિ નામની ત્રણ ધારણા છે,

(૨૨) બાવીશમી સતતુરાગના ખ્યાતિ નામની પ્રેરણા છે, આ બાવીશ પ્રેરણા-ઓથી પ્રેરાયેલો જીવનદી સમુદ્રના મળવાવાળી છે, અર્થાત નદી જેમ સમુદ્રમાં પ્રવેશ કરી ને એક રૂપ અદ્વિતિયપણાને પામે છે તેમ જીવ ચિદાત્મામાં પ્રવેશ કરે છે જેને

વિશેષ નિવાસ કરે છે અર્થાત્ દુષ્પણુનો ત્યાગ તેમજ સ્ત્રી આદિ વિષયનો ત્યાગ કરવો અર્થાત રજ્જુસર્પની માફક ઉત્તર ઉત્તરના કાર્યનો પુર્વ પુર્વના કર્મોમાં લય કરવાથી જીવને આત્માનો સાક્ષાત્કાર થાય છે

## प्रोत्साहक मंत्रो.

[ લે. રા. ભુવનરાય શુક્લ ]

જે માણસ એમ ધારે છે કે એને પોતાને સારી તક-સારો યોગ મળતા નથી તે માણસને સારી તક કે સારો યોગ મળતાં જ નથી એમ કંઇ નથી, કિંતુ વાત એમ છે કે એ માણસ અશ્રદ્ધાળુ અને પ્રમાદી હોવાથી પોતાને મળતી તક-પોતાને મળતા યોગને પોતે જાતે જ નષ્ટ કરી નાખે છે, એળે જવા દે છે, અને પછી બળગાટ ફફડાટ કરે છે એ માણસ જાતે પોતે જ અનવધાનો માર્ગી બને છે, પોતાનાં અંગ પ્રત્યંગને ધીરતા અસ્થિરતાની સાંકળોથી જકડાવી દે છે, પોતાની જાત પર અશ્રદ્ધા અને નિરાશાનો અસહ્ય બોજો લાદી પોતે દબાઇ જાય છે, પોતે જાતે જ આહ્વાનપત્રની રજ મરડી નાખે છે, પોતે જાતે જ પોતાના કાનમાં દાટા મારે છે અને પછી જ્યારે ભાગ્ય દેવી ખુદ ચાલીચલાવી એને બોલાવવા આવે છે ત્યારે એ એને દેખી શકતો નથી, સાંભળી શકતો નથી, સામે જઇ શકતો નથી કોનો વાંક? સુયોગને સત્કારતાં પોતાને આવડતું નથી સુન્દર તકને ઝીલી લેતાં પોતાને આવડતું નથી. તો પછી અન્ય પર ઉખડી જવામાં ખીજાવા ચીડાઇ જવામાં શો અર્થ, શો સાર? લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે કપાળ ધોવા જનારને શું કહેવું?

જીવન એ તો કોઇ ચમત્કારી ઉત્કારક અજબ ચીજ છે, એ હંમેશાં કાળની ધરી પર ચક્રગતિએ ફર્યા જ કરે છે પ્રતિદિન વિશ્વમાં ગોચરઅગોચર એવું કંઇ ને કંઇ પરિવર્તન થયે જ જાય છે અને આ પરિવર્તન ભવિષ્યને માટે નવનવા કર્મપ્રદેશ આપવા માટે તૈયાર કરી રાખે છે, વિવિધ દિશાઓના દરવાજા એક પછી એક ખોલે જાય છે નિરંતર દૃષ્ટિકોણ બદલાયાં કરે છે, જે રાજમાર્ગ હોય છે તે ગલીકુચી થઇ જાય છે અને ગલીકુચી હોય છે તે રાજમાર્ગ થઇ જાય છે આવા જમાનામાં નિડર આશાવાદી, ઉત્સાહી, ખંતીલા અને નિખાલસ માણસને તો સર્વદા વિપાસ રચન મળી શકે છે

આજ જયાં જુઓ ત્યાં કર્તવ્યમાર્ગ મોકળા છે જાપાનથી તે પીરુ સુધીના ભાગામાં વ્હેપારીના વ્હેપાર માટે વ્હોળું ક્ષેત્ર છે સૈબિરિઆથી સિલોન સુધીમાં કારીગરની કારીગીરી માટે પુષ્કળ પ્રદેશ છે મધનો દીકરો જીવે ત્યાં સુધી શીખી શકે એમ છે ચિત્રશાસ્ત્રી ભવનના ઘાટ ઘડી શકે એમ છે, ભાગફોડ કરી શકે એમ છે અને એ દ્વારા જગતનો શ્રમ ઓછો કરી શકે છે, શ્રમ બચાવી શકે છે, સમય વધારી શકે છે શોધખોળ કરવા માગતા સાહસિક જણાઓને માટે ઉતરધ્રુવથી તે દક્ષિણધ્રુવના મેદાન છે ધારે તો આ દેશોમાં નવા ઉદ્યમ ખીલવી શકાય એમ છે તેઓએ કીધે માત્ર નિર્મળ વૃત્તિ, સાફ વાનત ઉમંગ અને ખંત. રસાયણશાસ્ત્રીઓને માટે અસંખ્ય પ્રયોગશાળાઓ પડી છે, જ્યાં શોધખોળ અને અખતરાઓની ચતોથી પ્રકૃતિના તાળામાં પુરાયલાં રહસ્ય ખોળી શકાય એમ છે અને એમ કરીને કળા, વિજ્ઞાન તથા વાણિજ્યમાં અપૂર્વ અને અદ્ભુત વૃદ્ધિ, સૃષ્ટિ તથા પરિપૂર્ણતા કરી શકાય છે.

આજે ખેડુત હોય પણ હલાવે તો અનાજ અને ધાર્યાથી મેળવી શકે એમ છે ખેડાણુયોગ્ય જમીનમાં જ્હાણું વાપે વધારો થતો જ જાય છે, જો તારે લાભ લેવો જ હોય તો તું ખુશીથી લઇ શકે એમ છે જે જગા પ્હેલા વૃક્ષ અને ઉજ્જડ ભૂમિ મનાતી તે આજ ફળદ્રુપ અને વસ્તીવાળી બની ગઈ છે. નિર્જન પ્રદેશોમા વસાહતો થઇ છે, જ્યાં ઝાંખરા જ ઉગતા ત્યાં ધાન્ય લણાય છે, જ્યા હિંસક પ્રાણીઓ વસતાં ત્યા કારખાનાના ધુમાડા નીકળે છે. જંગલોમા અને પહાડો પર પણ રેલવેના પાટા નખાઇ ગયા છે, તારના થાંભલા દટાઇ ગયા છે. અત્યારનાજ દશકામાં એટલી બધી સુંદર તકો આવી ગઇ છે, સુયોગો પ્રાપ્ત થઇ ચુક્યા છે કે જો એનો લાભ લીધો હોત તો દુનિઆનું ભાગ્યચક્ર ફરી ગયુ હોત તકની તંગી છે યોગનો અભાવ છે એવુ જો હવે તું કહેતો હોય તો એ નભરી નહિ તારી ફરિયાદ સાવ ખોટી છે અમે એ સાંભળનાર નથી

ઉપદેશ્વરનું સાંભળી લેજે કે આજની ફળદાયક ફરફારીના જમાનામાં પણ પોતાની દશા તેજ ન સુધારી શકે કે જે અપાત્ર હોય, આળસુ હોય, અધીરો અધુરો અને ઉતાવળીઓ હોય

ચ્યવનરાય શુકલ

---

## સાભાર સ્વીકાર.

**શ્રી સરળ શ્રીમદ્ ભગવદ્દગીતા**—લખનાર શ્રી કાનજી કાલીદાસ જોશી મુંબાઇ.

પ્રકાશક શ્રી મણીલાલ કે દેશાઈ બી. એ. એલ. એલ. બી નં. ૧૫૯ ભૂલેશ્વર મુંબાઈ મુલ્ય ૦–૧૨–૦ શ્રી ભગવદ્દગીતાનું કાવ્યમાં ભાષાન્તર છે. પુસ્તક ઉત્તમ છે દરેક શ્લોક અને તેનો અર્થ ગુજરાતી કાવ્યમા નીચે આપ્યો છે, વળી આ પુસ્તકમા પંચાયતન દેવનાં અને નવગ્રહાદિનાં સ્તવનો આપ્યાં છે વળી શ્રી ભગવાનનો, ગણપતીનો, વીષ્ણુનો, મહાદેવનો, દત્તાત્રય વીગેરેના ફોટા આપી પુસ્તકની ઉપયોગિતા વધારી છે

**ધર્મ વર્ણન**—તૈયાર કરનાર પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ. છપાવી પ્રસિદ્ધ કરનાર એમ. સી. કોઠારી, કાપડી પોળ રાવપુરા, વડોદરા ફાઉન સાઇઝ પાન ૩૨૦ પાકુ પુઠું કીમત રૂ. ૧–૪–૦ આ પુસ્તકમા બાળકોને ઉપયોગી થાય તેવી રીતે જુદા જુદા ધર્મોના ઇતિહાસનું ટુંકામા વર્ણન છે. તેમા વેદધર્મ, જૈનધર્મ, બૌદ્ધ, જરથોસ્તી, યાહુદી, ખ્રીસ્તી, ઇસ્લામ વીગેરે ધર્મો સંબધી ટુંકી માહીતી આપેલી છે

સસ્તુ સાહીત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ તરફથી નીચેના ગ્રંથો મળ્યા છે

**સ્વામી રામતીર્થ**—એમના સદુપદેશ ગ્રંથ ૩ જો. ભાગ ૧૦–૧૧ આ પુસ્તકના અનુવાદક સૈયદ અતાઉલ્લાહ પાલનપુર. અને પ્રકાશક ભિક્ષુ અખંડાનંદજી છે, ગુટકા સાઇઝના સોળપેજી ૫૦૧ પૃષ્ટ છે છતાં કીમત માત્ર રૂ ૨–૦–૦ છે સ્વામી રામતીર્થના ઉપદેશમા અધ્યાત્મવિદ્યા ઝળકી રહેલી છે. પુસ્તક વાંચી મનન કરવા યોગ્ય છે.

**શ્રી રામકૃષ્ણ કથામૃત**—ભાગ પહેલો તથા બીજો. આવૃત્તિ બીજી ગુટકા સાઇઝનાં પાન ૬૨૮ કીમત રૂ ૨–૮–૦ પાકુ પુઠું ગ્લેઝ કાગળ. આ સંસ્થા તરફથી શ્રી રામકૃષ્ણ કથામૃતના બે ભાગ પ્રથમ બહાર પડી ગયા હતા તેનીજ આ બીજી આવૃત્તિ છે. કાગળ, છપાઈ વીગેરે સુંદર છે રામકૃષ્ણ પરમહંસ બંગાળામા સમર્થ મહાપુરૂષ થઇ ગયા છે, તેમના ઉપદેશામૃતનો આ પુસ્તકમા સંગ્રહ છે. પુસ્તક ઘણુંજ ઉપયોગી અને મનન કરવા યોગ્ય છે.

**સ્વામી વિવેકાનંદ**—એમના સદુપદેશ ગ્રંથ ૧ લો, ભાગ ૧–૨–૩. ગુટકા સાઈઝ પાન ૫૭૪ ગ્લેઝ કાગળ પાકુ પુંઠું છતાં કીંમત રૂ. ૨–૪–૦ આ પુસ્તક પણ આ સંસ્થા તરફથી સ્વામી વિવેકાનંદના પ્રથમ નીકળેલા ભાગ ૧–૨–૩ ની બીજી આવૃત્તિ છે. પુસ્તક વાચી મનન કરવા જેવું છે.

સ્વામી વિવેકાનંદ એમના સદુપદેશ ગ્રંથ ૨ જો ભાગ ૪–૫, આ પુસ્તક પણ આ સંસ્થા તરફથી નીકળેલા ૪–૫ ભાગની બીજી આવૃત્તિ છે. પાન ૫૯૩ ગુટકા સાઈઝ ૧૬ પેજી. ગ્લેઝ દેશી કાગળો. પાકુ પુઠું છતાં કીંમત માત્ર રૂ. ૨–૪–૦ છે

આવા ધાર્મિક પુસ્તકો આ સંસ્થા તરફથી ભિક્ષુ અખંડાનંદજીએ ખાસ સસ્તી કીમતે પુરા પાડી જનસમાજ ઉપર મહાન ઉપકાર કર્યો છે. જે કામ સાહિત્ય પરિષદ નથી કરી શકતી તેથી ઉત્તમ કામ પ્રજા ધાર્મિક બને તે માટે કરવા સ્વામીજીનો ઉપકાર માનવો ઘટે છે. આવાં પુસ્તકો દરેક ઘરમા હોવા જોઇએ સસ્તુ સાહિત્ય કાર્યાલય અમદાવાદ લખવાથી મળી શકશે.

**પક્વાન પોથી અને પાકશાસ્ત્ર**—લેખક ગં સ્વ લલીતાગૌરી શામરાવ, તથા ગં. સ્વ. વિમલાગૌરી મગનલાલ પાન ૨૮૫, ગ્લેઝ કાગળ કીમત રૂ. ૩) આ પુસ્તક રસોઇ બનાવવાની અનેક કળાઓ છે સ્ત્રીઓએ વાંચી ઉપયોગ કરવા જેવું છે, તેમા દરેક જાતનાં શાક, અથાણા, ચટણી, કચોરી, શરબતો, હલવા, વીગેરે ઉપયોગી બનાવટોનો સારો સંગ્રહ છે. આ પુસ્તક સ્ત્રીઓને રસોઇ બનાવવામાં ઉપયોગી માહિતી પુરી પાડશે એવું અમારૂં માનવું છે એન એમ ત્રિપાઠી, બુકસેલર કાલબાદેવી રોડ, એ શીરનામે લખવાથી મળી શકશે

---

## સ્ત્રીહિત શિક્ષક

અને

ચન્દ્રકાન્તાના આત્મકથા

સ્ત્રીઓએ નીતિમય જીવન માણી ગૃહસ્થાશ્રમને આનંદી ને સુખી બનાવવો હોય તો આ પુસ્તક વાચવુ તેમાં સ્ત્રીને મનન કરવા યોગ્ય ૩૦ પ્રકરણો અને ૧૫૦ પવિત્ર સતી સ્ત્રીઓના જીવન ચરીત્ર છે. કીં રૂ ૪—૦—૦. વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

# પ્રાચીન ચિકિત્સા-શાસ્ત્રની ઉન્નતિ.

[ લેખકઃ—શ્રીયુત શાન્તિદેવ. ]

આર્યોનો છે સિદ્ધાન્ત કે, " धर्मार्थ काम मोक्षाणामारोग्यं मूलमुत्तमम् । शरीर माद्य खलु धर्म साधनाम् ॥ અર્થાત્ મનુષ્ય નરોગી હોય તો જ ધર્મ, અર્થ કામ અને મોક્ષ સર્વ સંપાદન કરી શકે છે, રોગી મનુષ્ય પોતાની કોઇ રીતે ઉન્નતિ કરી શકતો નથી એટના માટે ધર્મ-કર્મનુ સાધન એક માત્ર શરીર જ છે આ બાબત લક્ષમાં રાખી આર્યોએ ચિકિત્સાશાસ્ત્ર અથવા આયુર્વેદને, ઋગ્વેદનો ઉપવેદ કહી ઉચ્ચાસન આપ્યુ હતુ આયુર્વેદની રચનાના સબધમાં પુરાણોમા લખ્યુ છે કે, બ્રહ્માએ ચારે વેદની પર્યાલોચના કરી આયુર્વેદ બનાવી ભાસ્કરને સોંપ્યું. ભાસ્કરદેવે તેમાથી પોતાની એક સ્વતત્ર સંહિતા બનાવી. પછી ભાસ્કરે પોતાની સંહિતાને આયુર્વેદ સાથે મેળવી સોળ શિષ્યોને ભણાવ્યા. તે સોળેએ પણ એક એક સંહિતા બનાવી. સુશ્રુતના લખ્યું છે કે " આયુર્વેદ પ્રથમ બ્રહ્માના મુખથી નીકળ્યુ પછી પ્રજાપતિ, અશ્વિનીકુમારદ્વય, ઇન્દ્રદેવ, ધન્વન્તરી અને સુશ્રુતે અનુક્રમે તેનુ અધ્યયન કર્યું સુખ, રાગ નિવારણ અને સ્વાસ્થ્ય-રક્ષાને માટે સસારમાં આયુર્વેદની પ્રસિદ્ધિ કરવામાં આવી

આયુર્વેદના આઠ ભાગ છે—શલ્ય, શાલાક્ય, કાર્યચિકિત્સા, ભૂત-વિદ્યા, કૌમારભૃત્ય, અગદ, રસાયન અને વાજીકરણ આ, આઠ ચિકિત્સા વિભાગોમાં શારીરવિજ્ઞાન-દેહવિજ્ઞાન, શસ્ત્રવિજ્ઞાન, ધાત્રિવિજ્ઞાન, ચિકિત્સાવિજ્ઞાન, ભેષજ વિજ્ઞાન અને રોગ નિદાન વગેરે વિષય છે પશુપક્ષી વગેરેની ચિકિત્સાનું પણ આયુર્વેદમાં વર્ણન છે ચરક, સુશ્રુત, ભાવમિશ્ર આદિ આયુર્વેદના પ્રસિદ્ધ ગ્રંથો છે

લક્ષ્મણના નિઃપ્રાણ ચિકિત્સક ગુરુથી પુનર્જીવિત થવુ, બભ્રુવાહનની સાથે અર્જુનના યુદ્ધમાં મૃત્યુ થવાથી ઉલૂપીના મણિસ્પર્શ કરી તેને જીવનદાન દેવુ, અશ્વિયર્યાં વશિષ્ટ ચ્યવન ઋષિનો યૌવન લાભ, ઋજાશ્વની ચક્ષુ પ્રાપ્તિ અને ખેલ પત્નીની લોહપાદ પ્રાપ્તિ વગેરે ચિકિત્સા-શાસ્ત્રની સ્થૂલ અને સૂક્ષ્મ વૈજ્ઞાનિક ઉન્નતિને જોઇ કોણ કહી શકે છે કે, ચિકિત્સાની પુર્ણોન્નતિ આર્યોએ નથી કરી ?

મિ. એલફિન્સ્ટન સાહેબે કહ્યુ છે કે, ' શસ્ત્ર ચિકિત્સામા પણ હિન્દુઓએ આશ્ચર્યજનક રસાયનશાસ્ત્રની ઉન્નતિની માફક સફળતા પ્રાપ્ત કરી હતી ! ઘણા લોકો કહે છે કે, ચીરવા-ફાડવાનુ આર્ય લોકો બિલકુલ જાણતા નથી, પરતુ તેમણે વિચાર કરવો જોઇએ કે, આર્ય લોક એવી સારી શસ્ત્ર-ચિકિત્સા જાણે છે કે, તે બાબત એલફિન્સ્ટન સાહેબ જેવાને તેની તારીફ કરવી પડી હતી. શસ્ત્ર ચિકિત્સાના વિષયમાં લખ્યું છે કે,

> आसुरी मानुषी दैवी चिकित्सा त्रिविधा मता ।
> शस्त्रै कषायैर्लोहाद्यै क्रमणान्त्या सुपूजिता ॥

આમાં શસ્ત્ર-ચિકિત્સાને આસુરી ચિકિત્સા કહેવામાં આવી છે અને આગળના શ્લોકમાં રાક્ષસી કહેવામાં આવી છે

> रसारिमिया क्रियते चिकित्सा दैवी तिथेयै परिकीर्तिता सा,
> सा मानुषी पार्द्य कृता फलाद्यैस्ता राक्षसी शस्त्र=कृता मतेषा ॥

રસાદિકથી કરવામા આવેલી ચિકિત્સાને દૈવી, ફલાદિથી કરવામાં આવેલી ચિકિત્સાને માનુષી અને શસ્ત્રાદિથી ચીરવા-ફાડવાની ચિકિત્સાને વૈદ્ય લોકો રાક્ષસી ચિકિત્સા કહે છે ડોક્ટર હટર કહે છે કે, આઠમીથી પદરમી શતાબ્દિ સુધી યુરોપમા ચિકિત્સા-શાસ્ત્રના જેટલા પુસ્તકો બન્યાં છે તે સર્વમા ચરકના વાક્યોનુ પ્રમાણ આપવામાં આવ્યું છે, અને સત્તરમી શતાબ્દિ સુધી યુરોપના લોકો ઘણે ભાગે હિન્દુ વૈદકના નિયમ પ્રમાણે વર્તતા હતા. મૌલાના હાલી કહે છે કે, અરબ અને યુરોપવાળાઓએ હિન્દુઓની પાસેથી જ વૈદકનુ શિક્ષણ મેળવ્યુ છે અને વિવિધ પ્રયોગની માહિતી મેળવી છે તેમા કોઇ જાતનો સદેહ નથી આર૦ સી૦ દત્તે કહ્યું છે કે, ૨૨૦૦ વર્ષ પહેલાં યુનાની વૈદ્યોથી થાકીને સિકદરે પોતાના રાજ્યમાં હિન્દુ વૈદોને રાખ્યા હતા અને ૧૧૦૦ વર્ષ પહેલાં બગદાદના હારૂરશીદે બે હિન્દુ વૈદ્યને રાખ્યા હતા જેનાં નામ અરબી ગ્રથોમાં મનકા અને 'સલહ' લખ્યાં છે, આર૦ સી૦ દત્ત મહાશય વળી એક ઠેકાણે લખે છે કે, એવિસેના નામના એક અરબ ગ્રથકારે ચરકને સરક લખ્યું છે અને તેથી પ્રાચીન 'રહાજે જ, નામના ગ્રથકાર ચરકને 'સરક' લખતા હતા. અને તેથી પણ પ્રાચીન અરબના વિદ્વાન 'સેરાપીઅન' ચરકને 'જરક' લખતા હતા આ પ્રમાણોથી સિદ્ધ થાય છે કે, હિન્દુ અથવા આર્યજ સમસ્ત જગતની વૈદક-વિદ્યાના જન્મદાતા છે એટલે તે તેની પૂર્ણોન્નતિ કરી ચુક્યા હતા

આજકાલ પણ નિષ્પક્ષપાતી રિતેથી માણસો વૈદકના સર્વોત્તમ ગ્રથ ચરક અને સુશ્રુતને માને છે હમણાં જ એક બગાળી સજ્જનને ચરકનો અગ્રેજી અનુવાદ કરી દેવાના બદલામાં રૂ ૬૦૦૦) સરકારે આપ્યા હતા

ઇતિહાસની બરાબર તપાસ કરવાથી માલુમ પડે છે કે આર્યો પાસેથી આ વિદ્યા મીસરવાળાઓ શીખ્યા, તેમની પાસેથી રામેયગવાળાઓ શીખ્યા ડો૦ રેલી કહે છે કે આર્ય લોકો વૈદકમા પુર્ણ ઉન્નત હતા તેઓ ૧૨૭ જાતના શસ્ત્રથી શરીર પર પ્રયોગ કરતા અને સાથે જુદી જુદી અદ્દભુત ઔષધીઓનો પણ પ્રયોગ કરતા હતા. સર્વથી વધારે આયુર્વેદની ઉન્નતીની અદ્દભુતતાનુ પ્રમાણ એ છે કે આર્યોએ નાડી વિજ્ઞાનનુ એવુ વિલક્ષણ જ્ઞાન મેળવ્યુ હતું કે જેથી તેઓ ૭ મહીના, એક વર્ષ અને તેથી પણ પહેલાના મનુષ્યના સમસ્ત રોગ જાણી જતા હતા આ વિજ્ઞાનને પાશ્ચાત્ય લોકો આજસુધી સમજી શકતા નથી

આથી સિદ્ધ થાય છે કે વૈદક ચિકિત્સા શાસ્ત્ર અથવા આયુર્વેદમા આર્યલોક સમસ્ત જગતના ગુરૂ હતા અને તેમા તેઓ પુરી ઉન્નતિ કરી ચુક્યા હતા સર્વથી વધારે આશ્ચર્યને પુજ્યપાદ ત્રિકાલદર્શી મહર્ષિઓના ચિકિત્સા વિજ્ઞાનમાં છે તે આર્યોનુ વાત-પિત્ત -કફ વિજ્ઞાન છે. ત્રિગુણાત્મક જગતમા દરેક વસ્તુઓ ત્રિગુણમય છે શરીરમાં પણ તે ત્રિગુણ વાત, પિત્ત-કફના રૂપે રહે છે આ ત્રણેની સમતાથી શરીર સ્વસ્થ રહે છે અને તેમનાજ વિકારથી મરી જવાના રોગ થાય છે રોગ નિદાન અને રોગચિકિત્સાને માટે આ ગુણ ત્રણેની સહાયતાથી એવી સરલતા થઇ શકે છે કે જેવી સરળતા બીજી કોઇ રીતે થઇ શકતી નથી

---

આયુર્વેદનુ ઉત્તમજ્ઞાન મેળવવુ હોય તો શ્રીચરકસંહિતા-મુળ સાથે ભાષાંતર પુર્વાર્દ્ધ વાચો મુલ્ય રૂ ૫-૦-૦

# महर्षि बुद्ध.

( ગતાંકથી ચાલુ )

કોસલ દેશની રાજધાની શ્રાવસ્તીમાં સુદત્ત નામનો એક ધનવાન વેપારી રહેતો હતો તે ગરીબોને અન્ન આપવામાં તત્પર હોવાથી તેને 'અનાથપિંડિક' કહેતા હતા. તેણે શ્રાવસ્તી પાસે જેતવન નામના બાગમાં બુદ્ધને માટે એક આરામ ( વિહાર ) બાંધ્યો બૌદ્ધ સાહિત્યમાં આ અનાથપિંડિકનો આરામ અત્યંત પ્રસિદ્ધ છે, કારણ બુદ્ધભગવાને ત્યાં અનેક ચોમાસાં કરેલાં બીજાં પણ નાના મોટા શહેરોમાં ધનવાન લોકોએ બૌદ્ધ સંઘ માટે આરામ બાંધ્યા હતા, પણ ચતુર્માસ સિવાય બુદ્ધભગવાન આ આરામમાં કવચીત્ જ રહેતા હશે, ઉત્તર હિંદુસ્તાનમાં નદીનાળાં પુષ્કળ હોવાથી ચોમાસામાં પ્રવાસ કરવો કઠીન હતો, અને તેથી જ ચાતુર્માસમાં બુદ્ધ ભગવાન પોતાના સંઘની સાથે કયાંય પણ એક ઠેકાણે રહેતા. આ સમય પણ લોકકલ્યાણ કર્યા સિવાય પસાર થતો નહોતો. જે વિહારમાં બુદ્ધભગવાન ચાતુર્માસમાં રહે, તેની આસપાસના પ્રદેશમાંથી લોકો આવતા અને ધર્મશ્રવણ કરતા

આજકાલ જેવી ફરતી શાળાઓ કે પુસ્તકાલયો હોય છે, તેવા જ પ્રકારની બુદ્ધે સ્થાપેલી સંઘની સંસ્થા હતી, આ ભિક્ષુઓ આઠ મહીના દેશમાં ફરી ગામે ગામ લોકોને ઉપદેશ કરી ચોમાસાના ચાર મહિના એકાદ શહેરની મોટા ગામની પાસે વાસ કરી લોકોને ધર્મ શિક્ષણ દેતા જ્યાં ભિક્ષુઓ માટે વિહાર નહોતા, ત્યાં ચોમાસામાં પુરતી ઝુંપડીઓ બાંધી ઉપાસક લોકો તેમની વ્યવસ્થા કરતા હતા.

બુદ્ધભગવાન પ્હો ફાટતાં જ ઉઠતા. તે સમયે તે ધ્યાન કરતા કે વિહારની બ્હારની બાજુએ ચંક્રમણ ( આમ તેમ શાંતિથી ફરવું ) કરતા. સવારના પ્હોરમાં ભિક્ષા માટે ગામમાં જતા ત્યાં કોઈ જે કંઈ પ્રશ્ન કરે તો તેને ઉત્તર દઈ ધર્મોપદેશ કરી સન્માર્ગે લગાડતા ભિક્ષાપાત્રમાં રાંધેલા અન્નની જે ભિક્ષા એકત્ર થાય તે લઈ તે વિહારમાં પાછા આવતા હતા, અને મધ્યાન્હકાળ પહેલાં ભોજન કરતા હતા ધર્મોપદેશમાં ગુંથાવાથી કે બીજા કોઈપણ કારણથી ભિક્ષાટનને માટે મોડું થાય તો, તે મધ્યાન્હકાળ થયા પહેલાં રસ્તામાં એકાદા ઝાડ નીચે અથવા ધર્મશાળામાં બેસી ભોજન કરતા અને પછી વિહારમાં આવતા. ભોજન પછી થોડી વિશ્રાંતિ લઈ ધ્યાન કરતા. અને સંધ્યાકાળે ગૃહસ્થો કે ભિક્ષુઓને ઉપદેશ કરતા રાત્રે ફરીથી ધ્યાન અને ચંક્રમણ કરતા. મધરાતના સુમારે જમણી બાજુએ જમણા પગ ઉપર ડાબો પગ મુકી અને ઓશીકે જમણો હાથ મુકી સુતા. આ પ્રકારના શયનને 'સિંહ શય્યા' કહે છે.

જે સમયે તે પ્રવાસમા જતા તે સમયે તેમની પાસે ઘણા ભિક્ષુઓનો મોટો સમુદાય રહેતો જે ગામમા મુકામ થાય તે ગામમાંથી નજીકના ગામમાં જઇ ત્યા ભિક્ષાગ્રહણ કરી ત્યા અથવા તેની આગળના ગામમા તે રાત્રે મુકામ કરતા. જ્યાં વિહાર ન હોય, ત્યા એકાદ બાગમા રહેતા. પહેલેથી કોઇએ આમત્રણ કર્યું હોય તો બીજે દિવસે મધ્યાહ્નકાળ પહેલા તેને ઘેર ભિક્ષા ગ્રહણ કરવા જતા ભિક્ષુસઘને આમત્રણ કર્યું હોય તો બધા ભિક્ષુઓ તેમની સાથે જતા.

ગૌતમ બોધિસત્વે ૨૯ વર્ષની ઉમરે ગૃહત્યાગ કર્યો, ૬ વર્ષ સખ્ત તપશ્ચર્યા કરી ૩૫ મે વર્ષે બુદ્ધપદની પ્રાપ્તિ કરી, અને ૪૫ વર્ષો સુધી લોકોદ્ધારને માટે વારવાર પરિશ્રમ કરી ૮૦ મા વર્ષે કુશિનરામા તેમનું પરિનિર્વાણ થયું એટલે કે પોતાના આયુષ્યના ૫૨ વર્ષો તેમણે મનુષ્યજાતિના કલ્યાણ માટે પ્રચાર કર્યા એમ કહેવામા હરકત નથી પોતાના એકના એક છોકરા-રાહુલ-ને ભિક્ષુ કર્યો આ ઉપરથી પોતે શોધી કાઢેલો ધર્મમાર્ગ લોકોમા ફેલાવી તેઓનુ કલ્યાણ થાય, એ વિષેની તેમની ઉત્સુકતા સ્પષ્ટ દેખાઇ આવે છે. બીજા ઋષિઓ જંગલમા રહી કેવળ પોતાના ઉદ્ધારનો માર્ગ શોધી કાઢતા હતા. પરંતુ બુદ્ધે પોતાનો જ નહિ, પણ અખિલ માનવજાતિના ઉદ્ધારનો માર્ગ શોધી કાઢ્યો એટલે તેમને મહર્ષિ કહે છે.*

ધર્માનંદ કોસબી.

* બુદ્ધધર્મમાથી.

---

## સ્વધર્મનિષ્ટ દૈવીજીવન—સબંધી અભિપ્રાયો.

સ્વધર્મનિષ્ઠ દૈવીજીવન—દસ ભાગ અને ૯૧ પ્રકરણમા આ ઉપયોગી મોટુ પુસ્તક લખાયલું છે. હિંદુધર્મ, ઇશ્વરાવતારો, ધર્માચાર્યો, સિદ્ધ યોગી પુરુષો, ધર્મનિષ્ટ ઋષિઓ, ધર્મિષ્ટ રાજપુરુષો, જુદા જુદા ધર્મ સસ્થાપકો, ધર્મિષ્ઠ ભક્તો, વર્તમાન જમાનાના સિદ્ધ પુરુષો, ચાલુ જમાનાના મહાપુરુષો આ પ્રમાણે પુસ્તકના મહા વિભાગ છે પાશ્ચાત્ય કેળવણીની એક સહારક અસર એ થઇ છે કે આપણા વિદ્યાર્થીઓ ઇશુખ્રિસ્તના જીવનના અનેક બનાવોની માહિતી ધરાવે છે પરંતુ વશિષ્ઠ, વિશ્વામિત્ર, જનકવિદેહી, જ્ઞાનદેવ આદિ મહાપુરુષો સબધી તેમનુ જ્ઞાન મોટા આમળા જેવું વર્તુલાકાર છે, શ્રીયુત જેઠાલાલનો આ સંગ્રહ જિજ્ઞાસુઓને આવશ્યક જ્ઞાન આપે છે એટલુ જ નહિ, પરંતુ જાતિયતા જાળવી રાખવામાં એક ઉપયોગી સાધન છે

વૈશાખ ૧૯૮૦ (અંક ૮) સ્વધર્મજાગૃતિ.

દેશી વૈદુ—આ પુસ્તકમા વિવિધ રોગોના નિદાનનુ તથા તેની ચિકિત્સાનું પ્રતિપાદન છે. આ પુસ્તકમા વિવિધ ઔષધ તૈયાર કરવાના પ્રકાર ઉપયોગી અને હિતકર છે.

અમદાવાદ વૈશાખ સંવત ૧૯૮૦ (અંક ૮) સ્વધર્મ જાગૃતિ.

ॐ तत्सद् ब्रह्मणे नमः




[ લેખક —ચ. લાલજી વિશ્વેશ્વર જાની ]

( અનુસંધાન ગતાંક પૃ૪ ૧૨ થી )

## ૫૧. ભગવતી સીતાએ સ્ત્રીઓને ભણાવેલા સદ્વર્તનના પાઠ અને તેની પ્રતિમાની છાપ

પ્રાતઃસ્મરણીય જગદમ્બા સીતા જે પ્રકૃતિરૂપ અથવા ઈશ્વરી માયારૂપ છે, તેણે શ્રી રામચંદ્રની અર્ધાંગના રૂપે જગતના ઉદ્ધાર માટે અવતાર લીધો હતો, જગતજનની સીતા ! જનકતનયા ! માત સીતા! તેં તો અમારી ભૂમંડળની ભગિનીયો ઉપર અનહદ ઉપકાર કર્યો છે ! તારા વિના જગતની સ્ત્રીઓને એક પતિવ્રતનો, નિર્મળ પતિભક્તિનો ઉપદેશ કોણ કરી શકત ? તારા અવતાર વગર દુનિયાની સ્ત્રીઓને આ ધર્મના ઉત્તમ નીતિ નિયમો પ્રત્યક્ષ પાઠ રૂપે કોણ શીખવત ? મા ! તારી પવિત્ર ઉજ્જ્વલ કીર્તિ સર્વદા, સર્વત્ર અવિચળ છે અને અવિચળ રહો ! આવા નિર્મળ ચરિતવાળી સીતાની મૂર્તિ જ્યારે કોઈપણ સ્ત્રી જુએ છે ત્યારે સ્વાભાવિક રીતે જ તેનો પુન્યભાવ તે મુર્તિપ્રત્યે પ્રગટ થાય છે, અને જેમ પુત્રી માના ઉપદેશથી પોતાને અનુગ્રહિત થયેલી સમજે છે, તેમ સીતામાતાની મુર્તિ જોઈ પોતાને કૃતાર્થ થયેલી માને છે નામની મુર્તિ જો કે સ્વરૂપે સીતા જેવીજ હોતી નથી છતાં તે મુર્તિદ્વારા ખરી સીતાના ગુણનુ સ્મરણ થાય છે એ વાત આપણુ વાચકોના ધ્યાનમાં સહજ આવી શકે તેવી જ છે, અને તેથી ઈશ્વરાવતારની અને દેવદેવી-ઓની મૂર્તિપુજા આર્યોના આર્યત્વને કોઈ પણ પ્રકારે હાનિ પહોચાડનારી નથી, પરંતુ શ્રેયસ્કર છે

## ૫૨ શ્રી કૃષ્ણાવતાર તેની પ્રતિમા અને લોકોને મળેલો બોધ.

તેજ પ્રમાણે જગદુદ્ધારક શ્રીકૃષ્ણ કે જેમનાં ચરિત્રો ભારતવર્ષમાં ઘેર ઘેર દિન પ્રતિદિન પ્રેમપૂર્વક ગવાય છે તેના વિના જગતને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ કોણ કરત ? પ્રેમ—નિર્દોષ અને નિષ્પાપ પ્રેમનો પાઠ વિશ્વને કોણ ભણાવત ? ગોપ અને ગોપિકાઓમાં નિર્મળ પ્રેમવૃત્તિ જાગૃત કરી પ્રેમભક્તિનો પાઠ એ પ્રભુએ આપણને ભણાવી જણાવ્યું છે કે — "હું મનુષ્યના હૃદયના પવિત્ર ભાવને આધીન છુ સંધ્યોપાસના અને અગ્નિહોત્રાદિ આચરનારા બ્રાહ્મણને હું સુલભ છુ, એમ નહિ પણ ભાવપૂર્વક, શ્રદ્ધાપૂર્વક મારી ભક્તિ

કરનારાં મારાં પ્રેમીજનો, ભક્ત પછી ભલે તે બ્રાહ્મણ હોય, ક્ષત્રી હોય વૈશ્ય હોય વા શુદ્ર હોય, સ્રી હોય વા પુરૂષ કે બાલક હોય તોપણ હું તેમની પવિત્ર ભક્તિદ્વારા આધીન છુ—વશ છુ, હું મારા ભક્તજનનો દાસ છું," ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે—

**माहि पार्थ व्यपाश्रित्य येऽपिस्यु' पापयोनयः ।**
**स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यांति परांगतिम् ॥**

હે અર્જુન, સ્રી, વૈશ્ય, શૂદ્ર કે મહાપાપી જે કોઇ મારો આશ્રય કરીને (નિર્મળ વર્તન સાથે) રહે છે, તે પરમગતિને પામે છે પ્રમગત્યાત્ એક દૃષ્ટાંત નીચે આપ્યુ છે વાચકવૃંદને યાદ હશે કે મહાભારતના યુદ્ધ પ્રસંગમાં દુર્યોધને ભિષ્મપિતામહને ચાંડાળનુ અન્ન ખવરાવી તેમની મતિમાં મલિન ભાવ ઉત્પન્ન કર્યો પછી દીનતાથી નમ્રતાપુર્વક હાથ જોડી ભીષ્મને દુર્યોધન કહેવા લાગ્યો કે "મહારાજ આપ પક્ષપાતરહિત થઇને અદ્યાપિ લડતા નથી તેથી જ પાંડવોનો પરાજય થતો નથી" આ સાંભળતાં ક્રોધથી અને મલિન અનાજના આલસ્યથી ભીષ્મ બોલી ગયા કે "હે દુર્યોધન આજ **निष्पांडवी पृथ्वी करिष्यामि** હું આજ પૃથ્વી પાંડવ વિનાની કરીશ," આ શબ્દો પાંડવોના એક જાસુસે સાંભળ્યા, આવીને પાંડવો તથા શ્રીકૃષ્ણને તે કહેતાં બધા મૂર્છિત થઇ ગયા કારણ કે ભીષ્મની પ્રતિજ્ઞા અનુલંઘ્ય છે, એ તેઓ જાણતા હતા. તોપણ ભક્ત પ્રતિપાલન શ્રીકૃષ્ણે પાંડવોને આશ્વાસન આપ્યુ અને દ્રૌપદીને કહ્યું કે "હમણાંજ તમે મારી સાથે ચાલો અને ભીષ્મના તંબુમાં જઇને તેને પગે પડો, અને તમારી પાછળ પાછળ હું આવું છુ ભીષ્મ પુછે કે. અંધારી રાતે કોની સાથે આવ્યાં, તો કહેજો કે 'દાસ સાથે'. દ્રૌપદી શરમાઇને કહે છે "મહાનુભાવ આપ અમારા પ્રાણદાતા, હિતેચ્છુ અને રક્ષક છો, તેને દાસ કહેવા એ મને ઉચિત લાગતું નથી કૃષ્ણે કહ્યું તે અઘટિત નથી જો તમારા સ્વામીનું હિત ઇચ્છતા હો તો સુખેથી મને દાસ કહેજો હું દાસ કહેવાઉ તેથી મને નીચાપણુ નથી. આથી દ્રૌપદી મૌન રહ્યાં, અને દુર્યોધનની સ્રી જે આજ વખતે આશીર્વાદ લેવા જવાનાં હતાં તે પુર્વે શ્રીકૃષ્ણ સાથે ભીષ્મના તંબુમાં દાખલ થઇ દ્રૌપદીએ ભીષ્મને નમન કર્યું ભીષ્મે તેને આશીર્વાદ આપ્યો કે 'વત્સે! અખંડ સૌભાગ્યવતી ભવ' આ *પ્રકારે શ્રીકૃષ્ણ પોતાના પ્રેમી ભક્તજનના દાસ પણ થાય છે જ્યારે જ્યારે અધર્મ દાબી* ધર્મ સ્થાપન કરવાની અને સાધુ જનોને સહાય કરવાની જરૂર જણાયેલી ત્યારે ત્યારે ભગવાને રામકૃષ્ણાદિ અવતાર ધારણ કરેલા છે અને જે હેતુએ જે કારણે પ્રભુએ અવતાર ધારણ કર્યો તે કામ પુર્ણ થતાં તે તે વિભૂતિ પોતાના ચિદાનંદસ્વરૂપને પ્રાપ્ત થઇ પણ આ અવતારોએ માનવજાતિ ઉપર જે છાપ પાડી હતી તેના પવિત્ર સંસ્કાર પછીના સમયમાં પણ જાગ્રત રહેવા માટે તે ઇશ્વરાવતારની પાષાણ કે ધાતુમયી સાકાર મૂર્તિ બનાવી. તેમાં ઇશ્વરબુદ્ધિથી ઉપાસના કરવાનું વેદાજ્ઞાનુસાર ધર્મજ્ઞ શિષ્ટ પુરૂષોએ અને શાસ્રવેત્તાઓએ સૂચવેલું છે અને આવા સાત્ત્વિક ચરિતવાળા અવતાર અને દેવોની મુર્તિની સહૃદય નિરંતર ઉપાસના કર્તા માણસ નિર્મળ બની આ ભવાબ્ધિ સુખે તરી જાય છે

## ૫૩ ચાર પ્રમાણથી ધર્માધર્મ જાણી શકાય છે

કોઇ પણ કાર્ય કે બાબત અધમ છે કે ધર્મવિરૂદ્ધ છે એ જાણવાનું ચાર રીતે બની શકે છે ૧ વેદથી, ૨ સ્મૃતિથી, ૩ સાધુ વા શિષ્ટ પુરૂષના આચારથી, ૪ આત્માની

પ્રસન્નતાથી. આ પૈકી પહેલુ પ્રમાણ આપણે પ્રથમ વિચારીએ. મૂર્તિપુજા ન કરવી, એ પાપ છે, એ નિંદ્ય કર્મ છે, એવુ વેદમાં કહેલું નથી. પણ સૂર્ય, ચંદ્ર, અગ્નિ, વાયુ, પૃથ્વી, જલાદિની પુજા કરવાનું, તેમજ ઇશ્વરના વિશ્વસ્વરૂપની અને દેવમૂર્તિની ઉપાસના કરવાનુ વેદમા ઘણે સ્થળે વર્ણવેલુ છે, જે વિષે આગળ આ લેખમાં લખવામાં આવેલુ છે જેવી રીતે કોઇ ચાકર પોતાના ધણીનું અંગ ચાંપતાં તેનાં જુદા જુદા અવયવો ચપિ છે, અને તેથી એકંદરે આખા શરીરની સેવા થાય છે, તેમ સૂર્ય, અગ્નિ, ચંદ્રાદિની પુજા એ વિરાટ ભગવાનના શરીરના અવયવોની પુજા સમાન છે કેટલાક કહે છે કે યજ્ઞથી માત્ર હવાજ શુદ્ધ થાય છે, બીજો કંઇ યજ્ઞ કરવાનો હેતુ નથી. જો માત્ર એજ હેતુ હોત તો મુંબઇ જેવાં શહેરોનાં સુધરાઇ ખાતાં કોયળા મોઢે જવ, તલ, અને ઘીનાં કુલ્લા અગ્નિમાં નાખી હવા શુદ્ધ કરી શકયાં હોત, અને જે હાલ મહામારી પ્લેગ મરકીની દુષિત હવાથી હજારો માણસો જેઓ અકાળે મરણ પામે છે તેમને બચાવી શકયા હોત. પણ માત્ર હવા શુદ્ધ થાય એટલો જ હેતુઅગ્નિ પુજા કે હોમયજ્ઞાદિમા નથી. પરન્તુ અંતરિક્ષના દેવોને હવિષ્યાન્ન આપી સંતોષવા એ પણ હેતુ છે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહ્યું છે કે—

यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।

યજ્ઞ કરતા અવશેષ રહેલા અમૃતરૂપ અન્નનું જે ભોજન કરે છે તે સનાતન બ્રહ્મનો પામે છે અગ્નિ પ્રમાણે જલની પૂજા પણ વેદમા કહેલી છે તમામ નદીઓ, તીર્થો એ બધ વિશ્વસ્વરૂપ પરમેશ્વરના શરીરમાની નાડીઓ રૂપ છે જન્મદાત્રી અને અન્ન રાંધી આપનારી માતા પુજનીય છે તો પછી અનેક જીવોના જીવનતત્વો ઉત્પન્ન કરી આપનારી પૃથ્વી જે વિરાટશરીરના એક તત્ત્વરૂપ છે તેની શામાટે પુજા કરવી ન જોઇએ ? આ પ્રમાણે વિરાટ પુરુષના પંચમહાભૂતાત્મક વિશ્વરૂપી દેહના જુદા જુદા સ્વરૂપોની પુજા વેદના સમયથી કરવામા આવે છે.

બીજો તથા ત્રીજો પ્રકાર અને થોડા મુર્તિપુજકોની નામાવલિ.

(ગ) સ્મૃતિમાં પણ દેવોની પુજા, ઉપાસના, સ્મરણ કીર્તન વિષે બહુ કહેવામા આવ્યું છે અને શિષ્ટ પુરુષોના આચારની વાત વિચારતા તો શ્રી વલ્લભસ્વામી, શ્રી રામાનુજ સ્વામી, ભગત શિરોમણિ નરસિંહ મહેતા, ભગવતી મીરાબાઇ, શૂરવીર છત્રપતિ મહારાજા શિવાજીના ગુરુ શ્રી રામદાસસ્વામી, તુકારામબુવા, મહાત્મા શ્રી ગટુલાલજી મહારાજ વગેરે મુર્તિપુજક હતા, અને વર્તમાનકાળમાં પણ અનેક સાધુ ચરિતવાળાં સ્ત્રી પુરૂષો ભાવપુર્વક મુર્તિની પુજા કરે છે.

ચોથો પ્રકાર.

(ઘ) ધર્માધર્મ જાણવાનો ચોથો પ્રકાર આત્મતુષ્ટિ કે આત્માની પ્રસન્નતા છે ઇશ્વરબુદ્ધિથી દેવમુર્તિની ઉપાસના કરનારાના મનમાં કદી શોક, ખેદ, કે અફસોસ થતો નથી, પણ તન્નિમિત્ત કરવામાં આવતા પુજા, પાઠ, માળા, સેવાને અંતે મનમા પ્રફુલ્લતા, નિર્મળતા, પવિત્રતા, અને આનંદ માલુમ પડે છે. તેથી મુર્તિપુજા એ ધર્મવિરૂદ્ધ નથી પણ સધર્મ છે

(૫૪) ભૃગકીટક ન્યાયની મુર્તિપુજાદ્વારા ઈશ્વરમા સાયુજ્યતા

એક જાતનો ભમરો લીલા રંગની ઇયળને ડંખ મારી પકડી લાવીને તેને પોતાના દરમાં રાખે છે ઇયળને ભમરાનો ડંસ એવો તો સખ્ત લાગે છે કે ભમરો તેને દરમાં આણ્યા પછી છોડી દે છે તોપણ ઇયળના મનમાંથી તેના ડંસની ધ્રુજારી કદી દૂર થતી નથી અને એ ડસની વેદનામાં તેને ડસ મારનાર ભમરાનું જ નિરતર ધ્યાન લાગી જાય છે અને થોડા રોજમા એ ઇયળ પોતાનુ મુળ રૂપ બદલીને ભમર બની જાય છે આ કેવી અદ્‌ભુત વાર્તા? ધ્યાનથી—એકતારવૃત્તિથી એકજ જન્મમા એક દેહ બદલાઈને બીજો દેહ બની જાય છે. વાહ! પ્રભુ તારો કેવો ચમત્કાર! અસ્તુ! આજ પ્રમાણે શુદ્ધભાવથી મુર્તિ ઉપાસક, મુર્તિને ધ્યાનમાં ધરનાર અને તેને અર્ઘ્ય, ધુપ, દિપાદિક કરતાં નિરતર તેમા મન રાખનાર આપણા ભક્તજનનુ થાય છે તેને પ્રભુ મુર્તિદ્વારા એવો તો કોઈ અલૌકિક ચટકો—ડસ લાગે છે કે તેનો ધ્યાનનો વિષય એ ઇશ્વરમુર્તિજ થઈ પડે છે, અને છેવટે તેમાંજ એકાગ્રવૃત્તિ થઈ જવાથી ઇશ્વરમાં સાયુજ્યતા થાય છે

(૫૫) મુર્તિપુજા ઇશ્વરપ્રાપ્તિનો પહેલો અને સહેલો પાઠ છે

હરકોઈ ભાષા શીખવાની જેમની ઇચ્છા હોય તેમણે પ્રથમ શિક્ષક જેવા વાંકાચુંકા આકૃતિવાળા મુળાક્ષરો શીખવે તેવા માન્ય રાખવા પડે છે. અને શિક્ષકના કહેવા ઉપર અવલંબન રાખવુ પડે છે તેજ પ્રમાણે શાસ્ત્રકારોએ મુર્તિપુજાના સબંધમાં જે જે આજ્ઞાઓ આપણને કરેલી છે તે ઉપાસકને માન્ય રાખવી જોઇએ ભણનાર વિદ્યાર્થી કહે કે મને આવા લાંબા લાંબા અને પાતળા ગોળ મીંડા જેવા અક્ષરો ગમતા નથી અથવા માન્ય નથી, તો આવો વિદ્યાર્થી જેમ ધારેલી નવી ભાષા શીખી શકતો નથી, તેમ શાસ્ત્રવિરૂદ્ધ મુર્તિપુજા વિષે અયોગ્ય તર્ક કરનાર પ્રભુ પ્રાપ્તિથી દૂર રહે છે માટે ભાષા શીખવામા મુળાક્ષર જેમ પહેલો અને આવશ્યક પાઠ છે. તેમ ઇશ્વરપ્રાપ્તિ માટે મુર્તિપુજા એ પહેલો સહેલો અને આવશ્યક પાઠ છે ભુમિતિ શીખવાના આરભમાં કેટલાંક "સ્વીકૃત કૃત્ય" શીખવે છે જેવાં કે "A point is that which has position but no magnitude" બિંદુ તેને કહેવુ કે જેને સ્થિતિ છે પણ મહત્વ નથી એટલે જેના ભાગ થઈ શકતા નથી" આવી રીતે બિન્દુની વ્યાખ્યા આપ્યા પછી પાટીઆ ઉપર એક ટપકુ કરે છે વળી "લાટીની વ્યાખ્યા આપતાં શિક્ષક કહે છે કે "A line is that which has length without breadth' લીટી તેને કહેવી કે જેને લબાઈ છે પણ પહોળાઈ નથી" આવી વ્યાખ્યા આપ્યા પછી પાટીઆ ઉપર તે એક લીટી કાઢે છે આ વખતે વિદ્યાર્થી શિક્ષકને જો પુછે કે બિન્દુને મહત્વ નથી, તો પછી પાટીઆ ઉપર જે બિંદુ કાઢવામાં આવ્યુ છે તે મગ જેવડુ મોટું દેખાય છે, તેમ જ લીટીને પહોળાઈ નથી એમ કહેવામા આવ્યુ, પરંતુ પાટીઆ ઉપર દોરેલી લીટીને પહોળાઈ પણ જણાય છે વિદ્યાર્થીના આ પ્રશ્નો ખોટા નથી કારણ કે આપણી જોતાં શિક્ષકે કરેલા બિન્દુને મહત્વ પણ જણાય છે અને દોરેલી લીટીની પહોળાઈ પણ દેખાય છે, પણ વાસ્તવિક રીતે બિન્દુનું એ મહત્વ અને લીટીની એ પહોળાઈ ચાકની સ્થૂળતાને લીધે છે તથાપિ વિદ્યાર્થી એ, વાત સ્વીકારે નહી અને મૂળ વ્યાખ્યા સાથે વાધો આવ્યા કરે તો તે ભૂમિતિ શીખી શકતો નથી શિક્ષક કેટલાક માથાકુટ કરી તેના પ્રશ્નોના જવાબ

આપવા યત્ન કરે છે, તોપણુ શિષ્યના મનનું સમાધાન જોઈએ તેવુ થતું નથી, કારણ કે એ, શાસ્ત્રમાં તેનો સારી રીતે પ્રવેશ થયા વિના આ મામતનુ ખરૂં સ્વરૂપ તેના સમજવામાં આવી શક્તુ નથી, તેથી આ વિષયનુ ખરૂં અને વિશેષ જ્ઞાન થતાં સુધી તેણે શિક્ષકની કહેલી વ્યાખ્યાઓ ઉપર જ વિશ્વાસ રાખવો જોઇએ, અને છેવટે શિષ્ય જ્યારે તે વ્યાખ્યાઓ સ્વીકારે છે ત્યારેજ તેને વિષયનુ આગળ જ્ઞાન થાય છે, આજ પ્રમાણે આપણા શાસ્ત્રકારોએ અને ધર્મવેત્તાઓએ મૂર્તિપુજાના સબધમાં જે નીયમો અને આજ્ઞાઓ ઠરાવેલી છે તેજ પ્રમાણે આપણે પ્રથમ માન્ય કરવી જોઇએ. અને ઇશ્વરનુ જ્ઞાન સપાદન કરવાના વિષયમાં તથા ધર્મમાર્ગમા શાલીગ્રામ એ એક આપેલા બિન્દુ સમાન છે અને શિવલિંગ એ એક આપેલી લીટી સમાન છે, આ આપેલા સાધનોદ્વારા જ આપણે જે કરવાનુ છે તે સિદ્ધ થાય છે

## ૫૬ હિન્દના નામદાર વોઇસરોયદ્વારા રાજરાજેન્દ્ર શહેનશાહની લેવામાં આવતી સલામતીની મુર્તિપુજા સાથે સરખામણી

ઇગ્લાંડના રાજા અને હિન્દના મર્હુમ શહેનશાહ નામદાર સાતમા એડવર્ડ સરકાર જ્યારે વિલાયતમાં તખ્તનશીન થયા, ત્યારે આંહી હિન્દમાં તેઓ નામદાર વતી હિન્દના વાઇસરોયે દિલ્હીમાં દરબાર ભર્યો હતો, અને હિન્દના રાજા મહારાજાઓએ નામદાર શહેનશાહ સાતમા એડવર્ડ સરકારની સલામતી લેતાં ખુદ નામદાર શહેનશાહને બદલે તેમના પ્રતિનિધિ તરીકે બીરાજેલા નામદાર વાઇસરોયને નમન કર્યું હતું, અને તેથી વિલાયતમાં રહેલા નામદાર શહેનશાહે તે સર્વની વફાદારી સ્વીકારી હતી. તેજ રીતે મુર્તિદ્વારા જગતના મહાન રાજા પરમેશ્વરને સહુ સનામ કરી તેની કૃપા ઇચ્છે છે તેવો મુર્તિપુજાનો અર્થ છે વળી કેટલીકવાર આવા રાજકીય ભવ્ય મેળાવડાની બરાબર રીતે વ્યવસ્થા સાચવવા માટે રાજરાજેન્દ્ર શહેનશાહની સલામતી લેતાં પૂર્વે તેઓ નામદારની ખાલી ખુરશીને પ્રથમ નમન કરવાની તાલીમ રાજામહારાજાઓને આપવામા આવે છે કે જેથી બીજે દિવસે ખુદ નામદાર શહેનશાહની સલામતી લેતા નમન કરતા અવ્યવસ્થા ન જણાય, આવે પ્રસગે નામદાર શહેનશાહની ખાલી ખુરશીને જે નમન કરવામા આવે છે તે તેઓ નામદારને નમન કર્યા બરાબર છે તેજ રીતે મુર્તિને જે નમન, પ્રણામ સેવાદિ કરવામા આવે તે શ્રી પરમેશ્વરને નમન કર્યા બરાબર છે

## ૫૭ ઇશ્વરના સાકાર સ્વરૂપ વિષે વેદમાંહેની આખ્યાયિકા.

દૈત્ય અને દેવતાઓ વચ્ચે એકવાર ભયકર યુદ્ધ થયું, તેમાં ઇશ્વરની સહાયથી દેવો જીત્યા. પરન્તુ દેવોને મનમાં ગર્વ થયો કે **अयमस्माक विजय अयमस्माकं महिमा** આ અમારો વિજય છે, આ અમારા બળથી થયુ ઇશ્વરે તેનો ગર્વ ઉતારવા મુર્ત રૂપ, ગુણ, આકારવાળુ એક મનોહર સ્વરૂપ ધારણ કર્યું તેને અગ્નિ,વાયુ, અને ઇન્દ્રે જોયું, દેવોએ આ સ્વરૂપ જોઇને કહ્યુ "આ મહાત્મા કોણ છે," પ્રથમ અગ્નિ તેને પુછવા ગયો. તેને એ તેજસ્વી પુરૂષે નીચે પ્રમાણે પુછ્યુ

તેજસ્વી પુરુષ —તું કોણ છે ?

અગ્નિ —**अहमग्नि अह जातवेद** હુ અગ્નિ છુ

તેજસ્વી પુરૂષ—તારૂ પરાક્રમ શુ છે?

અગ્નિ—હું આ સકળ દશ્ય જગતને બાળી ભસ્મ કરી શકુ છુ.

તેજસ્વી પુરૂષ—તું આ તૃણુની સળીને બાળ (એમ કહી એક ઘાસની સળી અગ્નિ આગળ ધરે છે) પણ અગ્નિ તેને બાળી શકતો નથી અને પાછો જાય છે

પછી તે તેજસ્વી મહાત્માની ઓળખાણ પુછવા વાયુ આવે છે, તેને તે મહાત્મા પુછે છે કે "તું કોણ છે"

વાયુ—હું વાયુ છુ

તેજસ્વી પુરૂષ—તારૂં પરાક્રમ શું છે?

વાયુ—હુ પહાડને, ઝાડને, અને આ સમસ્ત જગતને પણ ઉંચે ધારણ કરી શકુ છુ, તથા ઉડાડી શકુ છુ

તેજસ્વી પુરૂષ આ તૃણની સળીને ઉડાડ. વાયુ તેમ કરી શકતો નથી અને પાછો જાય છે.

છેવટે ઇન્દ્ર પુછવા વાસ્તે ગયો પ્રભુએ જાણ્યુ આ દેવતાનો રાજા છે અને અભિમાની છે, તથા આ વિજય ખરી રીતે કોના બળથી પ્રાપ્ત થયો તેનુ તેને ભાન નથી અને ઉલટો ગર્વ કરે છે તેથી તેના અભિમાની જોડે તો મારે વાત પણ કરવી ન જોઇએ. (એટલામાં તે તેજસ્વી સ્વરૂપ અંતર્હિત થઇ ગયુ) ઇન્દ્ર પુછવા જાય છે પણ તેને તે તેજસ્વી પુરૂષ નજરે પડતો નથી તેથી ઇન્દ્રને નવાઇ ઉત્પન્ન થાય છે તેવામાં આકાશમાં એક સુંદર સ્ત્રી દેખાય છે, તેનું નામ હૈમવતિ પાર્વતી હતુ તેણે કહ્યું "હે દેવો જે તેજસ્વી મહાત્માને તમે જોયા તેજ બ્રહ્મ અથવા પરમેશ્વર હતા." દેવો આથી લજ્જિત થઇ ગયા અને સમજી ગયા કે આપણને વિજય આપનાર એજ તેજસ્વી પુરૂષ અથવા એજ પરમાત્મા હતા તેમાં આપણુ કંઇ બળ નહતુ (યજુર્વેદ)

ઇશ્વર સાકાર સ્વરૂપ પણ ધારણ કરી શકે છે એવુ આ વાત ઉપરથી સિદ્ધ થાય છે.

## ૫૮ વેદમાં કરેલુ સાકારસ્વરૂપનુ વર્ણન.

પ્રભુના સાકાર સ્વરૂપનુ વર્ણન વેદમા એક સ્થળે નીચે પ્રમાણે કરેલું છે "આદિત્ય મંડલમા એક હિરણ્યમય પુરૂષ છે જેના નેત્રો તપ્તાગાર જેવાં લાલ છે, મુછો સોનાના જેવી પીળી તથા અંગ પણ સુવર્ણ જેવુ દિવ્યમાન છે" આ સ્થળે કોઇને શંકા થાય કે એ કોઇ પુણ્યશીલ જીવ કેમ ન હોવો જોઇએ? જે પોતાના પુણ્યબળથી આ સૂર્યલોકમા આ સ્વરૂપને પ્રાપ્ત થયો હોય. આ શંકાનું સમાધાન એ છે કે આદિત્યમંડલમાં દેખાતો હિરણ્યમય પુરૂષ કોઇ જીવાત્મા નથી પણ ખુદ પરમાત્માનું એ આગન્તુક સ્વરૂપ છે. કારણ કે જીવાત્માને પાપપુણ્યનુ ફળ ભોગવવુ પડે છે, અને બહુ પુણ્યના યોગે સ્વર્ગની કે સૂર્યલોકની પ્રાપ્તિ થાય પણ ભગવદ્ગીતામાં અધ્યાય ૯ શ્લોક ૨૧ માં કહ્યા પ્રમાણે

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं

क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।

પુણ્યનો ભોગ થઇ રહ્યા પછી જીવોને ફરીથી પૃથ્વી ઉપર અવતરવુ પડે છે તેથી સૂર્યમંડળમા જણાતો હિરણ્યમય પુરૂષ જો કોઇ જીવ હોત તો તેને પુણ્યનો ક્ષય થતાં અમુક સમય પછી ત્યાંથી પૃથ્વી અથવા અન્ય લોકમાં જવુ પડત. પણ આ હિરણ્યમય પુરૂષ તો આદિત્યમંડલમા અહોનિશ દેદિપ્યમાન છે અને તે જીવાત્માની પેઠે પરતંત્ર નથી પણ સર્વદા સ્વતંત્ર છે. તે જગતના નિયતા તરીકે કામ કરે છે પણ તેનુ ફળ તેને

ભોગવવુ પડતુ નથી વળી ઘણા જન્મના ઉત્તમ પુણ્યથી માણસ-જીવાત્મા મોક્ષ મેળવે છે, ત્યારે તેને સ્વરૂપ રહેતું નથી, પણ આ પ્રભુ તો મોક્ષસ્વરૂપ નિર્વાણરૂપ હોવા છતાં યુગે યુગે અવતાર લે છે અને સાકારરૂપ ધારણ કરી શકે છે જે વિષે પાછળ કહે વાઇ ગયુ છે

(જ) વળી ઇશ્વરના સાકારરૂપ સબધે કોઇ એમ શકા કરે છે કે પૃથ્વીપર જે જે આકારવાળી વસ્તુ છે તે બધીનુ સ્વરૂપ એક દેશીય છે તેજ પ્રમાણે ઇશ્વર જો સાકાર હોય તો તેનુ સ્વરૂપ ગાઉ કે બે ગાઉ કે હજાર ગાઉમાં હોવુ જોઇએ, અર્થાત તે એક સ્થાનમાં હોવો જોઈએ જે પુસ્તક પેટીમા પડેલુ છે તે તેજ વખતે બહાર ન હોઇ શકે આ પ્રમાણે સાકાર ઇશ્વર એકદેશીય હોવા જોઇએ નિરાકાર ઇશ્વરની પેઠે તેનો સર્વત્ર સભવ ન હોય આ શકાનું સમાધાન એ છે કે પાછળ કહેવામાં આવ્યુ તેમ ઇશ્વર સર્વશક્તિમાન અને સર્વ વ્યાપક છે અને તે સર્વ ચરાચર વિશ્વમાં વ્યાપી રહ્યો છે, એક સ્થળે સાકારરૂપે હાજર હોવાથી બીજે સ્થળે તે નથી એમ માનવુ એ આપણી સ્થૂલ દ્રષ્ટિ અને અજ્ઞાનતાનુ પરિણામ છે આજકાલના કેટલાક લોકોનુ કહેવુ એમ છે કે " જે વસ્તુને અમે પ્રત્યક્ષ નજરે જોઇએ તેને જ અમે માનીએ, આ વાત તેમની ધારણા પ્રમાણે તેમને ઠીક લાગે છે પરન્તુ જ્યા સુધી અનુમાન પ્રમાણ સ્વીકારવામા ન આવે ત્યા સુધી પ્રત્યક્ષની પણ પ્રતિતિ થતી નથી કોઇ માણસનો પિતા જે મરી ગયો છે તે હાલ દેખાતો નથી તેથી શુ કહી શકાય કે તેને પિતા નહતો ? હતો જ ઘણે દૂર રહેલા પુરુષના કેશ દેખાતા નથી તેથી શુ આપણે કહી શકીશુ કે તેને કેશ નથી ? ગ્રહનક્ષત્રાદિ દિવસે નથી દેખાતાં છતાં અનુમાનથી જાણી શકાય છે કે તે છે

આ પ્રમાણે જે દૂરત્વના દોષથી ન જણાય તે અનુમાન પ્રમાણથી જાણી શકાય છે પદાર્થનુ ખરૂં સ્વરૂપ નહિ જાણવાના પાંચ કારણ છે, ૧ બહુ દૂરપણુ ૨ અતિ સામિપ્ય ૩ ઇન્દ્રિયોપહત અવયવો ૪ કામક્રોધાદિવેગ ૫ અભિભવ આ પાચ કારણ પૈકી બહુ દૂર પણાનુ દ્રષ્ટાંત ઉપર સમજાવ્યુ છે બીજા કારણ "અતિ સામિપ્ય" નો વિચાર કરીએ નેત્રમાં રહેલુ અજન એ નેત્રની છેક નજીક છે તેથીજ આખથી જોઇ શકાતુ નથી. ત્રીજુ જન્મથી જેની આખ નષ્ટ થઇ હોય છે તે પદાર્થના રગને ઓળખી શકાતો નથી. ચોથું કામ ક્રોધથી જે ઉશ્કેરાઇ જાય છે તેને નજીકનો પદાર્થ પણ વ્યામોહથી દેખાતો નથી. અને જેનો અભિભવ એટલે વિનાશ થયો છે તેનુ ખરૂં રૂપ પણ જાણી શકાતું નથી આ પ્રમાણે ઉપરના કોઇએક કારણથી ઇશ્વરના સ્વરૂપને એકદેશીય માનવુ તે ભુલ છે પ્રભુ સર્વ શક્તિ ધરાવે છે તેથી હજારો, લાખો સ્વરૂપો એકજ વખતે ધારણ કરી એક દેશમા હોવા છતાં આકાશવત્ અન્ય દેશમાં પણ હોય છે

## (૫૯) મૂર્તિપૂજાને નામે હિંદમા ચાલતા ઢોંગ અને અનર્થનો પ્રતિરોધ કરવા બાબત.

એક વાત મૂર્તિપુજાના સબધે આ સ્થળે કહેવા જેવી છે તે એ કે કેટલાક તામસી વૃત્તિના લોકો મેલડી, ખોડિયાર, જોગણી, ભૂત કે પિશાચાદિ (i) મુર્તિનો લોકોમાં ફેલાવો કરીને અજ્ઞાત લોકસમાજમાં તેમજ ઔરતોમા ઝોડ, ઝપટ, વશીકરણ વગેરે વહેમનો વધારો કરે છે. તેઓ કહે છે કે 'જો તમે અમારી ખોડિયારને અમુક પ્રાણીનો અથવા

મદ્યમાંસનો ભોગ ધરાવો તો તમારી મનોકામના તુર્ત સિદ્ધ થાય. મૂર્ખ આદમીઓને તથા ભોળાદિલની સ્ત્રીઓને આથી કેટલીકવાર સ્વધર્મનો પણ ખ્યાલ રહેતો નથી, અને મેલડી કે ડાકિનીની પુજા નિમિત્તે અનેક કુકર્મો કરે છે આથી કાર્યની સિદ્ધિ થતી તો બાજુએ રહી પરંતુ બીજા કુકર્મોનો વધારો થાય છે. મેલડી આગળ ડાકલાં વાગી, ભૂવા ધૂણે લોઢાની સાંકળો પોતાના શરીર ઉપર મારે, હાઉ હાઉ કરે, બકરાં, ઘેટાં કુકડાં વગેરે નિર્દોષ પ્રાણીનો દઈને ભોગ ધરાવે, આ બધાથી ભોળા લોકો એટલા બધા વહેમ અને કુતર્કમા ભમી જાય છે કે તેઓ હરઘડીએ કંઇ પણ કામકાજ કરતા શંકામાં આવી પડે છે વહેમી સ્ત્રીઓ પણ છોકરાને ભૂત, પ્રેતના નામથી ડરાવીને બીકણીયાં, બાયલાં અને વહેમી બનાવી દે છે. આ વાત બહુજ ખેદકારક છે તામસી વૃત્તિના આ લોકોની મૂર્તિપુજાથી દેશને કંઇપણ લાભ નથી. પરન્તુ અત્યંત હાની છે તે ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ છે તેથી તેનો સત્વર નિષેધ થવો જોઇએ જ્યાં સુધી આ દેશમાં આવા અધર્મ પ્રકારની શાકિની ડાકિની કે મેલડીની મૂર્તિપુજા ચાલુ રહેશે ત્યાં સુધી આપણા ભોળા દિલની સ્ત્રીઓમાંથી વહેમ દૂર થશે નહિ, અને જ્યાં સુધી વહેમ છે ત્યાં સુધી શાન્તિ પણ થવાની નથી. માટે આવા વહેમો અને ઢોંગ દેશમાથી દૂર થાય તેવો ઉપદેશ કરનારી મંડળીઓ જનસમાજે ઉભી કરવી જોઇએ, અને આવી મંડળીના ઉપદેશકોએ લોકના વહેમ દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ તથા તેમને જગન્નિયતા પરમેશ્વરનું, જ્ઞાન આપી તેમાં નિરંતર અભ્યાસ રહેવા માટે શ્રી રામકૃષ્ણાદિ, ઇશ્વરાવતારની કે દેવમૂર્તિની પુજા કરવા બોધ કરવો જોઇએ

(૬૦) ઇશ્વર પ્રાપ્તિ કે મોક્ષ સિદ્ધિનો પ્રતિમા પૂજન સાથે સબંધ.

પ્રાણીમાત્ર દુ ખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ ઇચ્છે છે દુ ખ ત્રણ પ્રકારનાં છે. ગત દુ ખ, વર્તમાન દુ ખ, અને આગામી દુ ખ આ પૈકી પહેલા પ્રકારના દુ ખ માટે તો કોઇને વિચાર પણ આવતો નથી. જે ગયુ તે ગયુ. વર્તમાન કે ચાલુ દુ ખ પણ સમય ને જતાં અને પ્રારબ્ધનો ક્ષય થતાં પોતાના મેળે ટળે છે પરન્તુ જે દુ ખ આગામી અર્થાત હવે પછી આવવાનુ છે તે ટાળવા દરેક મનુષ્યે યત્ન કરવો જોઇએ પુનર્જન્મની નિવૃત્તિ વિના આગામી દુ ખ ટળે નહિ અને ધર્માચરણ વિના આગામી જન્મની નિવૃત્તિ બને નહિ આ પ્રમાણે ધર્માચરણથી આગામી જન્મની નિવૃત્તિ થતાં ઇશ્વરપ્રાપ્તિ કે મોક્ષ-સિદ્ધિ થાય છે, જે માનવજન્મની સફળતા છે હવે અંતઃકરણમા રહે છે મળ, વિક્ષેપ, તથા અજ્ઞાન એ ધર્માચરણ કરવામાં પ્રત્યેક મનુષ્યને આવરણરૂપ બને છે માટે પ્રથમ તો તેનો સારી રીતે નાશ થવો જોઇએ, જન્મજન્માન્તરનાં પાપને મળ કહે છે ચિત્તની ચપળતાને વિક્ષેપ કહે છે, અને પરમાત્માના ખરા સ્વરૂપનું યથાર્થ જ્ઞાન ન હોવુ તે અજ્ઞાન કહેવાય છે અને અજ્ઞાનની નિવૃત્તિ માટે કર્મ, ઉપાસના અને જ્ઞાનયોગનુ અનુષ્ઠાન થવુ જોઇએ કેટલાક તત્ત્વજ્ઞ પુરૂષો શ્રીમદ્ભગવદ્ગીતામાં કહ્યા પ્રમાણે ફલની આસક્તિનો ત્યાગ કરી ઇશ્વર પ્રીત્યર્થે કર્મો કરતાં પ્રભુની ઉપાસના કરીને પ્રભુના સ્વરૂપનુ જ્ઞાન મેળવી જીવનમુક્ત બની જાય છે ત્યારે કેટલાક એ ત્રણમાંથી હરકોઈ એક માર્ગમાં પવિત્ર અને દૃઢ રહીને ઇશ્વરને પામે છે કર્મ, ઉપાસના અને જ્ઞાન આ ત્રણે યોગ પૈકી ઉપાસના કે ભક્તિયોગ એ સુલભ-સહેલાઇથી આચરી શકાય તેવો છે.

( અપૂર્ણ )

# आत्मबळ क्यारे प्राप्त थाय ?

મનુષ્ય આજે ગરીબાઈમાં પરતંત્રતાના પીડાય છે. દુઃખ એવું છે કે જેનો કોઈને અનુભવ થયો ન હોય એમ નથી. દુઃખથી મનુષ્યો ડરે છે, નાસી જાય છે. સુખ સર્વ કોઈ ઇચ્છે છે. મનુષ્ય જન્મે છે ત્યારથી સુખ મેળવવા મથે છે. તે છતાં ઘડીમાં સુખ અને ઘડીમાં દુઃખ મેળવે છે. હાલ વળી અસહકારનો પવન ફુંકાયો છે. તેમાં આત્મબળથી અમે સ્વરાજ્ય લઈશું, આત્મ શુદ્ધિ કરો, એટલે સ્વરાજ્ય મળશે આમ કહે છે.

સ્વરાજ્ય જાદુની માફક એક વર્ષમાં અપાવી દેવાને મહાત્મા ગાંધીજીએ હાકલ વગાડી, પ્રજાને સ્વરાજ્ય જોઈએ છીએ, તેથી તે તૈયાર થઈ ગઈ. વર્ષ ગયું, બે વર્ષ ગયાં, ત્રણ વર્ષ ગયા, એમ વર્ષ ઉપર વર્ષ વીતવા છતાં સ્વરાજ્યનું મોં જોયું નહિ, એટલે પ્રજા ખમચાઈ. મહાત્માજીની આજ્ઞા પ્રમાણે લોકોએ ધારાસભા તજી, નિશાળો છોડી, વકીલાત ખોઈ, ખાદી પહેરવા માંડી, વિદેશી કપડાં બાળ્યાં એમ અનેક ઉપાયો અજમાવ્યા પણ સ્વરાજ્ય ન મળ્યું. એટલે પ્રજાએ વિચાર કર્યો કે આ શું? સર્વ કાંઈ ખોયું, પૈસા ખોયા, છોકરા રખડાવ્યાં, વકીલ બેરીસ્ટરી ખોઈ છતાં સ્વરાજ્ય કેમ નથી મળતું?

આત્મશુદ્ધિથી સ્વરાજ્ય મળશે એ વાત સાચી. આત્મશુદ્ધિ પ્રજાએ ન કરી અને સ્વરાજ્ય ન મળ્યું. આત્મબળથી સ્વરાજ્ય મળશે એમ મહાત્માજીએ કહ્યું છતાં આ બળ મેળવવા યત્ન ન થયા. અસહકાર અને આત્મબળને કાંઈ લાગે વળગે નહિ. ધર્મથી આત્મબળ પ્રાપ્ત થાય ને ધર્મ માર્ગે પ્રજા ચાલી નહિ. વર્ણાશ્રમધર્મનો પ્રથમ પાયો શુદ્ધિ—અર્થાત્ શૌચ તેનો ત્યાગ કરાયો અને જ્યાં સુધી શરીરની તેમજ મનની શુદ્ધિ ન થાય ત્યાં સુધી આત્મબળ ન મળે.

વ્યવહાર કે પરમાર્થ કોઈ પણ સિદ્ધ કરવામાટે તો પ્રથમ અધિકાર પ્રાપ્ત કરવો જોઈએ. વ્યવહારમાં ગણાતી સર્વોત્તમ સ્થિતિ પ્રાપ્ત કરવામાટે પણ અધિકાર મેળવવો પડે છે. કલેક્ટરની નોકરી તો આઈ. સી. એસ. થાય તો મળે, અને બેચાર ચોપડી ભણેલાને તો પટાવાળાની જ નોકરી મળે. આમ વ્યવહારમાં પણ અધિકાર મેળવવાની જરૂર પડે છે. કલેક્ટર પણ માણસ છે ને પટાવાળો પણ માણસ છે, માણસ તરીકે બે સરખા છે. પણ અધિકારમાં ભેદ છે. જ્યાં કલેક્ટર ખુરશી ઉપર બેઠા હોય ત્યાં પટાવાળાએ ઉભા જ રહેવું પડે, તેનાથી ખુરશી ઉપર ન બેસાય. આ તો સાધારણ વ્યવહારનો નિયમ. જ્યારે બધા મનુષ્યો સરખા હોય તો પછી તેમાં ભિન્નતા કેમ જણાય છે?

આમ વ્યવહારમાં પણ અધિકાર મેળવ્યા વગર ઊંચી સ્થિતિ મળતી નથી તો વ્યવહારથી પર પરમાર્થમાં વગર અધિકારે આત્મબળ શી રીતે મળી શકે? વાતો કરવાથી આત્મબળ મળી જતું હોત તો સર્વે કોઈ સિદ્ધ બની જાત. આત્મબળ જેમણે મેળવ્યું છે તેવા સિદ્ધ પુરુષો એક વચન માત્રથી સર્વ સિદ્ધ કરે છે ત્યારે સામાન્ય મનુષ્ય મહેનત કરીને મરી જાય છે છતાં તે કાંઈ મેળવી શકતો નથી. મનુષ્ય તરીકે તો બન્ને

સરખા દેખાય છે, પણ બન્નેના અધિકારમા ભેદ છે એક સિધ્ધ પુરુષ છે ત્યારે બીજો પામર મનુષ્ય છે

બધા મનુષ્યો એક સરખા મનુષ્ય હોવા છતા પણ તેમા અધિકાર ભેદ તો રહ્યા છેજ. મનુષ્યો વાતો કરવા માત્રથી અત્યારે પોતાના કાર્યની સિધ્ધિ જોવા ઇચ્છે છે અમે આ સ્પર્શશુધ્ધિ દેડને અડકીને કરીશુ એવો જ્યા ઉપદેશ અપાય ત્યા આત્મબળ તો શુ પણ મનુષ્યત્વ પણ ગુમાવી દેવાય છે આત્મબળ મેળવવા માટે તો શાસ્ત્ર પ્રતિપાદિત નિયમો પાળવા જોઇએ શાસ્ત્રો કહે તે જુઠુ–ખોટુ છે એમ બોલનારની શાસ્ત્ર ઉપર શ્રદ્ધા હોતી નથી અને જેની શાસ્ત્ર ઉપર શ્રદ્ધા નહિ તે શાસ્ત્રના ફળને મેળવી શકતો નથી પણ પોતાના મનસ્વી તરંગોથી પ્રજાને ખોટી લાલચો આપી ઉંધે માર્ગે વાળે છે.

પાળી શકાય તે ધર્મ, બુધ્ધિથી સમજી શકાય તે શાસ્ત્ર, ન પળાય કે ન સમજાય તે ધર્મ નહિ કે શાસ્ત્ર નહિ એવુ કહેનાર હિંદુ ધર્મના ગુપ્ત રહસ્યને સમજી શકતા નથી, તેઓ ભલે હીંદુ કહેવાતા હોય છતા પણ અંદરખાનેથી પરધર્મનો બોધ આપે છે, એટલે આત્મબળ મેળવી શકાતુ નથી

વર્ણાશ્રમ ધર્મ પાળવો એ મનુષ્ય માત્રનુ કર્તવ્ય છે, જે વર્ણાશ્રમધર્મ પાળે છે તેઓ ક્રમે ક્રમે આગળ પોતાની ઉન્નતિ કરી શકે છે, જેઓ વર્ણાશ્રમધર્મ પાળતા નથી તેઓ ક્રમે ક્રમે અધોગતિમા પડતા જાય છે અત્યારે દેશનુ વાતાવરણ ચોરા માટે ચાલક થવા ધસતુ જણાય છે, અંત્યજ સ્પર્શથી શુદ્ધિ પળાતી નથી. ખરાબ વિચાર કરનારનો સંસર્ગ કરવાથી મન પણ મલીન થાય છે દુષ્કર્મો કરનારનો સંગ કરવાથી શરીર અને મન બન્ને દુષિત થાય છે મનુષ્યે જેવા થવુ હોય તેવા મનુષ્યોનો સંગ કરવો જોઇએ, સંત થવુ હોય તો સતસંગ કરવો, પાપી થવુ હોય તો પાપ કરનારાઓનો સંગ કરવો, નિર્મળ ચારિત્રવાળા થવુ હોય તો તેવા મનુષ્યોનો સંગ કરવો અને ચોરી, વ્યભિચાર કરવો હોય તો તેવા મનુષ્યોનો સંગ કરવો, આ એક સાધારણ નિયમ છે

વર્ણાશ્રમધર્મમા શુદ્ધિનુ એક અંગ છે વર્ણ ચાર છે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર તેમ આશ્રમ પણ ચાર છે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, સંન્યસ્થ આ ચારે વર્ણ અને આશ્રમના ધર્મ જુદા જુદા છે, એ સબંધમા અમે વર્ણાશ્રમ ધર્મ એ વિષય ઉપર આગળ ઉપર લખીશુ આ વર્ણાશ્રમધર્મમા જ શુદ્ધિનો વિષય આવી જાય છે તેમા અભક્ષ્યાભક્ષ્ય અને અસ્પર્શ્યાસ્પર્શ્ય ન કરવા એવુ છે ન ખાવાની વસ્તુ ખાવાથી કે ન અડવાની વસ્તુને અડવાથી તેની અસર આપણા શરીર અને મન ઉપર થાય છે પવિત્ર બ્રાહ્મણ સ્નાન કરીને શુદ્ધ થાય છે ત્યારે સ્નાન ન કરેલા પોતાના સબંધીને પણ અડતો નથી, કદાચ અડકાઈ જાય તો ફરી સ્નાન કરે છે, તેથી તે કાંઇ પોતાને ન અડનાર સબંધીના દ્વેષ કરતો નથી. તેમ અસ્પૃશ્યોનો સ્પર્શ ન કરવો અને તેનો સ્પર્શ થઇ જાય તો સ્નાન કરી શુદ્ધ થવુ એ બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય એ પ્રજાનો ધર્મ ગણાય છે આ ધર્મનુ ખંડન કરનારા અત્યારે દિવસાનુદિવસ વધતા જાય છે, પરંતુ હિંદુઓની સભામા બીજાના મનને દુઃખ થતા અંત્યજોને તેડી લવાય છે અને અસ્પૃશ્યોને અડવાથી જ પવિત્ર થવાય છે એવા ઉંધા સિદ્ધાંત પ્રજાને ઠસાવવા પ્રયત્ન થાય છે બિચારી ભોળી પ્રજા સ્વરાજ્યની લાલચે ફસાય છે અને ધર્મભ્રષ્ટ થાય છે એટલે આત્મબળ મેળવવાને ભાગ્યશાળી થતી નથી

શ્રી ગાંધીજીએ નવજીવનમા જ ખુલાસો કર્યો છે કે શુદ્ધિના નિયમ પાળવા માટે ભલે અત્યજોને ન અડવુ, અને અડાય તો સ્નાન કરી શુદ્ધ થવુ આમ છતા પણ તેઓ હવે વારવાર અત્યજ સ્પર્શથી પવિત્ર થાઓ એમ કહે છે એ સમજાતુ નથી તેમા પ્રજાને શુદ્ધિના નિયમથી રહિત કરવાનો આદેશ છે સત્સમાગમને બદલે અસત્સમાગમ કરવાનો ઉપદેશ આપી પ્રજાને પવિત્ર કરવાને અને આત્મશુદ્ધિ કરવાનો ઉપદેશ અપાય છે તે પ્રજાને હાનિકર્તા છે

આમ ગમે તેનુ ખાવાથી ને ગમે તેને અડવાથી પ્રજા ધર્મભ્રષ્ટ થાય છે અને આત્મબળ મેળવવાનો અધિકાર ગુમાઈ બેસે છે આત્મબળ મેળવવા માટે મનુષ્યે અજ્ઞાનનો નાશ કરવાનો છે, શુદ્ધિ પાળવાની છે ઇંદ્રિયોનો સયમ સાધવાનો છે, વિષયમા ભટકતી ઇંદ્રિયો અને મનને આત્મામાં એકાગ્ર કરવાની જરૂર છે અને તેને માટે શાસ્ત્રોએ કર્મ, ઉપાસના અને જ્ઞાન એવાં સાધનો બતાવ્યાં છે

કર્મ અને ઉપાસનાથી ચિત્તની શુદ્ધિ થાય છે અને જ્યારે ચિત્ત શુદ્ધ થાય છે ત્યારે જ હૃદયમંદિરમાં નિવસેલા આત્માના દર્શન—આત્મસાક્ષાત્કાર થઇ શકે છે, અને આત્મ સાક્ષાત્કાર થય ત્યારે જ આત્મબળ પ્રાપ્ત થઇ શકે છે વાતો કરવાથી કદી આત્મબળ પ્રાપ્ત થતુ નથી તેમ સાધન સાધ્યા વગર સિદ્ધ વસ્તુ મળતી નથી. તમારા વિચારને સ્થિર કરો, વિચારને શુદ્ધ કરો, અનેક વિચાર કરતા અટકો અખતરારૂપ વિચાર ન કરો, વિચાર શુદ્ધ કરવા સદ્વિચાર કરો, સદ્વિચાર કરવા મનની શુદ્ધિ કરો, મનની શુદ્ધિ માટે સત્સમાગમ કે સત્શાસ્ત્રનો સમાગમ નિરંતર સેવો વિચાર પ્રમાણે જ તમારા આચાર અને આચાર પ્રમાણે જ ફળ સમજવુ, શુભ વિચાર કરનાર શુભ ફળ મેળવે છે, અશુભ વિચાર કરનાર અશુભ કર્મ કરી અશુભ ફળ મેળવે છે

તમે જીંદગીમાં એક પણ ઉત્તમ કર્તવ્ય સિદ્ધ કરો અને વ્યવહાર સાધો, પણ ચારિત્ર નિર્મળ રાખો વ્યવહારમાં જ પરમાર્થ સાધો કોઇ પણ એક ગુણ સિદ્ધ કરો, સર્વથી ઉત્તમ માર્ગ સત્સમાગમ છે. તમે સત પુરુષોનો, સાધુ પુરુષોનો, નિર્મળ અત કરણવાળા મહાપુરૂષોનો સગ કરો, તેવા મહાપુરુષો ન મળે તો વેદ, ઉપનિષદ, પુરાણાદિ સત્શાસ્ત્રોનુ સેવન કરો, જે વાચવાથી તમારા વિચાર સુધરે, તમને અનીતિમાં જતા અટકાવે, પરમાત્મા પ્રતિ પ્રેમ પ્રકટાવે, તેવા ઉત્તમ વાંચન વાચો.

કદી પણ બિભત્સ પાત્રોવાળી નવલકથા ન વાંચવી, તેથી મન ઉપર ખોટા સસ્કાર પડે છે તમને ઉત્સાહ વધારે, મનુષ્યમાત્ર પ્રતિ પ્રેમ ઉપજાવે, આનદને વધારે, વિપત્તિમાંથી ઉગરવાના માર્ગ બતાવે તેવા ઉત્તમ પુસ્તકો વાંચો ઉત્તમ વાચન સત્સમાગમનો અર્થ સારે છે, જો કે ગુરુ વગર જ્ઞાન નહિ મળે પણ શાસ્ત્રો ગુરુના અભાવે ગુરુની ગરજ સારશે કદી પણ ધર્મશાસ્ત્રમા અશ્રદ્ધા ન સેવો. ચારિત્ર શુદ્ધ કરવા માટે આવા ઉત્તમ પુસ્તકો વાચો

ભાગ્યોદયનો સગ હમેશ સેવો, તે તમને દર માસે તમારા ઉત્સાહને વધારે તમારા સદ્વિચારોને સ્થિર કરે તેવા વિચારો આપશે ભાગ્યોદય દર માસે વાચનાર ઉચ્ચ ચારિત્ર શીલ થાય છે સદ્વિચાર સેવનો થાય છે કર્તવ્યશીલ બને છે, સદા પ્રસન્ન રહેતા શીખે છે, આત્મબળ મેળવવાની અનેક યુક્તિઓને જાણે છે તેને વારવાર વાચવાથી જરૂર ફાયદો જ થશે તમારા મિત્રોને વચાવો, તેથી તેમને પણ ફાયદો જ થશે

મનુષ્યને ઉચ્ચ બનાવનાર સદ્વિચારો અને શુદ્ધ આચાર છે તે સદ્વિચાર અને શુદ્ધ આચારમાં સ્થિર રહેવા માટે સત્સમાગમ કે ઉત્તમ પુસ્તકોને વાંચવાનો અભ્યાસ રાખ્યા વગર છુટકો નથી. ભલે કોઈ ગમે તે કરે તોપણ જે વર્તનથી તમારૂં શરીર અપવિત્ર બને, મન ઉપર ખોટા સંસ્કાર પડે તેવાની સોબત ન કરશો. તેનો સંગ ત્યજજો, હા, તેવા માણસપર દ્વેષ ન રાખતા, તેના ઉપર પણ પ્રીતિ રાખજો, તેના ઉપર પણ દયા તો રાખજો જ સદ્વિચારનું સેવન કર્યા પછી કોઈ પણ ઉત્તમ ગુણને તમે તમારામાં સિદ્ધ કરો. યોગની સિદ્ધિ માટે તેનાં આઠ અંગો કહેલાં છે

૧ યમ, ૨ નિયમ, ૩ આસન, ૪ પ્રાણાયામ, ૫ પ્રત્યાહાર ૬ ધારણા, ૭ ધ્યાન અને ૮ સમાધિ

આ આઠ અંગને સિદ્ધ કરનાર યોગી બની શકે છે હવે તેમાં પ્રથમ યમ સિદ્ધ થયા પછી નિયમ સિદ્ધ કરવા અને એ પછી ઉત્તરોત્તર આઠે અંગ સિદ્ધ કરવાનાં છે નહિ કે પ્રથમના અંગ સિદ્ધ થયા વગર આઠમું અંગ સિદ્ધ કરવા પ્રયત્ન કરવો.

જેમ નાના છોકરાને પ્રથમ એકડો, પહેલી ચોપડી એમ એક પછી એક શીખવી આગળ જ્ઞાન અપાય છે કાંઈ પહેલું ધોરણ શીખનારને મેટ્રીકનો અભ્યાસ ન કરાવાય, તેમ આ પારલૌકિક સાધનો પણ એક પછી એક સિદ્ધ કરવાનાં છે અત્યારે તો પહેલી ભણતો હોય તો તેને કોલેજમાં બી એ ના વર્ગમાં બેસાડી દેવાની પદ્ધતિથી કામ ચાલે છે

કહ્યું છે કે **આચારો પ્રથમો ધર્મ** આચાર એ પ્રથમ ધર્મ છે. કારણ કે આચારથીજ શરીર અને મન પવિત્ર રહી શકે છે અત્યારે આચાર ધર્મને નેવે મુકાય છે, શાસ્ત્રો ફેંકી દેવાય છે સદ્ગુરુનું તો મો કોઈ જોવા ઇચ્છતું નથી પણ માત્ર ધર્મભ્રષ્ટ થઈ જાઓ કે પવિત્ર થશો ને આત્મશુદ્ધિ થશે આવો ઉપદેશ આપનારા માત્ર ધર્મભ્રષ્ટતાનોજ ફેલાવો કરે છે

આ યોગના અંગો પણ મન, વચન અને ક્રિયા ત્રણ વડે સિદ્ધ કરવાના છે

યમ–જેના ૫ પ્રકાર છે સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અસ્તેય અને અપરિગ્રહ

મન વચન અને ક્રિયાથી સત્ય પાળવું, મનથી સત્યનું ચિંતન કરવું, સત્ય બોલવું અને સત્ય કરવું, સત્ય એ ઇશ્વરનું લક્ષણ છે સત્ય એ ગુણ સિદ્ધ કરનારને તે અંગ સિદ્ધ થતા બીજા અંગો સિદ્ધ થાય છે તમે સત્ય બોલો, સત્યનું જ ચિંતન કરો અને વ્યવહારમાં સત્યપણે વર્તો વ્યવહારમાં રહી તમે આ એક અંગ સિદ્ધ કરવાનું વ્રત લ્યો.

લોકો કાશીએ જઈ કાકડી, કે કેળું ન ખાવાનું વ્રત લઈ આવે છે, દેવીની બાધા આખડી રાખે છે ત્યારે દુધ, ઘી કે કેપડું નહિ ખાઉં એવું વ્રત લે છે, પણ હવે એવાં વ્રત લેવાનો જમાનો નથી અત્યારે તો હું સત્ય બોલીશ, પ્રાણાંતે પણ અસત્ય નહિ બોલું એવું વ્રત લ્યો આ એક અંગ સિદ્ધ થતા ઇશ્વરનો એક ગુણ તમારામાં સ્વભાવ સિદ્ધ થઈ જાય છે આમ છતાં પણ તમે તમારો વર્ણાશ્રમ ધર્મ ન ચુકશો. સત્ય બોલવાનું વ્રત લઈ ઢેઢને અડકવાથી કે ઢેડનું ખાવાથી પવિત્ર થવાની વાત ન કરતા, એ તો ધર્મ ભ્રષ્ટજ થવાય.

અહિંસા—મન વચન, અને કર્મથી કોઇની હિંસા ન કરવી, કોઇના મનને દુખ લાગે તેવું, કે શરીરને દુખ થાય તેવું કોઈ પણ કૃત્ય ન કરવું મનથી કોઇને દુખ થાય તેવું ચિંતન ન કરવું, કોઇને દુખ ઉપજે એવી વાણી ન બોલવી કે ગાળ ન ભાંડવી, કોઇના શરીરને દુખ થાય એવું કૃત્ય ન કરવું આ અહિંસાવ્રત લેનાર સર્વને પોતાના આત્મા સમાન ગણે છે તેમનાથી કોઇને દુખ ઉપજે એવી કશી ક્રિયા થતી નથી આ વ્રત લેવું

૩ બ્રહ્મચર્ય પાળવુ ગૃહસ્થાશ્રમીઓએ પરસ્ત્રીને મા બેન સમી જાણવી, વ્યભિચાર કર્મ ન કરવુ, એનુ પણ મનથી ચિંતન ન કરવુ, વાણીથી તેવી નિંદ્ય વાતો ન કરવી, બિભત્સ નવલકથાઓ ન વાચવી, અને ક્રિયાથી તે નિંદ્ય કર્મ ન કરવુ બ્રહ્મચર્યનુ પાલન કરવુ શરીરમા સાત ધાતુ બને છે તેમા સર્વથી ઉત્તમ–જીવનવાળી ધાતુ તે વીર્ય છે આ વીર્ય એજ મનુષ્યનુ જીવન છે, એજ મનુષ્યનુ બળ છે. બ્રહ્મચર્યથી જ આત્મ-સામર્થ્ય પ્રાપ્ત થાય છે

૪ અસ્તેય—ચોરી ન કરવી, પારકી વસ્તુને છાનામાના લેવાની ઇચ્છા ન કરવી કે તેની જાણ વગર લેવી નહિ

તુલસીદાસજીએ પણ કહ્યું છે કે પરધન પત્થર જાણીએ, પરસ્ત્રી માત સમાન, એટલુ પાળે હરિ ન મળે તો તુલસીદાસ જમાન

૫ અપરિગ્રહ—કોઇ વસ્તુનો પરિગ્રહ ન કરવો

એ યમના અંગો છે આ અંગો સિદ્ધ કર્યા પછી નિયમના અંગો સિદ્ધ કરવાં જોઇએ તેમાં શૌચ, સતોષ, તપ, સ્વાધ્યાય, અને ઇશ્વરપ્રણિધાન એ પાચ યમના નિયમો છે.

શૌચ–શરીર અને મનને પવિત્ર રાખવુ શરીરને જળ, મૃતિકા કે સાબુથી શુદ્ધ રાખવુ અને રાગદ્વેષનો ત્યાગ કરી મનને શુદ્ધ કરવુ

આ શૌચ પાળવાના વ્રતનો નિયમ લઇ શકાય છે તેથી શરીર અને મન બન્ને શુદ્ધ થાય છે, શરીર જેમ જળથી શુદ્ધ થાય છે તેમ મન સત્શાસ્ત્ર શ્રવણ કે સત સમાગમથી શુદ્ધ થાય છે રાગદ્વેષ રહિત અવસ્થાને શાસ્ત્રો ઉત્તમ ગણે છે અને શરીરને સ્નાનાદિથી શુદ્ધ રાખવુ વર્ણાશ્રમ ધર્મ પાળવો, ન અડવાની વસ્તુનો સ્પર્શ ન કરવો ન ખાવાની વસ્તુ ન ખાવી એ પણ શૌચ છે આ શુદ્ધિનુ અગ પણ નિયમનુ પહેલુ અગ છે તેનુ દરેકે પાલન કરવુ જોઇએ. કામ, ક્રોધ, લોભ, મોહ એ સર્વ મનના મેલ છે તેનો ત્યાગ કરવાથી મન શુદ્ધ થાય છે અને જ્યારે મન શુદ્ધ થાય છે ત્યારે જ તે અશુભ વિચારો કરતુ અટકે છે

સંતોષ રાખવો,—જે સત્ય અને ન્યાયથી પ્રાપ્ત થાય તેમા સતોષ રાખવો. આ યાથી વધુ મેળવવાની ઇચ્છા ન કરવી

તપ–પોતપોતાના વર્ણાશ્રમ ધર્મનુ પાલન કરવુ, સત્ક્રિયાથી કદાચ દુ ખ પડે તો પણ ભોગવવુ પણ અન્યાય ન કરવો, દુષ્કર્મ ન આચરવાં, ઇન્દ્રિયોનો નિગ્રહ કરી અંત:કરણ પ્રતિ વાળવી, એ પણ તપ છે

સ્વાધ્યાય—વેદાંતશાસ્ત્રનુ અધ્યયન, સત્શાસ્ત્ર વાચવાં, શરીર મન અને આત્માની ઉન્નતિ કરે તેવા પુસ્તકોનુ વાંચન રાખવુ, સત્સમાગમ સેવવો.

ઇશ્વરપ્રણિધાન–જે કર્મ કરવાં તે નિષ્કામભાવે કરવા તેનુ ફળ ઇશ્વરને અર્પણ કરવુ તે અભિમાનનો ત્યાગ કરવો

આ પ્રમાણે યોગના બે અંગોનુ પાલન કર્યા પછી ત્રીજુ આસન આસનાદિ મનાય છે અને તેનુ વર્ણન આત્મજ્યોતિ નિત્ય બ્રહ્મદર્શન એ પુસ્તકમા જોઇ લેવુ

પ્રથમના બે સાધન સાધવાથી યોગ સિદ્ધ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે, આ બે સાધનો–યમ અને નિયમનુ જેને ભાન પણ ન હોય તે આત્મબળ મેળવવાની વાતો કરે

તે મિથ્યા છે આત્મબળ મેળવવુ એ ઉચ્ચ અધિકાર પ્રાપ્ત કરવાનો છે અને તેને માટે ઉચા સાધનો સિદ્ધ કરવા જોઇએ આ મે સાધનોમાજ આપણે જોઇએ છીએ કે શરીર અને મનની શુદ્ધિ કરવાની છે અને તેને માટે જેનો સ્પર્શ કરવાથી આપણામાં તેના દોષ આવે તેવા અત્યજોને અસ્પર્શ્ય ગણ્યા છે. અત્યજો સિવાય પણ બ્રાહ્મણાદિ દ્વિજ જાતિના પણ જે દુર્ગુણી, દુરાચારી હોય તેનો સગ ન કરવાનુ કહ્યું છે સગથી તેના દોષ આપણામા આવે છે, અને દોષ આવતા તેના જેવા આચારવિચાર પાળવાની વૃત્તિ થઇ આવે છે

હાલમાજ બોરસદમાં રાજકિય પરિષદ મળી હતી અને ત્યાં અત્યજ પરિષદ મળી હતી, ત્યા અત્યજોને સ્પર્શ કરવાના વિચારો ચર્ચાયા, પરિણામમાં બિચારા ઉછરતા સ્વયસેવકો બનેલા અત્યજોને અડવા માંડયા, અને પીવાનાં પાણીનાં માટલામા એકજ થઇ ડવો બોળી હિંદુ પાણી પીવે, મુસલ્માન પણ તેજ ગોળીમાથી તેજ ચડકવાથી પીવે અને ઢેડ પણ તેજ ગોળીમાથી તેજ ચપકવાથી પીવા લાગ્યા અને આવી રીતે અત્યજોને સ્પર્શ કરવાને બન્ને એકજ માટલામાંથી એકજ ચપકવાથી અત્યજો, હિંદુ મુસલમાનો વિગેરે પાણી પીવા મડયા. અને તે સબધી સુધર્મમા—ભાઇ ઇન્દુલાલ જેવા સુધારકે પણ ટીકા કરી, અને તે ગોળીને ગગાજળીની ઉપમા આપી, એવુ ન થવા સૂચના આપી. આમ પ્રજાને ધર્મથી અવળે માર્ગે ચઢાવવા માડી છે અને આત્મબળ મેળવવાનાં જે પગથીયાં છે તે પહેલેથી જ તોડવા માંડયાં છે એટલે આવા ધર્મભ્રષ્ટ થયેલા મનુષ્યો આત્મબળ ન મેળવે પણ ભ્રષ્ટ જ થાય

આત્મબળ મેળવવા શુદ્ધિના નિયમો જરૂર પાળવા જોઇએ, વર્ણાશ્રમ ધર્મ પાળવો જોઇએ, શરીર શુદ્ધ હોય તો જ નિરોગ રહી શકે, મન શુદ્ધ હોય તો જ આત્માનાં દર્શન થઇ શકે અને શરીર તેમજ મનને શુદ્ધ રાખવા પ્રથમ સાધનો સિદ્ધ કરવા. એવો એક પણ ધર્મ નથી કે જેમાં ધર્મ ભ્રષ્ટ થઇ આચાર વિચારથી ભ્રષ્ટ થઇ આત્મબળ મેળવવાનુ કહ્યું હોય

તમે આ ન માનતા હો તો તમારા છોકરાને દુરાચારીઓની સોબતમા રાખો, ઢેડના છોકરાનો સગ કરાવો બે ચાર વર્ષ પછી તેનુ શુ પરિણામ આવે છે તે જોજો તે જરૂર દુષ્કર્મ કરતાં શિખશે, હિસા કરતા અચકશે નહિ, હાડકા, ચામડાને તે અપવિત્ર ગણશે નહિ, શરીર અને મન બન્ને બગડશે, તેમ દુરાચારીની સોબતથી જરૂર દુરાચારી થશે આથી આપણા આચાર શુદ્ધ થાય તે માટે અત્યજ સ્પર્શ આવશ્યક નથી અત્યજો ઉપર દયા રાખવી તેની કોઇ ના કહેતુ નથી, તેમનો તિરસ્કાર ન કરવો એ ખરૂં પણ તેને બ્રાહ્મણના રસોડામા બેસવાની વાત કરવી તે તો બ્રાહ્મણને ભ્રષ્ટ કરવા જેવુ છે

અતિવર્ણાશ્રમી, જેઓ પરમપદે પહોચી ગયા હોય જેમને વ્યવહાર સાથે કો ન હોય, આત્મપદે સ્થિત થઇ ગયા હોય તેવા ભલે ઢેડને અડકે, ઢેડનુ ખાય, કે ગમે તે કરે એક પરમહંસને વિષ્ટામા કે પકવાનમાં ભેદ ન હોય, નાગા ફરવુ કે ઢાંકયા ફરવુ સરખુ હોય, સુખ કે દુઃખ તેમને કાઇ રીતે ન થાય એવા મહાપુરૂષો અતિવર્ણાશ્રમી ગણાય જેમ દેવતામા ગમે તે વસ્તુ પડે તો તે બળી જાય પણ તેમા પાણી છાંટે તો જરૂર તે બુઝાઇ જાય તેમ પરમહંસ અતિવર્ણાશ્રમી ગમે તેવી રીતે રહી શકે કર્મ ગૃહસ્થાશ્રમી જેને ઘણુ

શરીર મન અને આચારને શુદ્ધ કરવાના છે તેમને તે ન પાલવે ધોળા કપડા ઉપર કાળી શાહીના છાંટા પડે તો જરૂર તેમાં ડાઘ પડેજ, તેમ જે શરીરને અપવિત્ર મનુષ્યોનો સંગ કરાવે તો જરૂર શરીર અને મન બન્ને અપવિત્ર થાય

મહાત્માગાંધીજી અતિવર્ણાશ્રમી જેવા છે, તે તો મહાપુરુષ રહ્યા એટલે તેમને તો સર્વ સરખા, તેમના સંગથી બીજા સુધરે, તેમના ઉપર ખરાબ સંસ્કાર ન પડે તે મુસલમાનના ભેગા ખાય, ઢેડને અડકે, ઢેડનું ખાય, અને કહે ત્યારે હું હિંદુ અને ચુસ્ત વૈષ્ણવ, એમને શી રીતે પોસાય તે ઢેડ ભંગીને અડવા અત્યારે કહે છે, કાલે તેમનું પાણી પીવાનું કહેશે, વળી ખાવાનું તો તે ખાય છે એટલે કહેવાના જ એવું ચુસ્ત હિંદુ તો ન જ કરી શકે કારણ કે હજુ તેને વ્યવહારમાં રહી સાધનો સાધી પવિત્ર થવાનું છે તેમને અતિવર્ણાશ્રમી થયે ન પાલવે

અંત્યજ પ્રતિ રાગદ્વેષ ન રાખવો એ ધર્મ સર્વએ પાળવો આપણાં શાસ્ત્રો રાગદ્વેષનો ત્યાગ કરવાનો તો ઉપદેશ આપે છે જ કોઇના ઉપર ક્રોધ ન કરવો, કોઇનો તિરસ્કાર ન કરવો, એ પણ ઉપરના અંગોમાં આવી જાય છે, પણ અમુકને અડવું, અમુકની સોબત કરવી અને અમુકની સોબત ન કરવી એ પોતાના અધિકારની વાત છે તેમાં દેશના નેતા કે રાજ્ય માથું ન મારી શકે કદાચ પરાણે દુરાગ્રહ કરી વાઇકોમમાં જેમ અત્યારે અંત્યજોને હિંદુઓના મંદિરમાં જવાના રસ્તે થઇ જવા માટે પરાણે દુરાગ્રહ થાય છે તેવું તો અસહકારીઓને કરવાનો અધિકાર નથી કદાચ કરે તો તે જુલમ ગણાય, સત્યાગ્રહ નહિ પણ દુરાગ્રહ ગણાય

મૂર્તિપુજાને માનતા નથી તેવા આર્યસમાજીસ્ટોને અત્યારે ફાવતું આવ્યું છે તે પણ અંત્યજોને લઇ હિંદુમંદિરમાં પેસવાનો સત્યાગ્રહ—અરે દુરાગ્રહ—અરે જુલમ કરવા તૈયાર થઇ રહ્યા છે, આ હિંદુધર્મસંસ્થાપકોની અને હિંદુઓની નબળાઇ જ ગણાય કોઇના ઘરમાં પરાણે પેસવું એ ઘરપ્રવેશનો ફોજદારી ગુન્હો ગણાય છે તો હિંદુધર્મમંદિરમાં જેને લાગતું વળગતું નથી તેવા આર્યસમાજીસ્ટો અંત્યજોને લઇ ઘુસવાની વાત કરે તે ખરેખર ગંભીર ગુન્હો છે.

આ પ્રમાણે હિંદુઓ જ હિંદુધર્મનું ખંડન કરવા મથે એ મહા પાપ છે પરમાત્મા તેમને સદ્બુદ્ધિ આપી યોગધર્મનું ભાન કરાવો અને આત્મબળ મેળવવાનો ખરો રસ્તો જે ધર્મ માર્ગે વિવેક, વિરાગ ષડ્સમ્પત્તિ અને મુમુક્ષુતા એ ચાર સાધનો સિદ્ધ કરવાનો છે તે પોતાના જીવનમાં ઉતારે એવી તેમને સદ્બુદ્ધિ આપો એવી ઇચ્છા છે

તંત્રી

# संसर्ग अने तेनी शक्ति.

(અનુવાદક રમણીકરાય જેઠાલાલ દવે)

આ સંસારમાં મનુષ્યની ઉન્નતિ અથવા અવનતિ (પડતી)નો આધાર સંસર્ગ ઉપર છે સારી સંગતથી તે સ્વર્ગમાં જાય છે અને ખરાબ સંગતથી નરકમાં પડે છે મોટામોટા મૂર્ખ લોકો પણ સાધુના સંગથી પરમધાર્મિક મહર્ષિ થઇ ગયા છે, અને મોટા પંડિતો પણ ખરાબ સોબતથી ભ્રષ્ટ થઇ જાય છે મોટા અનુભવવાળા રાજર્ષિ ભરતે સંસારના ક્ષણભંગુર સુખો તથા વિષયો ત્યજીને ઘોર જંગલમાં જઇને પરમેશ્વરની પ્રાર્થના કરીને ચિત્તને ઈશ્વર સાથે જોડી દીધું પરન્તુ ઓહ! સંગ! તારા મહીમાને ધન્ય છે! મોટા રાજ્યને અગ્નિના અંગારાની માફક છોડીને પણ એક મૃગના બચ્ચાની સાથે પણ સંસર્ગ રાખવાથી રાજર્ષિ ભરતને ફરી મૃગ શરીરને ધારણ કરવું પડ્યું અને મોક્ષને બદલે ફરી જન્મ લેવો પડ્યો

રત્નાકર એક વખત ભીલોની સાથે રહેતા હતા, જીવહિંસા અથવા લુંટાલુંટ કરવાનું તેમનું મુખ્ય કર્તવ્ય હતું ને ક્ષણ માત્રમાં સાધુની સોબતથી 'મરા' 'મરા' જપ કરતા હતા અને ઋષિઓમાં શ્રેષ્ટ કવિ વાલ્મિકી થયા.

હિન્દુશાસ્ત્રોમાં સંસર્ગનો મોટો વિચાર કરવામાં આવ્યો છે દયા, સત્ય વિગેરે સામાન્ય ધર્મને લઇ વિશેષ ધર્મ, દેશધર્મ જાતિધર્મ, કુળ ધર્મ, સ્ત્રી ધર્મ, આચાર, વ્યવહાર, ભોજન વગેરેનો સર્વનો સમ્બન્ધ સાંકળની માફક જોડાએલો છે સાક્ષાત સમ્બન્ધ રૂપથી હોય અથવા પરંપરા સમ્બન્ધથી સ્થૂળ ભાવથી હોય અથવા સુક્ષ્મભાવથી ગમે તેમ પણ સંસર્ગનો સમ્બન્ધ સર્વ ઉપર ફેલાએલો છે ચંડાળો—અન્ત્યજોની છાયાનો સ્પર્શ ન કરવો. રજસ્વલા સ્ત્રીની સાથે વાતો ન કરવી બીજાના પહેરેલા કપડા ન પહેરવાં, ભોજન કરતી વખતે કોઇને અડકવું નહિ, રાંધેલું અન્ન કપડાં ઉપર પડે તો તે કપડાંને ધોઇ નાખવાં ઇત્યાદિ નાના નાના આચાર, વિચારો પાળવા. કેમકે સર્વનું મૂળ સંસર્ગ છે સંસર્ગનો વિચાર અમલમાં મૂકવાથી મનુષ્ય જન્મભર નિરોગી રહીને તેમના જીવનને પુણ્ય અથવા પવિત્ર બનાવી શકે છે

સંસર્ગના બે પ્રકાર છે શારીરિક અને માનસિક સ્થૂલ શરીર એ પંચ મહાભૂતોથી બનેલું છે અને સૂક્ષ્મ પંચભૂતોથી મનની ઉત્પત્તિ થાય છે સ્થૂલથી સૂક્ષ્મ વસ્તુની મહત્તા વધારે છે આ કારણથી શરીરના કરતાં મનની સાથે સંસર્ગનો સંબંધ કંઇક થોડો ધરાવે છે. મનની મલિનતા થતાં જરૂર પાતકી થાય કેમકે કેવળ સ્થૂળ શરીરના ભોગ કાંઈ હોતા નથી. સ્થૂલ શરીરનું જે કાંઇ કરેલું સારું અથવા ખરાબ કાર્ય હોય છે તેનો પ્રભાવ મન ઉપર પડ્યા કરે છે શાસ્ત્રોનો સિદ્ધાન્ત એવો છે કે—સ્થૂલ જગતથી સૂક્ષ્મ જગત્ ઉન્નત છે આ કારણથી સૂક્ષ્મ જગતના અધિકારી અથવા ચાલક દેવતાઓ—સ્થૂલ જગતપર અધિકાર સ્થાપન કરીને તેનું શાસન કરે છે મનની ઉન્નતિથી શરીરની પણ ઉન્નતિ થાય છે મનુષ્યો માનસિક શક્તિ દ્વારા શરીરને નિરોગી અથવા બળવાળું રાખી શકે છે, શાસ્ત્રકારોની આજ્ઞા છે કે પાપી અથવા પાપોનો સંસર્ગ શરીરથી તો શું પણ મનથી પણ કદી કરવો નહિ

અપૂર્ણ.

હાલ તરતમાં મંગાવનાર પાસે રૂ. ૧—૦ ઓછા લેવાશે.

જો તમારે તમારૂં જીવન ઉચ્ચ કરવું હોય, સંસારમાં મહાન ધર્મિષ્ઠપદે સ્થિત થવું હોય, ગૃહસ્થાશ્રમના સર્વોત્તમ સુખ અને આનંદનો અનુભવ કરવો હોય તો

# स्वधर्मनिष्ठ दैवीजीवन

## અને ધર્મસંસ્થાપક મહાન પુરુષોનાં જીવનવૃત્ત

આ પુસ્તક જે હાલમાં જ બહાર પડ્યું છે તેના ગ્રાહક થવા લાભામણ છે આ પુસ્તક દરેક મનુષ્યે, દરેક પુરુષ અને સ્ત્રીએ, દરેક વિદ્યાર્થીએ ધર્મિષ્ઠ થવા, ઉચ્ચ જીવનનો અનુભવ કરવા મહાન પદ પ્રાપ્ત કરવા જરૂર વાંચીને મનન કરવું જોઈએ

આ પુસ્તકની અંદર હિંદુધર્મ, સનાતન હિંદુધર્મ, વેદધર્મ, બુદ્ધધર્મ, શિવધર્મ, વૈષ્ણવમાર્ગ, જૈનધર્મ, મુસલમાન ધર્મ, પારસીઓનો ધર્મ, ખ્રીસ્તિ ધર્મ કબીરપંથ નાનકપંથ, રામાનુજ પંથ, રામાનંદી પંથ, સ્વામીનારાયણનો ધર્મ, વિગેરે હિંદુસ્તાનમાં ચાલતા અનેક ધર્મો, અનેક પંથો, અનેક મતોના સિદ્ધાંતરહસ્યો, તે તે ધર્મના સ્થાપક મહાપુરુષોનાં જીવનચરીત્રો, દરેક ધર્મના મુળતત્વો વિગેરે દરેક ધર્મના રહસ્યોનો સમાવેશ કરવામાં આવ્યો છે

અમદાવાદ ટ્રેનિંગ કોલેજના રિટાયર્ડ પ્રીન્સીપાલ અને ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ સાહેબ રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી એ લખે છે કે —

### સ્વધર્મનિષ્ઠ દૈવીજીવન.

આ દળદાર પુસ્તકમાં ગ્રન્થકર્તાએ પૌરાણીક પુરૂષોનાં જીવનનો વૃતાન્ત આપ્યો છે વિષ્ણુના અવતારોનું ને તેને લગતા પારાણિક વૃતાન્તોનું વર્ણન સારી રીતે આપ્યું છે તેમજ શ્રીમચ્છંકરાચાર્ય, કબીર, નામદેવ, નામદેવ, રામતીર્થ, વિવેકાનંદ આદિ દૈવી પુરુષોનાં જીવનનું ચિત્ર દર્શાવેલું છે. ધાર્મિક પુરૂષોને પુસ્તક બહુ ઉપયોગી થઈ પડશે સામાન્ય વાચકવર્ગને પણ તે હિતકર છે

એમ જીલ્લાના ડી. ડી. કલેક્ટર સાહેબ રાવ સાહેબ મગનલાલ મોહનલાલ ગાંધી બી એ લખે છે કે, આપનું સ્વધર્મનિષ્ઠ દૈવીજીવન પુસ્તક વાંચી આનંદ થયો છે હિંદુસ્તાનના મોટા ભાગ ધાર્મિક ને દૈવી પુરૂષો પુરાતન ને હાલના જમાનામાં થઈ ગયા તેમનાં પ્રતિહાસીક વર્ણન આપે આપ્યાં છે તેમની દૈવી કૃતીનો સંગ્રહ આપે બતાવ્યો છે તે વાંચી કોઈ પણ વિચારશીલ પુરૂષને નિવૃત્તિ માર્ગનો રસ્તો જડે તો કાંઈ વિશેષ નથી, આવા પુસ્તકની એક લાંબા વખતની ખોટ આપે પુરી પાડી છે. આપનું પુસ્તક સનાતન ધર્મને પુષ્ટિ આપનારૂં છે આશા રાખું છું કે તેનો બહોળો ઉપયોગ થશે

આ પુસ્તકમાં વેદો, ઉપનિષદો, પુરાણો, શાસ્ત્રો, વિગેરે ધાર્મિક પુસ્તકોનું સંશોધન કરી તેમાંના મુળ સિદ્ધાંતોનો સંગ્રહ કર્યો છે. તે ઉપરાંત દરેક ધર્મ સ્થાપનાર મહાપુરુષનાં જીવનચરીત્રો તેમના મુળ સિદ્ધાંતો સાથે છે જેથી વાંચવાથી મનુષ્ય પોતાનું જીવન ઉચ્ચ ધર્મિષ્ઠ બનાવી શકે છે. અનેક ધર્મોના ન જાણેલા સિદ્ધાંતો જાણવામાં આવે છે બાળકોને, વિદ્યાર્થીઓને, સ્ત્રીઓને, વંચાવવાથી તેમને નીતિમય ધર્મિષ્ઠ જીવન ગાળવાનું મન થાય છે. એકંદર રીતે આ પુસ્તક વાંચી મનન કરવાથી મનુષ્યની ધર્મ ઉપર શ્રદ્ધા ચોટી, નીતીના અને ધર્મોના સિદ્ધાંતોને અનુસરવાનું મન થાય છે

આ પુસ્તકની અંદર એ વિષયો ઉપરાંત-લગભગ ૧૫૦ ઉપરાંત ધર્મસંસ્થાપક મહાપુરુષોનાં વિસ્તૃત જીવન ચરીત્રોનો સ્હેલી ભાષામાં સંગ્રહ છે આ પુસ્તકમાં આવેલા વીષયો નીચે પ્રમાણે છે

આ પુસ્તકના ભાગ ૧૦ અને પ્રકરણ ૯૧ માં આવેલા વિષયો નીચે પ્રમાણે છે

| ભાગ ૧ લો | ભાગ ૨ જો | | |
|---|---|---|---|
| હિંદુધર્મ– | પ્રભુના ૨૪ અવતારો | વારાહાવતાર | ગુરૂદત્તાત્રયનું |
| ધર્મનિષ્ઠજીવન | અવતાર રહસ્ય | હિરણ્યાક્ષસંહાર- | જીવનચરિત્ર. |
| તીર્થયાત્રા | સનકાદિક કુમારો. | નારદચરીત્ર | યજ્ઞાવતાર |
| મહાત્માજીનો સમાગમ | રૂદ્રાવતાર | નરનારાયણ | પ્રિયવ્રત |
| ધર્મરહસ્ય | વેદોની ઉત્પત્તિ | સ્વયંભુ મનુ–શતરૂપા | અગ્નિધરાજા |
| વેદધર્મ | બ્રહ્માની સૃષ્ટિ | કપીલાવતાર | નાભીરાજા |
| | | કર્દમમુનિ | ઋષભદેવ ચરીત્ર |

ભરતમુનિ
જડભરત
સ્વયંભુમનુનીવંશ
ધ્રુવચરીત
વેનરાજા ચ૦
પૃથુરાજાનુ ચ૦
ઋષભભગવાન
વર્ણાશ્રમધર્મ
ચાર જાતિ ધર્મ
ચાર આશ્રમધર્મ
બ્રહ્મચર્યાશ્રમ
ગૃહસ્થાશ્રમધર્મ
બ્રાહ્મણધર્મ
વાનપ્રસ્થાશ્રમ ધર્મ
સંન્યસ્તધર્મ
પરમહંસધર્મ
શ્રીહરિ
શ્રીમત્સ્યાવતાર
કુર્માવતાર
ધન્વંતરી
મોહિની
શ્રીનૃસિંહાવતાર
હિરણ્યકશિપુ
પ્રલ્હાદચરિત્ર
વામનાવતાર
પરશુરામ ચરીત્ર
પુરુરવા
ઋચિક અને સત્યવતી
સહસ્ત્રાર્જુન
ભગવાન વેદવ્યાસ ચ૦
શ્રી રામચંદ્રજી ચ૦
રાવણ ચ૦
વિભિષણ
તાટકાવધ
અહલ્યા ચ૦
વાલ્મીકી ચ૦
શ્રવણ ચરીત્ર
સારંગ ગોપ

જટાયુ
શબરી ચરીત્ર
સુગ્રીવ અને વાલી
શ્રીહનુમાન ચરીત્ર
લક્ષ્મણ
કુંભકર્ણ
મેઘનાદ
લવણાસુર
શ્રીકૃષ્ણચરીત્ર
કંસચ૦
પુતના વધ
નંદ અને યશોદા
વત્રાસુર
ગોવર્ધન પર્વતોત્સવ
શ્રી કૃષ્ણ રાસક્રીડા
કુબજા
કંસ વધ
મુચુકંદ ચ
રૂક્મિણી ચ.
શંખાસુર
જાંબુવતી
સત્યભામા
બાણાસુર
અનિરૂદ્ધ
બળભદ્ર
જરાસંધ વધ
શિશુપાલ
સુદામા ચ૦
શ્રી બુદ્ધ ચ૦
ભાગ ૩ જો
ધર્માચાર્યો
કુમારીલ ભટ્ટાચાર્ય
શ્રી આદ્યશંકરાચાર્ય
શ્રી વૈષ્ણવમત પ્રવર્તક
શ્રી રામાનુજાચાર્ય
શ્રી મધ્વાચાર્ય
શ્રી વલ્લભાચાર્ય
શ્રી વિઠ્ઠલનાથજી

શ્રીગૌરાંગ પ્રભુ—ચૈતન્યદેવ,
શ્રી સ્વામીનારાયણપંથ
શ્રી સહજાનંદ સ્વામી
આર્ય સમાજ
શ્રી દયાનંદ સરસ્વતી
શ્રી ગન્તુસિંહાચાર્યજી
કબીર સાહેબ
શીખ ગુરૂ નાનક
મહાત્મા દાદુ દયાલ
લીંગાયત મત
શ્રી બસવ
પ્રણામી પંથ
શ્રી દેવચંદજી
શ્રી પ્રાણનાથજી
ભાગ ૪ થો
ભગવાન પાતંજલી
ગુરૂ મત્સ્યેન્દ્રનાથ
ગુરૂ ગોરખનાથ
મહાત્મા ભર્તૃહરી
ભાગ ૫ મો
ધર્મનિષ્ઠ ઋષિમુનિઓ
બૃહસ્પતિ
શુક્રાચાર્ય
ગૌતમ મુની
અગસ્ત્યમુનિ
વશિષ્ઠ ચ
વિશ્વામિત્ર
યાજ્ઞવલ્કય
ભાગ ૬ ઠો
ધર્મિષ્ઠ રાજપુરૂષો
જનક વિદેહી
દિલીપ
મહારાજા ભરત
અંબરીષ
રઘુરાજ
વિક્રમરાજા
ભોજ
માન્ધાતા

હરિશ્ચંદ્ર „
સગર „
ભાગ ૭ મો
જુદા જુદા ધર્મ પ્રવર્તક
જૈનધર્મ
શ્રીઅર્હંત
મહાવીર સ્વામી
ખ્રીસ્તી ધર્મ
જીસીસ ક્રાઈસ્ટ
મુસલમાનીધર્મ
હજરત મહંમદ પેગંબર
પારસી ધર્મ
મહાત્મા જરથોસ્ત
ભાગ ૮ મો
ધર્મોપદેશકો
તુલસીદાસ
નરસિંહ મહેતા
સુરદાસ
નામદેવ
શ્રી જ્ઞાનદેવ
વિઠ્ઠલપંથ
નિવૃત્તિ નાથ
એકનાથજી
ભાગ ૯ મો
વર્તમાન જમાનાના
સિદ્ધ પુરૂષો
શ્રીસમર્થ રામદાસ સ્વામી
સ્વામી રામતીર્થ
તુકારામ
ભાગ ૧૦ મો
ચાલુ જમાનાના
મહાપુરૂષો
સ્વામી વિવેકાનંદ
શ્રી ગૌરસ્વામી
શ્રી વિશુદ્ધાનંદ સરસ્વતી
શ્રી ભાસ્કરાનંદ સરસ્વતી
શ્રી તૈલંગસ્વામી

ઉપર પ્રમાણે આ પુસ્તકમાં વિષયો છે લગભગ ૧૫૦ ઉપરાંત સમર્થ ધર્મનીષ્ટ ને ધર્મસંસ્થાપક મહાપુરૂષોના જીવન ચરીત્રો છુટાં છુટાં ખરીદવાથી પચાસેક રૂપીયા ખરચ થાય, છતાં બધા મળી શકે પણ નહિ પરંતુ આ પુસ્તકનો જુજ રકમ ખરચવાથી મોટા મોટા પ્રખ્યાત મહાપુરૂષોના જીવનચરીત્રો અને દરેક દરેક ધર્મના સીદ્ધાંતોનું રહસ્ય સમજવામાં આવશે, સર્વ શાસ્ત્રોનો સાર સમજાઈ જશે આશા છે કે તમે જરૂર આ પુસ્તક આજેજ મંગાવી લેશો પુસ્તક લગભગ ૮૦૦ પાનાનું છે જાડા એન્ટીક કાગળ ને સોનેરી નામ છતાં કીંમત માત્ર રૂ ૬—૦ પોસ્ટેજ ૦—૧૦—૦

આ પુસ્તકની માત્ર જુજ નકલો છપાવી છે માટે આજેજ પત્ર લખી દ્યો તરતમાં મંગાવી લેનાર પામે

# દવે ફાર્મસીની દવા વાપરનારાઓ શુ કહે છે,

**સ્વામીનારાયણના મંદિરના કારભારી મી.** મગનલાલ લખે છે કે તમારી હરસની દવાથી મને પચીસ વરસનુ હરસનુ દરદ મટયુ છે હુ ઘણી દવા કરી કટાળી ગયો હતો પણ તમારી દવાથી મને ફાયદો થયો છે જેથી હુ ઉપકાર માનુ છુ હરસને માટે આ દવા અસર કરનારી મને જણાઇ છે.

**કલકત્તાથી મી સી. એમ. ચોધરી** લખે છે કે તમારી દવાથી મને જુના હરસનુ દરદ મટયુ છે ને હજુ સુધી ફરી થયુ નથી, જેવાંની ૧ ડબી બીજી મોકલશો

**વામણાથી** પા લલ્લુભાઈ ભવાન હરસની દવાથી સારો ફાયદો છે, બીજી ડબી તુરત મોકલો

**ખડરોથી** કામેશ્વર નથુરામ લખે છે કે આપની પ્રમેહની દવાથી પ્રમેહ મટયો છે ઘણી દવાઓથી ફાયદો ન થયો તે આ દવાથી મટયો છે

**વડોદરાથી પરસાનદ ૯ સાલ મુનનો** લખે છે કે–આ દવાથી પરમીયાના ઘણા જુના દરદીને આરામ થયો છે, ભડારી ગવરીશ ર ત્રીભોવન લખે છે કે–પ્રમેહ પીલ્સથી મને ઘણો ફાયદો થયો છે હવે મને પ્રમેહની જરા પણ અસર રહી નથી

**હુબલીથી નરશી** શીવજી લખે કે આપની પ્રમેહપીલ્સ વાપરવાથી એકદમ આરામ થયો છે તેથી આપને જેટલો ધન્યવાદ આપીએ તેટના થોડા જ છે

ખાખરેચથી મીસેન દાનીયલ લખે છે આપની પ્રમેહપીલ્સ અનપાન સહિત વાપરવાથી ફતેહમદ નીવડી છે તે દરદીને ઘણીજ માફક આવી છે, કોલરાપીલ્સની ડબી ૧૨ મોકલી આપશો.

**પણજથી** ભગવાનજી રણછોડજી લખે છે કે–અમારા ઘરમાં એક બાઇને હીસ્ટીરીઆ થયો હતો ને લોકો ભૂત છે એમ કહેતા, ધુણુ ી પણ ખરી, પણ તમારી સલાહ મુજબ હીસ્ટીરીયાપીલ્સ અને અનુપાનનો ઉપયોગ કરાવ્યાથી અડવાડીયુ ન થયુ તેવામાં તો તેને આરામ થઇ ગયો છે જેથી મને નિશ્ચય થયો છે કે હીસ્ટીરીઆ ઉપર તમારી એ દવા રામબાણ નીવડી છે

મુંબાઇથી નાગરજી મોરારજી માસ્તર લખે છે આપની હીસ્ટીરીઆપીલ્સ અને અનુપાન સાથે વાપરવાથી આરામ થતો જાય છે બીજી એજ દવા વી પી. થી મોકલો

નાજરથી ઉમેદભાઇ કાશીભાઈ જણાવે છે કે એક દરદી ઘણોજ વાથી રહી ગયો હતો ને આંગળાં તથા હાથ વળી ગયા હતા શરીરે ખુધો થયો હતો ને હલાતુ ચલાતુ નહોતુ તેને વાતહરપીલ્સ આપવાથી આરામ થયો છે ને વાનો રોગ મટી ગયો છે

ધ્રાંગધ્રાથી બા શ્રી લાડુબા લખે છે, અમારા કુમારશ્રી વજેસિહજીભાઇને વાની બિમારી હતી પરતુ તમારી વાતહરપીલ્સ વાપરવાથી ઘણોજ ફાયદો થયો છે હવે બીજી દવાની જરૂર પડે તેમ નથી પરતુ તમારી વાતહરપીલ્સ વાપરવાથી ઘણોજ ફાયદો થયો છે

યાણા પીપળીથી ઠા ભગવાનજી દેવજી લખે છે કે આપના જીવનથી છાતીના દરદો શ્વાસ, ઉધરસ વીગેરેમાં ઘણોજ ફાયદો થયો છે, દરેક તેવા દરદીને તમારૂં જીવન વાપરવા મારી ખાસ ભલામણ છે બીજો ડબો ૧ રતલ મોકલાવશો.

ક્ષય, સગ્રહણી, હરસ, પ્રમેહ, સ્ત્રીઓનાં પ્રદરાદિ રોગો, લકવો, ધાતુ ક્ષય–વિગેરે ખાસ મટાડીએ છીએ. એકવાર તમારા દરદ માટે મુલાકાત લ્યો

| દવાખાનુ | જેઠાલાલ દેવશંકર દવે. વૈદ |
|---|---|
| ઠે રીચીરોડ મહાવીર સ્વામીના | માલીક |
| દેરાસર સામે—અમદાવાદ. | દવે કેમીકલ વર્ક્સ અને દવે આયુર્વેદિક ફાર્મસી. |

REGISTERED NO B 1082



આ માસિક જેઠાલાલ દેવતકર દવેએ અમદાવાદ ખાડીઆમાં આવેલા પોતાના શીભા સેવિ પ્રિન્ટીંગ પ્રેસમાં પોતાને માટે છાપીને તેજ ઠેકાણેથી પોતે પ્રસિદ્ધ કર્યું.

# ભાગ્યોદય.

વર્ષ ૧૨ ] આશાડ સંવત ૧૯૮૦—જુલાઇ સને ૧૯૨૪. [ અંક ૫ મો.

## વિષયાનુક્રમણિકા.




હિંદુસ્તાન માટે
વાર્ષિક લવાજમ
રૂ ૩—૦—૦

તંત્રી અને પ્રકાશક
જેઠાલાલ દેવશંકર દવે
ભાગ્યોદય ઑફિસ—અમદાવાદ.

પરદેશ ખાતે
લવાજમ
શિલિંગ ૭

ત્રિભુવનકીર્તિ રસ—તાવ, સંન્નિપાત, શ્વાસ, ખાસી વીગેરેમાં ૧ થી ૨ ગોળી પાણી અથવા આદાના રસ સાથે, સવારે, બપોરે તથા સાંજે આપવી તો૧ ના રૂ. ૦-૧૦-૦

પંચામૃત પર્પટી—સંગ્રહણીનો અકસીર ઇલાજ છે, સગ્રહણી અતિસાર,મરડો, સોજા મંદાગ્નિ, અમ્લપીત. ક્ષય, પાંડુરોગ, વીગેરેમા ૧ થી ૩ રતિ મધ તથા પીંપર સાથે સવાર સાંજ આપવી તોલા ૧ રૂ. ૮-૦-૦.

પ્રદરરિપુલોહ—પ્રદર, લોહીવા, અશક્તિ વીગેરેમા બબે ગોળી સવાર સાંજ દુધ સાથે આપવી તો. ૧ ના રૂ. ૨—૦—૦

પ્રવાલપંચામૃત રસ—ઉદરરોગ, ગુલ્મ, આફરો, ખાંશી, શ્વાસ, ક્ષય, સંગ્રહણી, અમ્લપીત; મંદાગ્નિ, હૃદયરોગ, મુત્રકચ્છ, પથરી, પ્રમેહ વીગેરેમા ૨ થી ૪ રતિ, મધ તથા પીંપરસાથે સવારસાંજ આપવી તો. ૧ રૂ ૧૦

મહાજ્વરાંકુશરસ—તમામ જાતના વિષમજ્વરમાં ૧ થી ૨ ગોળી આદાના રસમા અથવા પાણી સાથે સવારે બપોરે તથા સાંજે આપવી તો ૧ ના રૂ ૦-૧૦-૦

મૃત્યુંજય રસ-૧ થી ૩ ગોળી દિવસમા ૩ વખત પાણી સાથે લેવાથી તાવ, સળેખમ ગળાનો સોજો, નજલો. રતવા, ચસકા, વાળા સોજા મટે છે તો ૧ કીંમત રૂ ૦-૧૦-૦

મહામૃત્યુંજય રસ—૧ થી ૪ ટીકડી પાણી સાથે દિવસમા ૩ વખત લેવાથી તાવ, બરોળ કલેજાનો વરમ, વાઈ ઝાડા મટે છે. આ દવા તાવ ઉતારે છે અને નબળાઈ ઉત્પન્ન કરતી નથી તો ૧ કીં રૂ ૧-૧૨-૦

મેહબદ્ધ રસ—૧ થી ૪ ગોળી દિવસમા ૩ વખત મધ સાથે લેવાથી સર્વ પ્રકારના પ્રમેહ, જુનો પત્નીયો પણ મટે છે તો ૧ ની કીં. રૂ. ૩)

મહાલક્ષ્મી વિલાસરસ-ધાતુક્ષીણતા, ક્ષય, રક્તપિત્ત, અશક્તિ વીગેરેમા ૧ થી ૨ ગોળી મધમાં સવાર સાંજ આપવી તો ૧ રૂ ૧૦

મહાકંચાદરસ—અજીર્ણ, અપચો, આફરો વીગેરેમા ૨ થી ૪ ગોળી જમ્યા પછી આપવી, કોલેરામા ઉલટી બંધ ન થાય ત્યા સુધી અડધા કલાકે ચારથી આઠ ગોળી આપવી તો ૧ ના રૂ ૨-૦-૦

આરોગ્યવર્ધીરસ—કોઢી તથા ચામડીના વિકારો. દમ તાવ વીગેરેમાં ૧ થી ૨ રતિ મધ અથવા ઘી સાથે સવારસાજ આપવી.તો ૧રૂ ૫

લઘુમાલિની વસંત—જીર્ણ જ્વર,પ્રદર, ગર્ભીણીના રોગો, નબળાઈ, ખાંશી વીગેરેમાં ૧ થી બે રતિ મધ તથા પીંપર સાથે સવાર સાંજ આપવી તો ૧ ના રૂ ૨-૦

લક્ષ્મીનારાયણ રસ—ઓરીઅછબડા, અતિસાર, સંન્નિપાત વીગેરેમા આદાના રસ સાથે ૧ થી બે ગોળી સવારે, બપોરે તથા સાંજે આપવી તો. ૧ રૂ. ૨-૮

લોકનાથ રસ-ક્ષય, જીર્ણજ્વર, અજીર્ણ ખાશી વીગેરેમા ૧ થી ૨ રતિ, મધ અથવા ઘી સાથે સવાર સાંજ આપવી તોલા ૧ રૂ ૨.

વસંતકુસુમાકર રસ—પ્રમેહ, મધુમેહ, બહુ મુત્રતા, ક્ષય, રક્તપિત્ત, ખાંશી, જીર્ણજ્વર, મગજની નબળાઇ વીગેરેમા ૧ થી ૨ રતિ મધ સાથે સવારસાંજ આપવી તો.૧રૂ૧૫

શ્વાસકુઠાર રસ-શ્વાસ,દમ, તાવ, વીગેરેમાં ૧ થી ૨ ગોળી મધ સાથે સવારે બપોરે તથા સાંજે આપવી તો. ૧ રૂ. ૦-૧૦-૦

સિદ્ધમકરધ્વજ રસ—નપુંસકપણું, વિર્યસ્રાવ ક્ષય, દમ, રક્તપિત્ત, પાંડુ, અમ્લપિત્ત અશક્તિ વિગેરેમા એક એક ગોળી સવારસાંજ નાગરવેલના પાન સાથે આપવી તો ૧ રૂ ૧૦

સુવર્ણમાલીની વસંત—નં ૧-ક્ષય, જીર્ણ જ્વર, પ્રદર, રક્તપિત્ત, ધાતુક્ષય, ખાસી દમ, અપસ્માર, મગજની નબળાઇ, અશક્તિ વિગેરેમાં ૧ થી બે ગોળી મધ તથા પીંપર સાથે સવાર સાંજ આપવી. તો ૧ ના રૂ ૧૬

સુવર્ણ પર્પટી—ક્ષય, સંગ્રહણી, સોજા, અશક્તિ વીગેરેમા ૧ થી ૨ રતિ મધ તથા પીપર સાથે સવારસાંજ આપવી તો ૧ રૂ ૧૫

હેમગર્ભ પોટલી રસ—મૂર્છા, મુઆરો, હૃદયરોગ ક્ષય. દમ, જીર્ણજ્વર, અશક્તિ અને સંન્નિપાત મટાડે છે ૧ થી ૨ રતી મધ તથા કાળામરીના સાથે સવાર સાંજ લેવી તો. ૧ રૂ ૧૫

ત્રિભુવનકીર્તિ રસ—તાવ, સંન્નિપાત, શ્વાસ, ખાંસી વીગેરેમાં ૧ થી ૨ ગોળી પાણી અથવા આદાના રસ સાથે, સવારે, બપોરે તથા સાંજે આપવી તો.૧ ના રૂ ૦–૧૦ ૦

પંચામૃત પર્પટી—સગ્રહણીનો અકસીર ઇલાજ છે, સગ્રહણી અતિસાર,મરડો, સોજા મદાગ્નિ, અમ્લપીત. ક્ષય, પાંડુરોગ, વીગેરેમાં ૧ થી ૩ રતિ મધ તથા પીંપર સાથે સવાર સાંજ આપવી તોલા ૧ રૂ ૮–૦–૦.

મહાશિલોહ—પ્રદર, લોહીના, અશક્તિ વીગેરેમા બબ્બે ગોળી સવાર સાંજ દુધ સાથે આપવી તો. ૧ ના રૂ ૨—૦—૦

પ્રવાલપંચામૃત રસ—ઉદરરોગ, ગુલ્મ, આફરો, ખાંસી, શ્વાસ, ક્ષય, સંગ્રહણી, અમ્લપીત; મદાગ્નિ, હૃદયરોગ, મુત્રકૃચ્છ, પથરી, પ્રમેહ વીગેરેમા ૨ થી ૪ રતિ, મધ તથા પીંપરસાથે સવારસાંજ આપવી તો. ૧ રૂ ૧૦

મહાજવરાંકુશરસ—તમામ જાતના વિષમજવરમા ૧ થી ૨ ગોળી આદાના રસમા અથવા પાણી સાથે સવારે બપોરે તથા સાંજે આપવી તો. ૧ ના રૂ. ૦–૧૦–૦

મૃત્યુંજય રસ–૧ થી ૩ ગોળી દિવસમા ૩ વખત પાણી સાથે લેવાથી તાવ, સળેખમ ગળાનો સોજો, નજલો રતવા, ચસકા, વાળા સોજા મટે છે તો ૧ કીંમત રૂ ૦–૧૦–૦

મહામૃત્યુંજય રસ—૧ થી ૪ ટીકડી પાણી સાથે દિવસમા ૩ વખત લેવાથી તાવ, બરોળ કલેજાનો વરમ, વાઈ ઝાડા મટે છે આ દવા તાવ ઉતારે છે અને નબળાઈ ઉત્પન્ન કરતી નથી તો ૧ કીં રૂ ૧–૧૨–૦

મેહબદ્ધ રસ—૧ થી ૪ ગોળી દિવસમા ૩ વખત મધ સાથે લેવાથી સર્વ પ્રકારના પ્રમેહ; જુનો પરમીયો પણ મટે છે તો ૧ ની કીં રૂ ૩)

મહાલક્ષ્મી વિલાસરસ–ધાતુક્ષીણતા, ક્ષય, રક્તપિત્ત, અશક્તિ વીગેરેમા ૧ થી ૨ ગોળી મધમાં સવાર સાંજ આપવી તો ૧ રૂ ૧૦

મહાકંઠ્યાદરસ–અજીર્ણ, અપચો, આફરો વીગેરેમા ૨ થી ૪ ગોળી જમ્યા પછી આપવી, કોલેરામા ઉલટી બંધ ન થાય ત્યા સુધી અડધા કલાકે ચારથી આઠ ગોળી આપવી તો ૧ ના રૂ ૨–૦–૦

માણીક્યરસ—લોહી તથા ચામડીના વિકારો. દમ, તાવ વીગેરેમાં ૧ થી ૨ રતિ મધ અથવા ઘી સાથે સવારસાંજ આપવી તો ૧રૂ ૫

લઘુમાલિની વસંત—જીર્ણ જ્વર, પ્રદર, ગર્ભાશીના રોગો, નબળાઇ, ખાંશી વીગેરેમા ૧ થી બે રતિ મધ તથા પીંપર સાથે સવાર સાંજ આપવી તો ૧ ના રૂ ૨–૦

લક્ષ્મીનારાયણ રસ—આંચકી, અતિસાર, સંન્નિપાત વીગેરેમા આદાના રસ સાથે ૧ થી બે ગોળી સવારે બપોરે તથા સાંજે આપવી તો. ૧ રૂ. ૨–૮

લોકનાથ રસ-ક્ષય, જીર્ણ જવર, અજીર્ણ ખાંશી વીગેરેમા ૧ થી ૨ રતિ, મધ અથવા ઘી સાથે સવાર સાંજ આપવી તોલા ૧ રૂ ૨

વસંતકુસુમાકર રસ—પ્રમેહ, મધુમેહ, બહુ મુત્રતા, ક્ષય, રક્તપિત્ત, ખાંશી, જીર્ણજ્વર, મગજની નબળાઇ વીગેરેમા ૧ થી ૨ રતિ મધ સાથે સવારસાંજ આપવી તો.૧રૂ૧૫

શ્વાસકુઠાર રસ–શ્વાસ,દમ, તાવ, વીગેરેમાં ૧ થી ૨ ગોળી મધ સાથે સવારે બપોરે તથા સાંજે આપવી તો. ૧ રૂ. ૦–૧૦–૦

સિદ્ધમકરધ્વજ રસ–નપુંસકપણું, વિર્યસ્રાવ ક્ષય, દમ, રક્તપિત્ત, પાંડુ. અમ્લપિત્ત અશક્તિ વિગેરેમા એક એક ગોળી સવારસાંજ નાગરવેલના પાન સાથે આપવી તો ૧ રૂ ૧૦

સુવર્ણ માલીની વસંત—ન ૧–ક્ષય, જીર્ણ જ્વર, પ્રદર, રક્તપિત્ત, ધાતુક્ષય, ખાંસી દમ, અપસ્માર, મગજની નબળાઇ, અશક્તિ વિગેરેમા ૧ થો બે ગોળી મધ તથા પીંપર સાથે સવાર સાંજ આપવી. તો. ૧ ના રૂ ૧૬

સુવર્ણ પર્પટી—ક્ષય, સંગ્રહણી, સોજા, અશક્તિ વીગેરેમા ૧ થી ૨ રતિ મધ તથા પીંપર સાથે સવારસાંજ આપવી તો ૧ રૂ. ૧૫

હેમગર્ભ પોટલી રસ—મુર્છા, મુઆરો, હૃદયરોગ ક્ષય, દમ, જીર્ણજ્વર, અશક્તિ અને સન્નિપાત મટાડે છે ૧ થી ૨ રતી મધ તથા કાળામરીના સાથે સવાર સાંજ લેવી. તો ૧ રૂ ૧૫

રસાયન ચુર્ણ—01 થી ાા તોલો ઘી સાકર સાથે લેવાથી ધાતુની નબળાઇ હેડકી મંદાગ્નિ, રક્તનો ધાતુશ્રાવ મટે છે પાશેરના ૦ ૭-૦

તલંગાદિ ચુર્ણ-૦ા થી ાા તોલો દવા પાણી સાથે ત્રણ વખત લેવાથી ઉદરરસ, સળેખમ, દમ હેડકી, પેટનો વાયુ મટે છે. પાશેરના ૦—૧૪—૦

લવણભાસ્કર ચુર્ણ—સંગ્રહણી, આફરો, મંદાગ્નિ, શુળ, અપચો વીગેરેમા તો ૦ા થી તો ાા જમ્યા પછી આપવું તો ૧૦ની રૂ ાા

ટીકડીયોની કી તો ૫ ની કી ૧—૪

વૃદ્ધગંગાધર ચુર્ણ—અતિસાર, પ્રવાહીકા ગરડો વીગેરેમા તો. ૦ા થી તો ાા છાશ-સાથે સવારસાંજ આપવું તો ૧૦ના રૂ ાા

શતાવર્યાદિ ચુર્ણ—ધાતુની નબળાઇ, અશકિત, વીર્યશ્રાવ વીગેરેમા તો. ાા દુધ સાથે સવાર સાંજ આપવુ તો ૧૦ની કી રૂ ૦ાા

શીવાક્ષારપાચન ચુર્ણ—મંદાગ્નિ, કબજીઆત, શુળ આફરો, વીગેરેમા તો ૦ા થી તો. ાા સવાર સાંજ ઠંડા પાણી સાથે આપવુ. તો, ૧૦ ની કીમત રૂ ાા

ટીકડીયોની કી પશેરનો રૂ ૧

શૃંગાદિ ચુર્ણ-૦ા થી ૨ રતી મધ સાથે લેવાથી બાળકોના તાવ, ઝાડા, શરદી, વરાધ, તાવ મટે છે તો, ૧ ની કી, ૦-૪-૦

અસામૃત લોહ-૧ થી ૨ વાલ મધ સાથે લેઇ ઉપર દુધ પીવાથી માથાનો દુખાવો, આદાશીશી આખના રોગ, નસકોરી ફુટવી મટે છે તો ૧ કી. રૂ ૧—૦

શીતોપલાદિ ચુર્ણ—ક્ષય, ખાંસી, કફ, સસણી, જીર્ણજ્વર નબળાઇ વીગેરેમાં તો ૦ા સવાર સાંજ મધ અથવા દુધ સાથે આપવુ તો ૧૦ની કીમત રૂા. ૦-૧૪

ટીકડીઓ કી તો ૧ના ૦-૬-૦

સારસ્વત ચુર્ણ-મગજની નબળાઇ, ઉન્માદ, જ્ઞાનતંતુની નબળાઇ વીગેરેમા તો. ાા ઘી સાકર સાથે સવાર સાંજ આપવું તો ૧૦ ની કીમત રૂ ાા

સુદર્શન ચુર્ણ (મહા)-દરેક જાતના તાવ ખાંસી વીગેરેમા તો ૦ા પાણી સાથે સવાર, બપોર અને સાંજે આપવું તો.૧૦ની રૂા. ાા

ટીકડીઓની કી તો. ૧ના ૦—૮—૦

સ્વાદીષ્ટ વિરેચન ચુર્ણ-સ્વાદીષ્ટ, રૂચીકર, ને દીપન પાચન છે જમ્યા પછી તો. ૦ા આપવું તો.૧૦ ની કી. રૂા ૦—૬—૦

ટીકડીયો ૧૦૦ની કી ૧—૦—૦

હીંગાષ્ટક ચુર્ણ—અરૂચી,મંદાગ્નિ, અજીર્ણ શુળ, આફરો વીગેરમા જમ્યા પછી તો ૦ા આપવું તો, ૧૦ કીમત રૂ, ાા

ટીકડીઓની કી પાશેરના ૧-૪-૦

હિંગ્વાદિ ચુર્ણ— ા થી ાા તોલો દિવસમા ૩ વખત ઉના પાણી સાથે લેવાથી પેટનો ગોળો, હેડકી, ગુલ્મ, અપચો, ઉલ્ટી, આફરો મટે છે, પાશેરના કી રૂ ાા

## લેપ (ચૂર્ણ)

દર્શાંગલેપ-ગડગુમડ રતવા સોજા વિગેરેમાં પાણી સાથે વાટી ચોપડવો, તો, ૧૦ રૂ ાા

દોષઘ્નલેપ— ગુમડાં ગંડમાળ બદ ચરકો વિગેરેમા છાશસાથે વાટી ચોપડવો તો ૧૦ રૂ ૦ા

બ્રાહ્મીઘૃત-મગજની નબળાઇ, ઉન્માદ અપસ્મારમા સારો ફાયદો કરેછે તો.૧૦નીરૂ૧ાા

ફળઘૃત—સ્ત્રીઓના વંધ્યાદોષ મટાડે છે તો. ૧૦ કી ૧-૪-૦

નારાયણ તેલ-વાતવ્યાધિ, લકવો, પક્ષાઘાત, સાંધાનો દુખાવો છાતીનો દુખાવો વીગેરેમા માલીશ કરવું ન' ૧ તો ૧૦ના રૂ ૧૪૦

અપામાર્ગક્ષાર-દમ, ખાંસી કફમા એક રતિ ઘી સાથે આપવો તો ૧ના રૂ ૦-૮-૦

આમળાનુ તેલ—અત્યંત સુગંધીદાર, ઠંડક આપી વાળ કાળા કરે છે કીંમત રૂ, ૧

બ્રાહ્મી તેલ—મગજને ઠંડક આપનાર છે, સુગંધીદાર છે વાળને વધારે છે મજબૂત ને કાળા બનાવે છે, કીમત રૂ ૧-૮-૦

ગળોનુ સત્વ—જીર્ણજ્વર, મંદાગ્નિ, પ્રદર મગજની નબળાઇ, વીગેરેમા ૨ થી ૪ રતિ સવાર સાંજ દુધ સાથે આપવું,તો,૧ રૂ ૦-૫-૦

ચોસઠ પહોરી પીપર-વાયુ, મંદાગ્નિ અજીર્ણ, વીગેરમા ૧ થી ૩ રતિ મધ સાથે સવાર સાંજ આપવી તો. ૧ ના રૂ ૦-૬-૦

ચંદ્રોદયાવર્તી—આંખના તમામ રોગો ફુલ, આંખ, છારીમા સારા ફાયદો કરે છે તો ૧ ના રૂ ૧—૦—૦

# ભાગ્યોદય.

વર્ષ ૧૨ ]    આશાડ સંવત ૧૯૮૦ જુલાઇ સને ૧૯૨૪    [ અંક ૫ મો.


## इष्टने बोलाववाना कृतनिश्चयनु श्री इष्टने निवेदन.

( ?ક દાસની આજ વ્હારે, એ લય )

---

હવે સાંભળ્યા વિના પ્રભુ છુટકો નથી,
હું તો આપના એ કાન હવે ફોડુ રે, હાવે નહિ છોડું પ્રભુ
આજ લગી તમે નથી સુણ્યુ માર,
પણ હાવે ન તે ચાલનાર,
તમ મૌનને હવે જરૂર તોડુ રે,    હાવે૦
આપ મત્ર વેખરીથી હું બોલી
તમ કાનના એ વાક દઇશ ખોલી,
ઉંડો ઉતરીશ જેમ કરશો મોડુ રે.    હાવે૦
સુણી વૈખરી ન દ્વાર જો ઉઘાડો
મધ્યમાથી હું પાડીશ શડો,
વૈખરીથી બળ વાપરીશ દોઢુ રે,    હાવે૦
અને શુણુશો ન જો મધ્યમાથી,
જઇ બોલીશ પશ્યતીમાંથી,
ઝીણો વાણીનો તાર ત્યાંથી જોડુ રે,    હાવે૦
હજી પણ જો ન સાભળશો સ્વામિ!
બોલુ આવી પરામાં સ્હામ સ્હામી,
પછીથી ક્યાં સતાડશો મ્હોડું રે.    હાવે૦
ગમે તેમ કરી વાણી તમથી જોડું,
પણ તમને નહિ હવે છોડુ,
આપ્પર ખોલાવી મુછ હું મરોડું રે,    હાવે૦

પ્રો૦ ફ૦

---

# जगत केवा मनुष्यने पूजे छे ?

આ જગત કેવા મનુષ્યને પુજે છે ? એ મનુષ્ય માત્રે જાણવું જોઈએ આ જગતમાં કેટલાય મનુષ્યો પુજાય છે ત્યારે કેટલાય મનુષ્યો નિંદાય છે આ જગતમા જે જે મનુષ્યો પુજાય છે તે દેવ તરીકે કે ઈશ તરીકે પુજાય છે મનુષ્યાવતાર પામી આ પ્રકારના મનુષ્યત્વને, મનુષ્યત્વમાથી, દેવત્વને અને દેવત્વમાથી ઈશત્વને મેળવવુ ઘટે છે જે મનુષ્યોએ મનુષ્યત્વ મેળવ્યુ હોય છે, જેમણે દેવત્વ પ્રાપ્ત કર્યું હોય છે કે જેમણે ઈશત્વ મેળવ્યુ હોય છે તેવા મનુષ્યો આ જગતમા પુજાય છે મનુષ્યો તેમના પગે પડે છે, તેમની સેવા કરે છે, તેમને પોતાના ઈષ્ટ માને છે

મનુષ્યાવતારમા જ મનુષ્યો મનુષ્યત્વ મેળવી શકે છે તેમ ઈશત્વ મેળવી શકે છે તમારે જો આ જગતમા પુજાવુ હોય તો તમે આવા થઈ શકો છો મનુષ્યો પશુત્વ, જડત્વ અને પામર પ્રાણિ જેવા પણ થઈ શકે છે, આપણે ઉચ્ચ મનુષ્યને નમીએ છીએ પામર મનુષ્યની ઘૃણા કરીએ છીએ આ શરીરમાં યથાર્થ મનુષ્યત્વ દેવત્વ કે ઈશત્વ શી રીતે પ્રાપ્ત કરવુ તે દરેકે જાણવુ જોઈએ આ વિશ્વમા જે જે સત્શાસ્ત્રો છે તે સર્વ મનુષ્યને દેવત્વ કે ઈશત્વ પ્રાપ્ત કરવાનો રસ્તો બતાવે છે

મનુષ્ય પોતે જેવો થવા ઇચ્છે છે તેવો થઈ શકે છે જો તે ઈશ થવા ઇચ્છે તો ઈશ થઈ શકે, પામર થવા ઇચ્છે તો પામર થઈ શકે છે ઈશત્વને મેળવેલો મનુષ્ય જગતમાં પુજાય છે અને પામર બનેલો મનુષ્ય નિંદાય છે મનુષ્યે પામરપણાનો ત્યાગ કરી દેવત્વ કે ઈશત્વને મેળવવુ ઘટે છે

આ વિશ્વમાં જે જે મનુષ્યોએ દેવત્વ કે ઈશત્વ મેળવ્યુ હોય છે તે તેમને કોઈએ આપેલુ નથી પણ તેમના પોતાના પ્રયત્નથી જ મેળવેલુ હોય છે જગતમાં કર્તવ્યથી સર્વ કાંઈ સિદ્ધ થઈ શકે છે, જેમણે જેમણે જે કાંઈ મેળવ્યુ હોય છે તે તેમણે પોતપોતાના કર્તવ્યથી મેળવ્યુ હોય છે

આ જગતમા જે જે પુજનીય મનુષ્યો થયા છે તે અખંડ પ્રયત્નશીલ રહેતા, પ્રયત્ન કર્યા વગર એક પણ મનુષ્ય પુજાયો નથી આ જગત પ્રયત્નશીલ મનુષ્યને જ પુજે છે કર્તવ્ય કરનારનું જ જગતમા માન વધે છે અકર્તવ્ય રહેનાર, આળસુ મનુષ્યો કદી જગતની દ્રષ્ટિએ પુજાતા નથી

હિંદુઓ ઈશ્વરના અવતારોને માને છે ઈશ્વરના અનેક અવતારો થઈ ગયા છે તેમાં ૨૪ અવતારોને હિંદુધર્મમાં ગણાવ્યા છે આ સર્વ અવતારોમાં ઈશ્વરે અવતાર લઈ મહાન મહાન કાર્યો કર્યા છે તેઓ અખંડ કાર્ય કરી મહાન કર્તવ્યો કરી ગયા છે અને તેથી જ આજે જગતની દ્રષ્ટિએ પૂજ્ય મનાય છે.

જે મનુષ્યો અખંડ કર્તવ્યશીલ રહે છે તેજ આ જન્મ ધારણ કરી મનુષ્યત્વ, દેવત્વ અને ઈશત્વ પણ મેળવી શકે છે આ જગતમાં ચાલતા દરેક ધર્મ જુઓ દરેક ધર્મના સંસ્થાપકોનાં જીવન જુઓ, તે દરેક અખંડ પ્રયત્નશીલ રહી આ વિશ્વમાં અન્ય મનુષ્યોને પ્રયત્નશીલ થવાનો ઉપદેશ આપી ગયા છે તેમના ચરિત્ર ઉપરથી મ જણાશે કે સતત પ્રયત્નશીલ મનુષ્ય જ જગતમાં પુજાય છે

મનુષ્ય એ મનુષ્ય મટી દેવ થઇ શકે છે, દેવ મટી ઇશ થઇ શકે છે આ ઇશત્વના ઉચ્ચપદનો અધિકારી મનુષ્ય છે એ પદ કર્ત્તવ્ય કરવાથી મળે છે આ વિશ્વમા એક પણ એવી વસ્તુ નથી કે પ્રયત્ન કર્યા વગર મળતી હોય. વ્યવહાર પ્રયત્નથી સધાય છે પરમાર્થ પ્રયત્નથી સધાય છે, અને આત્મસાક્ષાત્કાર પણ પ્રયત્નથી જ થઇ શકે છે

આ જગતમાં આળસુ મનુષ્યો નિંદાય છે, દુખી થાય છે, ત્યારે પ્રયત્નશીલ મનુષ્યો પુજાય છે, સુખી થાય છે આ વિશ્વમા વિશ્વ નિયતાનાં કાર્ય જુઓ. તે સતત નિયમિત પ્રયત્નશીલ હોય છે આ સૂર્ય, ચદ્ર જુઓ. ઇશ્વરનાં એ પ્રત્યક્ષ કાર્ય છે દિવસના બારે કલાક પૃથ્વીની ગતિ જુઓ તે સતત સૂર્યની પાછળ ફર્યા જ કરે છે, નદીઓ જુઓ, તે હંમેશાં વહ્યાં જ કરે છે કોઇપણ દિવસ એવો નહિ જુઓ કે તેમાં સૂર્ય નિયમસર ઉગતો ન હોય કે આથમતો ન હોય બપોરે સૂર્યને વિશ્રાંતિ લેવાની જરૂર પડતી નથી હમેશાં તે પ્રકાશ અને તેજદ્વારા મનુષ્યોને જીવન અર્પે છે, ચદ્ર પણ તેજ પ્રમાણે શુક્લ પક્ષમા ઉગવુ, કૃષ્ણપક્ષમાં ઘટતા જવુ. એમ વિશ્વનિયતાના તમામ કર્ત્તવ્યો જુઓ ઘડી આગની માફક તે સર્વદા પોતપોતાનુ કાર્ય કર્યા કરે છે

મનુષ્ય શરીર ઇશ્વરની કૃતિ છે, તેજ જુઓ, હમેશાં શ્વાસપ્રશ્વાસ થયા જ કરે, ખાધેલું પચી લોહી થઇ નાડીઓમાં વહ્યા જ કરે, તેમા ખામી ન આવે જ્યાં સુધી ઇશ્વરની આકૃતિ કાયમ રહે, તેમા તુટક ન પડે ત્યા સુધી જીવ ટકી શકે છે તેમા વિઘ્ન આવતા શરીરમાં રોગ થાય છે, અને લોહી ફરતું બધ થતા શ્વાસ રૂંધાઇ જાય અને મનુષ્ય મૃત્યુ વશ થાય

પ્રયત્નશીલ મનુષ્ય જ જીવે છે, તેજ પુજાય છે, આળસુ મનુષ્યો મુવા જેવા છે, જીવતા છતાં તે મરેલા છે, તે નિંદાય છે મનુષ્યે આદર્શ મનુષ્ય થવા, દેવ થવા કે ઇશ થવા સદા પ્રયત્ન કર્યા કરવો, શરીર, મન અને ઇંદ્રિયો પ્રયત્ન કરવાથીજ નિરોગી રહી શકે છે આળસુ થઇ બેસી રહેવાથી રોગી બને છે મળેલી વસ્તુનો સદુપયોગ કરવો એ મનુષ્યમાત્રનુ કર્તવ્ય છે

સતત પ્રયત્નશીલ મનુષ્ય જગતમાં પુજાય છે આ વિશ્વમાં જે જોઇએ તે સર્વ વસ્તુઓ પ્રયત્નથી મળી શકે છે ગરીબ મટી શ્રીમત થનારા લોકોએ પ્રયત્નથી શ્રીમતાઈ મેળવી છે ધનવાનમાંથી નિર્ધન થએલા મનુષ્યોએ પ્રયત્ન ન કરવાથી તેવી સ્થિતિ મેળવી છે પ્રયત્ન કરનારા રાજ્ય મેળવે છે, ન પ્રયત્ન કરનારા હોય છે તે રાજ્ય ખોઇ બેઠે છે આ જગતમાં પ્રયત્ન કરનારા મનુષ્ય વ્યવહારના સર્વોત્તમ પદાર્થો મેળવી શકે છે તે ઉપરાંત પરમાર્થને સર્વોત્તમપણે સાધી શકાય છે

પ્રયત્નથી જેમણે પોતાની ઉન્નતિ કરી હોય છે તેમને બુદ્ધિમાનો પણ પુજે છે આપણા પૂર્વજોએ પ્રયત્નથી વેદ જેવા ધર્મશાસ્ત્રો રચ્યા હતાં, મનુષ્ય છતા પ્રયત્નથી સમર્થ યોગી સિદ્ધ પુરૂષો બન્યા હતા પ્રયત્નથી અષ્ટસિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી, પ્રયત્નથી રાજ્ય મેળવ્યાં હતાં, પ્રયત્નથી ઇશ્વરાવતારી થયા હતા આજે આપણે પ્રયત્નમાં શિથીલતા આવતાં આળસુ, નિરૂદ્યમી, વાતો કરનારા, નિર્બળ અને નિરૂત્સાહી થઇ ગયા છીએ.

આપણે રામને ઇશ્વરાવતાર માની પૂજીયે છીએ, કૃષ્ણને ઇશ્વરના અવતાર માની નમીએ છીએ શકરાચાર્ય, બુદ્ધદેવ, વલ્લભાચાર્ય આદિ મહાપુરૂષોને નમીએ છીએ એ સર્વને ઇશ્વરના અવતાર માનીએ છીએ તેમને પુજીયે છીએ, ઉપાસીએ છીએ તેનુ શુ

કારણ ? તેમના જીવન ચરીત્ર તપાસો તેઓ સતત પ્રયત્નશીલ હતા. તેમણે પ્રયત્નથી પોતાના મહાત્મ્યને પ્રકટ કરી આપણા આગળ મૂકર્યું છે તેઓ કદી વાતો કરી, આળસમાં દિવસ ગુમાવતા નહિ તેમણે પ્રયત્નથી મહાન કાર્યો કર્યા છે, અને મનુષ્યમાં કેટલું સામર્થ્ય રહેલું છે તેનું ભાન આપણને કરાવ્યુ છે

શ્રી રામચંદ્રજીએ સ્વપ્રયત્ને સ્વયવરમા મહાન ધનુષ્યને ભાગી પોતાના બળનો પ્રભાવ દેખાડી સીતાજીને મેળવ્યાં હતાં, બાળપણમાં પણ શ્રી વિશ્વામિત્રના યજ્ઞની રક્ષા કરવા ગયા, અને મહા બળવાન રાક્ષસોનો સહાર કરી પોતાના સામર્થ્યને પ્રકટ કર્યું છે, ઇશ્વર હતા છતા સુખે સુતા નથી, સુખે ખાધુ નથી, સુખે ભોગવિલાસ માણ્યા નથી કે સુખે આળસુ થઇ પડી રહ્યા નથી. તે કાંઇ સાધારણ મનુષ્ય નહોતા, રાજ્યગાદી હતી, પૈસા ટકાની કમી નહોતી, માબાપનું સુખ, ભાઇઓનુ સુખ, વિગેરે વ્યવહારનાં સર્વ સુખ હતા, આજના રાજાઓની માફક બેઠા બેઠાં ખાય તો પણ ખૂટે તેમ નહોતું છતાં તેમનામાં ઇશત્વ હતું ઇશત્વ એટલે ચૈતન્યત્વ તેમને કામ કર્યા વગર ઝપ વળેજ નહિ પિતાજીની આજ્ઞાથી રાજ્ય મળવાનુ હતુ તેજ દિવસે રાજ્યનો ત્યાગ કર્યો, વનમા ગયા, માબાપ, ભાઇઓનો વિયોગ સહન કર્યો, સર્વ સપત્તિનો ત્યાગ કરી, વન વગડામાં ગયા, રાક્ષસોનો ભય, હિંસક પશુઓનો ભય, ઝુપડીમા રહેવુ, રાવણ જેવા દુષ્ટ સ્વભાવના રાક્ષસોથી સતી સીતાનુ હરણ, આવા અનેક દુખદ પ્રસગોને સહન કર્યાં, સતત પ્રયત્નશીલ રહી રાક્ષસોનો સહાર કર્યો, સીતાજીને પાછાં મેળવ્યાં, જે રાક્ષસોથી ઋષિઓને અને પ્રજાને ત્રાસ થતો તે રાક્ષસોનો સહાર કરી પ્રજાનાં દુખ ઓછા કર્યાં, વનવાસ પૂરો કરી અયોધ્યા આવ્યા. રાજ્ય મેળવ્યુ તેમ છતા પણ થોડા દિવસમાં જ સીતાનો ત્યાગ કરી પત્ની વિયોગ સહન કર્યો, આવા અનેક દુખને સહન કર્યા છતાં સર્વદા પ્રયત્નશીલ રહ્યા, સંતોષી રહ્યા અને જગતને કર્તવ્ય કરવાનો ઉપદેશ આપતા ગયા. આપણે તેમનાં કરેલાં પરાક્રમોથી તેમને ઇશ્વરાવતાર સમજતાં ને માનતાં શીખ્યા

એવી રીતે દરેક ઇશ્વરાવતારના અને મહાપુરુષોનાં જીવન તપાસો તે સર્વે અત્યારે જગતમાં પૂજ્ય છે તેનુ કારણ શુ ? તેમના પરાક્રમો, તેમણે કરેલાં સત્કર્મો, તેમણે પ્રજાને આપેલો અનુભવથી ઉપદેશ, એ બધા કારણોથી અત્યારે તેઓ પુજનીય મનાય છે, અત્યારે પણ જેજે પુરુષો કર્તવ્યશીલ રહે છે તે પૂજ્ય છે.

શ્રી કૃષ્ણચન્દ્ર પુર્ણ પુરુષોત્તમ મનાય છે શ્રી કૃષ્ણ ભગવાનનુ જીવન જુઓ. તે કાંઇ આળસુ થઇ બેસી રહ્યા નહોતા, મોજશોખ ને વૈભવમાં તલ્લિન થઇ ગયા નહોતા તે પણ યાદવકુળમા જન્મી રાજસુખ મેળવી શકયા હતા નાનપણમાંથી જ માબાપનો વિયોગ સહન કર્યો જન્મ થતાંજ નન્દયશોદાને ત્યાં મુકાયા પોતાના ખરા માબાપનો કેદખાનામાં ત્યાગ કરી નન્દયશોદાને માબાપ ગણી ત્યાં રહેવુ પડ્યુ

ક્ષત્રિય રાજકુટુમ્બમાં જન્મ છતાં ભરવાડને ત્યાં રહ્યા ગાયો ચારી ગોવાળીયાઓનો સગ કરવો પડ્યો. નાની ઉમ્મરમા ગોપીઓની સાથે રમ્યા મામા કંસનો ત્રાસ વેઠ્યો, અને દૈત્યોનો વધ કર્યો નાની ઉમ્મરમા કંસ જેવા બળવાન દૈત્યનો પરાજય કર્યો, ભયથી મથુરા છોડી દ્વારકાં વસ્યા, ત્યા પણ ઝપી બેઠા નહિ. પોતાના ભક્ત પાડવોને સહાય કરવા મથ્યા દુરાચરણી કૌરવો વિગેરેનો નાશ કરાવ્યો મહા કર્તવ્યશીલ હતા અને કર્તવ્યશીલ રહેવાનો ઉપદેશ આપતા ગયા.

શ્રી કૃષ્ણ ઇશ્વરનો અવતાર હતા તેમણે મહાન પરાક્રમો કર્યા છે ગોપીઓની સાથે નાની ઉમ્મરમા નામ રમ્યા છે તે સદા કર્તવ્યશીલ રહેતા, પોતે શ્રી મુખે ભગવદ્ગીતામાં પણ અર્જુનને ઉપદેશ આપ્યો છે કે

**नियतं कुरु कर्मत्वं कर्मयायोज्या कर्मण. ।**
**शरीरयात्रापि च ते न मासिध्येदकर्मणः ॥ ८ ॥**

તુ નિયમિત રીતે નિત્ય કર્મ કર, કેમકે કર્મ ન કરવા કરતાં કરવાં તે સારૂં ગણાય છે તુ કર્મ કરીશ નહિ તો તારા શરીરનો નિર્વાહ પણ થઇ શકશે નહિ (શ્રી ભ ગી, અ.૩)

આ પ્રમાણે અર્જુનને ભગવાને સદા કર્મ કરવાનો ઉપદેશ આપ્યો છે પોતાના ભક્તોને પણ કર્તવ્યશીલ રહેવા ઉપદેશ આપતા ગયા છે તેમના અનુયાયીઓ તેમજ શ્રીવલ્લભાચાર્યજી પણ સદા કર્તવ્યશીલ રહ્યા છે તે કાંઇ આખો જન્મારો ગોપીઓની સાથે રાસ રમ્યા નહોતા જેમ અત્યારે નાનાં બાળકો નાનપણમાં નાગા ફરે છે, અને તેને સગા વ્હાલાંની સ્ત્રીઓ ઉમગથી રમાડે છે, તેમ તેમણે નાનપણમાં જ ગોપીઓની સાથે આનદ કર્યો છે કાંઇ મોટી ઉમ્મરે હાલના ધર્માંધ લોકો જેમ દર વર્ષે વૃંદાવનમા જઇ સ્ત્રીઓ સાથે રાસક્રિડા કરે છે તેમ તેમણે કર્યું નહોતું તેમણે માત્ર બાળલીલા કરી છે તે મ^ા પ્રય ત્નશીલ રહ્યા છે, અનેક ભક્તોના દુ ખ ટાળ્યાં છે, ત્યારે જ તે ઇશ્વરાવતાર ગણાયા છે

શ્રીકૃષ્ણ ભગવાને જ ગીતામા કહ્યું છે કે

**तस्मादसक्त सततं कार्यं कर्म समाचर ।**
**असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पुरुषः ॥ १९ ॥**

તુ કર્મનાં ફળની ઇચ્છાનો ત્યાગ કરીને હમેશાં કર્મો કર, કારણકે જેઓ ફળની ઇચ્છા વગર માત્ર કર્મ કર્યા કરે છે તે પુરુષ ચિત્તની શુદ્ધિદ્વારા જ્ઞાન અને જ્ઞાન દ્વારા મોક્ષને મેળવે છે (શ્રી ભ ગી. અ. ૩)

આ પ્રમાણે શ્રી કૃષ્ણે સ્વમુખે અર્જુનને કર્મ કરવાનો ઉપદેશ આપ્યો છે હમેશાં કામ કર્યા કરવાથી મન સ્થિર થાય છે, મન સ્થિર થતા ચિત્ત શુદ્ધ થાય છે ચિત્ત શુદ્ધ થતાં આત્માનુ જ્ઞાન થાય છે અને આત્માનુ જ્ઞાન થતા મોક્ષ મળે છે, આ પ્રમાણે ઇશ્વરે મનુષ્યોને મોક્ષ જેવી દુર્લભ વસ્તુ મેળવવા કર્મ કરવાનો ઉપદેશ આપ્યો છે, જે જે ઇશ્વરાવતારો થયા હતા તે તો ખાસ ઇશ્વરના અવતાર રુપ હતા છતા તેમણે કર્મ કર્યા છે તે કર્મ કરી સતત પ્રયત્નશીલ જીવન ગાળવા મનુષ્યોને ઉપદેશ આપતા ગયા છે અને તેથી તેમને અત્યારે આપણે પૂજીયે છીએ

જગતમાં જે જે પૂજ્ય મહાપુરુષો થઇ ગયા છે તે સદા કર્તવ્યશીલ હતા. તેમણે કરેલા પરાક્રમોથી જ આપણે તેમને મહાન માનીએ છીએ શ્રીમદ્ શંકરાચાર્ય થઇ ગયા તેમણે માત્ર ૩૨ વર્ષ જેટલા ટુંક આયુષમા વેદધર્મનું ફરી સ્થાપન કર્યું, બાદ્ધ ધર્મનુ ખંડન કર્યું અને આખા દેશમા ફરી અદ્વૈતવાદનો સહાર કરી પ્રજાને સન્માર્ગે સ્થાપી. આજે આપણે તેમને તે માટે જ શંકરના અવતાર માનીએ છીએ આજે ગુરુ તો ઘણા છે પણ જગદ્ગુરુ તો શંકરાચાર્ય જ મનાય છે અને એવી જ રીતે જે જે મહાપુરુષો થયા છે તેમણે પ્રજાને કર્તવ્યશીલ થવાનો ઉપદેશ પોતાના અનુભવથી આપ્યો છે

આજે દેશની સ્થિતિ ખરાબ થઇ છે એમ માનીએ છીએ ને સુધારવા મથીએ

છીએ છતાં પણ દિવસે દિવસે પ્રજા અધોગતિને માર્ગે વહી રહી છે પ્રજા નિરાશાવાદી, આળસુ, નિબળ, વાતો કરનારી, પ્રારબ્ધ ઉપર વિશ્વાસ રાખી બેસી રહેનારી બની છે એ પ્રજા જ્યારે કર્તવ્યશીલ બનશે, ઉદ્યોગી થશે, ઉત્સાહી થશે, સાહસી થશે, આળસ, નિરાશા, પ્રમાદ, ભયનો ત્યાગ કરશે ત્યારે જ પોતાની ઉન્નતિ કરી શકશે પ્રજાનુ આખુ અગ નિર્બળ અને પ્રમાદી બની ગયું છે કર્તવ્યનુ ભાન ભૂલ્યું છે પ્રજાને ધર્મ માર્ગે કર્તવ્યનો ઉપદેશ આપનાગ ધર્મગુરુઓ પોતાનુ કર્તવ્ય ભૂલ્યા છે, પોતાના અનુયાયિઓની પાસેથી મેરા લઈ ધન એકઠુ કરવામાં, મોજશોખ ભોગવવામાં, ધર્મભ્રષ્ટ થયા છે ધર્મ ગુરુઓએ અખડ કર્તવ્યશીલ રહી પ્રજાને પ્રયત્નશીલ થવાને ઉપદેશ આપવો જોઇએ, ત કર્તવ્યને ધર્મગુરુ ભૂલ્યા છે પ્રજાના સર્વોત્તમ અગ તરીકે બ્રાહ્મણો મણાય છે તે બ્રા હ્મણો પણ પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થયા છે, એટલે તેઓએ કર્તવ્યશીલ ન થતાં ભિક્ષા વૃત્તિ ગ્રહણ કરી, આળસુ થયા, પ્રમાદી થયા છે ક્ષત્રિયો તો ક્ષત્રિયપણુ ભૂલી જ ગયા છે આ બે મુખ્ય અગ બગડયાં એટલે વૈશ્યો અને શૂદ્રો પણ પોતપોતાના કર્તવ્યને ચૂક્યા અને તેથી પ્રજાની અધોગતિ થઇ છે જ્યારે પ્રજા કર્તવ્યશીલ બનશે ત્યારે જ તેની ઉન્નતિ થશે

જ્યારે જ્યારે પ્રજા અધર્મિ થાય કર્તવ્યથી ભ્રષ્ટ થાય ત્યારે ઇશ્વરાવતાર થાય છે અને તે મહાપુરુષ જાતે કર્તવ્યશીલ થાય છે અને પ્રજાને કર્તવ્યશીલ બનાવવા, ધર્મનુ સ્થાપન કરવા, અધર્મિઓનો નાશ કરવા મથે છે અને ધર્મનુ પુન સ્થાપન કરે છે,

ભગવાને શ્રીમુખે ગીતામા કહ્યું છે કે

. यदा यदाहि धर्मस्य ग्लानिर्भवति भारत
अभ्युत्थानम धर्मस्य तदाऽत्मान सृजाम्यहम् ॥ ७ ॥

જ્યારે જ્યારે ધર્મનો નાશ થાય છે અને અધર્મનો વધારો થાય છે ત્યારે ત્યારે હુ અવતાર ધારણ કરુ છુ (ભ ગી. અ ૪)

આવી રીતે ભગવાન અવતાર લઇ પ્રજાને ધર્મ માર્ગે સ્થાપી કર્તવ્યશીલ થવા ઉપદેશ આપે છે અત્યારે પણ આપણો દેશ અધોગતિને પામ્યો છે કર્તવ્ય વિમુખ થયો છે, જ્યા ત્યા ધર્મભ્રષ્ટતા વધી છે ઉદ્યમી પ્રજા નિરુદ્યમી બની ગઇ છે વ્યવહારના પદાર્થો મેળવવાની પણ તેનામા શક્તિ રહી નથી નિર્ભય થવાને બદલે પ્રજા ભયવાળી બની છે, શક્તિસપન્ન થવાને બદલે શક્તિહિન પ્રજા થઇ છે, પોતાના પગ ઉપર ઝઝુમવાને બદલે ભિખ માગી, ઉતરાણો કરી જીવન ગાળતાં શીખી છે

આપણે વિદ્યા છોડી, ઉદ્યમ ટાળ્યા, ધનવાનને ભિખારી કરવાના પ્રયત્ન આદર્યા ઉદ્યોગીને નિરુદ્યોગી બનાવ્યા, બળવાનોને નિર્બળ-બાયલા બનાવ્યા બ્રાહ્મણોને શૂદ્ર બનાવ્યા, શૂદ્રોને બ્રાહ્મણ બનાવ્યા ક્ષત્રિયોને બળવાન મટી શૂદ્ર બનાવ્યા, શૂદ્રોને બ્રાહ્મણ થતાં શીખવ્યા

પ્રજા ધર્મને ઢોંગ કહેતાં શીખી ઇશ્વરને સ્થાને ખાદીની પૂજા ચાલી, આવી રીતે વર્ણાશ્રમ ધર્મના સર્વ અગ ઢીલા કરી મૂક્યાં પ્રજાને અવળે રસ્તે દોરી ધર્મ ભ્રષ્ટ બનાવી છે, અને તેથી પ્રજાની ઉન્નતિ ન થતાં અવનતિ થઇ છે તેમાંથી ઉદ્ધરવા માટે પ્રયત્ને ધર્મમાર્ગે ચાલવુ ઘટે છે

શાસ્ત્ર વિહિત માર્ગે પ્રયત્નથી વ્યવહાર સાધવો, કર્ત્તવ્યશીલ થવુ વાતોડા ન થવુ, વિચાર કર કર ન કરવો, મનને રોકવુ, ઇંદ્રિયો જે અવિહિત માર્ગે પોતાના વિષયો સંપાદન કરવા ઇચ્છે છે તેમને રોકવી અને સદા કર્ત્તવ્ય કર્યા કરવુ મનુષ્યો કર્ત્તવ્યથી મહાન થઇ શકે છે અકર્ત્તવ્યથી ભ્રષ્ટ થઇ શકે છે પ્રમાદી જીવન ગાળનાર મનુષ્યો જન્મ્યા તે ન જન્મ્યા બરાબર છે પ્રયત્નશીલ મનુષ્ય જ જીવતા ગણાય છે અને મુવા પછી પણ તેમનાં નામ અમર રહી જાય છે મહાપુરુષો કર્ત્તવ્યશીલ હતા માટે જ તેમને આજે જગત્ પૂજે છે

મનુષ્યોએ ધર્મમાર્ગે વ્યવહાર અને પરમાર્થ સાધવો ગમે તેવુ સંકટ આવે પણ ધર્મ ન ચૂકવો. ધર્મનો ત્યાગ કરનાર ઇશ્વરથી દૂર જાય છે જે ઇશ્વર મનુષ્ય માત્રના હૃદય મંદિરમાં છે એમ શાસ્ત્રો કહે છે, તે ઇશ્વરને શોધવો ધર્મને ધારણ કરવો એ ઇશ્વરત્વને પ્રાપ્ત કરવા યત્ન કરવો, અને મનુષ્યત્વ જે અલ્પત્વ અને અલ્પશક્તિમાન છે તે ભાવનો ત્યાગ થાય અને ઇશ્વરત્વનો ભાવ ઉત્પન્ન થાય તે માટે અજ્ઞાન રૂપી આવરણને દૂર કરવા યત્ન કરવો, તો જ તે આ જગત્માં મહાન પુરુષ થઇ શકે છે

જગત્ આજે પ્રયત્નશીલ મનુષ્યને પૂજે છે જેણે પ્રયત્નથી ગમે તો વ્યવહારની સિદ્ધિ કરી હોય કે પરમાર્થની સિદ્ધિ કરી હોય પણ તેને બીજા મનુષ્યો માન આપે છે આપણે જોઇએ છીએ કે ધનવાનને સઘળાં મનુષ્યો માન આપે છે એ વ્યવહારની ઉત્તમ સ્થિતિ ગણાય છે નિર્ધનના ઉપર તો દયાજ આવે છે, નિર્ધન મનુષ્યો ભાગ્યેજ સંસારમાં પૂજ્ય ગણાય છે પરમાર્થમાં મહાત્મા પુરુષોને જગત માને છે ધનવાન કરતાં મહાત્મા પુરુષોને સર્વ વંદન કરે છે એ મહાત્માપણુ એ પરમાર્થનુ ઉચ્ચ સ્થાન છે. જે શાંત, સત્વગુણી, દયાળુ, આનંદી, સત્યવાદી, પ્રેમાળ મહાન પુરુષો હોય છે તેમને અન્ય મનુષ્યો પૂજે છે

તમે આવા મહાન ગુણોને તમારામાં ધારણ કરો, આજથી નિયમ લ્યો. અને સત્યવાદી થવા, ધર્મિષ્ઠ થવા, દયાળુ થવા, પ્રસન્ન રહેવા, શાંત રહેવા, અખંડ પ્રયત્નશીલ થવા યત્ન આદરો, એ લીધેલા વ્રતને બરાબર પાળવા સાવધાનતા રાખો, કોઇ દહાડે તે તે ગુણો અભ્યાસથી તમારામાં સ્વભાવ સિદ્ધ થશે અને તે ગુણો તમારામાં સ્વભાવ સિદ્ધ થતાં તેની પાછળ રહેલું અલાૈકિક બળ તમને પ્રાપ્ત થયેલું જણાશે.

આવા નિયમો પાળવા, કામ, ક્રોધ, લોભ, મોહ, રાગ, દ્વેષનો ત્યાગ કરવા દૃઢ આગ્રહી થાઓ. કદી પણ ધર્મ વિરૂદ્ધ આચરણ ન સેવવાનો નિશ્ચય કરો, ઇંદ્રિયોને વશ કરો, મન તમારે કબજે કરો, આ જગતમાં સર્વોત્તમ પદ ઇશ્વરત્વને પ્રાપ્ત કરવા યત્ન કરો, જરૂર થોડા વખતમાં તમારી ઉચ્ચ સ્થિતિ થવાની, તમારા આવા ઉત્તમ સદ્‌ગુણોનુ લોકો અનુકરણ કરવાના અને તમે જગતના બીજા લોકોમાં પૂજ્ય ગણાવાના

આ જગત્માં એવુ એક પણ પદ નથી કે જે દૃઢ આગ્રહથી પ્રયત્ન કરનારને ન મળે. જીવના શિવ થવુ એ પણ સંભવિત છે તો જે શિવમાં સર્વ વિભૂતિ સમાયલી છે તે સંસારના વૈભવો કરતાં પણ ન મળી શકે તેવી અલાૈકિક વિભૂતિ પ્રાપ્ત કરવી એ પણ મનુષ્યના પોતાના જ હાથમાં છે

ઇશ્વરાવતાર રૂપે આજે આપણે જેમને માનીએ છીએ તેઓએ પોતાના દૃષ્ટાંતથી આપણને જણાવ્યુ છે કે મનુષ્ય અખંડ કર્ત્તવ્યશીલ રહી, ધર્મને ધારણ કરી, જગતમાં જે જે પદાર્થો તેને મેળવવા હોય તે મેળવી શકે છે નિર્ધન મનુષ્ય પ્રયત્નથી ધનવાન

થઇ શકે છે, નાનો આનો મનુષ્ય મોટો થઇ શકે છે, વ્યવહારમા રચ્યો પચ્યો રહેલો મનુષ્ય પ્રયત્ન કરે તો સિદ્ધ અની અષ્ટસિદ્ધિઓને પણ પ્રાપ્ત કરી શકે છે અર્થાત પ્રયત્નથી સર્વ કાંઇ મળી શકે છે વાતો કરી, આળસમાં દિવસ ગુમાવ્યા કરવાથી કાંઇ મળી શકતું નથી

આપણે જાણીએ છીએ ઘણુ, વિચારીએ છીએ ઘણુ પણ તે જાણેલું કે વિચારેલુ આચારમાં ઉતારતા નથી અને તેથી જ તેના ફળને મેળવી શકતા નથી પરગામ જવા ઇચ્છનારે ઉઠી ચાલવા માંડવુ જોઇએ ધન કમાવાની ઇચ્છા રાખનારે ધંધો કરવો જ જોઇએ, પરમાર્થ સિદ્ધ કરવા ઇચ્છનારે પરમાર્થને સિદ્ધ કરાવનાર માર્ગે પ્રયાણ કરવુ જ જોઇએ તોજ તે જે ધારે છે તે મેળવી શકે છે જગત પ્રયત્નશીલ મનુષ્યને જ માન છે તમે પ્રયત્નશીલ થાઓ, આળસમાં ઘડી પણ ન ગુમાવો, જરૂર તમે પણ પ્રયત્નથી મહાન પદને મેળવી શકશો

---




( લેખક શ્રીયુત ઇશ્વરભાઇ જીવાભાઇ પટેલ )

સત્ય સ્વરૂપની ક્ષુધા અને તૃષા જેમને લાગી છે તેજ સાચા ભાગ્યશાળી છે

કારણકે તેઓજ તેઓ પુષ્ટ એટલે અજરામર થાય છે

ધાર્મિક નૈતિક આદિ કાયદાઓનો સંગીન ભાર જન્મેલા બાળકના ઉપર મૂકાયો છે તેથી એ છોડ પુષ્ટિને ન પામતા વિષ આદિને ગ્રહણ કરતો ચીમળાઇને મરી જાય છે માટે તે ભારને ફેંકી દો.

સ્વતંત્રતા સત્ય છે પરનો તંત્ર સ્વના ઉપર ન ખપે એ પ્રકારના નિયમોરૂપ પરતંત્રતા અસત્ય છે

સ્વ એજ પરમેશ્વરનુ સ્વરૂપ છે એ સત્ય ઉપર જે જે વ્યક્તિના મન શ્રદ્ધાવૃત્તિવડે જોડાયા છે તે મનવાળી બધી જ વ્યક્તિઓ મધુમ રીતે પરમેશ્વરના વારસરૂપે સ્વતંત્ર છે

સ્વ. સિવાય કોઇ પણ પરરૂપ ધાર્મિક આચાર્ય મહાત્મા વગેરેના હુકમ કે કાનુગુરૂ કે યજ્ઞ યાગાદિ કે દાન વ્રત આદિ કર્મો વડે એ હક કોઇને જ મળી શકતો જ નથી એમાંનુ કાંઇજ ન હોય પણ પોતાનુ સ્વ એજ પરમેશ્વર છે

એ સત્યનું શ્રદ્ધા પૂર્વક જ્ઞાન એકનુ જ ઇશ્વરરૂપે મનુષ્યના મનદ્વારા ઇશ્વરત્વની પ્રતિતી-કરાવી શકે છે એ પ્રતિતીના સ્વરૂપ કે—

શરણે આવેલાના રોગ ટાળવા, દુખ કાપવા તથા સજ્જનોના સત્કારોદ્વારા હિત કરવા એ રૂપે દેખાય છે—

ધર્મ રાજ્ય સત્તા મળીને પાપ નામની વસ્તુની બનાવટ કલ્પી કાઢે છે પછી તે બનાવટી પાપને જ્યાં ત્યાંથી ખોળી કાઢવામા ને પાપીને પાપ નામના રોગમાંથી છોડવાના એવી અને બનાવટી કલ્પી કાઢેલા ઉપાયોને યોજવાથી ને યોજનાને તાબે ન થાય તેને આ દેહમાં રાજ્ય તરફથી અને મરણ પછી ઇશ્વર સત્તા પાસે સજા કરાવવાની ગુંચવણીમાં પૂર્ણ બળથી મચી રહ્યા છે, અને એ ગુંચવણીની જાળમાં મનુષ્ય માત્રને નિરંતર ભયભિત પરાધીન બનાવી મુક્યા છે

આ બનાવટી પાપ એવી વસ્તુ જ નથી જે કંઇ છે તે બધું જ શિવરૂપ છે. એ જ્ઞાનવડે આ જાળ પોતાની મેળે જ અભાવરૂપ થઇ નાશ પામે છે અને આત્મબળ પૂર્ણ જોસથી પ્રગટી નીકળે છે, એજ નિરતિશય મુક્તિ છે

જન સમાજના નિયમો, રાજ્યના, ધર્મના, રૂઢીના નિયમો, કુદરતના નિયમો ભયના ને છેવટે રોગ, પાપ, વાર્ધક્ય અને મૃત્યુના નિયમની જાળરૂપ તંત્રમાંથી સ્વતંત્ર સ્વામીરૂપે પોતાને અનુભવે છે.

મહામૃત્યુંજય શિવ જે આપણા હૃદયમા આત્મરૂપે છે, તેમની ઉપાસના એક બાજુએ કરવી અને બીજી બાજુથી અનુભવમા તો એ સ્વરૂપને બદલે ભયથી કંપાવી નાખનાર પાપને, મંદવાડને, નિર્ધનતાને, અશક્તિને, સંકોચરૂપ મર્યાદાને અને છેવટે મૃત્યુને પોતાને આપણી પાસેથી કદી જ ખસે નહી એમ હઠપૂર્વક જોવા એવી કોની ઉપાસના છે ?

આપણા મન ઉપર કેવી આધળી ગુલામગીરી સસ્થાઓએ નાખી છે, શ્રદ્ધા તથા નિયમોમા તાત્પર્ય માત્રનો કેવો નાશ થઇ ગયો છે

સત્ય સ્વરૂપની ક્ષુધા અને તૃષાવડે પોતાના સ્વ ને ઇશ્વરરૂપે અનુભવે છે. સ્વતંત્ર અનંત પૂર્ણ એકજ અદ્વિતીય સર્વ વ્યાપીરૂપે પોતાના સ્વ નો અનુભવ કરે છે

જેને અજ્ઞાની મનુષ્યો ભિન્ન ભિન્ન પોતાનાપ્રા વિરોધી સ્વાર્થવાળા રૂપે અનુભવે છે તે પ્રત્યેક વ્યક્તિને આ મહાત્મા પોતાના સ્વથી અભિન્ન તેતે વ્યક્તિના સ્વને પણ એજ પરમાત્માના રૂપે એકતાથી સર્વાત્મ ભાવથી અનુભવે છે તેથી વિરોધી સ્વાર્થને બદલે પરમ પ્રેમ, એક રસનો પ્રબળ પ્રભાવ સર્વત્ર જામી રહે છે

નૈતિક, ધાર્મિક, રાજ્યકિય રૂઢી વગેરે નિયમો જે કરવાને મહા ભગીરથ મજુરી કરીને વિનાશ કરી રહ્યા છે છતા જેની સિદ્ધિ કદીજ કરી શકવાના નથી, તેની પરમ સિદ્ધિ લેશ પણ શ્રમ કર્યા વિના એકધા આનંદનોજ અનુભવ કરતાં સ્વયપાઇ રહે છે

સત્ય સ્વરૂપની ક્ષુધા અને તૃષા લાગતાં કોઇની પાસે નમ્રતાથી યાચીને અનુગ્રહવડે ભાગવારૂપ દીનતા અનુભવવાની નથી બહારના પાત્રમાથી મુખમાં નાખવા જેટલી છેટેથી લાવવાનો શ્રમ કરવાનો નથી તેમજ એટલા પણ સમયની ઢીલ સહન કરવાની નથી.

તમારૂ પોતાનું સ્વ. જેનાથી અધિક નિકટ કાંઇજ હોઇ શકતું નથી.

ત્યાજ તે તમને પ્રાપ્ત છે તમેજ તેના માલીક છો, તે વાર્તાનુ ભાન કરીને આતા કરી લઇ લ્યો. માગવા જેટલી પણ ઢીલ કરતા નહી. તમારી માલકીનુ અભાન કરનાર મનને ખશેડીનેજ લઇ લ્યો. પણ યાદ રાખજો કે તમારા સ્વ. ના ઇશ્વર સ્વરૂપના એટલા અન્ય કહેવાતી વ્યક્તિ માત્રનો સ્વ. થી અભિન્ન સ્વરૂપના ભાનપૂર્વકજ તમે તેના માલીક છો. કોઇના પણ સ્વ. નો બાધ કર્યો તો તેજ ક્ષણે તમારૂ સ્વ ને ઇશ્વરથી ભેદવાળુ થયું તો તેટલે અંશે તે ઐશ્વર્યથી તમે દુર રહેશો માટે સર્વાત્મભાવે જ લેતા તમારી સત્યની ક્ષુધા તૃષા નિવૃત્ત થતાં પુષ્ટીને અનુભવશો

જીવન એજ પરમેશ્વરનું સ્વરૂપ છે એજ તમારૂ સ્વરૂપ છે જ્યા જ્યાં જીવનની પ્રતિતિ થાય તે બધુ જ તમારૂ ઇશ્વરનું સ્વરૂપ છે. કોઇપણ સ્થાને એ જીવનની ક્ષીણતા થવી એ તમારી જ ક્ષીણતા છે

સર્વત્ર ઉચ્ચ ભાવને અનુભવવો એજ તમારો ઉચ્ચ ભાવ છે એજ તમારો ઇશ્વરથી અભેદનો અનુભવ છે

આપણું સ્વ ઇશ્વરમય છે ઇશ્વર ઉપર કોઇપણ નિયમનુ અંકુશ નથી તો આપણા સ્વમાંથી અંકુશ માત્રના ભાનને દૂર કરો એટલે સાચા ઐશ્વર્યનુંજ ભાન થશે નિયમ માત્ર વાસ્તવ સત્યરૂપ નહી હોવાથી કેવળ અભાવરૂપ છે એટલે અભાવની કલ્પના નથી તો તેને ઉલ્લંઘન કરવુ એવા વિચારની પણ અપેક્ષા રહેતી નથી. પાપમયની વસ્તુ નથી તો તે કરવુ કે ન કરવુ એ માત્ર શબ્દ જ છે નિયમ નથી. તો પાપજ નથી પાપ નથી એટલે કરવુ કે ન કરવુ નથી, કેવળ સત્ય એટલુંજ છે એટલે હું કેવળ સ્વતંત્ર છુ અન્ય કાંઇ છે નહી અને અન્ય કાંઇ છું નહી.

પરમેશ્વરમા તે જીવન પ્રતિતિરૂપે તેમની સત્તારૂપ હું ઉઘી ગયેલુ ને સામર્થ્ય વડે પાપ હું કે જે એજ સત્તારૂપ અન્ય કોઇપણ વ્યક્તિ કદીજ કરી શકે એમ નથી. પાપ નામનુ સંગીન ભારરૂપ પાટીયું મનના માથા ઉપરથી ફેંકી દો એટલે કેવળ જીવનરૂપે આત્મદેવ અખંડીત વિકાશ થતો અનુક્રમેરોજ નિષ્પાપ ચિદ્રૂપ તમારા હું આ ભાન પ્રકાશના પ્રખર કિરણો પ્રસારો તેજ ક્ષણે સકળ શિવમયજ થઈ રહેશે ઇતિ શિવં

---

## मनुष्ये सदा उच्च थवा प्रयत्न करवो.

મનુષ્યે હમેશાં ઉચ્ચ અભિલાષા રાખવી એ આશા સિદ્ધ કરવા યત્ન કરવા, છતાં સિદ્ધ ન થાય તો દુ ખ ન ધરવુ ઉચ્ચ થવા સદા પ્રયત્ન કરવો, પણ તે પ્રયત્નના ફળની તાલાવેલી ન કરવી જેવું સુખ ક્રિયા કરવાથી મળે છે તેટલું સુખ અક્રિય થઇ બેસી રહેવાથી મળતું નથી તમે ઉચ્ચ આચાર પાળો, ઉચ્ચ વિચારનું સેવન કરો, તમારા કુટુંબીઓ તમારા આચારનું અનુકરણ કરે તેવા બનાવો

જે ઘરમાં પુરુષ, સ્ત્રી, બાળક સર્વના વિચાર મળતા આવે તે ઘરમાં સુખ જણાય છે. ક્લેશ દુઃખકારક છે જે ઘરમાં એક બીજાના વિચારો જુદા જુદા હોય, આચારો એક બીજાને મળતા ન હોય તે ઘેર હમેશાં ક્લેશ અને દુ ખ જોવામાં આવે છે સંપમાં સુખ છે, તમે સુખને ઇચ્છતા હોતો તમારા ઘરમા, કુટુમ્બીયો સાથે, મિત્રો સાથે અને સર્વ સાથે સંપીને રહો.

મનુષ્યને જેટલું સુખપ્રિય છે એટલું બીજુ કશુ પ્રિય નથી એ સુખ મેળવવા મથે છે શાસ્ત્રો, પુરાણો, મહાપુરુષો, સર્વ કોઈ સુખના માર્ગો જ બતાવે છે. ધન મળવાથી સુખ થશે એમ મનુષ્ય જાણે છે તેથી તે ધન પેદા કરવા મથે છે ને તેથી બીજી કોઇ વસ્તુ મળવાથી તેને સુખ મળશે એમ તે ધારે છે તો તે બીજી વસ્તુ મેળવવા મથે છે

સુખ પ્રયત્નથી મળે છે. પ્રયત્ન કરવો, એ આગળ વધવા માટે જરૂરનો છે આળસ, પ્રમાદ, એ પ્રયત્ન કરવા દેતા નથી અને તેથી તેને તમોગુણ કહે છે. પ્રયત્નશીલ મનુષ્ય ઉદારી, નીડર, સાહસી અને ઉમંગી હોય છે, તેને જ્યારે પ્રયત્નનું ફળ ધાર્યા પ્રમાણે

નથી મળતુ ત્યારે તે નિરુત્સાહી થઈ જાય છે તમારે પ્રયત્ન કરવા પણ નિરુત્સાહી ન થઈ જવુ

વ્યવહાર પ્રયત્નથી સિદ્ધ થઇ શકે છે, પરમાર્થ પ્રયત્નથી સધાય છે. જગતમા જે વસ્તુ જોઇતી હોય તે સર્વ પ્રયત્નથી મેળવી શકાય છે પણું તે પ્રયત્ન ઉત્સાહથી કરવામાં આવે તો. પ્રયત્ન કરવામાં જ સુખ માનો, ફળ જે મળનારૂં હોય તે મળે, તેની તાલાવેલી ન કરો. શાસ્ત્રમાં માત્ર પ્રયત્ન કરનારને જ શ્રેષ્ટ કહ્યો છે. ફળની આશા રાખ્યા વગર જે પ્રયત્ન કરવામાં આવે છે તે પ્રયત્નને શાસ્ત્રમાં સર્વોત્તમ કહ્યો છે

જે માણસ જેવાં કમ કરે છે. તેનુ ફળ તેને મળે છે જ એ સિદ્ધાંત અચળ છે વેદમાં પણ પ્રયત્ન કરવાનુ કહેલું છે વેદમાં કર્મકાંડને ભાગ છે, તેમાં પ્રયત્ન અર્થાત કર્મના જુદા જુદા માર્ગો છે તેમાં જે વસ્તુની ઇચ્છા હોય તેવો પ્રયત્ન કરવો એવા ઉપાયો છે. જેમ વરસાદની ઇચ્છાવાળાએ અમુક યત્ન કરવો, ધનની ઇચ્છાવાળાએ અમુક પ્રકારનો યત્ન કરવો, પુત્રની કામનાવાળાએ અમુક યત્ન કરવો, આવા પ્રકારના જુદા જુદા ફળને આપે એવા જુદા જુદા કર્મો–કરવાનાં વિધાન છે જે માણુસ જેવા પ્રકારનો પ્રયત્ન અર્થાત કર્મ કરે છે તેને તેવા પ્રકારનુ ફળ મળે છે

આ બધા પ્રયત્નોમાં અમુક ફળની આશા હોય છે સાધારણ રીતે જે મનુષ્ય જેવુ કર્મ કરે તેને તેવુ ફળ મળે એવો શાસ્ત્રનો સિદ્ધાંત છે આ બધામાં આશા રહેલી છે દૈવ જોગે ધાર્યા પ્રમાણે ફળ ન મળે તો દુખ થાય છે માટે માત્ર પ્રયત્ન કરવામાં જ આનદ માનવો અને ફળની આશા ન રાખવી અર્થાત ફળ જે મળવાનુ હોય તે મળે એમ ધારવુ એ ઉત્તમ છે પ્રયત્ન કરવામાં જે આનંદ સમાયનો છે તે ફળ મળવામાં સમાયલો નથી પ્રયત્ન કરવાથી હંમેશાં આનદ રહે છે, અને ફળ તો જે વખતે મળે છે તેજ વખતે તેનો આનદ જણાય છે વળી પાછો અસંતોષ થાય છે, માટે ફળની આશા બહુ ન રાખવી, માત્ર પ્રયત્ન કર્યા કરવો, અને તે સાચો પ્રયત્ન કરવો જેથી સુખ મળે છે

શાસ્ત્રમાં નિષ્કામ કર્મની મહત્તા ઘણી બતાવી છે સકામ કર્મો કરવા કરતાં નિષ્કામ કર્મો કરવાથી વધુ ફળ મળે છે અને વળી બધન હોતું નથી ભગવાને ગીતામાં પણ કહ્યું છે કે --

कर्मण्ये वाधिकारस्ते माफलेषु कदाचन ।
माकर्मफल हेतु र्भूमाँ ते संगोऽस्त्व कर्मणि ॥४७॥

[ ભ ગી અ. ૩ ]

તું કર્મ કરવાનો જ અધિકારી થા, પણ ફળનો અધિકારી થઇશ નહિ, કર્મના ફળની ઇચ્છા પણ રાખીશ નહિ, તેમ કર્મ કરવા માટે તું આગ્રહ પણ ધરીશ નહિ માત્ર કર્મના ફળની આશા રાખ્યા વગર કર્મ કરવામાં જ આનદ માનવો.

વળી ભગવાને કર્મ કરવાનુ જ જણાવ્યુ છે, પોતે ગીતામાં કહે છે કે—

नियतं कुरु कर्मस्वं कर्मज्यायोह्य कर्मण
शरीर यात्रापि च तेन मसिद्ध येद् कर्मणः॥८॥

( ભ. ગી અ ૩)

તું વિહિત કર્મોનું આચરણ કર, કર્મ ન કરવા કરતાં કર્મ કરવું એજ વધારે શ્રેય છે, કર્મ કર્યા વિના તારા શરીરનો નિર્વાહ પણ થશે નહિ.

આ પ્રમાણે મનુષ્યે સદા વિહિત કર્મો કરવામાં પ્રયત્નશીલ રહેવું નિરાશ થઇ બેસી રહેવું એ આળસુપણું છે અને આળસુ મનુષ્ય કાંઇ પણ કાર્ય સિદ્ધ કરી શકતો નથી. મનુષ્યે સદા પ્રયત્નશીલ રહી વ્યવહાર અને પરમાર્થ સર્વોત્તમપણે સાધવાં ઉત્સાહી મનુષ્ય જ ઉત્તમ કાર્યો કરી શકે છે કામ કરવું તે ઉમંગથી કરવું અને તેમાં સદા મંડયા રહેવું નવરા બેસી રહેનાર મનુષ્યોને સુખનું ભાન થતું નથી તેઓ આળસુ થઇ ઉદ્વેગનો અનુભવ કરે છે જ્યારે પ્રયત્નશીલ મનુષ્ય ઉમંગી હોય છે

સુખ પ્રયત્નથી મળે છે વ્યવહારના પદાર્થો પ્રયત્નથી મળે છે, પરમાર્થ પ્રયત્નથી સધાય છે, દુ:ખને પાર કરવાનો સર્વોત્તમ રસ્તો પ્રયત્ન છે જે પ્રયત્ન કરતાં કટાળે છે તેજ દુ:ખી રહે છે કર્મ કરવાથી શાંતિ મળે છે, આનંદનું ભાન થાય છે, ઉત્સાહ વધે છે

જે મનુષ્યો પ્રયત્નશીલ હોય છે તેજ આનંદી હોય છે, પ્રયત્ન કરવો પણ તે શાસ્ત્રવિહિત કરવો એટલે શાસ્ત્રમાં જે ક્રિયા કરવાથી સુખ મળે એવું જણાવ્યું હોય તેવો પ્રયત્ન કરવો, નીતિ વિરુધ્ધ પ્રયત્ન ન કરવો સદા નીતિ અને ન્યાયથી ચાલવું જે કાર્ય કરતાં અંત:કરણ દુ:ખાય તેવું કાર્ય ન કરવું

વળી પ્રયત્નથી ચિત્તની શુદ્ધિ થાય છે, જ્યારે આળસુ થઇ બેસી રહેવાથી ચિત્ત મેલું બને છે. ભગવાને ગીતામાં કહ્યું છે કે —

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोतिपुरुषः ॥ १९

( ભ. ગી. અ. ૩ )

એથી ફળની ઇચ્છાનો ત્યાગ કરી તું નિત્ય વિહિત કર્મ કર, કારણ કે ફળની આશા ન રાખનારો પુરુષ વિહિત કર્મોના આચરણથી ચિત્ત શુદ્ધિના યોગે પરમપદને પ્રાપ્ત કરી લેછે

આ પ્રમાણે પ્રયત્ન કરવાથી ચિત્તની શુદ્ધિ થાય છે અને ચિત્તની શુદ્ધિ થતાં પરમપદની પ્રાપ્તિ પણ થાય છે આવું ઉત્તમ ફળ કર્મ કરનારને મળે છે કર્મ ન કરનાર આળસુ બની ઉદ્વેગ, ભય, નિરાશામાં જકડાયેલો રહે છે, તેના મનની ચંચળતા વધે છે, ચિત્ત મેલવાળું બને છે અને તેથી તે સદા દુ:ખી થાય છે

પ્રયત્નમાં પણ બે પ્રકારના ભેદ છે. શરીરનો પ્રયત્ન અને બુદ્ધિનો પ્રયત્ન. શરીરનો પ્રયત્ન ઓછું ફળ આપનારો છે જ્યારે બુદ્ધિનો પ્રયત્ન વધુ ફળ આપનારો છે જે મનુષ્યો બુદ્ધિશાળી હોય છે તે બુદ્ધિનો પ્રયત્ન કરે છે, જે મનુષ્યો ઓછા બુદ્ધિવાળા હોય છે તે શરીરનો પ્રયત્ન કરે છે શરીરના પ્રયત્નમાં શરીરની મહેનત હોય છે, બુદ્ધિના પ્રયત્નમાં મનની માનસિક મહેનત હોય છે

વિદ્વાન મનુષ્યોની મનની મહેનત હોય છે જ્યારે અવિદ્વાન મનુષ્યો શરીરની મહેનત કરે છે. બુદ્ધિમાન મનુષ્યોના કહ્યા પ્રમાણે શરીરની મહેનત કરનારાએ ચાલવું પડે છે જેઓ બુદ્ધિવાળા બને છે, વિદ્વાન બને છે તેમને શરીરની મહેનત નહિ જેવી કરવાની હોય છે તેમને માત્ર મનની મહેનત કરવાની હોય છે, જ્યા શરીરની મહેનત કરનારા કરતાં તે વધુ ???? છે

એક અભણ કઠીયારો આખો દિવસ લાકડાં ફાડવાની મહેનત કરી દિવસના માત્ર આઠ બાર આના કમાય છે, ત્યારે જેમા શરીરની મહેનત જોડે મનની મહેનત મેળવી હોય છે તેવો સુતાર રોઢ બે રૂપિયા કમાય છે, જેમણે તેથી વધુ મનને કેળવ્યુ હોય છે તેવા બુદ્ધિશાળી મનુષ્યો દિવસના માત્ર પાંચ પચાસ, કે સો બસોથી પણ વધુ રૂપિઆ કમાઈ શકે છે આમ મહેનતમાં પણ ભેદ છે જેઓ બુદ્ધિશાળી હોય છે તેમનુ કામ ઉત્તમ થાય છે, અને જેઓ જાડી બુદ્ધિના ગણાય છે તેમનું બિચારાનુ કામ સાધારણ થાય છે

સાધારણ રીતે અભણ મનુષ્યોને શરીરની મહેનત વધુ કરવી પડે છે, જ્યારે ભણેલા ને મનની મહેનત કરવાની હોય છે ભણેલાનો અર્થ લખવુ વાંચવુ એટલુ જ થતું નથી પણ તેમામ ઘણા ભેદ હોય છે જેઓ બુદ્ધિશાળી હોય છે, જેમનું મન સ્થિર હોય છે, જેઓ ચચળ સ્વભાવના હોતા નથી, જેઓ દૃઢ નિશ્ચયવાળા, તર્કશીલ અને દાશસ્યવાળા હોય છે તે વધુ દીપી નીકળે છે

વિદ્યા પ્રાપ્ત કરવાથી બુદ્ધિ વધે છે આ બુદ્ધિ વધારવામા મનને સ્થિર કરવાની જરૂર હોય છે મનને વિચાર કરવાની ટેવ હોય છે, તે અસખ્ય વિચારો કરવાના સ્વભાવવાળુ હોય છે મન એ ચચળ છે, ચચળ મનવાળા દૃઢ નિશ્ચયી હોતા નથી એ મનની ચચળતા મટે તો મનુષ્ય સ્થિર બુદ્ધિવાળા થઇ શકે અને એવા સ્થિર બુદ્ધિવાળા જ દૃઢ નિશ્ચયી થઇ શકે છે અને દૃઢ નિશ્ચયવાળા ઓછી મહેનતે ઉત્તમ કામ કરી શકે છે

આપણામા કળ અને બળ એ બે શબ્દો પ્રયત્ન માટે વપરાય છે કામ બળથી થઇ શકે કળ એટલે કળા, બુદ્ધિમાન મનુષ્યો કળથી ઓછી મહેનતે વધુ કામ કરી શકે છે બુદ્ધિ વગરના મનુષ્યો માત્ર મહેનત જ કરી શકે છે જે મનુષ્ય મહેનતથી એક દિવસમા કરે તેજ કામ બુદ્ધિમાન કળથી એક કલાક અર્થાત એક મિનિટમાં કરી શકે છે

વ્યવહારમા બુદ્ધિમાન મનુષ્યોને શારીરિક મહેનત ઘણી થોડી અર્થાત નહિ જેવી કરવા છતાં તે માત્ર બુદ્ધિથી અર્થાત માનસિક મહેનતથી ઘણું કમાઇ શકે છે પરમાર્થમાં પણ બુદ્ધિમાન મનુષ્ય આગળ વધે છે વ્યવહાર કે પરમાર્થ બન્નેમા જો શરીરની મહેનત સાથે બુદ્ધિનો ઉપયોગ કરવામાં આવે તો ઘણુ કામ થઇ શકે અને ઘણુ કમાઇ શકે

આપણા દેશમાં હવે બુદ્ધિ બળ ઘટવા માંડયુ છે બુદ્ધિબળને બદલે માત્ર વાતોના તડાકા ને ભાષણો જ અપાય છે શારીરિક મહેનત તો આળસમા પરિણમી છે એટલે હવે માત્ર મજુરી કરવી, રેંટીયો કાંતવો ને રોજ બે આના પેદા કરી ખાવુ એવો જમાનો આવ્યો છે અત્યત શારીરિક મહેનત કરનારાની બુદ્ધિ પણ ઘટી જાય છે એટલે હવે આપણે માથે બીજી સારી કમાણી કરવાને બદલે સો વર્ષ પાછા હઠી જવાની ભલામણ થાય છે

બુદ્ધિબળ જેમણે મેળવ્યુ હોય છે તે મનુષ્ય ઉત્તમ ગણાય છે શરીર સુદૃઢ રહે તેવી કાળજી રાખવી, પણ કોઇ મનુષ્ય કહે કે, તમે વકીલ બની રોજના સો બસો કમાવાનો ત્યાગ કરી ચોવીસે કલાક લાકડા ચીરો ને ચાર છ આના ઉપર નીભાવ કરો, તો તે ડાહ્યો વકીલ નહિ માનવાનો, ભીમમાં જઇ લાકડાની ભારી કાપી લાવી બજારમા ચાર છ આને વેચી પેટીયુ કાઢવુ એ શરીરની મહેનત ગણાય છે જે મહેનતમાં બુદ્ધિને પરોવવામાં આવી નથી તે મહેનત માત્ર મહેનત જ ગણાય તેથી કાંઇ અર્થસિદ્ધિ ન થાય.

સ્વરાજ્ય બુદ્ધિબળથી મળે, મહેનતથી નહિ એક શરીરની મહેનત કરનારો હોય અને બીજો બુદ્ધિની મહેનત કરનાર હોય તેમાં બુદ્ધિની મહેનત કરનારને સર્વ કોઇ વખાણશે તમ બુદ્ધિશાળી થઇ મદા ઉચ્ચ થવા મથ્યા કરજો ઇશ્વર પણ બુદ્ધિદ્વારાજ પ્રત્યક્ષ થઇ શકે છે વ્યવહાર જેમ બુદ્ધિમાન ઉત્તમ સાધી શકે છે તેમ પરમાર્થમાં તો બુદ્ધિમાન જ આગળ વધે છે વેદ યોગશાસ્ત્રો, પુરાણો વિગેરે બુદ્ધિને સ્થિર કરવાનુ કહે છે ભટકતી બુદ્ધિને સ્થિર કરનારજ આત્માનો સાક્ષાત્કાર કરી શકે છે. નિશ્ચયાત્મક બુદ્ધિ જ સર્વ કાંઇ મેળવી શકેછે સ્થિર બુદ્ધિવાળાને વ્યવહાર સાધવાના અનેક સુગમ ઉપાયો સુઝી આવેછે, પરમાર્થમા પણ બુદ્ધિવાળો જ ઇશ્વર સમીપ જઇ શકે છે

બુદ્ધિબળ વધારવા જેમ બને તેમ ઓછા સંકલ્પવિકલ્પ કરવા મનનો સ્વભાવ સંકલ્પવિકલ્પ કર્યા કરવાનો છે જેમ પાણીમાં કાંકરી નાખવાથી તે પાણી સ્થિર ન રહેતાં ડોળાઇ જાય છે તેમ મન વારંવાર સંકલ્પવિકલ્પ કર્યા કરવાથી ડોળાઈ જાય છે તે સ્થિર રહી શકતું નથી અને તેથી બુદ્ધિપણ ભટકતી થઈ જાય છે. ભટકતા મન વડે કશુ કામ સિદ્ધ થઇ શકતુ નથી ગમે તેવુ વિકટ કામ પણ સ્થિર મનવડે થઈ શકે છે મન સ્થિર રહે તો જ બુદ્ધિ સ્થિર રહી શકે છે અને સ્થિર બુદ્ધિવાળા મનુષ્યને જ બુદ્ધિ બળ પ્રાપ્ત થઇ શકે છે

વ્યવહાર જેણે સર્વોત્તમપણે સાધ્યો છે તેઓએ પણ બુદ્ધિના બળથી શારિરીક બળથી તો માત્ર સાંજ પડયે આઠ દસ આના જ કમાઈ શકે, બુદ્ધિબળથી લક્ષાધિપતિ થઇ શકે. બુદ્ધિબળ પ્રાપ્ત થાય તો તે પછી આત્મબળ પ્રકટાવી શકાય છે. જ્યાં બુદ્ધિબળનું ઠેકાણું હોતું નથી ત્યાં આત્મબળ મેળવવાની વાતો કરવી મિથ્યા છે મનને સ્થિર કરતાં, બુદ્ધિ સ્થિર થાય છે, અને બુદ્ધિને આત્મપ્રદેશપ્રતિ વાળી ચિત્તને એકાગ્ર કરવામાં આવે તો જ આત્મસામર્થ્ય પ્રાપ્ત થઇ શકે છે

ચિત્તવૃત્તિનો નિરોધ કરવા માટે જ યોગશાસ્ત્ર છે વિષયોમા ભટકતી ઇન્દ્રિયોને પાછી વાળી મનમા એકાગ્ર કરવી, મનને ઇન્દ્રિયો સાથે બુદ્ધિમાં એકાગ્ર કરવુ, બુદ્ધિને ચિત્તમાં એકાગ્ર કરવી અને ચિત્તને આત્મામાં જોડવુ તો જ આત્મસાક્ષાત્કાર થઇ શકે, અને આત્મ સાક્ષાત્કાર થાય તો પછી આત્મબળ પ્રાપ્ત થઇ શકે

આત્મબળ મેળવવુ હોય તો વિષયોમા ભટકતી ઇંદ્રિયોને પાછી વાળ્યા વગર છુટકો નથી. જ્યારે વિષયોની આસક્તિ ઓછી થાય તો જ આત્મામાં પ્રીતિ ઉત્પન્ન થાય જ્યા સુધી વિષયોમાં મન ભમ્યા કરતું હોય ત્યાં સુધી આત્મબળ મળી શકે નહિ એક નિર્ધન મનુષ્યને લક્ષાધિપતિ બનવુ હોય તો તેણે નિર્ધનતા છોડવી જ જોઇએ, એક ઝુંપડીમાં વસનારને બંગલામાં રહેવુ હોય તો ઝુંપડી છોડવી જ જોઇએ તેમ વિષયોમાંથી વૃત્તિ છુટી જાય તો જ આત્મા તરફ તે વૃત્તિઓને પ્રેમ પ્રકટે. અને જ્યારે આત્મામાં મન, બુદ્ધિ સ્થિર થાય એટલે આત્માનાં સામર્થ્યો પ્રકટયા વગર રહે જ નહિ.

આ પ્રમાણે શારીરબળ મનોબળ અને અધ્યાત્મબળ એ પ્રકારના ત્રણ બળથી જગ તમા મહાન્ ગણાતા સર્વોત્તમ કાર્યો પણ સિદ્ધ થઈ શકે છે શરીરબળ કરતાં, મનોબળ શ્રેષ્ઠ છે, મનોબળ કરતાં અધ્યાત્મબળ શ્રેષ્ઠ છે શરીર બળથી મંદ કાર્યો સિદ્ધ થઇ શકે છે, તેમાં મનોબળ ભળે તો ઉત્તમ કાર્યો સિદ્ધ થઇ શકે અને અધ્યાત્મબળ પ્રાપ્ત થાય એટલે તો પછી માત્ર સંકલ્પથી જ અનેક કાર્ય થઇ શકે છે.

આગળના ઋષિમુનિયોમાં આ અધ્યાત્મબળ હતું શરીરબળ તેમના બળ આગળ નહિવત્ જેવું હતું

વસિષ્ટ ઋષિએ કામદુધા ગાય દ્વારા વિશ્વામિત્રનો તેના સૈન્ય સાથે સારો સત્કાર કર્યો ત્યારે, વિશ્વામિત્રે ઋષિનો ઉપકાર માનવાનો તો ક્યાં ગયો, પણ તેમની ગાય લઇ જવાની દાનત કરી વસિષ્ટ પાસે તે ગાયની તેમણે માગણી કરી પણ વસિષ્ટે કહ્યું એ ગાય તો મારે નિત્ય નૈમિત્તિક કર્મ કરવાનાં ઘણા સાધનો પૂરા પાડે છે માટે મારાથી આપી શકાય નહિ, ત્યારે વસિષ્ટની પાસેથી વિશ્વામિત્રે તે ગાય જબરીથી લેવાનો વિચાર કર્યો તેની પાસે સૈન્ય હતું એટલે તેમણે ગાયને લેઇ જવા પ્રયત્ન કર્યો, પણ વસિષ્ટના આત્મબળ આગળ વિશ્વામિત્રનું શારિરીક બળ નભી શકે તેમ નહોતું તેમણે હુંકાર માત્રથી તેના સૈન્યનો પરાજય કર્યો ત્યારે વિશ્વામિત્રને લાગ્યું કે આટલું બધું સૈન્ય પણ વસિષ્ટના આત્મબળ આગળ નકામું છે માટે મારે વસિષ્ટના જેવું આત્મબળ મેળવવું

વિશ્વામિત્રે આત્મબળ મેળવવા માટે રાજ્ય, સૈન્ય, સંપત્તિ સર્વ છોડી દઇ હિમાલય ઉપર જઇ તપ આરંભ્યું હજારો વર્ષ તપ કર્યું ત્યારે આત્મબળ મેળવ્યું વિશ્વામિત્ર ક્ષત્રિય હતા છતાં તપ કરી બ્રાહ્મણપણું મેળવ્યું આજકાલ ગમે તે જાતના મનુષ્યો જેમ તરત બ્રાહ્મણ બની જાય છે ને સુતરની જનોઇ ઘાલી બ્રાહ્મણપણું મેળવે છે તેમ તે વખતે નહોતું

વિશ્વામિત્રે વસિષ્ટના સો પુત્રોને મારી નાંખ્યા છતાં વશિષ્ટે તેના પ્રતિ ક્રોધ ન કર્યો. અને જ્યાં સુધી વિશ્વામિત્રનામાં ક્રોધ હતો ત્યાં સુધી તે રાજર્ષિ કહેવાતા, પણ જ્યારે તેમણે ક્રોધ છોડ્યો ત્યારે તે બ્રહ્મર્ષિ ગણાયા હતા આવી રીતે આત્મબળ મેળવવા વિશ્વામિત્રે ક્ષત્રિયપણું છોડ્યું, રાજ્યપાટ છોડ્યું, સર્વ સંપત્તિ ભોગવિલાસ છોડયા, હજારો વર્ષ તપ કર્યું ત્યારે તેમણે બ્રાહ્મણપણું મેળવી આત્મબળને મેળવ્યું હતું.

પૂર્વે ઋષિ મુનિઓમાં આત્મબળ હતું, અત્યારે તો માત્ર મોંથી બોલવાનું રહ્યું છે પ્રયત્ન વગર બળ મેળવવાની સર્વને ઇચ્છા રહે છે અને વર્ણાશ્રમ ધર્મનો ત્યાગ કરવા ઝટ સર્વે મંડી પડે છે શુદ્રને બ્રાહ્મણ થવું છે પણ ક્ષત્રિયને બ્રાહ્મણ થતાં કેટલાં વર્ષ સુધી એકનિષ્ઠાથી તપ કરવું પડ્યું હતું અને કેટકેટલી વસ્તુઓનો ત્યાગ કરવો પડ્યો હતો તેમાંનું કાંઇ કરવું નથી

શુદ્ર જો બ્રાહ્મણ થવા ઇચ્છે તો તે કાંઇ જનોઇનો તાંતણો ઘાલવાથી ન થાય, તેને માટે તેણે પ્રયત્ન કરવો જોઇએ તો આવતો જન્મ બ્રાહ્મણનો મળે, મનુષ્ય જેના કર્મ કરે છે તેનું તેને ફળ મળે છે. અત્યજ સ્પર્શ કરાવવા માટે અત્યારે દેશના કહેવાતા નેતાઓ પ્રયત્ન કરી રહ્યા છે, પણ તેથી ધર્મની હાનિ થશે અને સમાજ અવ્યવસ્થિત તતોભ્રષ્ટ થઇ જશે તેનો તેમને ખ્યાલ નથી ઇશ્વરે તેમને અત્યજનો જન્મ આપ્યો, એ તેના પાપનું ફળ છે, મનુષ્ય પાપ કર્મ કરે છે તો પાપયોનીમાં જન્મી તે પાપનું ફળ મેળવે છે એ કાયદો ઇશ્વરે પોતાના હાથમાં રાખ્યો છે

આપણા સમાજમાં જેમ ચોરી, અનીતિ, વ્યભિચાર કરનારને રાજ્ય તરફથી શિક્ષા થાય છે, કોઇને છ માસ, બાર માસ ને ખૂન કરનારને ફાંસીની શિક્ષા થાય છે, તેમ ઇશ્વર પણ મનુષ્યને તેના ઉચ્ચ નીચ કર્માનુસાર શિક્ષા કરવા માટે ઉંચી નીચી યોનિમાં જન્મ આપે છે એમાં ઇશ્વરનો કે શાસ્ત્રોનો દોષ નથી. જેમ ચોરી કરનાર મનુષ્ય ગમે

તેનો ઉપરથી જણાતો હોય મારા કપડા પહેર્યો હોય છતાં તેનો જે ચોરી કરવાનો સ્વભાવ પડી ગયો હશે તો તે લાગ મળતાં ચોરી કરવાનો જ તેમ દરેક જાતિમાં તેની જાતિના ગુણ કર્મો તો હોવાનાજ, સારા માણસો ભલાઇ છોડતા નથી તેમ ભૂડા માણસો ભૂડાઇ છોડતા નથી તેમ દરેક જાતિમાં જન્મેલા મનુષ્યોમા તેની જાતિના ગુણ ધર્મો હોવાના જ તે તો ઘણા પ્રયત્ને જ છુટે અને તેથી એવા અત્યજ ગણાતી જાતિમાં તેની જાતિના ગુણો હોવાના, તે દુર્ગોણો ઉચી જાતિમા સસર્ગથી પણ આવી જાય જેમ કોલસાને અડનારના હાથ કાળા થાય છે, પણ કોલસા ઉજળા કપડાના સ્પર્શથી કે સાબુથી ધોળા થતા નથી. તે તો બળે ત્યારે જ શુધ્ધ ધોળી રાખોડી થાય તેમ મનુષ્યમા તેની જાતિના ગુણ ધર્મ હોય છે અને તેથી આપણા પૂર્વજોએ તેવી હલકી જાતિને અસ્પર્શ ગણી તેનો સગ ન થાય તેવી મર્યાદા કરેલી, એ મર્યાદા તોડનાર મનુષ્ય પાપી બને છે સ્પર્શાસ્પર્શ અને ભક્ષ્યાભક્ષ્ય ન પાળનારમા નીચ જાતિના ગુણો આવે છે માટે જ અત્યજ સ્પર્શ ન કરવો, અને થાય તો ન્હાઇ શુધ્ધ થવુ એવુ શાસ્ત્રનુ વિધાન છે, તે સર્વે ધર્મનિષ્ટ પુરુષોએ પાળવુ જોઇએ

(મહાત્મા ગાંધીજી પણ અત્યજ સ્પર્શ જેમને બાધ કર્તા છે તેમને અડકયા પછી સ્નાન કરી શુધ્ધ થવાનું કહે છે માટે સર્વએ આ શુધ્ધ સનાતન ધર્મ—શૌચ અર્થાત પવિત્રતાનો પાળવો વળી જાતિના ગુણકર્મ આ જન્મમા અનેક પ્રયત્ન કરવા છતાં પણ પલટાતા નથી, વિશ્વામિત્રે હજારો વર્ષ તપ કર્યું છતાં તેમનો ક્રોધી ક્ષત્રિય સ્વભાવ જતો ન્હોતો અને વારવાર ક્રોધી થઈ જતા, તેમ અસ્પર્શ જાતિનો ગુણકર્મ આ જન્મમા અનેક પ્રયત્ન કરે તો જ ભાગ્યે જાય, છતા કાંઇ પણ પ્રયત્ન ન કરે અને તેમને બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય ભેગા ભેળવવા એ તો ઘણુ અનિષ્ટ પરિણામ લાવનાર થઇ પડે.

પશુઓના પણ જાતિ, ગુણ કર્મ અનેક પ્રયત્ને પણ જતા નથી, તેમ મનુષ્યોના પણ ઘણોજ પ્રયત્ન કરે તો જ કદાચ જાય, પણ તેમા પ્રયત્નની આવશ્યકતા પડે છે એ સબધનુ એક દ્રષ્ટાંત આપીએ છીએ

પૂર્વે એક ઋષિ વનમાં તપ કરતા હતા તે કદમુલ, ફળ જે મળે તે લાવી તેના ઉપર આહાર કરતા હતા સત્ય, અહિંસા, શીલ, તપ, દયા, કર્ત્તવ્ય પરાયણતા, શૌચ-પવિત્રતા, એ વિગેરે ધર્મ પાળતા, તેમણે સતત સત્યનુ પાલન કરવાથી તે સત્ય સકલ્પ બન્યા હતા, સત્ય, પ્રિય અને અન્યનું હિત કરનારી વાણી બોલતા, ઘણો કાળ મૌન સેવતા મન, વાણી અને ક્રિયાથી કદી કોઇને દુ:ખ કે ભય ઉપજાવે તેવી ક્રિયા કરતા નહિ અર્થાત અહિંસા ધર્મ પાળતા અને તેથી તેમનો વૈરભાવ છુટી ગયો હતો

આ તપસ્વિ પાસે વનના પશુ પક્ષિઓ વારવાર આવતાં તેમની પર્ણકુટિની મર્યાદામાં આવનાર હિંસક પશુઓના હિંસક સ્વભાવ છુટી જતા આવા તે સમર્થ તપસ્વી હતા તેમની પાસે એક કુતરો રહેતો હતો, તે બીજે કાંઇ જતો નહિ ઋષિ તપ કરવા બેસે કે સમાધિમાં બેસતા ત્યારે આ કુતરો તેમની પર્ણકુટી સાચવતો ત્યાંજ બેસી રહેતો, બીજા પશુ તો રાત્રે ચાલ્યાં જતાં, પણ આ કુતરો તો આહાર મેળવવા પણ કઈ જતો નહી, કદાચ કોઇ દિવસ કાંઇ ફળ વિગેરે ન મળે તો ભૂખ્યો રહેતો પણ પર્ણકુટી મૂકી ક્યાંઇ જતો નહી.

મુનિએ ઘરબાર સંસાર, વૈભવ સર્વનો ત્યાગ કર્યો હતો. તે નિર્જન વનમાં રહેતા હતા. પણ દયાળુ હતા, રાતદિવસ એક કુતરો તેમની પાસેનો પાસે બેસી રહેતો તેથી તેના ઉપર તેમની દયા રહેતી

એક દિવસે એક વરૂ આ કુતરાનો શિકાર કરવા દોડતું તેના પ્રતિ ધસી આવ્યુ ત્યારે કુતરે ભયભીત થઈ મુનિ સામુ જોયું અને જાણે રક્ષણ કરવા પ્રાર્થના કરતું હોય તેમ પુછડી બે પગ વચ્ચે વાળી સજળ નેત્રે મુનિ સામુ જોઈ રહ્યુ એટલે મુનિએ તેનું રક્ષણ કરવાનો વિચાર કરી તેને કહ્યુ અરે કુતરા, તુ ભયભીત ન થા, તુ તેના જેવો વરૂ થઈ જા આવુ કહેતા જ મુનિના સત્ય સંકલ્પદ્વારા કુતરો વરૂ થઈ ગયો

જે વરૂ કુતરાનો શિકાર કરવા આવેલો તે સામા કુતરાને વરૂ જોઈ નાસી ગયો, આમ તે કુતરાનુ રક્ષણ થયુ. વળી એક દિવસ એક દીપડો તે વરૂનો શિકાર કરવા આવ્યો ત્યારે મુનિએ તે કુતરાને પાછો પોતાના સકલ્પવડે દીપડો બનાવ્યો એટલે તે નિર્ભય થયો વળી પાછો એક દિવસ એક વાઘ તેનો શિકાર કરવા આવ્યો ત્યારે તેને વાઘ બનાવ્યો. વળી એક વખત સિહ આવ્યો ત્યારે તેને સિહ બનાવ્યો આવી રીતે કુતરાને મુનિએ પોતાના સત્ય સંકલ્પવડે કુતરો મટાડી સિહ બનાવી દીધો આ સિહ ત્યાં રહેતો અને મુનિનું રક્ષણ કરતો.

હવે તે સિહનો હિંસક સ્વભાવ—અને વળી મૂળ કુતરો એટલે પછી તેને કંઇ ખાવાનું ન મળતા મુનિને જ ખાઈ જવાની ઇચ્છા કરી, તેણે મનમાં વિચાર કર્યો કે બે દિવસથી કાંઇ ખાવાનુ મળ્યુ નથી, હવે તો હું સિહ બન્યો છું એટલે વનનાં પશુઓથી મને ભય નથી માટે આ મુનિને જ ખાઇ જાઉ તો મારી ભૂખ મટે આ વિચાર જ્યાં તેના મનમાં આવ્યો કે તરત મુનિને તેના નિંદ્ય વિચારની ખબર પડી, અને તરત જ તેને કહ્યું અરે કુતરા, તું કુતરો જ બની જા, આમ કહેતાં તો તે સિહ પાછો મૂળ સ્વભાવે કુતરો જ બની ગયો. આવી રીતે કુતરા ઉપર મુનિએ ઉપકાર કર્યો છતાં જે તેનો કૃતઘ્નતાનો સ્વભાવ તે ન ગયો અને પોતાના ઉપર ઉપકાર કરનાર મુનિને જ ખાવાની ઇચ્છા કરી. આમ જેનો જે જાતિસ્વભાવ છે તે ઉપરના આચાર વિચારથી પણ ટળતો નથી. તેનુ આંતર ઘણા પ્રયત્ને ફરે છે

પશુઓનો સ્વભાવ જેમ તેની જાતિ પ્રમાણે છે તેમ મનુષ્યોનો સ્વભાવ પણ તેની જાતિ પ્રમાણે હોવાનો જ અને તેથી જે જાતિનો સસર્ગ રાખવાથી ઉચ્ચજાતિને નુકશાન થવાનો સભવ હોય, તેના નીચ જાતિના નીચ ગુણો ઉચ્ચજાતિમાં ન પ્રવેશ પામે તે માટે સ્પર્શાસ્પર્શની મર્યાદા વર્ણાશ્રમ ધર્મમાં સ્થાપેલી છે અને ઉંચા થવાની ઇચ્છા રાખનારાએ આ મર્યાદનું અવશ્ય પાલન કરવુ જોઇએ

મનુષ્યે હમેશા ઉચ્ચ થવાની અભિલાષા રાખવી, અત્યજોએ પણ પોતાના આ જ ન્મમાં ઉચ્ચ થવા નીચ કર્મો છોડી દેવા, અહિસા પાળવી, પવિત્ર રહેવુ, માસાદિકનો ત્યાગ કરવો તો તેમને આવતે જન્મે ઇશ્વર ઉચ્ચયોનિમાં સ્થાપશે પણ પરાણે ઉચ્ચ વર્ણમાં ભળી જવાની દુર્બુદ્ધિ રાખવાથી ભ્રષ્ટ થવાશે

મનુષ્ય માત્રે ઉચ્ચ થવા માટે ઉત્સાહથી પ્રયત્ન કરવો. એક બીજાને અડકવુ, એક બીજાનુ ખાવુ, જાતિમર્યાદા ન પાળવી એથી ઉચ્ચ થવાતું નથી પણ પ્રયત્નથી, ઉત્સાહથી પોતામાં ઉચ્ચ ગુણો સ્થાપવા. વ્રત તરીકે કોઇને ભય ન ઉપજાવવો, પ્રાણિમાત્ર પ્રતિ પ્રીતિ

રાખવી, સત્યનુ પાલન કરવુ, ગમે તેટલી વિપત્તિ આવે છતાં સત્યથી ચલિત ન થવુ અહિંસા પાળવી, તપ અર્થાત્ વર્ણાશ્રમ ધર્મ પાળવો, ઇન્દ્રિયોને વિહિતમાર્ગે વાળવી. અહિત કર્મો ન કરવા, શીલ સપન્ન રહેવુ, દયા રાખવી, સત્પાત્રને દાન કરવુ ધર્મથી ચલિત ન થવુ એ વિગેરે સદ્ગુણોનું ઉચ્ચ થવા માટે ખાસ આગ્રહ રાખી પાલન કરવુ

તમારે ઉચ્ચ થવુ હોય તો નીચ કર્મોનો ત્યાગ કરવો પડશે અસ્પર્શાસ્પર્શ પાળવો પડશે, શૌચ અર્થાત્ પવિત્રતા પાળવી પડશે ન્હાવુ ધોવુ એ બાહ્યની પવિત્રતા છે રાગદ્વેષ કામ, ક્રોધ, લોભનો ત્યાગ કરવો એ અતરની પવિત્રતા છે

સત સમાગમ સેવવો, જેની સોબતથી આપણા આચારવિચાર સુધરે તેવાની સોબત કરવી, જેની સોબતથી આપણી બુદ્ધિ બગડે આચારવિચાર મલીન થાય તેવાના સગનો ત્યાગ કરવો એવી રીતે હમેશાં આપણામા કોઈ દુર્ગુણ ન પેસી જાય અને આપણે હમેશાં સદાચારી છીએ કે કેમ ? સત્કર્મો કરીએ છીએ કે કેમ ? તેની સાવધાનતા રાખ્યા કરવી ઉચ્ચ થવુ હોય તો આ ધર્મ જરૂર પાળવા પડશે

આ સત્કર્મો કરવામાં બુદ્ધિબળ વધારવુ બુદ્ધિશાળી મનુષ્યો જ સારાખોટાનો વિચાર કરી શકે છે જેને આ સત્પુરુષ છે કે અસત્પુરુષ છે, આ સદ્વિચારવાન છે કે આ અશુભ વિચારવાન છે, આ સારૂ છે કે આ ખોટુ છે એવો વિચાર કરવાની બુદ્ધિ નથી તેવા મનુષ્યો આગળ વધી શકતા નથી બુદ્ધિશાળી સારા માર્ગનો વિચાર કરી શકે છે સારાનો સગ્રહ કરી ખોટાનો ત્યાગ કરવાનો વિવેક વાપરી શકે છે

આ વિચાર અને વિવેક આત્મબળ મેળવવાનું પ્રથમદ્વાર છે આ દ્વાર બુદ્ધિશાળી પુરુષ જ ઉઘાડી શકે છે, આત્મબળ મેળવ્યા સિવાય ઉચ્ચપદની પ્રાપ્તિ થતી નથી અને તે પદ આગળ આ બીજી સર્વ વસ્તુઓ નહિ જેવી છે

ખરૂ સુખ આત્મબળ મળે ત્યારે મળે છે અને તેના માટે શરીર સુદઢ જોઇએ, મનની ચચળતા ટળી જવી જોઇએ, બુદ્ધિ સ્થિર થવી જોઇએ. તે માટે બહાર આચારવિચાર પાળવા, પવિત્રતા પાળવી, સત્યાદિ ધર્મો પાળવા, ક્રોધાદિ દુર્ગુણોના ત્યાગ કરવો, શાંતિ રાખવી, પ્રસન્નતા જાળવવી, સર્વ પ્રતિ સમબુદ્ધિ રાખવી, અને સદા કર્તવ્યશીલ રહેવુ

શરીર છે ત્યાંસુધી સત્કર્મો કરવાં, વ્યવહાર ઉત્તમપણે સાધવો, વ્યવહાર સાધવા શરીર બળની સાથે મનના બળનો ઉપયોગ કરવો, બુદ્ધિને તેમાં પરોવવી, આથી વ્યવહાર ઉત્તમ પણે થોડી મહેનતથી વધુ ફળ આપનાર નીવડે છે અને પરમાર્થ સિદ્ધ કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. વ્યવહારમાં રહી પરમાર્થ સાધી શકાય છે વ્યવહારના પદાર્થો નાશવત છે, પણ તે જ્યાં સુધી શરીર છે ત્યાં સુધી મેળવવાની જરૂર રહે છે, માત્ર તેના ઉપરની મમતાનો ત્યાગ કરવો, તેના પ્રતિની આસક્તિનો ત્યાગ કરવો. કદાચ કોઇ પદાર્થ મળેલો જતો રહે કે પ્રયત્ન કરવા છતાં ન મળે તો ઉદ્વેગ ન કરતાં મનમાં સમાધાન રાખવુ

સસારના પદાર્થો નાશવત છે એમ માનવુ નામ તેનો નાશ, અર્થાત પ્રાણીમાત્ર નાશવત છે, માટે વ્યવહારમાં કોઈ વસ્તુનો નાશ થાય તો તે વખતે ઉદ્વેગ ન રાખવો. ઇશ્વરની તેવી ઇચ્છા, એમ માનવુ. કલેશ જ દુ ખદાયક છે કામનાનો ત્યાગ કરવાથી દુ ખ જાય છે કોઇ વસ્તુ જાય કે મળે તે સાથે સબધ માનીએ તો હર્ષ શોક થાય, અહિ બુદ્ધિશાળી માને છે કે એ સર્વ વસ્તુ શરીર સાથે સબધવાળી છે આત્મા શરીરથી જુદો

છે આત્માને અને તે વસ્તુને લાગે વળગે નહિ. માટે નાશવંત પદાર્થનો નાશ થાય ત્યારે દુઃખ ન ધરતાં સમાધાન સેવવુ. એથી સસારના અનેક દુ ખ ટળી જશે.

આમ છતાં સદા પ્રયત્નશીલ રહેવુ આળસ પ્રમાદનો ત્યાગ કરવો, આળસ અને પ્રમાદ એ તમોગુણનાં લક્ષણો છે ઉચ્ચ થવાની ઇચ્છા રાખનારાએ તો એ તમોગુણનો પ્રથમ ત્યાગ કરવો, કામ, ક્રોધ, લોભ, મોહ, અહકાર એ રજોગુણનાં લક્ષણ છે તેનો પણ ત્યાગ કરવો, આત્માને આ ગુણો ઢાંકી દે છે એ દુર્ગુણો જતા રહેતા આત્માનો પ્રકાશ થાય છે, સત્વગુણનો ઉદય થતાં શાંતિ, પ્રસન્નતા, ઉત્સાહ, બળ, નિર્ભયતા આવે છે ઉચ્ચ થવા ઇચ્છનારમા આ ગુણો આવે ત્યારે જાણવુ કે તે આગળ વધ્યો છે

# विलासचंद्र.

૧

મુબાઇના દરિયા કિનારે ચોપાટીપર વિલાસચદ્રનો એક ભવ્ય મહાલય આવેલો છે વિલાસચંદ્ર અને તેની સ્ત્રી રતિસુંદરી પૂર્ણિમાની રાત્રિએ પોતાના મહાલયની અગાશીમાં બેઠા બેઠા વાર્તાલાપ કરી રહ્યાં છે તે બંન્ને જણ વાતમા એવા તલ્લિન બની ગયાં છે કે તેમને આજુબાજુ શુ થાય છે તેનું પણ ભાન રહ્યુ નથી.

આજે આ દંપતિ ઘણુજ આનંદમા છે તે બન્નેના મુખ ઉપર પ્રસન્નતા છવાઇ રહી છે, તેમને વાતમાં એવો રસ પડ્યો છે કે તેઓને ઉઠવું એકુ સરખુ પણ આવતુ નથી. આ આનદનુ શુ કારણ હશે તે સમજી શકાતું નથી. બંન્ને નવજુવાન છે, દમ્પતી રેલછેલ છે કહ્યુ છે કે ભરતામાં ભગાય તેમ તેમને લક્ષ્મિની કમી નથી

વિલાસચદ્ર ગરીબાઇમાં ઉછરેલો, જાતે બાપની સાથે ગામડામાં કાપડની ફેરી કરતો જે થોડુ ઘણું મળે તેમાં સતોષ માનતો વિલાસચદ્રના બાપની નાનીશી દુકાન અમદાવાદમાં માણેકચોકમાં ગુજરી બજારમાં હતી, જુના વખતમા તે સાધારણ મુડીથી વેપાર કરતો, તેમનું મૂળ વતન અમદાવાદ પાસે એક નાના ગામમાં હતું ત્યાં એક વખત દુષ્કાળ પડયો તે વખતે ગામડાના લોકો ભૂખથી પીડાઇ શહેરમા આવવા લાગ્યા, તે વખતે વિલાસચદ્રનો બાપ પણ અમદાવાદ આવેલો

પોતાની પાસે સાધારણ મુડી હતી તેમા થોડું ઘણું કાપડ લાવીને વેચે, વળી થોડો નફો મળે, વળી ખરીદે, વેચે, એમ વેપાર કરી ગુજરાન પુરતુ પેદા કરતો વિલાસચદ્ર ગુજરાતી ભણી ચારેક ચોપડી અંગ્રેજી ભણ્યો તેના બાપે તેને પુરૂ ન ભણાવતાં પોતાની સાથે વેપારમા જોડયો તેને કાપડની ગાસડી લઇ ગેરીઓમા ફેરી કરવી પડતી, કદી કદી બહારગામ જવુ પડતું, તેમાંથી જે ઉત્પન્ન થાય તેમાં તે ગુજરાન ચલાવતા.

વિલાસચદ્રની નાતમા કન્યાની છત હતી તેથી તેનું યોગ્ય ઉમ્મરે લગ્ન પણ થઇ ગયુ તેની સ્ત્રી રતિસુંદરી રૂપાળી હતી, સાધારણ ભણેલી હતી, મૂળ ગામડાની એટલે બહુ ચાલાક નહોતી, તેનામા કેટલાક ઉત્તમ ગુણો પણ હતા, ઘરનું કામકાજ તે કરતી. વિલાસ ચદ્રની મા તો નાની ઉમ્મરમા જ ગુજરી ગઇ હતી એટલે રતીસુંદરી આવી ત્યારથી જ ઘરના કામનો બધો બોજો તેના ઉપર પડયો

રતીસુદરી હાર્મ પોનવાગે તો ઊઠી જતી તેને એટનુ બધુ ઉત્તમ જ્ઞાન નહોતું છતાં સાધારણ રીતે ઘર કામમાં કુશળ હતી પતિના ઉપર પ્રીતિ રાખતી, સસરાની આ

ધાર્નું પાલન કરતી, દમવાગ્યા પહેલાં તો રસોઇ તૈયાર કરી દેતી પતિ અને સમગે જમી પરવારી દુકાને જાય એટલે તે ઘરનું કેટલુંક અધુરૂં કામ પુરૂં કરી પડી વિશ્રાંતિ લેતી.

વિલાસચંદ્રની ઘરની સ્થિતિ ગરીબ ગણાતી એટલે રતિસુંદરીને ઉત્તમ ઘરેણાં કે વસ્ત્રો પણ હતાં નહિ તે ઘણી સંતોષી હતી તેને વિલાસચંદ્રે થોડું ઘણું લખી વાંચી શકે તેટલુ ઘેર શિક્ષણ આપ્યું હતુ તેથી સારા સારાં પુસ્તકો વાંચી નવરાશનો વખત આનંદમાં ગાળતી

આમ નાની ઉમ્મરમાં વિલાસચંદ્ર અને રતિસુંદરી પોતાનો ગૃહસ્થાશ્રમ સુખે દુ ખે નિભાવતાં હતાં, તે અત્યારે મુબાઇના ભવ્ય મહાલયની અગાશીમાં આજે આનંદવાર્તામા મગ્ન થયાં છે તેમને જોઇ કોઇપણ એમ અત્યારે કહી શકે એમ નથી કે આ ગરીબ જોડુ શ્રીમંત શી રીતે થઇ શકયુ

ઇશ્વર તૃણનો મેરુ કરી શકે છે, મેરુને તૃણ બનાવી દે છે. જળને સ્થાને સ્થળ બનાવવુ, સ્થળને સ્થાને જળ બનાવવું એ ઇશ્વરનુ સામર્થ્ય છે આ ગરીબ જોડુ અત્યારે કોટયાધિપતિ થયુ તે પણ ઇશ્વરની લીલા છે, વિલાસચંદ્ર આ નાના વેપારમા પ્રમાણિકપણે ચાલતો, ન્યાયથી વર્તતો, કોઇને કદી દુ ખ ઉત્પન્ન થાય તેવી કૃતિ કરતો નહિ

રતિસુંદરી તેને દરેક કાર્યમાં મદદ કરતી, ઘણીવાર ઉત્સાહ વધારતી, હિંમત આપતી જે આવક આવતી તેમાં પણ સંતોષથી રહી શકતી બન્નેને ઇશ્વર ઉપર શ્રદ્ધા હતી. તે પ્રયત્નશીલ હતાં, પ્રયત્ન ન્યાયથી કરતાં ઘણા મનુષ્યો ઇશ્વર ઉપર વિશ્વાસ રાખી બેસી રહે છે તેમ વિલાસચંદ્ર નર્યો ઇશ્વર ઉપર ભરોસો રાખી આળસુ થતો નહિ. તે પ્રયત્ન કરવામાંજ સુખ છે એમ માનતો અને તેણે આજે જે સંપત્તિ મેળવી છે તે પ્રયત્નથી જ

ગરીબાઇમા વિલાસચંદ્ર દયાળુ અને ઉદાર હતો, એક વચની, ન્યાયી અને સત્યનું પાલન કરનાર હતો તે આજ કાલના વેપારીઓની પેઠે કદી પણ પ્રપંચથી જુઠુ બોલી ઘરાકોને છેતરતો નહિ. તે થોડે નફે વેપાર કરતો માલ જેવો હોય તેવો જ ઘરાકને કહેતો તેને ઘણી વખત ઘરમાં અનાજ લાવવા પૈસો પાસે હોય નહિ તેવી સ્થિતિમાં પણ તે સંતોષથી રહેતો રતિસુંદરી મૂળ ગામડાની એટલે ઘણીની મરજી સાચવવી એટલું સમજેલી. પતિના કહ્યામાં રહેવુ પતિને સંતોષ આપવો, પારકી વસ્તુ જોઇ તે લેવાની ઇચ્છા ન કરવી, સર્વની સાથે હળીમળી રહેવુ એ વિગેરે ગુણો તેનામાં હતા

વિલાસચંદ્ર સંતોષી સાથે ધર્મિષ્ટ હતો. હમેશાં સ્નાન કરી શુદ્ધ થઇ ઇશ્વરોપાસના કરતો જીવન પવિત્રપણે ગાળતો, કદી પણ કોઇને દુખ ઉપજે તેવી કૃતિ કરતો નહિ કદી કોઇ સાથે તકરારનો સંભવ જણાય તો ત્યાંથી જ તેની સાથેનો વ્યવહાર બંધ કરતો, કોઇના ઉપર ક્રોધ કરતો નહિ, અહંકાર તો તેને સ્પર્શ હતો જ નહિ, સર્વની સાથે વિવેકપૂર્વક નમ્રતાથી વર્તતો

રતિસુંદરી સૌંદર્યવાન, ગુણવાન અને પતિની સેવા પરાયણ રહેનારી હતી, ગરીબાઇમાં પણ તેનો પતિ ઉપર અત્યંત ભાવ હતો દુરાચારી સ્ત્રીઓની તે સોબત કરતી નહિ પરપુરુષ સામી દૃષ્ટિ પણ કરતી નહિ તે ભણી ને તેનુ ઘર ભર્યું ઘરનું સઘળુ કામ તેને જાતે કરવુ પડતું, તે જ રતિસુંદરી અત્યારે મુબાઇમાં વિલાસચંદ્રની સાથે પોતાના ભવ્ય મહાલયની અગાશીમાં બેસી આનંદ વાર્તા કરી રહી છે

વિલાસચંદ્ર અને રતિસુંદરી આજે પોતાની ભવિષ્યની ગરીબાઇના વાતો કરે છે, ગરીબાઇ છોડી આજે ધનવાન બનેલા તે દંપતિ ઇશ્વરના મહિમાનું ગાન કરે છે આમ આનંદ વાર્તા કરી રહ્યાં છે ત્યાં નીચેથી નોકરે ઉપર આવી ખબર આપી કે આપને નીચે કોઇ મળવા આવ્યું છે

વિલાસચંદ્રે તેને દિવાનખાનામાં બેસાડવાની આજ્ઞા કરી અને પછી પોતે નીચે તપાસ કરવા ગયો રતિસુંદરી ત્યાંજ બેસી ઇશ્વરના સ્વરુપસામર્થ્યના વિચારમાં જોડાઇ વિલાસચંદ્રે નીચે જઇ જોયું તો પોતાના એક ખાસ સબંધી તેને મળવા આવ્યા હતા. તેમનું નામ અમુલખરાય હતું

અમુલખરાય વિલાસચંદ્રના નજીકના સગા હતા, તે જાતે પહેલા તો મોટા ગૃહસ્થ હતા અમદાવાદના વતની હતા તેમની અમદાવાદમાં મીલ ચાલતી હતી ઘેર ગાડી ઘોડા બંગલા વિગેરે બધુ હતુ તે વેપારમાં સારું કમાયા હતા. તેમાથી નવી મીલ ઉભી કરવા શેર કાઢ્યા હતા શેર પુરેપુરા ભરાઇ ગયા અને તેના પ્રતાપે એક સારા પાયા ઉપર મિલ કાઢી હતી અમુલખરાય જાતે પ્રપંચી, પૈસો જ મારો પરમેશ્વર એવુ માનનારા હતા ન્યાય કે સત્યથી ચાલવુ એ તો સમજયા જ નહોતા. ઇશ્વરનો ડર તેમને નહોતો ગમે તેમ કરી પૈસો પેદા કરવો એટલું જ સમજતા હતા.

તે જાતે પહેલાં શેરદલાલનો ધંધો કરતા અમદાવાદમાં શેર દલાલના ધંધા ઉપરાંત બીજી દલાલીનું પણ કામ કરતા. લોકોના શેર લેવા અને વેચવા, તેમા દલાલી મળતી, વળી કોઇ માલ મંગાવે તો યોગ્ય કમીશન ચઢાવીને મોકલી આપતા આ ધંધો ઘણે ભાગે વિશ્વાસથી ચાલે છે શેર લેનારા દલાલ ઉપર પૂરો ભરોસો રાખે છે આ ભાઇ શેરના ભાવમાં ઓછા ભાવે ખરીદી ઘરાકને વધુ ભાવ જણાવતા ને વચ્ચેનો નફો ખાઇ જતા, તેમ દલાલી લે તે જુદી. કોઇ કાંઇ માલ મંગાવે તે હલકા ભાવે લઇ મોંઘી કિંમતે તેના ઉપર મોકલતા તે ઉપરાંત કમીશન જુદુ, તેમાં તે સારું રળ્યા હતા

આ ધંધામા બે પૈસા સારા મળ્યા એટલે મીલ કાઢી જાતે ધર્મ સમજતા નહિ, ન્હાવા ધોવાની કડાકુટ તેમને પસંદ નહોતી, જુઠું બોલવુ એનો સ્હેજ વાત હતી તેમની સ્ત્રીનું નામ રૂપાબા હતું તે બિચારી ભલી હતી, અભણ હતી. પતિ શેઠ બન્યા તો તે પણ શેઠાણી બની બેઠી હતી. ખૂબ કમાવુ ને ખૂબ ઉડાવવા એમ સમજતી.

અમદાવાદમાં આ ભાઇની રિયાસત અત્યારે આગેવાન શેઠીઆમાં ગણાતી આ સમયે વિલાસચંદ્ર બિચારો ફેરીનો ધંધો કરી બે પૈસા કમાઇ ખાતો

અમુલખરાયની આ જાહોજલાલી એકદમ શાથી નષ્ટપ્રાય થઇ ગઇ, મિલ એકદમ કેમ લિક્વીડેશનમાં ગઇ, પૈસા બધા ક્યાં ગુમ થઇ ગયા તેતીજ નક્કી અત્યારે વાતો કરતા એક વખતનો મોટર ને ગાડી ઘોડે ફરનારો શેઠીઓ અત્યારે ગરીબ બની વિલાસચંદ્ર પાસે ભિખ માગવા—મદદ માગવા આવ્યો છે

વિલાસચંદ્રે તેને જોઇ હર્ષથી સત્કાર આપ્યો તેને પ્રેમથી આસનામત આપ્યુ અમુલખરાયે વિલાસચંદ્રના અનેક અપરાધ કર્યા હતા, રતિસુંદરી ઉપર કુદષ્ટિ કરવાની પણ બાકી રાખી નહોતી, છતા વિલાસચંદ્રે અત્યારે તેના ઉપર દયા આણી તેને ધીરજ આપી બેસાડ્યો અને તેને શા કામે આવ્યા છો તે પુછવા લાગ્યો

અમુલખરાયે કહ્યું—ભાઇ, શું કહું દુખની ખામી નથી. હું એક વખત પૈસાને ગણતો નહિ તે અત્યારે પૈસા માટે વલખા મારૂં છું મીલ લિક્વી ડેશનમાં ગઈ છે, માંગતાવાળાઓએ દાવા માંડ્યા છે, અગનઓ ઉપર જપ્તી બેઠી છે આબરૂના કાંકા તો થઇ ગયા છે હવે આપઘાત કર્યા વગર છુટકો નથી, આ મારાં બૈરાં છોકરાંને તમે સંભાળજો એટલું કહેવા આવ્યો છું આટલું બોલતાં બોલતાં તો તે ગળગળો થઇ ગયો.

વિલાસચંદ્રે કહ્યું અરે ભાઇ, તમે એવો વિચાર કયાં કર્યો ? જે માણસ આપઘાત કરે છે તેના સાતે જન્મ આપઘાત કરવા પડે છે, એ મહા પાપ છે, અત્યારે આટલું દુખ તો પડ્યું છે, અને હવે બીજું દુખ શા માટે વ્હોરી લ્યો છો ? ધીરજ રાખો, એમ ગભરાયે કાંઇ વળે નહિ, નાસીપાસ થવાથી આવેલું દુખ ટળી જતું નથી. આપઘાત કરશો તો ત્યાં પણ તમને આ દુખ નહિ છોડે, માટે એ વિચાર માંડી વાળો. હું મારાથી બનશે તેટલી મદદ તો તમને જરૂર કરીશ, પણ એમ ગભરાવ નહિ બૈરાં છોકરાંની તમે ફીકર ન કરશો પણ ભાઇ, કહો તો ખરા કે તમારી આ દશા આવી રીતે કેમ થઈ ? અચાનક આવી આફત કેમ આવી પડી ?

વિલાસચંદ્રને નીચે ગયા પછી વાર થવાથી રતિસુંદરી પણ નીચે આવી અને કોણ આવ્યું છે તેની તપાસ કરવા પાસેના ખંડમાં ઉભી રહી અમુલખરાયનું નામ સાંભળી તેનું કાળજું કંપી ઉઠતું તેનું મો જોવું તેને ગમતું નહિ તેજ દુષ્ટ અમુલખ પાછો અહિ ક્યાંથી એમ વિચાર કરતી જોડેના ખંડમાં બેસી તેની વાતો સાંભળવા લાગી

અમુલખરાયનાં નીચ કૃત્યોની રતિસુંદરી અજાણી ન્હોતી. તેને એ દુષ્ટે અતિશય ત્રાસ આપ્યો હતો. તે દુરાચારી પાછો અહિ પતિને ફસાવવા તો નહિ આવ્યો હોય એવા વિચાર કરવા લાગી, ત્યાં અમુલખરાયને ધ્રુસકે ને ધ્રુસકે રડતાં સાંભળ્યો તેને રડતો જાણી રતિસુંદરીને પણ દયા આવી સત્પુરૂષો શત્રુ ઉપર પણ દયા રાખે છે રતિસુંદરી પવિત્ર અંતઃકરણવાળી હતી એટલે તેને પોતાના દુશ્મન અમુલખરાય ઉપર પણ દયા આવી ગઇ અને તે શું કહે છે તે સાંભળવા તત્પર થઇ બેઠી

અમુલખરાયે કહેવા માંડ્યું—ભાઇ. હવે હું ભિખારી બની ગયો છું આબરૂ તો ચાલી ગઈ છે હવે શી રીતે જીવી શકાય આત્મઘાત ન કરૂં તો બીજું શું કરૂં. જ્યાં આબરૂથી રહેલો ત્યાં આબરૂ વગર શી રીતે રહેવાશે ? મારી જાહોજલાલી વખતે હું જાણતો કે મનુષ્યાવતાર પામી મેંજ ખરેખરૂં સુખ મેળવ્યું છે મારા જેવું સુખ કોઇને નહિ હોય હું ઇશ્વરને તો માનતો નહિ, જેમ ફાવે તેમ વર્તવામાં મને વાંધો આવતો નહિ. પૈસો શી રીતે મેળવવો એનીજ હું ચિંતા કરતો હતો બીજા મનુષ્યોનું શું થશે તેની મારે દરકાર ન્હોતી તેથી અસત્ય, પ્રપંચ વિગેરે કરી મેં ધણું દ્રવ્ય મેળવ્યું એમ છતાં કોણ જાણે કે કેમ, અત્યારે મારૂં પોગળ ફુટી ગયું અને આ દશા આવી. હવે તમારા વગર મને કોઇ ઉગારનાર નથી એવું માની હું અહિ આવ્યો છું

વિલાસચંદ્ર—ભાઇ ધીરજ રાખો, હવે શોચ કરવાથી કાંઇ વળે નહિ, જે બનનાર હતું તે તો બની ગયું છે આત્મઘાત કરવાથી પણ હવે તેમાં સુધારો થાય તેમ નથી તમે ગમે તેવી રીતે વર્ત્યા હો તેનો તમને ઇશ્વરે બદલો આપ્યો છે એમ માનો, હવે કરેલા દુષ્કૃત્યનો પશ્ચાત્તાપ કરી, ઇશ્વરના ઉપર આધાર રાખી ફરી આ સ્થિતિમાંથી ઉગરવા ઇશ્વરનીજ ઉપાસના કરો. દુખ માત્ર ઇશ્વરની કૃપા વગર છૂટે તેમ નથી

હવે તમે ન્હાઈ લ્યો, જમો અને નિશ્ચિંત થાઓ. જે થવાનું હશે તે થશે, બહુ ચિંતા ન કરો હું તમને મારાથી બનતી મદદ કરીશ, દુઃખમાં ધીરજ રાખવી જોઈએ. કોઈ રીતે ગભરાવું નહિ. જે વખતે જે સ્થિતિ આવી મળે તેમાં સંતોષ માનવો, અને તેવી દુઃખદ વિપત્તિ આવે છે તે પણ ધીરજથી ટળે છે વિપત્તિને ટાળવા ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખી તેમની ભક્તિ કરવી જોઈએ, આ જગત્ માત્ર નાશવંત છે, આજે જે છે તે કાલે નથી, નદીના પ્રવાહની માફક આ સંસાર વહ્યા કરે છે આજે એક જણ સુખી હોય છે તો કાલે ફરી દુઃખી થાય છે, દુઃખી હોય છે તેને ભવિષ્યમાં સુખ થાય છે માટે બહુ શોચ કરવો નહિ, ગઈ ગુજરી સંભાર્યા કરવાથી કાંઈ દુઃખ જતું નથી. પણ દુઃખમાં ધૈર્ય રાખી આવી પડેલું દુઃખ સહન કરવું અને ભવિષ્યમાં સુખ મેળવવા ઉત્સાહથી પ્રયત્ન કરવો જોઈએ. આ વિષયમાં પ્રયત્નથી કશું અસાધ્ય નથી તમે પ્રયત્ન તો કર્યો પણ તે અવળો પ્રયત્ન કર્યો તેથી તેના પરિણામી ફળ તમને મળ્યું હવે અત્યારે તો તમે જમી પરવારી ચિંતા છોડી અહીં રહો, અને કાલે તમારી જે વાત હોય તે કહેજો

આપને પડેલા દુઃખને માટે ધીરજથી સહન કર્યા વગર છુટકો નથી, તમે હવે ઈશ્વરના ઉપર ભક્તિ રાખી આ દુઃખમાંથી ઉગરવા પ્રયત્ન કરવા વિચાર રાખજો માણસને સુખમાં કાંઈ કુકર્મ કરે છે તેનો ખ્યાલ આવતો નથી પણ જ્યારે દુઃખ પડે છે ત્યારે જ તેને ખબર પડે છે કે અપણે ખોટે રસ્તે ચાલી ઘણું દુઃખ વ્હોરી લીધું છે માટે હાલ તો ધીરજ રાખો

શું કરવું તેનો આપણે કાલે વિચાર કરીશું એમ કહી તેને જમવા વિગેરેની વ્યવસ્થા કરવાનું નોકરને કહી રત્નાસચંદ્ર ગતસુંદરી પાસે ગયો

( અપૂર્ણ )

---

# ધ્યાન.

[લેખક —મણિલાલ એન. દોશી. બી. એ ]

મને લાગે છે કે ધ્યાનના સંબંધમાં મનુષ્યોમાં ઘણી ગેરસમજુત ચાલે છે, કારણ કે ધ્યાનની ક્રિયાનું કેવું પરિણામ આવે છે. તે તેઓ પુરી રીતે સમજતા નથી તેઓને કેટલીકવાર લાગે છે કે ધ્યાનને અંતે જો તેમને આનંદ ન થાય અથવા તો ઉચ્ચ પ્રેરણા ન થાય તો તેઓનું ધ્યાન નિષ્ફળ ગયું છે અથવા નકામું છે, અથવા તો તેઓ સુસ્ત છે સ્થૂલ છે, અને ધ્યાન કરવાને અનધિકારી છે, એમ તેમને લાગે છે તેમને કોઈપણ બાબત ખરી લાગતી નથી, કોઈપણ બાબત તેમને ચોક્કસ જણાતી નથી, અને તેઓને લાગે છે કે તેઓ આગળ વધતા નથી. તેમને લાગે છે કે આમાં તેમની પોતાની ભૂલ હોવી જોઈએ, અને તે વાસ્તે તેઓ પોતાની જાતને નિંદે છે પણ આ સ્થિતિમાં સુધારો કરવાને અને પ્રથમ જે આનંદ તેઓ અનુભવતાના હતા, તે આનંદ પાછો મેળવવાને તેમણે શું કરવું જોઈએ. એવા પ્રશ્નો ઘણીવાર તેઓ પૂછે છે

હવે ખરી વાત તો એ છે કે આધ્યાત્મિકજીવન ગાળવાને પ્રયત્ન કરનાર સર્વ મનુષ્યોનો એવોજ અનુભવ છે તમને જણાશે કે ખ્રીસ્તી સંતો આવા 'આધ્યાત્મિક શુષ્કતા' ના સમયમાં જે દુઃખ થાય છે, તે વિષે વારંવાર ફરિયાદ કરે છે તે સમયે કોઈપણ વસ્તુ ઉપયોગી જણાતી નથી અને સર્વથા તેમણે પ્રભુનું દર્શન ખોયું હોય એમ લાગે છે.

ધારો કે હું આ ખુલી બારીદ્વારા સામેની ટેકરીપર નજર કરી રહ્યો છુ પણ આકાશ કાળા ભૂરા રંગનુ છે, અને કેટલા માઇલસુધી તે આકાશ ઉપર વાદળની ધાટી છાયા આવી રહેલી છે ત્રણ દિવસથી મને સૂર્યનું દર્શન થયુ નથી. મને તેનાં કિરણો લાગતાં નથી, છતાં હું જાણુંછુ કે તે ત્યાં છે અને જેમ પ્રથમના વાદળો વિખરાઇ ગયાં હતા, તેમ આ વાદળો પણ વિખરાઇ જશે, અને હું સૂર્યને ફરીથી જોઇશ, એમ હુ જાણુ છુ હુ સૂર્યને જોઇ શકુ તે અગત્યનુ નથી પણ જગતના જીવનને માટે સૂર્ય ત્યાં હોવો જોઇએ એ જરુરનુ છે. તે સૂર્યને જોવો, અને તેના કિરણોની ગરમી અનુભવવી એ વધારે ખુશકારક છે, પણ તે જીવનની જરૂરીઆત નથી. ધ્યાનના અભ્યાસીઓને આ સ્થિતિ કેવી લાગે છે, તે હું જાણુ છુ માટે આપણી લાગણીઓને કેવુ લાગે છે, તે બીનમહત્ત્વનુ છે, એમ કહેવુ તે દુઃખ આપનારો દીલાસો નથી પણ આ લાગણીઓનુ બીનમહત્ત્વ ખરીરીતે સત્ય છે

ધ્યાન કરવાના કેટલાક ઉદ્દેશો હોય છે, તે સ્મરણમા રાખવાથી ઘણી મદદ મળે છે દાખલા તરીકે તે ઉદ્દેશો આ પ્રમાણે છે,

(૧) આપણે દુનિયાના વેપારમાં ગમે તેટલા ગુંથાયેના રહીએ, છતાં ઉચ્ચભાવનાનો વિચાર કરવામાં આપણે દરરોજ થોડો સમય ગાળવો જોઇએ. એનું આપણને ભાન થાય છે
(૨) આપણી જાતને મહાત્મા અને ઇશ્વરની સમીપ લાવવી કે જેથી તેઓશ્રીનું બળ આપણાપર રેડવામાં આવે અને આપણી મારફતે આખી દુનિયાને લાભ થાય .
(૩) આપણા ઉચ્ચ શરીરોને કેળવવા કે જેથી તે શરીરો ઉચ્ચ અસરોનો ગ્રહણ કરવાની ટેવવાળાં બને સ્થૂળ શરીરને વાસ્તે બરાબર ગોઠવવામાં આવેલી કસરત શ્રેણી અથવા નિયમિત કસરત જે કામ કરે છે, તેવુ કામ આ શરીરો વાસ્તે ધ્યાન કરે છે

હવે તમને જણાશે કે આપણને ધ્યાનમાં સુખની લાગણી થાય યા ન થવા છતાં આ બધા હેતુઓ સફળ થયાજ કરે છે ઘણા લોકો એવુ માનવાની ભૂલ કરે છે કે જે ધ્યાન તેમને અસંતોષકારક લાગ્યુ, તે તે ઉપરથી નિષ્ફળ હોવું જોઇએ. એક નાની કન્યા એક કલાક 'પીઆનો' વાજીત્ર વગાડવાનો પ્રયત્ન કરતી હોય તેના જેવી આ ક્રિયા છે. કેટલીકવાર તેમાં તેને જરા રસ પડે છે પણ ઘણી વાર તો તે તેને કંટાળાભર્યું લાગે છે, અને જેમ બને તેમ તે કામ પુરૂ કરવા તેને વિચાર આવે છે તે જાણતી નથી, પણ આપણે જાણીએ છીએ કે આ રીતે ગાળેના દરેક કલાકથી તેની આંગળીઓ તે વાજીત્ર વગાડવાને ટેવાતી જાય છે, અને અત્યારે જેનો તેને ખ્યાલ પણ નથી તેવો આનંદ સંગીત દ્વારા પ્રાપ્ત કરવાનો સમય સમીપ આવતો જાય છે

તમને જણાશે કે તમે એક કલાક સુધી વાજીત્ર વગાડો, તેથી તમને આનંદ થાય અથવા અસંતોષ અને નાખુશી થાય તોપણ બન્નેમા ઉપરનો હેતુ તો એકસરખીરીતે સિદ્ધ થતો જાય છે તેવી રીતે આપણા ધ્યાનના કામમાં કેટલીકવાર આપણને સુખ અને ઉચ્ચ પ્રેરણાનો અનુભવ થાય છે અને કેટલીકવાર નથી પણ થતો પણ જેવી રીતે શારીરિક કેળવણી અથવા કસરત આપણા સ્થૂળ શરીરને લાભ કરે છે, તેવી રીતે આ બન્ને સ્થિતિમાં ધ્યાન આપણા ઉચ્ચ શરીરોના લાભાર્થે થાય છે જ્યારે તમે જેને 'સારૂં' ધ્યાન કહો છો, તેવો અનુભવ થાય છે, ત્યારે વિશેષ આનદ આવે છે, પણ સારૂ ધ્યાન અને ખોટું ધ્યાન એ બે વચ્ચેનો ભેદ આપણી લાગણીઓપરની તેની અસરનો છે, પણ આપણા વિકાશ વાસ્તે જે ખરૂં કામ ધ્યાનદ્વારા થાય છે, તેમાં તો જરાપણ ભેદ પડતો નથી.

થોડા સમયને સારૂ સુસ્તી આવે છે, તેનુ કારણ હમેશાં આપણામાં હોતું નથી, અથવા તો જેને વાજબી રીતે આપણો દોષ કહી શકીએ, તે દોષને તે સુસ્તી આભારી નથી. કેટલીકવાર શારીરિક કારણો હોય છે. અતિશય થાક અથવા જ્ઞાનતંતુના ઉપર બોજો પડવાથી આ સુસ્તી આવે છે અથવા આસપાસની વાસનાની અથવા માનસિક અસરનું તે પરિણામ હોય આવી અસરને આપણે તાબે થવુ પડે છે એ પણ એક આપણુ કર્મજ ગણાય, અને તેથી લાંબો વિચાર કરતાં આપણે તે વાસ્તે જવાબદાર છીએ પણ તે સ્થિતિમાં આ પણે આપણાથી બનતુ કરવુ જોઈએ નિરાશ થવામાં કે આપણી જાતને ઠપકો આપવામા સમય ગુમાવવાની જરૂર નથી

બીજુ કારણ એ હોય કે અમુક સમયે ગ્રહોની અસર બીજા સમય કરતાં ધ્યાનને વધારે વધારે અનુકૂળ હોય, હુ જાતે આ બાબત કાંઈ જાણતો નથી, કારણ કે આ બાબતોમા ગ્રહોની દશાનો મે કદાપિ વિચાર કર્યો નથી પણ જે મે ઇચ્છયુ હોય તે મેળવવાને મે મારો માર્ગ કર્યો છે પણ મારા એક મિત્રને એક જ્યોતિષ શાસ્ત્રીએ કહ્યુ હતુ કે જ્યારે ગુરુ ચદ્રની સાથે અમુક સબધમાં હોય છે, ત્યારે પ્રાણમય વાતાવરણ વિશેષ પ્રમાણમાં વિસ્તાર પામે છે, અને તે વખતે ધ્યાન વધારે સહેલાઇથી થાય છે, અથવા તો તે ધ્યાન વધારે સહેલાઇથી થાય છે, અથવા તો તે ધ્યાન વધારે સફળ થતુ લાગે છે જ્યોતિષશાસ્ત્રીએ તેને એક નોંધ કરી આપી હતી તેણે ત્રણ ચાર અઠવાડીઆ સુધી ધ્યાન કરીને અને તે સમયની સ્થિતિની નોંધ રાખ્યા પછી, તેણે પ્રથમની નોંધ સાથે સરખાવી, અને તેને જણાયુ કે જ્યોતિષીએ ગ્રહોની અસર કહી હતી. તે પ્રમાણે જ પરિણામ આવ્યુ. શનિના ગ્રહ સાથે ચદ્રનો અમુક સબધ આવે છે, ત્યારે પ્રાણમય વાતાવરણ સકુચિત થઇ જાય છે, તે વખતે ધ્યાન કરવાનુ કામ કઠણ થાય છે આપણુ અનુભવથી સિદ્ધ કરવામા આવ્યું હતુ.

આપણે ઉચ્ચમાં ઉચ્ચ વિચાર સર્વના પરમનાથ-પ્રભુનો કરી શકીએ પણ આગળ આપણે એમ કદાપિ ધારવુ નહિ કે આપણા વિચારથી પ્રભુની આપણા તરફની વૃત્તિમાં જરાપણ ભેદ પડશે પ્રભુની વૃત્તિમા ફેરફાર કરી શકાય, એવુ જે સ્થિતિમાં મનુષ્ય વિચારે છે તે સ્થિતિ આપણે અભ્યાસી તરીકે પાછળ મૂકેલી હોવી જોઇએ અજ્ઞાન અને તદ્દન જ્ઞાનના અભ્યાસ વિનાના જ એવા વિચારને માની શકે પણ પ્રભુપ્રત્યે આપણું હૃદય ખુલ્લુ કરવાથી આપણને પોતાને અસર થાય છે જો તમે તમારા ઓરડાની બારી સૂર્ય તરફની ઉઘાડી રાખો તો તમારા ઓરડાની સ્થિતિ સૂર્યના પ્રકાશથી ઘણી બદલાઇ જાય, પણ તમે બારી ઉઘાડો, તેથી સૂર્યમાં રતિમાત્ર પણ ફેર પડતો નથી, તમારા આત્માની બારી પ્રભુ તરફ ખુલ્લી રાખો

ધ્યાન સમયે પ્રભુ સર્વમા છે, અને સર્વ પ્રભુમાં છે, એ રીતે પ્રભુનો વિચાર કરો. આત્મા આકારોદ્વારા કેવી રીતે પ્રકટ થવા પ્રયત્ન કરી રહ્યો છે, તે સમજવાને પ્રયત્ન કરો, આ વાસ્તે અભ્યાસ કરવાની એક રીત એ છે કે તમારા ચૈતન્યની જુદા જુદા પ્રાણીઓ જેવાં કે માખી કીડી, ઝાડ વગેરેના ચૈતન્ય સાથે એકતા અનુભવવાને પ્રયત્ન કરવો. કીડી માખ, વગેરે જેવી રીતે વસ્તુઓ જુએ છે, અને અનુભવે છે તે રીતે જોવા અને અનુભવવા પ્રયત્ન કરો, તે એટલે સુધી કે જેમ તમે અંદર ઉતરતા જાઓ, તેમ તે જંતુ

અથવા વૃક્ષનું ચૈતન્ય અદશ્ય થાય છે, અને પ્રભુનુ ચૈતન્ય ત્યાં દેખાય છે આપણે વૃક્ષ અથવા કીડી કરતા ચૈતન્યમાં વધારે છીએ તેથી જ્યારે આ પ્રયોગ પૂરો થાય, ત્યારે આપણુ ચૈતન્ય તેમાંથી આપણે પાછુ ખેંચી લઈ શકીશુ નહિ. એવો ભય રાખવો નહિ આપણે વૃક્ષ અથવા કીડીના આકારમાં આપણે તે ચૈતન્યને કેદ બનાવતા નથી દરેક આકારમાં રહેલા જીવનના આપણા ચૈતન્યમાં સમાવેશ કરવાને આપણે આપણા ચૈતન્યને વિશાળ બનાવીએ છીએ સાથે જે મનુષ્ય પ્રથમવાર આ કામ કરે છે, તે પશુઓની મર્યાદાઓનો અનુભવ થતા આશ્ચર્ય પામે છે ધાર્યુ હતું કે પશુ અમુક સ્પષ્ટ દેખાતાં કારણોથી અમુક રીતે કામ કરે છે, પણ જ્યારે તે પશુમાં દાખલ થાય છે, ત્યારે તેને લાગે છે કે તે પશુનાં આશયો અને ઇરાદાઓ તદન જુદા જ હોય છે, શિષ્યને હલકા પ્રકારના મનુષ્યોમા પણ આ રીતે દાખલ થવુ પડે છે, કારણ કે તે સિવાય તેમને તે પૂર્ણ રીતે મદદ કરી શકે નહિ.

આ રીતે આપણે આત્માના પ્રથક આગળ આવી પહોચીએ છીએ અને આપણા વિકાસમા અમુક પગથિયે જે અધકાર અને શન્યતા આવે છે, તે 'અધકાર અને શૂન્યતા દૂર થવા લાગે છે જ્યારે આપણે બરાબર રીતે' જાણીએ કે આપણે સમષ્ટિના એક ભાગ રૂપ છીએ,' ત્યારે આ અમુક વિભાગ કયા છે, અથવા તે કયા અનુભવોમાંથી પસાર થાય છે. તેને આપણે બહુ મહત્ત્વ આપતા નથી આપણને ગમે તેવુ એકાંત હોય, છતાં આપણે જાણીએ છીએ,—આપણને લાગે છે કે આપણે એકલા નથી, જ્યાં મદદ આપી શકવાનો સભવ હોય, ત્યાં મદદ કરવાને મહાત્મા તૈયાર હોય છે, અમુક આગ્રહોને વળગી રહેવાનું આપણે છોડી દેવું જોઇએ, અને પ્રભુની ઇચ્છા બર લાવવા સિવાય બીજો કોઇ હેતુ આપણે રાખવો નહિ એકલાપણાની લાગણીથી આપણે મહાત્માને વિસરી જવા નહિ અથવા તો તેમના પ્રત્યેની શ્રદ્ધા ખોવી નહિ

કારણ કે જો ઇશ્વરની સેવા કરવાને આપણે પસદ કર્યું હોય તો તે આપણી પૂર્ણ શ્રદ્ધા ન હોય તો વિકાસ થવાનો સભવ નથી. જો આપણી શ્રદ્ધા અર્ધ મનની અને ડગમગતી હોય તો આપણે વિકાસ કરી શકીએ નહિ આપણી ઇચ્છા ન હોય તો આપણે કોઇ પણ મહાત્માને ગુરૂ તરીકે પસદ કરવા નહિ, પણ પસદગી કર્યા પછી તે ગુરૂમાં તથા તેમના સબધમાં આપણે પૂર્ણ શ્રદ્ધા રાખવી

મનને વશ કરવાને બહારના અવાજો અને દેખાવોપરથી ઇન્દ્રિયોને પાછી ખેંચી લેવી જોઇએ, અને બીજાઓ તરફથી આવતા વિચારો અને લાગણીઓના તરફ દુર્લક્ષ આપવુ તે કામ સ્હેલુ છે પણ બીજું પગથિયુ ઘણું કઠન છે, કારણ કે ઉપર પ્રમાણે કર્યા પછી મનની અસયમિત પ્રવૃત્તિને લીધે અદરથી સચલનો પેદા થાય છે, આપણા ઘણા ખરા શરૂઆતના અભ્યાસીઓનું ધ્યાન મોટે ભાગે મનને અમુકજ બિન્દુ ઉપર પાછુ લાવવાને પ્રયત્ન કરવામાં સમાપ્ત છે આ સ્થળે એક સૂચના તરી આવે છે, "મન એ સત્યનું નાશ કરનાર તત્ત્વ છે, માટે તે નાશ કરનારનો નાશ કરો "

અલબત તમારે મનને મનાવવાનુ નથી, કારણકે મન વિના તમારે ચાલે તેમ નથી. માટે તમારે તેનાપર તમારી સત્તા ચલાવવી જોઇએ કારણ કે મન તે તમે નથી, પણ તે તમારૂં છે તે મનની ભટકતી સ્થિતિને વશ કરવાનો ઉત્તમ માર્ગ ઇચ્છા શક્તિનો ઉપયોગ છે, શિષ્યે પોતાની આસપાસ એક ખોખુ બનાવીને પોતાનું રક્ષણ કરવુ જોઇએ,

પણ છેવટતો આ ખોખાંઓ ને બહારના ટેકાઓ છે તમારી ઇચ્છાશક્તિ કેળવો અને તમને આ ખોખાંઓની જરૂર પડશે નહિ

તેજ રીતે વાસના શરીર તમારાપર પોતાનો પ્રભાવ પાડવા પ્રયત્ન કરે છે, અને તેની ઇચ્છાઓ તે તમારી ઇચ્છાઓ છે, એમ મનાવવા લાગે છે, પણ તે વાસનાશરીર સાથે પણ બરાબર તેજ રીતે આપણે વર્તવું જોઇએ,

આ રીતે ઇચ્છાશક્તિ કેટલે સુધી ખીલવી શકાય તેની કાંઇ હદ નથી, શરીરબળ અમુક અંશે ખીલી શકે એવી કેટલીક ચોકસ મર્યાદાઓ હોય છે, પણ ઇચ્છાશક્તિના બળના સંબંધમા કોઇ પણ જાતનો પ્રતિબંધ જણાતો નથી સુભાગ્યે આપણે દરરોજના જીવનમાં સામાન્ય નાની નાની બાબતોમા બધો વખત તે ઇચ્છાશક્તિને આપણે કેળવી શકીએ, અને આ કરતા વિશેષ ઉત્તમ અભ્યાસ બીજો હોઇ શકે નહિ લોકોના ટોળાંની વચ્ચે અમુક બાબત વાસ્તે પોતાનો ભોગ આપવાને હીંમતને વધારવી એ કામ સહેલું છે, પણ દરરોજ ઘણાં વર્ષો સુધી કટાળો ઉપજાવે તેવા મનુષ્યો સાથે રહી કટાળો ઉપજાવે તેવી ફરજો બજાવવાનુ કામ ઘણુ મુશ્કેલ છે, પ્રથમના કામ કરતાં આ બીજા કામમાં વધારે ઇચ્છાશક્તિની જરૂર પડે છે, પણ તમારી ઇચ્છાશક્તિ ખીલવવાના પ્રયત્નોમા બીજાઓને દુ ખ ન થાય, તેની તમારે કાળજી રાખવી જોઇએ, કેટલીકવાર લોકોએ ઘર અને મિત્રોને તજીને અને આ કામ કરવાને સઘળી જાતની અડચણો અને તંગીઓ વેઠીને પોતાની ઇચ્છાશક્તિ બતાવી આપી છે જો મનુષ્ય તેમ કરવાને સ્વતંત્ર હોય તો તે વાજબી છે. પણ તે હેતુથી કોઇ પોતાની સ્ત્રી અને કુટુંબનો ત્યાગ કરે, અથવા એકનો એક છોકરો પોતાનાપર આધાર રાખતા માતાપિતાને છોડી જાય તો તે ખુલી રીતે પોતાની ફરજ બજાવતો નથી, અને સારામા સારી આશાને ખાતર પણ તેમ કરવાનો તેને હક નથી.

દૃઢતાપૂર્વક ધ્યાન કરવાના પરિણામે આપણે આપણા શરીરોમાં ઉચ્ચ પ્રકારની પ્રકૃતિને બાંધતાં જઇએ છીએ આ પગથિએ બુદ્ધિ ભૂવનમાંથી વાસનાશરીરમાં પ્રતિબિંબિત થયેલી ઘણી ઉચ્ચ લાગણીઓનો આપણને અનુભવ થાય છે, અને તે લાગણીઓના પ્રભાવથી આપણે ઉત્તમ કામ કરીએ, અને ઘણો આત્મભોગ પણ આપીએ, પણ આપણને સ્થિર અને સમતોલ બનાવવાને માનસિક અને કારણ શરીરના વિકાસની પણ જરૂર છે, નહિ તો ઉચ્ચ લાગણીઓ જે આપણને સીધી દિશામા દોરી શકી હતી, તે ઘણી જલ્દીથી જરા અવળુ સ્વરૂપ લે, અને આપણને બીજી નહિ ઇચ્છવા યોગ્ય દિશામા ઘસડી જાય ઉચ્ચ લાગણીઓ આપણામાં પ્રકટ થાય એ સારૂં છે, અને તે જેમ વિશેષ પ્રકટે તેમ વિશેષ સારૂં છે, પણ તેની સાથે જ્ઞાન અને દૃઢતા પણ પ્રાપ્ત કરવાં જોઇએ, કારણ આપણને નિયામક શક્તિ તેમજ ગતિ આપનારી શક્તિ બન્નેની જરૂર છે બુદ્ધિનો અર્થ જ્ઞાન અને પ્રેમ થાય છે, અને બુદ્ધિનો ઉદય થતાં તેમા સર્વ સમાઇ જાય છે,

અંદરથી પ્રકાશ આવે તે નીચેનાં ત્રણ સ્વરૂપોમાંથી એક સ્વરૂપ ધારણ કરે, પ્રથમ તો મનુષ્ય કોઇ પણ બાબતપર તિવ્રતાથી અને સંભાળપૂર્વક વિચાર કરવાનો પ્રયત્ન કરવાથી તેના સંબંધમાં અમુક નિર્ણયપર આવી શકે બીજું સ્વરૂપ એ છે કે તે પોતાના ઉચ્ચ આત્મામાંથી કાંઇક પ્રકાશ મેળવે—તે બાબતમાં જીવાત્મા પોતાની ભૂમિકાપર

શુ ધારે છે, તે તે શોધી શકે, ત્રીજો માર્ગ એ કે કે વિશેષ આગળ વધેલો મનુષ્ય મહા ત્માઓ અથવા દેવોના સબધમા આવી શકે, પહેલી રીતે નિર્ણય કરવામાં કદાચ તેના નિર્ણયમા તેના વિચારના રૂપોને લીધે ભૂલ થવાનો સભવ છે તેનો અતરાત્મા આ વિચાર રૂપોને ઓળખવાને શક્તિવાન છે તેમજ મહાત્મા અને દેવના સબંધમાં પણ તેવુજ બને છે.

વસ્તુને તેના ખરા સ્વરૂપમા જણાવતા તેના અતરાત્માને કે મહાત્માને જરા પણ અડચણ પડતી નથી. પણ આપણે સ્મરણમા રાખવું જોઇએ કે આપણે આ માહીતી મે ળવવાની છે, એટલુ જ નહિ પણ આપણા સ્થૂલ મગજમાં તે ઉતારવાની છે, અને જ્યારે તે માહીતી મગજ આગળ આવી પહોંચે છે ત્યારે આપણા પુર્વ નિર્ણયોથી તે રગાઇ જાય છે. આપણે ધ્યાનમા શુ કરીશુ, તેનો આધાર આપણે આખો દિવસ શુ કરીએ છીએ તેનાપર રહે છે જો આપણે દરરોજના જીવનમાં ખોટા ખ્યાલો બાધી રાખ્યા હશે તો ધ્યાનના પ્રસગે આપણે તેનાથી છુટા થઇ શકીશુ નહિ પણ આપણા પ્રથમથી બાધેલા ખોટા ખ્યાલોને દૂર કરવાનો ધીરજથી પ્રયત્ન કરતા રહીશુ અને બીજાના માર્ગો પણ આપણા જેવા સારા છે, એમ શીખતા રહીશુ તો આપણી વૃત્તિ નમ્ર અને ઉદાર થવા લાગશે અને આપણા ધ્યાનના ખાસ સમયે પણ તે વૃત્તિ જરૂર આપણી સાથે રહેશે. નવા વિચારો અથવા સૂચનાઓના ગેરફાયદા જોવાનુ કામ ઘણું સહેલુ છે તે આપણી આખ આગળ તરી આવે છે પણ એ શુભ તત્ત્વો જલ્દીથી દેખાઇ આવતા નથી તે શોધવાં પડે. જીવાત્મા આ ભૂતાત્મા તરફ સાધારણ રીતે જરા અવગણનાની દૃષ્ટિથી જુવે છે, અને ધ્યાન સમયે પણ તેવીજ સ્થિતિ હોય છે તમારે સ્મરણમાં રાખવું કે તમારૂં સ્થૂલ સ્થાન તે તમારા જીવાત્મા માટે નથી, પણ જુદાં જુદા શરીરે જીવાત્માની પ્રવૃત્તિઓ થાય તે માટે તે શરીરોને કેળવવા માટે છે જો જીવાત્મા જરા પણ વિકાસ પામેલો હશે તો તે પોતાની ભૂમિકાપર ધ્યાન કરશે, પણ તેનું ધ્યાન આ ભૂતાત્માના ધ્યાન સાથે મળતું આવશે, એવું અનુમાન કરવાનુ નથી, ને સમયે જે બળ મળે છે, તે હંમેશાં જીવાત્માનુ જ છે, પણ તે નજીવો ભાગ હોય છે, અને વસ્તુઓનો એક બાજુનો ખ્યાલ હોય છે, સાધારણ રીતે સારા આગળ વધેલો જીવાત્મા યોગમાં પોતાના ચૈતન્યને પ્રથમ બુદ્ધિપુર નમાં, અને પછી તેના વિવિધ પગથિયાપર લઇ જવા પ્રયત્ન કરે છે ભૂતાત્મા આ સમયે શુ કરે છે, તેની સમજ વિના તે આ કામ કરે છે તે જીવાત્માના ધ્યાન ઘણી જુદી જાતના હોય છે, છતા આ ભૂતાત્માના ધ્યાન સમયે પણ તે જીવાત્મા નર્ણ કરીને પોતાનો કેટલોક ભાગ નીચે મોકલી આપે છે

આત્માની શક્તિનો વિકાસ કરવા સારૂ વિચાર સંયમ એ ઘણુંજ આવશ્યક સાધન છે જ્યારે વિચાર સયમમા આવે છે, અને ઇચ્છાશક્તિ પ્રબળ હોય છે, ત્યારે જુદી જુદી બાજુએ આપણે ઘણુ કરી શકીએ જીવતા તેમજ મરણ પામેલાને ઘણી મદદ આપી શકાય અને દુખી તેમજ માદા મનુષ્યોને ઘણી મદદ અને બળ આપી શકાય પોતાના વિકાસને વાસ્તે જે દરરોજનું ધ્યાન કરે છે, તે ઉપરાંત પોતાને જાણીતા મનુષ્યો પ્રત્યે આવા વિચારો મોકલવાને અમુક વખત દરરોજ ગોઠવાની દરેક મનુષ્યે ટેવ પાડવી તે ઘણું સારૂં છે એમા મળીને ધ્યાન કરવામાં પણ કેટલેક અંશે આવુ કામ કરી શકાય આપણે જાણીતા હોઇએ કે અમુક મનુષ્ય દુખ કે અડચણમાં છે, તો તેના પ્રત્યે થોડી મીનીટ

સુધી બધાના વિચારો એકાગ્ર કરવામાં આવે અને તેને બળ તથા દીલાસો મોકલવાને નિશ્ચયપૂર્વક પ્રયત્ન કરવામાં આવે તેજ શક્તિ જો બીજી રીતે વાપરવામાં આવે તો ઘણીવાર શારીરિક વ્યાધિઓને મટાડે છે

વાસના શરીરમાં સાંભળવાની તથા જોવાની શક્તિ ખીલવવી, એને ભાગ્યે જ કોઇ સાધ્યબિન્દુ ગણે છે, પણ તે તો સાધ્યબિન્દુનું સાધન છે આપણામાં જે શક્તિઓ હોય તેનો પુરેપુરો ઉપયોગ કરવો તે જ ઉત્તમ માર્ગ છે, અને અભ્યાસ તથા નિસ્વાર્થના કામના પરિણામે બીજી શક્તિઓ ખીલે, ત્યાં સુધી રાહ જોવી, એ જ ઉત્તમ માર્ગ છે' આવી શક્તિઓ આપણને જરૂર મદદગાર થાય છે, પણ મનુષ્યનું ચરિત્ર ખીલે તે પૂર્વે તે શક્તિઓ પ્રકટે તો તે ભયરૂપ થાય છે

જ્યાં ઘર મોટું હોય અને બની શકે તેમ હોય, ત્યાં ધ્યાનને વાસ્તે એક ઓરડી જુદી રાખવી એ બહુ સારો વિચાર છે જો મંડળ ખરા જીગરનું અને સંગીલુ હોય તો તેવું મંડળ ત્યાં ભરવામાં હું કાંઇ અડચણ જોતો નથી, પણ કાંઇ વાદવિવાદ અથવા ચર્ચા થવાનો સંભવ હોય તો મંડળ તે ઓરડીમાં ભરવું નહિ, જો કોઇ પણ પ્રકારના જુદા તમે પ્રયોગ કરતા હો, તો તમારે બીજા કોઇ સ્થળમાં તે મિટિંગ મેળવવી એવી મારી સલાહ છે જ્યારે તમે ચિંતાતુર રહો ત્યારે તે ઓરડીમાં તમારે દાખલ થવું કે કેમ એવો પ્રશ્ન તમે પુછો છો, તો તેના જવાબમાં કહેવાનું કે ચિંતાતુર થતા ના, ચિંતાતુર થવાના વિચારને પણ સ્થાન આપતા ના. એવું વિચારનું રૂપ કરતા ના કે, " માટે હું આ ઓરડીમાં પ્રવેશ કરીશ નહિ " પણ તેને બદલે તેનાથી અવળો માર્ગ ગ્રહણ કરો " હું ઓરડીમાં દાખલ થવા તૈયાર છુ. માટે હું હવે ચિંતાતુર નથી. " આ વિચાર તમને ઘણો લાભકારી થશે.

---

## ग्रंथस्विकार,

જીવનજ્યોતિ રસામૃત ( કાવ્ય )—રચનાર સ્વામીશ્રી વિનાયક યોગી મહારાજ શ્રી લક્ષ્મી વિનાયક ગણપતિ મંદિર—નુણાવાડા કીમત ૨ ૩—૦ પૃષ્ટ ૩૪૦ કર્તાની છબી સાથે. આ પુસ્તકમાં તત્ત્વજ્ઞાનના બોધનાં, ઉપદેશના ઉત્તમ પદ્યોનો સમાવેશ છે તેમાં વૈરાગ્યનાં, સત્સંગના, બોધનાં, બ્રહ્મવિદ્યાનાં, ઇષ્ટગુરુ અભેદભક્તિનાં, સ્વસ્વરૂપ પ્રવૃત્તિ પ્રેરાહના, અને જીવન્મુક્ત સ્વાનુભવના પદ્યો દશ્ય અને અધિકારીના હૃદયમાં સચોટ અસર કરનારા છે અધિકારી જનોને આ પુસ્તક ઉપયોગી થઇ પડશે એમ માનીએ છીએ.

લગ્નગીત—રચનાર દીનકિંકર, પ્રકાશક શ્રી વસંતરામ શાસ્ત્રી, શ્રી દેવકીનંદનનિવાસ, સ્ટેશન પાસે અમદાવાદ. મૂલ્ય ૦—૨—૦ લગ્નમાં ઘણા ફટાણા ગવાય છે તેને બદલે ધાર્મિક ગીતો ગવાય તો ઘણો ફાયદો થાય તે માટે આ પુસ્તકમાં ધાર્મિક, ઇશ્વર સ્તુતિના, અને જ્ઞાનનાં ગીતોનો સમહ છે પુસ્તક ઉપયોગી છે.

વૈષ્ણવ બાળશિક્ષા—( બીજો ભાગ ) લેખક દીનકિંકર, પ્રકાશક શ્રી વસંતરામ શાસ્ત્રી અમદાવાદ આ પુસ્તક વૈષ્ણવોના બાળકોને ઉપયોગી થાય તે હેતુથી રચાયેલો છે બાળકોને ધર્મનું જ્ઞાન મળે, નીતિની શિખામણો જાણવાનું મળી આવે, તે પ્રમાણે તેમાં પાકવાર શ્રીકૃષ્ણ પ્રાગટ્ય સંબંધી ઉત્તમ જ્ઞાન મળે તેવા બોધક ઉપદેશો આપેલા છે મૂલ્ય ૦—૨—૦

પથ્ય—લેખક બ્યામ પુનમચંદ નનસુખ વૈદ્ય બ્યાવર. આ પુસ્તક હિંદીમા છે તેમા દરેક રોગ ઉપર શીથી ચગી પાળવી તેનુ વિસ્તારથી વર્ણન છે ચગી પાળવાથી અનેક રોગમાં ફાયદો થાય છે દવા કરતા પથ્ય વધુ ફાયદો કરી શકે છે એ વિષે રોગવાર આ પુસ્તકમા હકીકત આપેલી છે. મૂલ્ય રૂ. ૧—૦—૦

રાષ્ટ્રીયગ્લનકણિકા—પ્રકાશક ચદુલાલ નદલાલ દેસાઇ, જન્મભૂમી ગ્રથમાળા—નડીઆદ આ પુસ્તકમાં જુદા જુદા લેખકોની નાની નાની વાતોનો ઉપયોગી સગ્રહ કરેલા છે ૨૬ ફારમ પાન ૧૧૨ નોળપેજી મૂલ્ય ૦-૬-૦

મહારાજ મુગટરામજી—મજુમદ્ર ( લેખક અને પ્રકાશક જગન્નાથ પ્રભાશંકર પંડિત. તત્રી પ્રાતઃકાલ વડોદરા મૂલ્ય ૦-૮-૦) મજુસરમાં થઇ ગયેલા મહારાજ મુગટરામજીનુ જીવનચરીત્ર આ પુસ્તકમાં છે મનુષ્ય પ્રયત્નથી સિદ્ધ થઇ શકે છે, સિદ્ધિઓને મેળવી શકે છે, પોતાના સામર્થ્યનો લાભ બીજાને આપી શકે છે એ વિગેરે આ પુસ્તક ઉપરથી ઘણું જાણવાનું મળી આવે છે મહારાજ મુગટરામજી મજુસરના નાદિરા બ્રાહ્મણ હતા તેમના દાદા ( માના બાપ ) ને કોઇ એક જ્ઞાનદેવ નામના સિદ્ધ પુરુષનો સમાગમ થયેલો અને તેના આશિર્વાદથી તે પોતે સિદ્ધપણાને પામેલા, તેમની પછી મુગટરામજીને તેમની ગાદીએ સ્થાપેલા મુગટરામજીએ ગાયત્રીમત્રનું પુરશ્ચરણ કરી. અનેક ઉપાસનાઓ સાધી શિવ, લક્ષ્મી વિગેરે દેવોનો સાક્ષાત્કાર કરેલો અને પોતે સિદ્ધ પદને પામ્યા હતા. તેમણે અનેક ચમત્કારો કરી બતાવ્યા હતા ઘણા શેઠીયાઓ અને કેટલાક રાજાઓ પણ તેમને માનતા હતા. બ્રાહ્મણોને તો તે કહેતા હતા કે હું બ્રાહ્મણ છું પણ ગાયત્રીદેવીની ઉપાસનાથી મે આ બધુ મેળવ્યું છે તમે પણ ગાયત્રીદેવીની ઉપાસના કરો, નીતિ નિયમથી વર્તો તમને પણ ગાયત્રીદેવી હાજરાહજુર થશે તે બ્રાહ્મણોને ઘણી વખત જમાડતા, યજ્ઞો કરતા આવા મહાપુરુષનુ જીવન ખાસ વાંચી મનન કરવા જેવુ છે, કર્તાને વડોદરે લખવાથી મળી શકશે

સ્વધર્મનિષ્ઠ દૈવીજીવન—અને ધર્મસંરક્ષક મહાપુરુષોના જીવનચરીત્રો આ પુસ્તકમા ૧૫૦ ઉપરાંત મહાનપુરુષોના જીવચરીત્રોનો સગ્રહ છે પુસ્તક ઉપયોગી અને મનન કરવા જેવુ છે કીમત રૂ ૬—૦ ભાગ્યોદયના ગ્રાહક પાસે માત્ર રૂ ૫-૦—૦ કિમત લેવાશે.

# एकसमाधिलेख

[ લેખક—ચ્યવનરાય શુકલ ]

ચક્રવર્તી અશોકના ચારિત્ર, ઉપદેશ તો જગજાહેર છે ન્યુ ઓર્લિઅન્સની જહોન કુરો નામની વ્યક્તિની સમાધિપર નીચે પ્રમાણે લેખ છે. એ સચોટ જીવનપથના સોમીપા છે

૧ હમેશાં યાદ રાખજો કે શ્રમ એ આપણા અસ્તિત્વના કરારમાં એક અગત્યની શરત છે

૨. સમય એ જ નાણું છે એક પણ પળ એળે ગુમાવતા નહિ ઘડીએ ઘડીનો હિસાબ રાખજો.

૩ બીજાઓ કને તમારી પ્રત્યે જેવા વર્તનની અપેક્ષા રાખો તેવી જ રીતે તમે પણ તેમની પ્રત્યે વર્તજો.

૪. જે આજ કે અત્યારે થઇ શકે એમ હોય તે કાલ કે ઘડી પછી પર કદિપણ મુલતવી રાખતા નહિ

૫. જે તમે પોતે કરી શકો એમ હો તેને માટે બીજાને હુકમ કરતા નહિ તસ્દી આપતા નહિ

૬. જે અન્યનુ હોય તેના પર તમારી દાઢ સળકાવતા નહિ.

૭ કોઇ પણ ચીજને નજીવી ગણી એના પ્રતિ દુર્લક્ષ કરતા નહિ

૮ એક વખત છૂટેલુ તીર પાછુ ભાથામાં આવતુ નથી. " વિચારીને થાય ઉચ્ચાર વાણી "

૯. ઉડાઉ ન થાઓ કે મખ્ખીચૂસ ન બનો. આવક કરતા ખર્ચ વધારો

૧૦. કોઇ ઉન્નત અને ઉપકાર લક્ષ્યબિંદુ નિશ્ચિત કરી તે સાધ્ય કરાય એવી રીતનો તમારો જીવનક્રમ ઘડો.

૧૧ તમારી કૃતિઓ પર કોઈ અદશ્ય અંકુશ હોવો જોઇએ

૧૨ જીન્દગીમાં વધારેમા વધારે ભલાઈ કરી છૂટવાની આદત રાખો. વધારેમાં વધારે નિસ્વાર્થ અને પરોપકારી જીવન જીવવાની જોગવાઇ કરો

૧૩ તમા । પોતાનાં સુખ સગવડ અને શાન્ત વારતે જે કંઇ આવશ્યક હોય તે કદિ જતુ કરતા નહિ પણ એટલુ તો કહેવા જ દો કે જેમ બને તેમ નિરૂપદ્રવી, નિષ્કલંક સરળ અને કરકસરીક જીવન ગાળો

૧૪ બાપડા, બિચારાં કહેવડાવવામાં ભયંકર અપમાન છે, અંતકાળ સુધી આપકર્મી જ રહેજો

---

# संसर्ग अने तेनी शक्ति,

( અનુવાદક—રમણીકરાય જેઠાલાલ દવે. )

( ગતાંકથી ચાલુ )

न वार्यपि प्रयच्छेतु वैडाल व्रतिक द्विजो ।
न बकव्रति के विप्र ना वेदाविदे धर्मवित्

જેના હૃદયમાં એક ભાવ હોય અને બહાર જુદો ભાવ હોય છે, જે વિનય બતલાવવા માટે નીચે જુવે છે, આંખો આડી રાખે છે, તેને બગભગત કહે છે એવા સ્વાર્થી, શઠ મિથ્યાભિમાની વેદાંતનું છેદન કરનારને પીવાને પાણી આપવુ નહી જોઇએ

આ શ્લોકનો અર્થ એમ નથી કે દયા ભાવ છોડી દેવો જોઇએ, પરંતુ સંસર્ગનો ક્યાં સુધી સંબંધ બતાવવો જોઇએ તેની હદ બતાવી છે દુષ્ટનો તથા સાપનો સંસર્ગ સરખો છે આ બન્ને આપણને હિત કાર્યોમાં વિઘ્નો નાખ્યા વિના નહિ રહે. તે માટે તેના ઉપર ઉપકાર કરવાની કંઇ વિશેષ જરૂર જણાતી નથી

સંસર્ગના સંબંધ માટે સંસ્કૃત સાહિત્યમાં એક વાર્તા લખી છે, એ સારી બોધદાયક હોવાથી અહિં તેને જણાવી છે એક માણસ દુઃખથી હેરાન થતો હતો તેથી તેણે માણસોના સમૂહમાં જવાનો વિચાર કર્યો શોધતાં શોધતા એક ગૃહસ્થને ઘેર ગયો. અને જોયુ કે ઘરમાં કોઇ નથી ઘરમાંની વસ્તુઓ જોઇને તે માણસે જાણ્યુ કે આ ઘર ચમારનું છે પણ કરે શું ? દુઃખમાં આવી પડતાં વિશ્વામિત્ર કુતરાનું માંસ ખાવાને તૈયાર થઇ ગયા હતા. માણસે કોઈ વસ્તુ વધારે શુ છે ? કોઇ નહિ આ ઘરમા એક ખુણામા પોપટનું પાંજરૂ લટકાવેલુ હતુ એણે માણસને જોઇ ને આંખો તાણ કરીને ગાળો દીધી આવુ સાંભળીને માણસ મનમા દુઃખી થઇને બહાર જતો રહ્યો

બીજે ઠેકાણે ત્યાં એક ધાર્મિક સદાચારી બ્રાહ્મણનું ઘર હતુ. શોધતો શોધતો તે માણસ તે ઘરના આંગણામાં જ્યા પગ મૂક્યો ત્યા તેણે આ શબ્દ સાંભળ્યા "વાહજી ! આવો, આવો, આપ બહુ દુઃખથી પીડાઓ છો, આ કામળાના આસન ઉપર બેસો. અરે એમ આપ કેટલુંક દુઃખ સહન કરો છો " આવી મીઠી બોલી સાંભળીને તે માણસને મનમાં બહુ આનંદ થયો એ એકદમ ઘરમા પેઠો અને ઘરમાં આવીને જોયુ તો પોપટ તે બોલતો હતો અને તેણે મારૂં સ્વાગત કર્યું છે

માણસે પોપટને પૂછ્યુ—હે પક્ષી ! હું અત્યત આશ્ચર્ય પામ્યો છુ, તેનુ કારણ એ કે તમે બન્ને પક્ષિઓનો આકાર એક સરખો દેખાય છે પણ એક તો મને ખુબ ગાળો દીધી અને તે મને મધુર વાક્યોથી સહજ આનંદ ઉપજાવ્યો છે ?

પક્ષિ આ માણસનો વહેમ દૂર કરવાને લીધે સંસ્કૃતમાં બોલ્યો હે માણસ એમાં આશ્ચર્યની વાત શુ છે !

माताप्येको पिताप्येको मम तस्य च पक्षिणाः ।
अहं न मुनि भिरानीत स च नीतो गवाशनैः

અમે બન્ને એકજ માતા પિતાથી ઉત્પન્ન થયા છીએ પણ મને આ બ્રાહ્મણ લાવ્યા છે અને એને ચમાર લઈ ગયો છે અને—

अहं मुनिनां वचनं शृणोमि गवाशनाना सवचनंशृणोति
न तस्य दोषो नगुणो ममाऽपि संसर्गेना दोष गुणाभवन्ति

હું મહા મુનિયોનાં વચન સાંભળુ છુ અને એ ચમારોના સ્વભાવ તથા નિચ વિચારો તથા ખરાબ ભાષા સાંભળે છે એમાં મારો કંઈ ગુણ નથી તેમજ એનો કંઈ દોષ નથી. સંસર્ગથી ગુણ દોષ થાય છે.

આ વાતનો ભાવાર્થ એમ છે કે સંસર્ગના ગુણ દોષ માત્ર મનુષ્યને લાગે છે એવુ કાંઈ નથી, પરંતુ પક્ષિઓને પણ લાગે છે મનુષ્ય જે જાતની વિદ્યા ભણે કે જે જાતિનો સંસર્ગ કરે છે તેજ જાતિના આચાર, વિચાર, નીતિ વગેરે તેનાજ જેવા તેનામાં આવે છે, અમૃત અમર બનાવે છે ને વિષ (ઝેર) પ્રાણનો નાશ કરે છે. જેનો સંસર્ગ કરીએ તેનાજ ગુણ આવે છે બ્રહ્નારદીય પુરાણમા લખ્યુ છે કે—

सत्संग देवार्चन सत्कथासु परोपदेश चरतो मनुष्य :
सयाति विष्णोः परमंपद तत् देहावसानेऽच्युत तूल्य तेजाः ॥

સાધુ સંગ, દેવતાઓની પુજા, પુરાણો સાંભળવા, ઉપદેશમાં વિગેરે સત્ક્રિયામાં જે જે માણસ ભાગ લે છે તે માણસ કદાપિ અંતમાં ભમકશે નહિ અને વિષ્ણુ ભગવાનના દર્શનને પામશે, તેમજ તેની કીર્તિ દેશમા ગવાશે આ બધો પ્રભાવ સંસર્ગનો છે માટે સંસર્ગ કરવો તે ઉપર બતાવેલી વસ્તુઓનો જ કરવો

આજકાલ અંત્યજ સ્પર્શનો સવાલ ચર્ચાય છે બ્રાહ્મણ જેવી ઉચ્ચ જાતિ અંત્યંજ સ્પર્શ કરે તો તે જરૂર ધર્મભ્રષ્ટ થાય. એ ઉપરના પોપટના દૃષ્ટાન્તથી પણ સાબીત થાય છે અંત્યજ સ્પર્શ કરનાર મનુષ્યને તેમજ દેશને હાનિકર છે એવા સ્પર્શ કરનારા ધર્મથી ભ્રષ્ટ થઈ ગયા છે અને હવે જે જે માણસો અંત્યજ સ્પર્શ કરશે તે તે સર્વે ભ્રષ્ટ થઈ જશે.

આજના ભાવનો વધારો    હાલ તરતમાં મંગાવી લેનાર પાસે રૂ ૨ ઓછા લેવાશે.

## શું તમારે પૈસાદાર થવુ છે ? જો થવું હોય તો જ વાંચો,

દેશનો ઉદય ક્યારે થાય ? જ્યારે દેશ હુન્નર ઉદ્યોગનું જ્ઞાન પ્રાપ્ત કરી સ્વતંત્ર ધંધો કરતો થાય ત્યારે. તમે નોકરી માટે વલખાં મારતા હો છતાં ન મળે તો ગભરાશો નહિ, તમારી પાસે મૂડી ન હોય તો ગભરાશો નહિ, તમારી પાસે પૈસા ટકા ન હોય તો અમુઝાશો નહિ. તમારી તમામ મુંઝવણ દૂર કરવા માટે આજે

# ધનવૃદ્ધિ

અથવા

# પૈસાદાર થવાના ઉપાય

( ચોથી આવૃત્તિ )

આ પુસ્તક મંગાવો તે તમને પૈસા શી રીતે કમાવા તે શીખવાડશે, તમે નોકરી ધંધો કરતા હશો તોપણ તે ઉપરાંત બીજું દ્રવ્ય કમાઈ શકો તેવા હજારો રસ્તાઓ બતાવશે. આ પુસ્તકમાં વેપાર કેમ કરવો, વગર મૂડીએ વેપાર કેમ જમાવવો, હજારો નવા નવા હુન્નરો ઘેર બેઠાં શી રીતે કરવા, ખેતીવાડીમાં કેવી રીતે કમાવું વગેરે અનેક ઉપાયો તમને શીખવાડશે. તમારા ધંધા ઉપરાંત આમાંનો કોઈ એક જ પ્રયોગ હાથ કરી લેશો તો તમે વગર મહેનત મજુરીએ, મૂડી રોક્યા વગર, ઘેર બેઠાં તમારો ધંધો કરતાં છતાં હજારો રૂપિયા મેળવી શકશો.

આ પુસ્તક જગતમાં એટલું બધું લોકપ્રિય થઈ પડ્યું છે કે તેની થોડા જ વખતમાં ત્રણ આવૃત્તિમાં હજારો નકલો ખપી ગઈ છે અને આ ચોથી આવૃત્તિ હમણાં જ ઘણા સુધારા વધારા સાથે બહાર પાડી છે. આ પુસ્તકવડે અત્યાર સુધીમાં હજારો માણસો કામ ધંધે લાગ્યા છે અને જેમને વેળાના અન્નની પણ તાણ પડતી હતી, જે પાંચ સાત કે દસ પંદર રૂપિયામાં આખો દીવસ નોકરી કરતા હતા તે અત્યારે હજારો રૂપિઆ મેળવી સુખમાં જીંદગી ગાળે છે. તમારે પણ જો સહેલાઈથી હજારો રૂપિઆ મેળવવા હોય તો આજેજ આ પુસ્તક મંગાવો.

આ પુસ્તકનો અનુભવ કરી હજારો માણસોએ સુખી થઈ અમને આશિર્વાદ આપ્યા છે. તેઓમાંના અત્યારે ઘણા પૈસાવાળા થયા છતાં પણ અમારો ગુણ ભૂલતા નથી કેટલાક તો આ પુસ્તકને પોતાના જીવની માફક સાચવી રાખે છે. આ પુસ્તકમાં જે જે વેપારના, હુન્નરના અને ખેતીવાડીના પ્રયોગો આપ્યા છે તે ઘેર બની શકે તેવા છે ઘણાએ તેનો અનુભવ કર્યો છે. તેમાંના કોઈ બે ચાર પ્રયોગો જ તમે હાથ કરી લેશો તો પછી તમે કદી પૈસાને માટે વલખાં નહિ મારો—તેની અંદર એટલા બધા પ્રયોગો છે કે જેનું અમે સાવસ્તર વર્ણન કરવા બેસીએ તો બીજુ પુસ્તક ભરાય, જેથી માત્ર ટુંકામાંજ હકીકત આપીએ છીએ. તેમાં તેર ભાગછે અને ૧૫૦ ઉપરાંત પ્રકરણોછે અને ત્રણ હજાર ઉપરાંત પ્રયોગો છે.

ભાગ ૧ લો—ધનનું મહત્વ, ધનની આવશ્યકતા, પૈસાનું મહત્વ વીગેરે.

ભાગ ૨ જો—ધનવાન થવાને માટે યોગ્યતા પ્રાપ્ત કરવી, ધીરજ, પરાક્રમ, સિદ્ધિને મુળ મંત્ર વીગેરે

ભાગ ૩ જો—ઉદ્યોગ પ્રાપ્ત કરવો—ધંધાની રીત, કયો ધંધો લાભપ્રદ થઈ શકે.

ભાગ ૪ થો—નોકરી જુદા જુદા સ્થળની જુદી જુદી નોકરીઓ પ્રાપ્ત કરવાની રીત

ભાગ ૫ મો—વેપાર કરવાના ફાયદા—વેપારી, ગ્રાહકો વધારવાની કળા, મુડી ધીરનાર, મિલ્કત શી રીતે વધારવી, હુન્નર ઉદ્યોગની વૃદ્ધિના સાધનો, ક્યા ઉદ્યોગો ખીલવવા, વેપારને મદદ કરનાર, સાધનો, જથાબંધ માલ શી રીતે સોદો કરવો. નાણું, નવીન શોધ, નવા નવા ઉદ્યોગો, સટ્ટાનો ધંધો તેમાં ધારેલી બાજી શી રીતે સધાય, શેર સટ્ટાનો ધંધો, નાણાવટીનો ધંધો, તેમાં ફાયદો શી રીતે મેળવવો

ભાગ ૬ ઠો—ખેતી—ખેતીનાં સાધનો, જમીનનો કસ શી રીતે વધારવો, જમીનની ઉત્પાદક શક્તિ વધારવાના ખાતર, જમીનનો મુખ્ય પ્રકાર, ખાતર સબંધી પ્રયોગો, ખેતી સબંધી પ્રયોગો, વીસ પચીસ ઘણો પાક ઉતરે તેવા ખાતરના પ્રયોગો તે માટે કરવાનું અનાજનું વાવેતર, ઘઉં, ડાંગર, બાજરી, જાર, તુવેર વગેરે, તલ, અળસી, મગફળી, દીવેલા, તમાકુ, કેરી, જીરુ, મેથી, ધાણા, વરીયાળી, સવા, કુંગળી, લસણ, કોકમ, શેરડી, કપાસ, સણ વગેરેને ધાર્યા કરતાં વીસ પચીસ ઘણો પાક ઉતરે તેવી રીતે વાવેતર કરવાની તથા પકવવાની નવીન શોધ. ચીજ, ગોળ, ખાંડ, સાકર બનાવવી વીગેરે.

ભાગ ૭ મો—ખનીજ પદાર્થોથી ધનની વૃદ્ધિ, ધાતુ, તેમાં નાનું રૂપું સોનું, તાંબુ, પીતળ, કલઈ

હાલ તરતમાં મંગાવી લેનાર પાસે રૂ ૩) ઓછા લેવાશે.

અંગ્રેજી, હિંદી, મરાઠી, બંગાળી, સંસ્કૃત, ઉર્દુ, અને ગુજરાતી, જાણવા માટે

# માસ્તર ઑફ નૉલેજ

મંગાવો, આ પુસ્તક ઉપરથી દરેક માણસ માત્ર ૭ માસમાં જ થોડી મહેનતે અંગ્રેજી, હિંદી, મરાઠી, બંગાળી, ઉર્દુ અને સંસ્કૃત શીખી શકે છે, દરેક માણસે ઉપરની ભાષાઓ શીખવી જોઇએ, વેપારમાં તેમ મુસાફરીમાં ઉપરની ભાષાઓનું જ્ઞાન હોય તો જ્યાં ત્યાં ફાયદો થાય છે, આટલી બધી ભાષાઓ શીખતાં વર્ષોના વર્ષો થાય છે, તેમ હજારો રૂપિયા ખર્ચવા છતાં પણ આ ભાષાઓ પુરી શીખી શકાતી નથી

તમે માત્ર આ પુસ્તકનો અભ્યાસ કરવાથી માત્ર ૭ મહિનામાં જ ઉપરની તમામ ભાષાઓ લખતાં, બોલતાં અને વાંચતાં શીખી શકશો. બાળકોને તેમ મોટી ઉમ્મરના માણસોને ઘણું ઉપયોગી છે વળી આ ભાષાઓનો ક્રમ એવો રાખેલો છે કે દરેક ભાષા ઝટ યાદ રહી શકે. એક ભાષાનો અભ્યાસ કરતાં ત્રણ ચાર ભાષા સામટી આવડી શકે. આ પુસ્તક છપાવતાં ઘણું ખર્ચ અને મહેનત પડી છે તેનો અભ્યાસ કરવાથી જ ખાત્રી થશે. કીમત માત્ર રૂ ૧૦-૦-૦ હાલ તરતમાં મંગાવી લેનાર પાસે માત્ર રૂ ૭-૦-૦ લેવાશે.

આ પુસ્તક વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે મંજુર થયુ છે.

આ પુસ્તકનો લાભ મેળવનારા શું કહે છે તે વાંચો

મુંબઇથી સુંદરદાસ લખે છે કે આપનુ માસ્તર ઑફ નોલેજ ઘણી સારા જ્ઞાનની ચોપડીઓનો અર્થ સારે તેમ છે વળી વગર માસ્તરે શીક્ષણ દરેક ભાષાનું લઇ શકાય તેમ પણ છે તે દરેક ઘરમાં સંગ્રહવાને ભલામણ કરીએ છીએ

પુસ્તકની કીંમત માત્ર રૂ ૧૦-૦-૦છે છતાં હાલ મંગાવી લેનારને માત્ર રૂ. ૭)માંમળશે.

બાંટવાથી અબ્દુરેહેમાનખાન બાબા સાપણા એસ્ટેટવાળા લખે છે કે--આપનું માસ્ટર ઓફ નોલેજ નામનું પુસ્તક મે વાંચ્યું છે, જુદી જુદી ભાષાઓનું જ્ઞાન મેળવવા એ પુસ્તક મદદરૂપ થાય તેમ છે. તેની રચના પણ નવા શીખાઉને સહેલી પડે તેવી છે,

ભરૂચથી સાકરલાલ માધવલાલ તોરાવાલા લખે છે-માસ્તર ઓફ નોલેજ એ પુસ્તક ખરેખર ભાષાની ઉત્કંઠા ધરાવનાર મનુષ્યોને માટે માર્ગદર્શક ભોમીયા તરીકે અતિ ઉપયોગી છે. આપે અથાગ શ્રમ વેઠી આવા અમુલ્ય પુસ્તકની બક્ષીસ ગુજરાતને સમર્પણ કરી છે

## आत्मज्योति किंवा ब्रह्मदर्शन

તત્ત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક-ગ્લેઝ કાગળોમાં ૧૫૦ પૃષ્ટનુ છે તે વાંચી મનન કરવાથી યોગ સંબંધી અનેક નવા વિચારો અને જ્ઞાન પ્રાપ્ત થશે તેનાં ૧૫ પ્રકરણ છે તેમાં પ્ર. ૧ આત્મજ્યોતિ પ્ર. ૨ ઇશ્વરદર્શન માટે યોગ્યતા, યમનિયમાદિનુ પાલન પ્ર. ૩ સંધ્યા રહસ્ય, ગાયત્રીમંત્ર રહસ્ય, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધીનુ રહસ્ય. પ્ર. ૪ ષડચક્રરહસ્ય પ્ર. ૫ મણિપુરચક્રનુ સ્થાન અને તેનુ રહસ્ય, આત્માનુ સ્થાન પ્ર ૬ આત્મપ્રકાશ, યોગરહસ્ય, નાદબ્રહ્મ, જપરહસ્ય, પ્ર. ૭ મણિપુર ચક્રમાં સંયમ કરવો કુંડલિનીનુ સ્વરૂપ, ઇશ્વરનુ સ્વરૂપ, પ્ર ૮ ॐકાર રહસ્ય, ઉદ્દાલક મુનિની યોગ સાધના, પ્ર ૯ તત્ત્વવિચારદર્શન, બ્રહ્મભવન, આત્મા અને બ્રહ્મ પ્ર. ૧૦ દીર્ઘાયુષી શી રીતે થવુ પ્ર ૧૧ સચ્ચિદાનંદ રહસ્ય, પ્ર ૧૨ ચિતિજ્યોતિના દર્શન પ્ર ૧૩ મયમનીસિદ્ધિ, શાંભવી મુદ્રા પ્ર ૧૪ આત્માનુસંધાન પ્ર ૧૫ પરમાત્મ પ્રાપ્તિ હાલ તરતમાં રૂ ૧ લેવાશે

આ વિગેરે ઉપયોગી વિષયો છે આ પુસ્તક વાંચી ઘણાને સંતોષ થયો છે કી ૧-૮

વ્યવસ્થાપક ભાગ્યોદય અમદાવાદ

ભાગ્યોદય.

વર્ષ ૧૨]શ્રાવણ-ભાદ્રપદ સંવત ૧૯૮૦-અગસ્ટ-સપ્ટેંબર સને ૧૯૨૪. [અંક ૬-૭

# आत्मोन्नति सिद्ध थया पछी ज विश्वोन्नति सधावी शक्य छे.

(આંધળો આંખો છતાં નથી જોતો, એ લય)

વિશ્વને ઇચ્છે તું ઉન્નત કરવાને, તો તો કરજે ઉન્નત તું પહેલો પોતાને,
બીજાને ઇશ્વરનું જ્ઞાન દેવું છોડી, પહેલો તું લાગ પ્રભુ ધ્યાને,
જાતે સદાચારી થઈ તું રહેજે, સદાચારી કરવા બીજાને રે, વિશ્વને૦
અન્યનો વિકાસ કરવાને ચહે તો, આત્મવિકાસી પ્રથમ થા ને,
અન્ય ચિત્તથી ખોટું ભૂલવવા ઇચ્છતો, પહેલું તું ખોટું ભૂલી જાને રે, વિશ્વને૦
અન્ય પાસ વચન પાળે જીતવવા ચહે, જીત તો તું પ્રથમ વચન પાળે,
આત્મનિગ્રહી બની પહેલો પછી કહે નિગ્રહી થવા પારકાને રે, વિશ્વને૦
સંભળાવવું હોય બીજા ને તે તું, પાડ ખૂબ પ્રથમ તારે કાને,
સધાવવા ઇચ્છે તે પહેલું સાધીને, કહેજે પછી સાધવાને રે, વિશ્વને૦
પરને ઉપદેશ દીધે વળશે ન કાંઇ, આવી ઠર પ્રથમ આત્મજ્ઞાને,
પોતે સમૃદ્ધ તો તો જગત્ આખું દીન છે, ઝપ માની તારું કહ્યું માને રે, વિશ્વને૦

શ્રી ઉપેન્દ્ર૦

# वहिर्मुखतानो मार्ग भयप्रद छे.

(હા, હું છું બ્રહ્મ—એ લય.)

ના સખિ! તું તો જઇશ એ માર્ગે, ત્યાં તો જનો લુંટાય છે
સંપત્તિ સર્વ હરાય છે, એવી વાતો સંભળાય છે.
છૂપી જગાઓમાં ત્યાં તો આવીને, લુંટારા ઝાઝા સતાય છે,
પ્રકટ ઓચીંતા જ થાય છે, જોતાં ગભરાઇ જવાય છે, ના૦

એવા સુદારાને જીતતો એકજ, આત્મબલિ જે મણાય છે,
જગજ્જનિની જેને સહાય છે સાચા ગુરુને જે સ્હાય છે, ના૦
ડહાપણ પોતાનું ચલવી જે જાતા, ભવમાં તે ખત્તા ખાય છે,
જેમા ને તેમા ફસાય છે, પોતે પોતાથી બધાય છે ના૦
આગળ ભવથી સુખ ધારી જે કોઇ, આગળ આગળ જાય છે,
ઉલટા તે ભ્રમમાં ભરાય છે, અજ્ઞાન માંહિ દટાય છે, ના૦
વળજે તું પાછી સખિ! મારું માની, સુખ ન બહિરતા માંહી છે,
અંતર્મુખતા જો ગ્રહાય છે, તો સાચુ સુખ મેળવાય છે ના૦
શ્રી૦ જ૦ દેવી

---

## साधकने निवसवायोग्य आदर्श स्थितिनुं स्वरुप

---

( ગુરુ ભક્તિ માંહિ રમે ચિત્ત જેના, એ લય. )

વસો વીર! તેવી સ્થિતિ માંહિ આજે,
સદા જ્યાં અહં બ્રહ્મના માન ગાજે,
ઉઠે વૃત્તિઓ તો સ્વરૂપ ભાન કેરી,
વહે પ્રાન્ક્રયા તો સ્વસત્તાની પ્રેરી, વસો૦
ભલે કષ્ટ કરેરો વિકારો પુકારે,
છતાં શબ્દ પણ જ્યાં ન આવે લગારે, વસો૦
કશું બાહ્ય ના હોય પણ પૂર્ણતાનું,
રહે ભાન અંતર વિષે નિત્ય છાનું, વસો૦
મહા મદ દીધો કો જનોને ઘણુએ,
મહામસ્ત થાએ અણુએ અણુએ વસો૦
છૂટે પ્રાણ આ દેહમાથી છતાંએ,
અમર ભાનથી જ્યાં સદાયે હસાયે, વસો૦
જણાયે વિકટ જ્યાં નિકટમાં વિનાશો,
છતા એ લહાયે સ્વરૂપના વિલાસો વસો૦
ચઢી જ્ઞાન શિખરે ત્યજી દરપકો,
વગાડો અહં બ્રહ્મનો દિવ્ય ડંકો, વસો૦
શ્રી ઉપેન્દ્ર

---

## मुक्तत्वानुभव करनार वृत्तिनां वचनो.

---

( શ્રીભુવનપતિ તારનાર, એ લય )

કેવુ રમ્ય સ્થાનક આ, જ્યાં છે સ્થિતિ મારી,
જ્યાં છે સ્થિતિ મારી, અતીવ મનોહારી, કેવુ૦

મંદ મંદ શાંતિ સમીર, વહી રહ્યો ભીતર બહિર,
ત્રિવિધ તાપહારક રહી શીતલતા ભારી, કેવુ૦
અજ્ઞાન રાત્રિ કદી ન દીઠી, અંતરની ભય વૃત્તિ નાઠી,
લહું સહજ, થાતી સ્વત કાર્ય સિદ્ધિ ભારી, કેવુ૦
મૂર્ધનભસ શુભ્ર અહિં, ખીલ્યું એક પદ્મ મહિં,
તેની મધ્યે રાજતા કઇ, વિશ્વના વિહારી, કેવુ૦
પ્રણવનો નિસર્ગ નાદ, દીયે શો શ્રવણાહલાદ,
દશા કઇ અનુભવાવે, સમાધિની ન્યારી, કેવુ૦
મુક્તિનું જે દ્વાર દશમું, નિકટ જ્યાં જવુ છે વસમુ,
તે પણ પ્રકટ નિકટ લહું, પ્રતિબંધો નિવારી કેવુ૦
સૌન્દર્ય, જ્ઞાન, શક્તિ અને ઐશ્વર્ય મૂળ પ્રાપ્ત મને,
જેથી પર ન કોઇ સ્થાન, ત્યાં હું નિવસનારી કેવુ૦

શ્રી૦ જ૦ દેવી



# સર્વોત્તમપદ પ્રાપ્તિ

તમે ગમે તેવી સ્થિતિમા હો છતાં તમે ઉચ્ચ તો થઇ શકો છો, મહાન પદને મેળવી શકો છો મનુષ્ય મનુષ્યત્વ મેળવે તોજ તે મનુષ્ય થઇ શકે જન્મ પામ્યા પછી ઉચ્ચ આચારવિચારને ધારણ કરી ઉચ્ચ જીવન પ્રાપ્ત કરે તો જ તે યથાર્થ મનુષ્ય કહેવાય મનુષ્યમાં જન્મ્યા છતાં જડવત્, પશુવત્, અને ચૈતન્યવાળો પણ થઇ શકે છે, તમે તમારા વિચાર સામે જુઓ, તમારા આચારો તપાસો તમે મનુષ્ય છો, પશુ છો, દેવ છો કે ઇશ છો ? તમે જેવા આચાર વિચારને સેવતા હશો તેવા તમે હશો

મનુષ્ય વ્યવહારમાં સર્વોત્તમપદ પ્રયત્નથી મેળવી શકે છે, પરમાર્થમા ઉચ્ચ ગતિ પ્રયત્નથી પ્રાપ્ત કરી શકે છે. જે વસ્તુ મેળવવી હોય તે પ્રયત્નથી મળે છે, મળેલી વસ્તુ ખોવી હોય તો સ્હેલ છે, પણ ન મળેલી વસ્તુ પ્રાપ્ત કરવી હોય તો તે પ્રયત્નની—દૃઢ પ્રયત્નની અપેક્ષા રાખે છે તમારે જેવા થવુ હોય તેવા પ્રયત્નને આદરજો

મનુષ્ય શરીર જડ છે, વનસ્પતિ જડ છે, પંચ મહાભૂતો જડ છે, એ પંચમહાભૂતોથી શરીર બન્યુ છે પૃથ્વી, પાણી, તેજ વાયુ, અને આકાશ આ પાંચ મહાભૂત ગણાય છે જગત્ માત્ર આ પાંચ ભૂતથી ઉત્પન્ન થયું છે, આ પંચભૂતથી બનેલા શરીરમાં પાંચ કર્મેન્દ્રિય, પાંચ જ્ઞાનેન્દ્રિય, ચાર અંતઃકરણ અને પાંચ પ્રાણ ભળે છે એ પ્રમાણે ૨૪ તત્ત્વો મળી શરીર બને છે તેમા ૨૫ મું તત્ત્વ જે જીવાત્મા એ ભળે છે એટલે મનુષ્ય ચૈતન્યવાળુ બને છે આ શરીર નાશવંત છે, તેમાં જીવાત્મા અવિનાશી ગણાય છે પાંચ ભૂતનું શરીર સ્થૂલ ગણાય છે, એ સ્થૂલ શરીર નાશવંત છે દશ ઇંદ્રિયો, ચાર અંતઃક

રણુ અને પાંચ પ્રાણુ મળી સૂક્ષ્મ શરીર બણાય છે એ સૂક્ષ્મ શરીર મોક્ષ થતા પર્યંત પોતપોતાની વાસના અનુસાર જન્મ મરણ-સુખ, દુખ ભોગવ્યા કરે છે તેમાં રહેલો જીવાત્મા, સૂક્ષ્મ શરીરની સાથે સબંધવાળો હોય છે ત્યા સુધી ભટક્યાં કરે છે

આ સૂક્ષ્મ શરીરની વાસના છુટી જતાં જીવાત્મા જીવભાવનો ત્યાગ કરી શિવભાવને ગ્રહણ કરે છે મનુષ્ય જ્યાં સુધી વાસનાથી છુટતો નથી ત્યાં સુધી જન્મ મરણના ફેરામાં ફર્યા કરે છે, આ વાસના નાશવંત પદાર્થની હોય છે એ નાશવંત પદાર્થમાં જ્યાં સુધી મોહ હોય છે ત્યાં સુધી વાસના છુટતી નથી મનુષ્ય પોતે આત્મા છે એમ માનતો નથી પણ પોતાનો દેહ તેજ પોતે છે એમ માને છે, ત્યાં સુધી તેને સંસારના પદાર્થોમાં પ્રીતિ અર્થાત મોહ હોય છે, એ નાશવંત પદાર્થો સાથે મનુષ્યને કાંઈ લાગતું વળગતું નથી, એમ તે જ્યાં સુધી માનતો નથી ત્યાં સુધી મોહ જતો નથી મોહ છુટ્યા વગર વાસના ટળતી નથી, વાસના ટળ્યા વગર આત્માનો અનુભવ થતો નથી

મનુષ્ય જ્યાં સુધી પોતે આત્મા છે એમ માનતો નથી ત્યાં સુધી તે દીન છે, નિર્બળ છે, અલ્પજ્ઞને, અલ્પશક્તિમાન છે દુખી છે, પણ જ્યારે તે એમ માને છે કે આ શરીર તો આત્માને રહેવાનું મંદિર છે, શરીર એ હું નથી પણ આત્મા એજ મારૂં ખરૂં સ્વરૂપ છે, ત્યારે તેનામાં આત્માના ગુણધર્મો, આત્માના સામર્થ્યો પ્રકટ થાય છે જેમ ઘરમાં રહેનાર અને ઘર બે વસ્તુ જુદી છે, ઘરને અને ઘરમા રહેનારને કાંઈ સબંધ નથી માત્ર રહેવા પુરતો જ તેનો ઉપયોગ છે, તેમ મનુષ્ય શરીરમા રહેલો આત્મા એ શરીરથી જુદો છે શરીર નાશવંત છે ત્યારે આત્મા અવિનાશી છે ભાડાના ઘરમાં રહેનારને ભાગ્યેજ તેમા મમત્વ ઉત્પન્ન થાય છે તેમાં તેને રહેવા પુરતો જ ઉપયોગ છે તે ઘર પડી જતા બીજા ઘરમા જવાથી ભાગ્યેજ શોક કે દિલગીરી થાય છે આ શરીર પણ ભાડાનું છે, તેમાં રહી જે કર્તવ્ય કરવાનું છે તે કરી લેવુ જોઇએ જ્યાં સુધી ઘર રહેવા જેવી સ્થિતિમાં હોય ત્યા સુધી તેમા રહી શકાય છે, પણ ચોમાસામાં પડી જાય તેવી સ્થિતિવાળા ઘરમાં ભાગ્યેજ કોઇ મમત્વ બાંધી રહી શકે તેમ આ શરીર જ્યાં સુધી કામ કરવાને શક્ત, જુવાન, મજબૂત હોય છે ત્યાં સુધી આત્મા તેમાં રહી પોતાના કર્તવ્યને સાધી શકે છે પણ જ્યારે તેમાં રહી કામ કરી શકાય તેવુ રહેતું નથી ત્યારે એવુ વૃદ્ધને જીર્ણ શરીર છોડી બીજા નવા શરીરને પ્રાપ્ત કરવુ પડે છે,

આ જગત્ નાશવંત છે, શરીર પણ નાશના ધર્મવાળુ છે, તેમાં મમત્વ બાંધી બેસનારને શોક પ્રકટે છે, સગાં સબંધી, ધન, ઘર, વૈભવો સર્વ શરીરની સાથે સબંધવાળા છે, શરીર છોડવાની સાથે તે સર્વને છોડવાનું છે જેમ કેદમાં પડેલો મનુષ્ય કેદખાનાને પોતાનું ઘર માની બેસતો નથી. પણ પાંચ દસ વર્ષ જેટલાં વર્ષ તેને ત્યાં રહેવાનું હોય તેટલા વર્ષ રહી છુટે કે તરત પોતાને ઘેર આવે છે, ત્યારે તેને કેદખાનુ છોડતાં મોહ થતો નથી, કે શોક થતો નથી કારણ તેણે કેદખાનામાં મમત્વ બાંધેલું હોતું નથી દેશપાર થયેલા કેદીઓને જન્મારા સુધી કેદમાં રહેવુ પડે છે છતાં તે ત્યાં પોતાનુ ઘર છે એવુ મમત્વ બાંધતો નથી, પણ જો તેને ત્યાંથી વ્હેલુ છુટવુ હોય તો ત્યાં સારી ચાલ ચલગત રાખે છે તો પાંચ દસ વર્ષ વ્હેલો છુટી ઘેર આવે છે આ વખતે કેદખાનામાંથી છુટતા તેને દુખ થતુ નથી કેદખાનાના મિત્રોને ત્યાજ રહેવા દઇ પોતે એકલો છુટી ઘેર

આવે છે ત્યારે તેને મિત્રોના વિયોગ માટે પશ્ચાતાપ થતો નથી તેમ આ શરીર એ આત્માને કેદ સમાન છે એ કેદમાંથી છુટવુ એ સર્વનો ધર્મ છે આત્મા શરીરનો ત્યાગ કરે તો તેથી શોક કે દુઃખ ધરવું ન જોઇએ. આ પ્રકારે શરીર, સભા અને સસારના પદાર્થો ઉપરની આસક્તિ જો છુટે તો જ તેને તે છોડતાં દુ ખ થાય નહિ, અને એવી સ્થિતિ પ્રાપ્ત થાય તેજ મોક્ષ છે

ચિંતા માત્રનો ત્યાગ જે દશામાં અનુભવી શકાય તે મોક્ષાવસ્થા છે જીવન્મુક્ત પુરુષો તો સસારમાં રહે છે, ગૃહસ્થાશ્રમ ભોગવે છે, સ્ત્રી, પુત્રોને લાડ લડાવે છે, ધન વૈભવ ભોગવે છે છતાં સદા કાળ ચિંતા રહિત રહી શકે છે કારણ કે તેમના રાગદ્વેષ છુટી ગયા હોય છે તૃષ્ણાને તેમણે જીતી હોય છે, કોઈ વસ્તુ તેને મળે તો તેથી હર્ષ થતો નથી કે કોઇ વસ્તુ તેને ન મળે તો તેથી દુ ખ થતુ નથી સનકાળ તે શરીરને નાશવત સમજે છે આત્માને અને શરીરને કાંઇ સબંધ નથી એમ માને છે માત્ર કોઇ ભાડાના ઘરમાં જાણે રહેતા હોઇએ એમ તે પોતે આ શરીરમા નિવાસ કરે છે કોઇ ધર્મશાળામાં પાંચ પચીસ ઉતારૂઓ સાથે દસ પદર દિવસ ભેગા રહે તેમ સગાં સબંધી સાથે તે રહે છે કોઈ જાય તો તેથી તેને દુ ખ થતુ નથી અને કોઇ આવી મળે તો તેથી તેને હર્ષ થતો નથી સદાકાળ સમતાને ધારણ કરી રહે છે અને તેવી તે સુખી છે

સુખી થવા માટે જીવન્મુક્ત દશા પ્રાપ્ત થાય તે અર્થે પ્રયત્ન કરવાની જરૂર છે લાખો રૂપિયા મળે તેથી કાંઇ સુખ મળી શકતુ નથી, તે તો જ્યારે તે રૂપિયા મળે છે ત્યારે હર્ષ થાય છે, પણ જાય છે ત્યારે ઘણો ખેદ થાય છે શરીર અને સબધીઓના પોષણ અર્થે દ્રવ્ય મેળવવુ એ પોતાની ફરજ સમજે છે પણ દ્રવ્ય મેળવવા પોતાનો જન્મ છે એમ તે પુરુષ માનતો નથી.

જ્યાં સુધી મનુષ્યો આત્માને ઓળખતા નથી ત્યા સુધી જ દુ ખ છે શરીર આત્માને ઓળખવા માટે છે જગતના પિતા પરમાત્મા જે સર્વત્ર વ્યાપક છે, જે સર્વજ્ઞ સર્વશક્તિમાન છે તેના અશરૂપ આત્મા દરેક પ્રાણી પદાર્થોમા છે મનુષ્ય પોતાનામા રહેલા આત્માનો સાક્ષાત્કાર કરે છે ત્યારે તેને આત્માના સામર્થ્યો પ્રાપ્ત થાય છે એ માટે મનુષ્યે જન્મ ધરી જે કરવાનુ છે તે એક જ છે કે પોતે પોતાને ઓળખવો.

જન્મવુ અને મરવુ એ પ્રાણીઓનો સ્વભાવ છે આત્મા અજર અમર છે, તે જન્મતો નથી કે મરતો નથી. એ અજર અમર આત્માનુ જ્યાં સુધી જ્ઞાન થયુ હોતું નથી ત્યા સુધી જ આ જન્મ મરણના ફેરામાં ફરવુ પડે છે આ મનુષ્યાવતાર ઉત્તમ ગણાય છે, દેવોને પણ મનુષ્યાવતાર લેવો પડે છે. મનુષ્યો જે સત્કર્મ કરે છે તેમને સ્વર્ગ મળે છે, જે પાપકર્મો કરે છે તેમને દુ ખ રૂપી નરક મળે છે, જે મનુષ્ય જેવુ કર્મ કરે છે તેવુ તેને ફળ મળે છે આ લોકમા સત્કર્મો કરવાથી દેવલોકમા જઇ સ્વર્ગસુખનો અનુભવ કરતા દેવો પણ તેમના સત્કર્મનો ક્ષય થતાં પાછા મનુષ્ય જન્મને ધારણ કરે છે નરકરૂપી દુ ખી યોનીઓમા જન્મેલા જીવો પણ કાળાંતરે મનુષ્ય જન્મ લઇ સત્કર્મ કરી દેવ બને છે આ મનુષ્યલોક કર્મભૂમી છે તેમાં જે જેવા કર્મ કરે છે તે કર્મના ફળ ભોગવવા તેને તૈયાર રહેવુ પડે છે. જેને આત્માનો સાક્ષાત્કાર થાય છે તે તો દેવલોકનાં સ્વર્ગને પણ ઇચ્છતા નથી સિદ્ધિઓને પણ તુચ્છકારી કાઢે છે આ મોક્ષાવસ્થા નિષ્કામ કર્મ કરવાથી મળે છે

મનુષ્યોએ પોતાની ઉચ્ચી સ્થિતિ પ્રાપ્ત કરવા માટે હમેશાં નિષ્કામપણે-એટલે ફળની આશા રાખ્યા વગર સત્કર્મ કર્યા કરવાં, ચારિત્ર્ય ઉચ્ચ રાખવુ પ્રાણી માત્રમાં ઇશ્વરનો અંશ છે એમ માની સર્વ પ્રતિ સમભાવે વર્તવુ વ્યવહારમા રહ્યા છતાં પણ ધ્યાન તો આત્માનું ધરવુ સત્યનું હમેશાં પાલન કરવુ, દયા રાખવી, સત્પાત્રોને દાન આપવુ, ઇન્દ્રિયોને કાબુમાં રાખવી, કોઇની પણ હિંસા ન કરવી, બ્રહ્મચર્ય પાળવુ, શાંત રહેવુ, કામ, ક્રોધ, રાગ, દ્વેષ, લોભ, મોહનો ત્યાગ કરવો સદ્‌ગુણોને ધારણ કરવા અને દુર્ગુણોનો ત્યાગ કરવા

જુઠુ બોલવું, કોઇને ગાળ ભાંડવી, અર્થાત એવુ બોલવુ કે જેથી સામાનુ મન દુઃખાય એ વાણીનું પાપ છે, અન્યાયથી દ્રવ્ય મેળવવુ, કોઇને છેતરવુ, ચોરી કરવી એ ઉદરનુ પાપ છે, કોઇને હાથવતી મારવુ, કોઇની કોઇ વસ્તુ લેઇ લેવી એ હાથનુ પાપ છે, પર સ્ત્રી ગમન કરવું એ ઉપસ્થ ઇન્દ્રિયનુ પાપ છે આ પાપ માર્ગનો મનુષ્યે ત્યાગ કરવો.

મનુષ્ય આ જન્મ ધરી દ્રવ્ય મેળવવા અથવા ઇન્દ્રિયોના અવિહિત વિષયો મેળવવા જે અનીતિ કરે છે તે પાપ માર્ગ છે, તે ક્ષણિક સુખ શરીર માટે છે પણ તેથી જીવાત્માને તો પાછુ જન્મ મરણના ફેરામાં રખડવુ પડે છે આત્માને જ્યા સુધી સૂક્ષ્મ શરીરનો સબધ રહે છે ત્યાં સુધી તેને જન્મમરણના ફેરામા ભટકવુ પડે છે જ્યારે પાપ કર્મોનો ક્ષય થાય છે અને સત્કર્મોના જ ફળ માત્ર ભોગવવાનાં હોય છે ત્યારે સુખ મેળવવા દેવાદિ લોકમાં જીવાત્મા જાય છે જ્યારે કર્મના ફળને ભોગવવાનાં હોતા નથી ત્યારે સૂક્ષ્મ શરીરનો લય થતા આત્માને મોક્ષ મળે છે, માટે મનુષ્યે સત્કર્મો કરવા પણ તે નિષ્કામ ભાવથી કરવા અર્થાત તેનુ ફળ પરમાત્માને અર્પણ કરી દેવુ એટલે તે કર્મો બધન ઉપજાવતાં નથી

મનુષ્ય જ્યારે પોતાના દેહને પોતે માને છે ત્યારે તેને ભય, શોક, દુ ખ ઉત્પન્ન થાય છે. તેને ઘણા કાળનો દેહને પોતે છુ એવુ માનવાનો અભ્યાસ પડેલો હોવાથી તે શાસ્ત્રો કે સત્પુરૂષોના કહેવા ઉપર વિશ્વાસ રાખતો નથી. પણ તેણે જો ખરૂં સુખ, ખરૂં બળ અને ખરા આનદને પ્રાપ્ત કરવો હોય તો આ સસારના પદાર્થો ઉપરની આસક્તિ છોડી, આત્માનુ ચિંતન કરતા શીખવુ

પરમાત્મા સર્વનુ પાલન પોષણ કરે છે, પરમાત્માને ઉપાસનારને દુ ખ હોઇ શકેજ નહિ તમે ઇશ્વરને ભજતા હો છતા દુ ખી હો તો તેમાં તમારા ગત જન્મના કે આ જન્મના કોઈ કર્મનુ ફળ ભોગવવાનુ હશે મનુષ્ય જો એક નિષ્ઠાથી ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી ઇશ્વરને ભજે છે, તો તેના દુ ખ માત્ર જતાં રહે છે સૂર્યનો ઉદય થતાં અધકાર જેમ જતો રહે છે તેમ પરમાત્માના ભજન કીર્ત્તનથી દુ ખમાત્ર અળપાઇ જાય છે અને ભગવાન ભક્તને પોતા તુલ્ય બનાવી આત્માનો સાક્ષાત્કાર કરાવી શકે છે

પરમાત્મા મનુષ્યને દેવ બનાવી શકે છે તો સસારના નાશવત પદાર્થો મેળવી આપવા તેમા કાંઇ નવાઇ નથી તમારી વ્યવહારમાં દુ ખી સ્થિતિ હોય તો એક નિષ્ઠાથી ઇશ્વરને પ્રાર્થના કરો, તમારા આચારવિચારને શુદ્ધ રાખો, શરીરે પવિત્ર રહો, રાગદ્વેષનો ત્યાગ કરી મનના મેલ ટાળો,

શરીરના અને મનના મેલ ટાળી, પવિત્ર થઇ ઇશ્વર મદિરમાં જાઓ, જરૂર તમને પરમાત્મા સહાય કરશે જ જ્યાં સુધી તમે પવિત્ર નહિ બનો ત્યાં સુધી તમારી પ્રાર્થના ઈશ્વર નહિ સાભળે, કારણ કે તમારી અને તેમની વચ્ચે આ અપવિત્રતાનો મોટો કાળો

પડદો છે એ કાળા પડદાનો ત્યાગ કરો એટલે ઐશ્વર્યમય ઇશ્વર તમારી પાસેજ છે, એમ સમજો

શાસ્ત્રમાં કહ્યુ છે કે કાયાવડે ત્રણ પ્રકારના, કર્મનો વાણીવડે ચાર પ્રકારના કર્મનો અને મનવડે ત્રણ પ્રકારના કર્મનો એમ દસ પ્રકારના કર્મનો ત્યાગ કરવો અન્યના પ્રાણનો નાશ કરવા રૂપી કર્મ, ચોરી, અને પરસ્ત્રી હરણ આ ત્રણ પાપ કર્મો કાયીક કહેવાય છે માટે ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છાવાળાએ આ ત્રણનો ત્યાગ કરવો અસત, એટલે જુઠુ બોલવું કે દુષ્ટ પ્રલાપ કે બકવાદ કરવો, કઠોર ભાષણ, અન્યની ચાડી ચુગલી કરવી, અસત્ય બોલવુ એ ચાર વાણીના પાપકર્મો છે માટે તેનો ત્યાગ કરવો તેમ તેવાં પાપકર્મો કરવાનો મનમાં પણ વિચાર ન કરવો પારકા ધનનો લોભ ન કરવો, સર્વ પ્રાણીઓ પર સ્નેહ રાખવો અને દરેક કર્મનું ફળ મળે છેજ એવુ માનવુ એ મનનાં કર્મો છે. અથવા પારકુ લેવાનો ધનનો લોભ કરવો, અન્યનુ ભુંડુ ઇચ્છવુ, અને કર્મનુ ફળ કાંઇ મળવાનુ જ નથી એવુ માનવુ એ મનના પાપ છે એ પાપનો ત્યાગ કરવો

આવી રીતે મનુષ્યે મન, વચન અને શરીરથી કોઇનુ અશુભ ઇચ્છવુ નહિ, કોઇનુ અશુભ બોલવું નહિ કે કોઇનુ અશુભ કરવુ નહિ, કારણ કે અશુભ કર્મનુ ફળ પણ અશુભ જ મળે છે. આવાં અશુભ કર્મોથી પરમાત્મા અને જીવાત્મા વચ્ચેનાં આવરણો જાડાં થતાં જાય છે માટે જો ઇશ્વરનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છા હોય તો આવા અશુભ કર્મોનો ત્યાગ કરવો ( તંત્રી )



# સત્ય જ્ઞાન કેવું હોય ?

( શ્રીયુત્ ઇશ્વરભાઇ જીવાભાઇ પટેલ. )

બહારની વિભૂતિનો ત્યાગ કરવાથી કંઇ સિદ્ધિ થતી નથી. અને શરીરના લીંગ શરીરમાં પેદા થતા કામાદિ દ્રવ્યનો ત્યાગ કર્યાથી થાય ખરી કે ન પણ થાય બાહ્ય દ્રવ્યથી છુટેલાના અને શરીર વિરોના દ્રવ્યમાં આસક્ત રહેલાના જે ધર્મ અને જે સુખ હોય છે તે દ્વેષ કરાવનારાં હોય છે અર્થાત તે તુચ્છ હોય છે.

બે અક્ષરનો જેમા ગુણ હોય છે અર્થાત્ જેને વિષે મારૂ મન લાગુ પડે છે તેવુ મૃત્યુ થાય છે પણ જેમાં ત્રણ અક્ષર છે એવુ બ્રહ્મ તો શા ન ચિરંજીવ છે

"મારૂં" એમ કહેવાતી વસ્તુનો નાશ થાય છે અને જેને વિષે "મારૂં" એવો ભાવ નથી તે નિત્ય છે, તેટલા માટે બ્રહ્મ અને મૃત્યુ એ બેની વ્યવસ્થા આત્મા વિષે કરેલી છે અને એ બે અદશ્ય રહેલા વિના સસયે સર્વ ભૂતોને લડાવે છે આ સતપણાનો અવિનાશ જ જો નક્કી કરવામા આવ્યો હોય તો ભૂત પ્રાણીના શરીરોને ભેદવાના કાર્યને હિંસાજ ગણવી જોઇએ સ્થાવર અને જંગમ સર્વ પદાર્થવાળી આખી પૃથ્વી મળ્યા પછી જેનું તે વિષે મમત્વ (મારાપણું) નથી તે તેનુ શુ કરશે ? વનમા વસનાર અને વનમા પેદા થતા પદાર્થ પર જીવનાર માણસને જો દ્રવ્ય વિષે મમતા (મારા)પણુ થાય તો ખરેખર તે

મૃત્યુના મુખમાજ પડયા જેવો છે બાહ્ય અને આંતર શત્રુઓના સ્વરૂપનો જે વિચાર કરવો કે જે માયાથી બંધન પામવા છતાં એ બાહ્ય અને આંતર શત્રુમાથી ઉત્પન્ન થયેલા કાર્યને જોતો નથી. તે મોટા ભયમાથી મુક્ત થાય છે

આ જગતમા જેનો આત્મા કામનાવાળો છે તેની લોકો પ્રસંસા કરતા નથી તેમ આ લોકમા કોઈપણ પ્રવૃત્તિ અકામ (નિષ્કામ) જણાતી નથી. સર્વ કામનાઓ મનના અંગભૂત છે અને પંડીતો તે વિષે વિચાર કરીને કામનાઓનો સંહાર કરે છે યોગી જન્મ જન્મના ફરી ફરીને અભ્યાસથી યોગને જ એક સાર માર્ગ વિચારીને કામનાઓનો સંહાર કરે છે

દાન, વેદાધ્યયન, તપ અને કામનાવાળાં વૈદીક કર્મો, વ્રત યજ્ઞો, નિયમો અને ધ્યાન યોગ એમાંથી કોઇમા પણ કામનાથી કોઇ યોગી આરભતો નથી કારણ કે તે જાણે છે કે જેની જેની તે કામના કરે છે તે ધર્મ નથી ખરો ધર્મ તો એ છે કે જેનું મૂળ નિયમોના પાલનમા એટલે ઇચ્છાઓને અંકુશમાં રાખવામા છે આ વિષયમાં પૂર્વે થઇ ગયેલા વિદ્વાનોએ નિશ્ચય કર્યો છે કે—

કોઇ પણ મનુષ્ય ઉપાય કર્યા વિના પોતાના મનમા મારાપણું ત્યાગ કરવાના યોગાભ્યાસ કર્યા વિના અહંભાવનો નાશ કરવાને શક્તિવાન નથી અહંનો નાશ કરવા માટે જેઇના બળનો વિચાર કરીને જે મારાપણાનો નાશ કરવાને પ્રયત્ન કરે છે તેના શસ્ત્રમા બાહુમાં તે જ્યારે નાશ કરવા મથતો હોય ત્યારે હું એટલે અહંભાવ પ્રકટ થાઉં છું અર્થાત્ તેને બાહુબળનું અભિમાન આવે છે (આ કામ કરે છે)

વિવિધ દક્ષિણાવાળા મંત્રો વડે જે મને (મારાપણાના ભાવને) નાશ કરવાને પ્રયત્ન કરે છે તે જગમમાં જાણે ધર્માત્મા હોઉ તેમ હુ તેના વિષે પ્રકટ થાઉંછુ જે કોઇ મને વેદો અને વેદાન્તના સાધન વડે મારવાને પ્રયત્ન કરે છે તેના વિષે સ્થાવરમા જાણે ભૂતાત્મા હોઉ તેમ હું પ્રકટ થાઉ છુ. જે કોઇ સત્ય પરાક્રમ પુરુષ ધૃતિ (ધૈર્ય) થી મને મારવાનો પ્રયત્ન કરે છે તેના હુ તે ભાવરૂપે થાઉ છુ અને તે મને ઓળખતો નથી. જે કોઇ ઉત્તમ વ્રતવાળો તપ કરીને મને મારવાનો પ્રયત્ન કરે છે તેના મનમા હુ તપોભાવ રૂપે પુન પ્રકટ થાઉંછુ

જે કોઇ પંડીત—મારાપર આસ્થા રાખીને મને મારવાનો પ્રયત્ન કરે છે ને મોક્ષપર પ્રયત્ન રાખવાવાળાને જોઈ હું નાચુ છુ તથા હસુ છું સર્વ ભૂતોમાં સનાતન એવો હું એક અવધ્ય છુ—માટે કામનાને જીતવાનો ઉપાય નિષ્કામ કર્મ ઇશ્વર પ્રણીધાન અને તત્વજ્ઞાન કે જે ચૈતન્ય છે તેજ હુ છુ એ સાચા ભાવ અને અભ્યાસવડે કામના છતાય છે વાસનાનો જય એજ સાચા ઉપાય છે

વાસનાવાળુ સર્વનાશવત છે માત્ર આર્જવથી બ્રહ્મપદ મેળવાય છે

આ શરીર માયારૂપ છે, અને તે સસાર તરવાનું સાધન છે એ સમજવી અહબ્રહ્માસ્મિનું યથાર્થ જ્ઞાન દ્વૈતભાવનો નિષેધ કરી અદ્વૈત સ્વરૂપ સમજી આમન થવુ. જે ક્ષમાશીલ ઇન્દ્રિયોનો નિગ્રહ કર્તા અને ક્રોધને જીતનારો તથા ધર્માચરણ કરનાર હિંસાથી રહીત અને ધર્મ ઉપર નિત્ય પ્રિતિ રાખનાર હોય છે તે ધર્મને પ્રાપ્ત કરે છે. વળી જે તંદ્રાથી રહીત હોય શક્તિ પ્રમાણે સન્માર્ગનો આશ્રય કરનારો હોય અને જ્ઞાની હોય તે પુરૂષ બ્રહ્મરૂપ થઇ રહે છે સત્ય એજ પરમ મંત્ર છે અને સત્યવડેજ સર્વ પ્રતિષ્ઠા છે

ઇતિશિવ

# तमे कोण छो?

તમે કોણ છો? તમે શા માટે જન્મ્યા છો? તેનો તમે કદી વિચાર કર્યો છે? આ વિશ્વમાં અનેક પ્રાણીઓ દરરોજ જન્મે છે અને મરે છે પશુ, પક્ષી, મનુષ્ય, સર્વ કોઈ જન્મ મરણના સ્વભાવ વાળુ છે મનુષ્યમા અન્ય પ્રાણીઓ કરતા કાંઇક વિશેષતા છે, એ વિશેષતાથી જ દેવો પણ મનુષ્ય જન્મ લેવાનુ ઇચ્છે છે જ્યારે જન્મવુ અને મરવુ એટલુ જ મનુષ્યનુ કર્તવ્ય હોય તો પછી તેને બીજુ કાંઇ કરવાની જરૂર નહિ આપણે નેત્રોથી જે જે જોઇએ છીએ તે સર્વ પ્રાણી પદાર્થ નાશવંત છે પૂર્વે આ દેશમા રજપૂતો રાજ્ય કરતા, ત્યારે તે જાણતા કે આ દેશમા સદાકાળ આપણું રાજ્ય રહેશે, મુસલમાનો આવ્યા તો તેમણે માની લીધેલું કે હવે આ દેશમા હમેશને માટે આપણુ રાજ્ય રહેશે, તેમણે લાખો અને કરોડો રૂપિયા પોતાના મહેલો, મસીદ અને બગીચા બંધાવવામા ખર્ચ્યા. એ મહેલો અને મસીદો તેમણે ઘણીજ કાળજીપૂર્વક જાણે તે મસીદ અને મહેલો ઉભી રહેશે ત્યા સુધી ભોગવીશુ એમ માની બંધાવેલી હોય તેવી મજબુત અને કારીગરી વાળા બંધાવી.

અમદાવાદમા, ચાંપાનેરમા, દિલ્હિમા, આગ્રામા જ્યારે જોઇએ છીએ ત્યારે એ રાજવી મુસલમાનોના મહેલો અને મસીદના ખંડેરોના પથ્થરો આપણા જોવામા આવે છે જ્યારે તે ખંડેરો આપણે જોઇએ છીએ ત્યારે સમજાય છે કે મહેલો ને મસીદો બંધાવનારા ચાલ્યા ગયા છે અને તેના ખંડેરો ભાગ્યાં તૂટ્યા અહીં રહ્યા છે રજપૂતોના કિલ્લા, બૌદ્ધોના સ્તુપો, મોટા મોટા મિનારા, અહીં રહી ગયા છે અને તેના બંધાવનારા ચાલ્યા ગયા છે, હવે તેમણે મહા મુશ્કેલીએ ઘણી કાળજી રાખીને બંધાવેલા તે મહેલો પણ હવે પડીને જમીનદોસ્ત થવા આવ્યા છે આમ સર્વ પ્રાણી પદાર્થ કાળના વહેવાની સાથે નાશ પામે છે. મનુષ્ય જન્મે છે, જીવે છે અને મરે છે જન્મ અને મરણ એ બેની વચ્ચે તે મોટી મોટી આશાઓ બાંધે છે, પદાર્થો મેળવે છે, અને જાણે તે પદાર્થો હમેશા આપણે જ ભોગવીશુ એમ માની તેમા રચ્યા પચ્યા રહે છે મરીને બીજો જન્મ લેવો પડશે તેનુ ભાન ભૂલે છે અને જો જોતામાં ત્રીસ, ચાલીસ, કે પચાસ વર્ષ સુધી સંસારમાં રચ્યો પચ્યો રહી, જડ શરીરને અહિં મૂકી, મેળવેલા ધનાદિ પદાર્થો ત્યાં જ મૂકી કોઇ બીજી જગ્યાએ જન્મ લે છે આ બધાનુ રહસ્ય સમજવા તમે કદી વિચાર કર્યો છે?

મનુષ્ય પરદેશ ધન કમાવા જાય, ત્યા ધન કમાય અને ધર્મશાળા કે ભાડાના ઘરમા રહે, બે, ચાર, દસ કે પચીસ વર્ષ ત્યાં રહી પાછો ધન લઇને દેશમાં આવે છે ત્યાના ભાડાના ઘરમાં કે ધર્મશાળામા તેને મમતા રહેતી નથી તે કમાયેલુ ધન ત્યા મૂકીને ઘેર આવતો નથી, પણ કદાચ તે જો પરદેશમા જ રચ્યો પચ્યો રહે, ઘરને ભૂલી જાય, અને કમાયેલુ બધુ ત્યા દુરાચારમાં ખર્ચી નાખે, અને ઉલટો દેવુ કરીને પાછો દેશમા આવે તો તે ભિખારી જ રહે, તેણે પરદેશ વેઠેલો નકામો જ ગણાય, અને ડાહ્યા પુરૂષો તેને મૂર્ખ જ ગણે. આજ પ્રમાણે સર્વ મનુષ્યો આ સંસારમાં કરે છે અને તેને આપણે ડાહ્યા ગણીએ છીએ

એક માણસ આપણા દેશમાંથી ધન કમાવા માટે આફ્રિકા ગયો તે આફ્રિકા ચાર વર્ષ રહેવાની માગણી કરી અહિથી ગયો અને તેને ત્યાં પગાર પણ સારો ઠરાવ્યો. તે ત્યાં ગયા પછી ધન કમાઇને દેશમાં જઇશુ એ વિચાર ભૂલી ગયો જે પગાર મળતો તે ત્યાં જ ખર્ચી નાખતો, ત્યાં ખરાબ અંગ્રેજોની સોબતે, નઠારા સ્વભાવના મિત્રોની સાથે સાથે તે એટલો બધો ભળી ગયો કે તે અહિ આવવાનુ વિસરી ગયો ચાર વર્ષ પૂરાં થયાં પણ કોઇ કમાણી કરી નહિ, વળી તેણે બીજા દશ વર્ષ ત્યાં વધુ રહી બીજી કમાણી કરવાનો વિચાર કર્યો તેનો પગાર પણ વધ્યો એકાદ વર્ષ પાછુ તે અહિ આવવાનું ભૂલી ગયો, ત્યાંજ બધા પૈસા મોજશોખ અને ભોગવિલાસમાં ખર્ચવા મંડ્યો ત્યાં તેણે એક સુંદર ઘર બનાવ્યું તેમાં તે ધારતો કે તે તૈયાર થયે તેમાં રહી આનંદ ભોગવીશ. તેમાં દેવુ પણ થઇ ગયુ મુદત પુરી થઇ એટલે તેને પાછુ હિંદમાં આવવાનું થયું કમાણી તો કાંઇ ન કરી પણ જે દેવું કર્યું હતુ તે અહિ આવીને પણ તેને તે ભર્યા વગર છુટકો નહોતો એટલે તે મુદત પુરી થયે અહિ ખાલી હાથે આવ્યો અને ભિખારીનો ભિખારી રહ્યો આવા માણસને આપણે મૂર્ખ જ કહીએ છતાં જગતમાં ઘણા મનુષ્યો આવા જ છે

આ વિશ્વમાં જન્મીને કોઇ એવુ કર્તવ્ય-અર્થાત કમાણી કરી લેવાની છે કે જે કમાણી આ દેહ અહિ છોડીને ચાલ્યા ગયા પછી પણ આપણી સાથે લઇ શકાય એ કમાણી કરવાને બદલે જો દેવુ કરી દઇએ તો આપણે સાથે દેવુ જ લઇ જવાના. દેવુ બીજા જન્મે ભોગવવુ પડવાનુ અને આ જન્મ લીધેલો એળે ગુમાવ્યો સમજવાનો જગતમાં જન્મીને જીવતાં સુધી પુણ્યકર્મો કરવા, પુણ્યકર્મોનુ ફળ આપણને બીજા જન્મમાં પણ મળવાનું જો પાપકર્મો કરીશું તો તે અહિ દેવુ કરી દીધા જેવુ થશે. બીજા જન્મમાં તે પાપનું ફળ દુઃખ ભોગવ્યા વગર છુટકો નથી જન્મ્યા એટલે દશ, પચીસ, પચાસ કે સો વર્ષે પણ મરવુ એ તો નક્કિ જ છે. અને તેટલા વખતમાં જો આપણે અહિજ રચી પચી રહ્યા, સંસારના વિષયોમાં આસક્ત થઈ ગયા, સ્ત્રી, પુત્ર, ઘર વૈભવમાં લિન થઇ પરમાર્થને ભૂલ્યા તો આ જન્મનુ એળે ગુમાવ્યા જેવુ થવાનું. મળેલુ જીવતર નકામું ગુમાવી દઇ કાંઇપણ કમાણી ન કરતાં ખાલી હાથે અથવા જો પાપકર્મ કર્યા હશે તો તેના ફળને સાથે લઇ બીજો જન્મ લેવો પડવાનો અને તેનું ફળ ત્યાં આપણે જરૂર ભોગવવાનું

આ જગત્ નાશવંત છે શરીર નાશવંત છે પણ આ જગતનો ચાલક, શરીરનો આત્મા અજર અમર છે, એ આત્માનુ ભાન મનુષ્ય શરીરમાં જ્યાં સુધી થતું નથી જ્યાં સુધી આ મનુષ્ય જન્મમાં તેનો સાક્ષાત્કાર થતો નથી ત્યાં સુધી વારંવાર જન્મવુ અને મરવુ રહ્યાં કરે છે જેમ બી, એ ની કે ડોક્ટરની કે વકીલની પરિક્ષામાં એકવાર પાસ થયા તો ડીગ્રી મળે છે, અને જો ન પાસ થયા તો પરિક્ષામાં વારંવાર બેસવુ પડે છે. જો વારંવાર નપાસ થયા, બરોબર પાસ થવાય તેવો અભ્યાસ ન કર્યો તો ફરી પાછા એજ ક્લાસમાં અભ્યાસ કરવાનો અને જ્યાં સુધી નપાસ થવાય ત્યાં સુધી તે ગાળેલાં વર્ષો નકામાં ગાળ્યા તુલ્ય છે. તેમ આ સંસાર એ આત્માના શોધનની પરીક્ષા માટે છે જ્યાં સુધી મનુષ્ય આ જન્મમાં પોતાના આત્માનો સાક્ષાત્કાર કરતો નથી અને વ્યવહારમાં જ રચ્યો પચ્યો રહે છે તો તેને વારંવાર મરવુ અને વારંવાર જન્મ લેવાનો.

એક માણસને મહા રાજાના રાજ્ય થવાની ઇચ્છા થઇ, અને તેણે તે રાજ્ય મેળવવા સિદ્ધ નેકીના ઉપાસ્ય દેવની ઉપાસના કરી તેની ઉપાસનાના અંતે સિદ્ધદેવ પ્રસન્ન થયા

અને તેને મહારાજ્ય આમ થાય એવો માર્ગ બનાવ્યો તેમણે કહ્યુ કે તું ઉત્તર દિશામા કાલથી પ્રયાણ કરજે, આગળ જતા જતાં તને ઘણા અનુભવ થશે, અને અમુક દિવસે અમુક નગરના દક્ષિણ દરવાજા આગળ સ્હવારના ચાર વાગે પહોચી જજે ત્યા બરોબર પાંચ વાગે દરવાજો ઉઘડશે, એટલે એક હાથી નીકળશે, અને તે હાથી તારા ગળામાં ફુલનો હાર નાખી તને સુંઢવડે ઉપાડી પોતાની પીઠ ઉપર બેસાડશે એ પછી તને પ્રધાનો રાજ્ય દરબારમાં લઇ જઇ તે દેશનું મહારાજ્ય આપશે, પણ સભાળ રાખજે, તે ધારેલે વખતે જ તે નગરના દરવાજા પાસે તારે હાજર થવુ જો તું તે સમયે ત્યાં નહિ જાય અને રસ્તો ચૂકી જઇશ તો તે રાજ્ય તને નહિ મળે,

ઉપાસકને વરદાન આપી દેવ અંતર્ધ્યાન થઇ ગયા. ઉપાસકને આનંદ થયો તેણે મહા રાજ્ય મેળવવા માટે બીજે દિવસે પ્રયાણ કર્યુ પોતાનુ ઘરબાર ત્યાં છોડી આગળ ચાલ્યો. થોડે દૂર ગયો એટલે તેને એક મિત્ર મળ્યો તેણે કહ્યુ કે હું પણ અમુક સ્થળે અસખ્ય ધન છે તે લેવા જઉ છુ મે તમારો રસ્તો દીઠો છે, ચાલો આપણે સાથે જઇએ, આ ભાઇ એકના બે થયા આગળ જતાં વળી બીજા ત્રણ જણ મળ્યા તે પણ તેની સાથે થયા આમ પાંચે જણ સાથે ચાલ્યા તેમણે રસ્તામા પોતપોતાને ઘેર પેલા માણસને લઇ જવા આગ્રહ કર્યો. ત્યા આગળ જતાં એક મોટુ શહેર આવ્યું ત્યા અમુક સ્થળે પાંચ સ્ત્રિયો છે, તેમની પાસે ઘણુ ધન છે સ્ત્રિયો રૂપાળી, ગુણવાન અને પુરુષોનુ મનરંજન કરનારી છે એને અમુક સરતોએ મેળવી શકાય છે, તે તરફ આ પાંચે જણ ગયા આ સ્ત્રીઓને મેળવવા પેલા તેના ચાર મિત્રોમાના એક જણે કહ્યુ ભાઈ, આ સ્ત્રીઓ બહુ સુંદર છે, વળી તેને મેળવવાથી ઘણું ધન પણ મળે છે, સુદર યુવતિઓ છે, જુઓ તો ખરા, તે કેવી સુંદર જણાય છે, આ બધા લોકો તેને મેળવવા તેના પ્રશ્નોના ઉત્તર આપવા તેના તરફ કેવા દોડી જાય છે, ચાલો આપણે જોઇએ, જો મળે તો ઠીક આ સાંભળી બીજા મિત્રે કહ્યુ અરે ભાઈ, આવી સુંદર સ્ત્રીઓ આપણા આ મિત્રને મળે તો કેવુ સારૂ, ચલો આ પણે તેને તે મળે તેવી ગોઠવણ કરીએ, આવી ઉત્તમ, રૂપાળી, સર્વ ગુણવતી અને યુવાન સ્ત્રીઓ વગર પ્રયત્ને મળતી હોય તો તેનો કોણ ત્યાગ કરે, ચાલો ભાઇ, ગમે તેમ કરીને તે સ્ત્રીઓ આપણા મિત્રને મેળવી આપીએ આવો નિશ્ચય દર્શાવ્યો

આ સાભળી ત્રીજો મિત્ર બોલ્યો, અરે વાહ, ભાઇ, આપણે જ્યારે આ નદકિશોરના મિત્ર ઠર્યા તો આપણે તેમને જરૂર મદદ કરી આ સ્ત્રીઓ મેળવી આપીએ, જોઇએ કે તે શાથી મળે છે, ભાઇ, તારા નસીબમા આવી લક્ષ્મી જેવી સ્ત્રીઓ છે તો તેનો ત્યાગ ન કર, અમે મદદ કરીશુ ચોથાએ કહ્યુ હા, હા, ચાલો, હું તેને મેળવી આપવા તેના પ્રશ્નોના ઉત્તર આપવા યત્ન કરીશ હું બધા ઉત્તરો જાણુ છુ

આમ ચારેનો વિચાર થયો એટલે પેલા નદકિશોરભાઈ પણ લલચાયા, રાજ્ય મેળ વવા જવાની મુદત ખૂટી પડશે તેનું ભાન ભૂલ્યા, સ્ત્રીઓનુ રૂપ જોઇ લોભાયા અને પેલા મિત્રોની સાથે ત્યાં ગયા.

હવે આજ અરસામા બીજા એક મનુષ્યને ચક્રવર્તિ રાજ્યની ઇચ્છા થયેલી તેને પણ કોઇ દેવે વરદાન આપેલુ એટલે તે પણ પોતાનું રાજ્ય લેવા નીકળેલો તે પણ અહિ આવી ચઢેલો તેને પણ રસ્તામા ચારેક મિત્રો મળેલા તે તેને અહિ લેઇ આવેલા તે માણસને સ્ત્રીઓ મેળવવાની પેલા મિત્રોએ મશુરીય મતામણ કરી પણ તેને તો સ્ત્રીઓ કરતાં

રાજ્ય મેળવવાની એટલી બધી ઇચ્છા પ્રકટેલી હતી કે તે ત્યાં ઉભો રહી શક્યો નહિ, તેણે પેલા મિત્રોને ગણકાર્યા નહિ, અને આગળ ચાલ્યો

નંદકિશોર સ્ત્રીઓના ગાનતાનમાં ભૂલ્યો, અને ત્યાં રોકાયો, સ્ત્રીઓને મેળવી અને ગામમાં એક મહેલ મેળવી ત્યાં રહ્યો, વળી પાછો દેવનું વરદાન સાંભળી આવતાં આગળ ચાલવાનો વિચાર કર્યો પેલા ઠગ મિત્રો પણ તેની સાથે તૈયાર થયા, આગળ જતાં વળી એક ટેકરી ઉપર અમુક જગ્યાએ ખોદવાથી ઘણું ધન મળશે, ત્યાં સોનું, હિરા, માણિક્ય વિગેરે દાટેલું છે, તે મેળવી આગળ જવું એવું પેલા મિત્રોએ જણાવ્યું વળી પેલાનું મન લલચાયું અને ધન લેવા રોકાયો ધન કઢાવ્યું વળી સ્ત્રીઓને આપવા પાછા જવાની પેલા લોકોએ સલાહ આપી. પેલો લલચાયો અને ધન ગાડામાં ભરાવી વળી પાછો સ્ત્રીઓ પાસે ગયો.

અહિં પણ પેલો બીજો પુરુષ આવેલો તેને પણ પેલા ચાર જણાએ ધન લેવા લલચાવ્યો પણ તેને રાજ્ય જોઇતું હતું એટલે તે શી રીતે વનમાં પ્રીતિ લાવે, તેણે ધનની અસ્પૃહા કરી, પેલા મિત્રોની અવગણના કરી આગળ ચાલ્યો.

આમ વળી કેટલોક વખત આગળ ચાલ્યા ત્યાં વળી એક બીજું કૌતુક જણાયું ત્યાં રસ્તામાં એક બાવો બેઠેલો અને તેણે કહ્યું કે જે મારો ચેલો થાય તેને હું અમુક વિદ્યા શીખવાડું, તે વિદ્યા વડે તે અનેક ભૂત, પિશાચ, મનુષ્ય વિગેરેને વશ કરી શકશે, અમુક અમુક વસ્તુ ઇચ્છા થતાં મેળવી શકશે. આમ છતાં પેલો પુરુષ ત્યાં ન રોકાયો અને આગળ ચાલ્યો, અને નંદકિશોરે તો વળી તેની વિદ્યા શિખવાની પણ બુદ્ધિ કરી આમ નંદકિશોર રસ્તામાં ઘણો વખત રોકાયો અને તેથી તેને સિદ્ધે વરદાન આપેલું તે ટાઇમ ચુકી ગયો, જે ટાઇમે તે રાજાના દરવાજા પાસે જવું જોઇએ તે ટાઇમે તે પહોંચી શક્યો નહિ, અને રસ્તામાં જ ગડમથલ કરતો રાજ્ય વગર રહી ગયો પેલી સ્ત્રીઓ તો મળી, ધન મળ્યું પણ તેને પેલા ઠગ મિત્રો પચાવી પડ્યા અને તેને કહ્યું, તેમાં તારૂં શું છે, અમે મહેનત કરી છે ને તું તો રસ્તે જતો અમને મળ્યો માટે આ બધું અમારૂં છે એમ કરી પેલા ચારે ઠગ સ્ત્રીઓ, મહેલ અને ધન પચાવી પડ્યા આમ નંદકિશોરે સિદ્ધનું વરદાન ગુમાવ્યું.

બીજો માણસ તો રસ્તામાં મળેલું સ્ત્રી, ધન, સર્વ છોડી આગળ ને આગળ ચાલ્યો અને બરોબર જે દિવસે દરવાજા પાસે પહોંચવું જોઇએ ને ટાઇમે દરવાજા આગળ જઇ ઉભો રહ્યો બરોબર ચાર વાગે દરવાજો ઉઘડ્યો અને હાથીએ આ વીર પુરુષના ગળામાં હાર નાંખ્યો તેને વાજતે ગાજતે શહેરમાં લઇ ગયા, ત્યાં તેને રાજગાદી મળી, વળી પેલા રાજાની પુત્રી હતી તે પુત્રી તેની સાથે પરણાવી આવી રીતે આ વીરપુરુષે સિદ્ધના વરદાન મળ્યા પ્રમાણે સીધે રસ્તે ચાલ્યા જવાથી રાજ્ય, સ્ત્રી, વૈભવ સર્વ મેળવ્યું અને નંદકિશોર બિચારો હતો ત્યાંનો ત્યાંજ પડ્યો રહ્યો.

વીરપુરુષ જ આ સંસારમાં આસક્ત થતો નથી અને સ્ત્રી, ધન, પુત્રમાં આસક્ત ન થતા આત્માને શોધવા યત્ન કરે છે તે માને છે કે આ વ્યવહારના પદાર્થો બધા શરીર માટે છે, શરીર તો નાશવંત છે આત્મા માટે આમાંનું કશું નથી, માટે આત્મા જે પોતાનું સ્વરુપ છે તેને ઓળખવા તે યત્ન કરે છે. તે સતત પ્રયત્નશીલ રહે છે, તે ધારે છે કે અમુક મુદત સુધીમાં જ આ આત્માને શોધી કાઢવો, અર્થાત આત્માના દ્વાર સમીપ જઇ પહોચવું. જો તે મુદતની અંદર આત્માના દ્વાર સમીપ ન ગયા અને આ સંસારમાં જ સર્વસ્વ માની બેસી રહ્યા તો કઇ ઘડીએ શરીર છોડી ચાલ્યા જવું પડશે તે નક્કી નથી અને જો આત્મસાક્ષાત્કાર આ જન્મમાં ન થયો તો પાછો બીજો જન્મ લેવો પડશે આ જન્મમાં જે સત્કર્મ કર્યાં હશે તેજ આત્માને બીજા જન્મમાં ઉપયોગી થશે જો કદાચ સંસારના પદાર્થો, ધન વિગેરે મેળવવામાં દુષ્કર્મ કર્યા તો તે પદાર્થો અહીં રહેશે અને તેનું દુઃખરૂપી ફળ તો તેના આત્માને બીજા જન્મમાં પણ ભોગવવુંજ પડશે માટે મનુષ્યો એ જાણ્યું ત્યાંથી ચેતી આજથી જ આત્માને શોધવા પ્રયત્ન કરવા કેડ કસવી.

મનુષ્યો આ વ્યવહારમાં એવા રચી પચી રહેલા છે કે તેમને જાણે હવે મરવું જ નથી, આ જન્મ માં જ રહી મેળવેલા પદાર્થો ભોગવીશું એમ માની બેસે છે જીવતો મનુષ્ય કાલે શું ખાઇશું તેની ચિંતા રાખે છે, ઘર રહેવા બંધાવે છે, સ્ત્રી પુત્રાદિમાં રચ્યો પચ્યો રહે છે શરીરમાટે ધનાદિ પદાર્થો મેળવવા અસત્ય પ્રપંચ કરતાં ડરતો નથી, તેને શરીરની જેટલી ચિંતા છે તેટલી તેના આત્માની શી સ્થિતિ થશે તેની ચિંતા નથી અને તેથી જ મનુષ્ય દુઃખી થાય છે

ઘર બંધાવે છે તે સારૂ, ટકાઉ અને વ્હેલું પડી ન જાય તેવું ચુનાસરકીનું બંધાવે, કોઇ વસ્તુ સપાડે તો તે ટકાઉ સપાડે, ઘરની બીજી વસ્તુઓની કાળજી રાખે, વરસ દિવસ સુધી ખાવા માટેના દાણાનો સંગ્રહ કરે છે કદી આવતે વર્ષે દુકાળ પડે તો ખાવા જોઇશે એમ માની બે વર્ષનું અનાજ સંગ્રહે છે, વળી વૃદ્ધાવસ્થામાં ન કમાવાય તો ખાવા જોઇએ એમ માની ધન એકઠું કરે છે પોણોસો વર્ષની ઉમ્મર થઇ હોય, બે દિવસ પછીજ તેનું મૃત્યુ થવાનું હોય તો પણ પછી બીજા જન્મ માટે શું સંચય કરી લીધું છે તેની ચિંતા ન કરતાં જો કદાચ તે વખતે જુઠું બોલી દસ રૂપિયા કમાવાના હોય તો જુઠું બોલતા અચકાતો નથી

વ્યવહારમાં વેપાર રોજગારમાં મનુષ્યો જુઠું બોલવામાં પાપ સમજતા નથી, અન્યને પ્રપંચથી છેતરી લેવા ડરતા નથી, કોઇનું દ્વેષથી નુકશાન કરવા પાછા પડતા નથી, ક્રોધથી કોઇને હાનિ કરતા ડરતા નથી મરણની પથારી ઉપર સુતા છતા પણ ધન મળતું હોય તો તે જુઠ, પ્રપંચ હિંસા સર્વ કાંઇ કરે છે તેમને ઘડી પછી આ બધાનું ફળ ભોગવવું પડશે તેનું ભાન રહેતું નથી, અને આવાં અનાતિના કાર્યોથી શુદ્ધ જ્યોતિ સ્વરૂપ આત્માની આજુબાજુ એવું કાળું પડ ચઢાવી દે છે કે તેમને પોતાના આત્માનો સાક્ષાત્કાર થતો નથી, અને ઘર, ધન, સ્ત્રી, પુત્ર સર્વ અહિં મૂકી, માત્ર કરેલા કર્મનાં ફળને સાથે લઇ બીજા જન્મમાં જન્મે છે, કરેલા દુષ્કર્મનું ફળ તો તેને ભોગવવું પડે છે, આત્માથી દુર રહે છે અને મેળવેલા પદાર્થો અહીંજ રહે છે

સંસારના મનુષ્યોની સ્થિતિ દયાજનક છે પોતાની પાછળ પોતાની સ્ત્રી, પુત્ર, ધન વિગેરેની વ્યવસ્થા કરવાની કાળજી રાખે છે, પુત્ર ન હોય તો પોતાના ધનઓ મિલકતની

વ્યવસ્થા કરવાનુ ચિંત્ર કરે છે, પુત્ર હોય તો તેને ધનવાન થાય તેવો બનાવવાની કાળજી રાખે છે પણ મરણ પછી તેનુ પોતાનું શું થશે તેની વ્યવસ્થા કરવાની તેને કાળજી નથી તેથી આ જન્મમાં રાગદ્વેષને વશ થઇ કામક્રોધાદિનો આશ્રય લઇ જેનુ ધન લઇ લીધુ હોય છે, જેના સ્ત્રી છોકરાંને રડતી નિસાસો લીધો હોય છે, જેની સામે જુઠી મારફી પુરી દુકરનામા કરાવ્યા હોય છે, જેને તે દુશ્મન ગણે છે, જેના ઘરમાં વેજાની પણ રામી નથી, એવો જેને પોતનો શત્રુ માની બેઠા હોય છે, તેજ શત્રુને ત્યાં કેટલીકવાર તેના ઘણા ચિંતનથી તેને જન્મ લેવો પડે છે જેનું એક વાર સર્વસ્વ લુંટી પોતે કબજે કરી લીધુ હોય છે તે લુંટેલુ ધન અહીં મુકી તેને શરીર છોડી પેલા દુશ્મનને ત્યાં જન્મ લેવો પડે છે અને પોતે કરેલી સ્થિતિનો પોતે જ ભોક્તા થઇ દુખ ભોગવે છે

અહિં લક્ષાધિપતિ હોય, મોટા પથ્થરના ભવ્ય મ્હાલય પોતાને માટે બધાવે છે, મિલોના માલીક બની મોટા શેરીયામાં ખપે છે, બગલો બધાવવાની અને ઘણી કાળજી રાખી હોય છે, અમુક જગ્યાએ બેઠકનો હોલ ખાસ પ્રકારનો સુવાનો હોલ, આવો બગીચો વિગેરે પોતાને જેવી રીતે અનુકુળ પડે તેવો મહેલ બધાવે છે, તે મહેલનો, ધનનો ઉપભોગ લેવાની ઇચ્છાથી તેમા મનમાનીના ફરનીચર વસાવે છે આખુ જીવન ધન કમાવામાં, મીલો ઉભી કરવામાં, અને મોજમાં વિલાસ ભોગવવામા વીતાવે છે, આવા વ્યવહારમાં રચી પચી રહ્યો હોય છે કે તેને પોતાના આત્માનુ ભાન રહેતું નથી, શરીરને માટે સર્વ ઉત્પન્ન કરે છે પણ આત્માને માટે કશુ જ સચય નથી કરતો, ધન કમાવા આડે તેને ધાર્મિક પુસ્તકો વાચવાની, સત્પુરુષોનો સગ કરવાની, એ ઘડી શાંત અને એકાંત સ્થાને બેસી ઇશ્વરનુ આરાધન કરવાની ફુરસદ મળતી નથી. સધ્યા કરતો હોય તો કદાચ માળા ફેરવતા તેનું મન ઇષ્ટમા નહી પણ ધનમાં અને બગલામા હોય છે, વેપારમા ખોટ ન જાય તેને માટે શું કરવુ તેની ચિંતામા હોય છે, અને આ જન્મ શા માટે છે એ તે અહિં ધન કમાઇને એ ધન અહીં મુકીને મરવા માટે છે કે કંઇ બીજા કારણ માટે છે, તે જાણવાની તેને કદી ફુરસદ હોતી નથી. બગલો ઝટ ન પડી જાય તેવો કાળજીથી બધાવે છે, પણ આ શરીર સાજા વખત ચાલે તેની દરકાર ન કરતા સ્ત્રીઓમાં રચ્યો પચ્યો રહી બ્રહ્મચર્યનુ ખડન કરી શરીરના પાયાને હચમચાવી નાખે છે ભાગ્યજોગે બગલો તૈયાર થાય છે, તેનુ વાસ્તુ કરી તેમા રહેવા જવાનુ મહુરત જોવરાવે છે, તેવામાં તેનુ આયુષ્ય પુરૂં થાય છે, વાસ્તુ કરવાને આગલે જ દિવસે સાંજે ચોપાટી ઉપર હવા ખાવા જાય છે, બાંકડા ઉપર બેસી કાલે આમ કરીશુ ને કાલે તેમ કરીશુ એવા ગપાગ મારે છે, તેવામા હાર્ટ બધ પડી જાય છે અને તરત એ શરીરને છોડી આત્મા વળી આ જન્મના સસ્કારોને ધારણ કરી એક ભિખારીને ત્યા જન્મ લે છે બગલે બગવાને ટેકાણે રહે છે અને ભાઇ તો એ સર્વ અહિં મુકી કોઇ ભીખારીને ત્યાજ જન્મ લે છે, આગલા જન્મનું પુણ્ય પરવારી જાય છે ગત જન્મના પુણ્યે મેળવેલુ સૌભાગ્યનું સુખ ભોગવી લે છે, પુણ્ય ક્ષીણ થાય છે આ જન્મમા પૈસાના તોરમા પરણી થાપણો હજમ કરી ઘણી ગરીબ ગરીબોને ભીખારી બનાવી દીધી હોય છે તેના પાપનું ફળ ભોગવવા ભીખારીને ત્યાં જન્મ લે છે, જન્મતા જ પૂર્વજન્મની વિસ્મૃતિ થાય છે અને ધનવાન મટી ગરીબ બની બેસે છે

ઇશ્વર તારી માયાનો પાર નથી જે સમજ જાય છે તે પાછો આવતો નથી મનુષ્ય દેહ એમ ગુમાવી દેવાય છે, આજે ધન કમાઇશું, કાલે ઇશ્વરને મેળવવા યત્ન કરીશુ એમ

આળસમાને આળસમા મનુષ્ય અનેક આવરણોથી આત્માને ઢાકી દે છે, શિવ મટી જીવ બની જાય છે, માયા રૂપી સસારમા સ્ત્રી ધનાદિમા લપટાઇ જાય છે માયાને ગ્રહણ કરે છે, ઇશ્વરને ભુલે છે, અને કાળ કાળનું કામ કરે છે રેલ્વેમા બેઠા પછી જેમ ટ્રેન તો વખતસર ચાલી જ જવાની, રસ્તામાથી કાંઇ જોઇતુ હોય તો કાળજી રાખી સ્ટેશન આવે તો લઇ લેવુ જોઇએ મુંબાઇથી આવતાં વસાઇથી કેળાં લેવા હોય તો લેઈજ લેવાં, વડોદરાથી કાંઇ લેવુ હોય તો લઇ લેવુ જો ભૂલ્યા તો વખત થતા ટ્રેન ઉપડવાની, તે આપણી રાહ નહિ જુવે કે આ ભાઇને હજુ અમુક વસ્તુ લેવાની વાર છે માટે લેવા દઇએ કે અમુક સ્ટેશનેથી આ ભાઇ ખરીદી લેવાની ભૂલ્યા છે માટે ટ્રેન પાછી લઇ જઇએ એ બનવાનું નથી. એતો વખત થયો કે ઉપડવાની અને ધારેલા સમયે આપણને જ્યા ઉતરવાનું હોય છે ત્યા ઉતારી મૂકવાની જ. ત્યાથી આગળ જવુ હોય તો વળી ફરી ટીકીટ લઇએ તો જવાય પણ વખત થયો કે આપણે આપણુ સ્થળ આવ્યુ કે ઉતરી જ પડવુ પડે છે તેમ આ સસાર એ રેલ્વે ટ્રેન જેવો છે જેમ રેલ્વે ટ્રેન કલાકના અમુક માઇલ ચાલવાની ઝડપવાળી હોય તો તે ચાલ્યાં જ કરવાની, તેમ આ કાળ પણ કાળનુ કામ કરે છે મનુષ્ય જન્મ મળવો દુર્લભ છે, અને જો તે મળ્યો છે તો તેના વડે જે કાર્ય કરી લેવુ જોઇએ તે કાર્ય—આત્મશોધનનું કરી લેવુ જો તે ચૂક્યા અને ધનાદિ મેળવવામા જ લપટાયા તો જાણવુ કે જન્મ એળે ગુમાવ્યો, અને આયુષ પુરૂ થતાં આ જન્મ છોડી વળી બીજો જન્મ લેવો પડશે સદા આ સ્થિતિ રહેશે એ પણ નક્કી નથી ભરતજી જેવાને પણ મૃગયોનિનો અવતાર લેવો પડ્યો હતો આ જન્મમા કરેલાં કર્મનાં ફળ અનુસાર બીજો જન્મ થવાનો પુણ્ય કરે તો તે અનુસાર સુખી થવાય તેવો જન્મ મળે. પુણ્ય કર્મો કરનાર દેવ યોનીને પામે છે, પાપ કર્મ કરનાર નરક યોનિને પામે છે, પાપ અને પુણ્ય મિશ્રિત કર્મ કરનારને તે મનુષ્ય જન્મ મળે છે મનુષ્ય જન્મ દેવને પણ લેવો પડે છે આ જન્મમા જ આત્માનો—બ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકાય છે જેમ કોઈ ભરવાડને ઢોરાં ચારતા જતાં રસ્તામાથી ચિતામણી જડ્યો તે તેને ચિન્તામણી છે એમ ન ઓળખતાં કાચનો કકડો હશે અને છોકરાને રમતા ચાલશે એમ માની તેને લઈ ઘેર જાય છે, તેને ખબર નથી કે આ ચિન્તામણી છે અને તેનાથી સર્વ વસ્તુ મળી શકે તેમ છે તે છોકરાને કોટે ધાલે છે છોકરાં બજારમા રમવા જાય છે, ત્યા એક વાણીયાની આ ચિન્તામણી ઉપર નજર પડે છે, તેને તે પણ ઓળખતો નથી પણ કાંઇ કીમતી વસ્તુ છે એમ માની તે માત્ર પાચ દસ પિશ આપી ખરીદે છે ભરવાડ તો બિચારો એક કાચના ટુકડાના પાંચ દશ રૂપિઆ મળતાં ખુશી ખુશી થઇ ગયો અને જેનું મૂલ્ય આંકયુ અંકાય નહિ તેવા અમૂલ્ય ચિતામણીને એળે ગુમાવી દે છે વળી પેલો વાણીયો તેને શહેરના ચવક ઉપર લઈ જાય છે અને તે હજાર રૂપિયે વેચે છે શહેરવાળો વળી કોઇ તેના જાણીતા પાસે જાય છે, અને તેના લાખ રૂપિયા મેળવે છે આમ છતાં પણ એ ચિન્તામણી લાખો રૂપિયા તો શુ પણ અનંગેક્ષિત માત્ર ચિતન કરતાં જ આપવી શકે તેમ છે તેવા ચિતામણીને ઓળખ્યા વગર સર્વ એળે ગુમાવી દે છે

આપણને પણ મનુષ્યાવતાર એ ચિન્તામણી કરતા પણ વધુ મૂલ્યવાન દેહ મળ્યો છે તેને ઓળખ્યા વગર માત્ર ધન, સ્ત્રી, વૈભવ એ વિગેરે સસારના પદાર્થો મેળવવામા જ ઉપયોગ કરીએ છીએ પણ તેને ઓળખવા પ્રયત્ન કરતા નથી આપણે જ્યાં સુધી એ આપણા સ્વરૂપને-આત્માને ઓળખવા પ્રયત્ન કરતા નથી, આ શરીર જે માત્ર આપણે

આત્મસાક્ષાત્કાર કરી શકીએ એ માટે જ મળ્યું હોય છે, તે શરીરનો સદુપયોગ કરતા નથી, તે વાત ભૂલી આપણે શરીરમાં રચ્યા પચ્યા રહીએ છીએ અને વારંવાર જન્મ મરણના ફેરામાં ભટક્યા કરીએ છીએ જો આપણે આપણા આત્માની કિંમત સમજતાં શીખીએ તો જરૂર તેને એળે ન ગુમાવીએ આપણે શરીર રૂપે મનુષ્ય નથી શરીર નાશવંત છે, પણ તેમાં રહેનાર આત્મા, ચૈતન્ય, બ્રહ્મ જે કહો તે જ આપણે છીએ જ્યાં સુધી આપણે આપણા આત્માને ઓળખતા નથી ત્યાં સુધી આત્માનો સાક્ષાત્કાર કરવા માટે આપણે આ શરીરનો ઉપયોગ કરતા નથી ત્યાં સુધી જ આપણે દુખી છીએ, આત્મા સુખમય છે, જ્ઞાનમય છે, આનંદમય છે તેનો સાક્ષાત્કાર કરતાં સુખ, જ્ઞાન, આનંદ સામર્થ્ય, શાંતિ સર્વ આપણને પ્રાપ્ત થાય છે

આપણે સુખ મેળવવાના ખરા રસ્તા મૂકી ખોટે રસ્તે ચઢયા છીએ, આત્માના સુખની આપણને ખબર નથી માટે જ ધનમાં વૈભવોમાં આપણે સુખ માની બેઠા છીએ ઇન્દ્રિયો અને તેના વિષયોમાં સુખ નથી છતાં તેમાં સુખ માનવાનો આપણને અભ્યાસ પડી ગયો છે સાચું સુખ તેમાં નથી તે આપણે જાણતા નથી, અને તેથી જ સંસારના પદાર્થોમાં આપણે રચીપચી રહ્યા છીએ

ખરું સુખ આત્માને મેળવવો તેમાં છે, આપણે જીવ નથી પણ આત્મા છીએ, એ આપણે ભૂલ્યા છીએ, આત્મા ઉપર અનેક પ્રકારના જીવત્વના આવરણો ફરી વળેલા છે. જેમ કાચના તાતા ઉપર મેશ ચોપડી હોય તો તેમાં આપણા મોંનું પ્રતિબિંબ બરોબર પડતું નથી તેમ આત્મજ્યોતિનું પ્રતિબિંબ આપણામાં જણાતું થતું નથી કારણ જીવત્વના સંસ્કારો આપણામાં ઘણા જ મોટા ઘર કરી બેઠેલા છે, એ જીવત્વના સંસ્કારો જ્યારે દૂર થઇ જાય ત્યારે જ આત્મસાક્ષાત્કાર થાય

મનુષ્યે પોતે માનવું કે આ સંસારમાં રચ્યા પચ્યા રહેવું એ આપણું કામ નથી. હું જીવ નથી પણ શિવ છું અને એ શિવત્વને આપણામાં આ દેહમાં જ પ્રકટાવવા યત્ન કરવો એજ મનુષ્ય જન્મ લીધો સાર્થક ગણાય. જો તે યથાર્થ કર્તવ્ય ભૂલ્યા અને વ્યવહારમાં ગુંથાયા તો ચોરાશીના ખાડામાં પડયા સમજવા જ્યાં સુધી આત્મસાક્ષાત્કાર નહિ થાય ત્યાં સુધી શિવત્વનો અનુભવ નહિ થાય ત્યાં સુધી મરવું, જન્મવું એ રહેવાનું જ માટે ભાઇ, આજથી તમે તમારા સ્વરૂપને ઓળખવા યત્ન કરો ઇશ્વર બહાર નથી પણ તમારા પોતામાં છે, તેને શોધી કાઢો દેવમંદિરમાં છે ને તમારામાં નથી એમ ન માનતા તમને તેનો સાક્ષાત્કાર તમારા પોતાનામાં જ થશે. તમે પ્રયત્ન નથી કરતા એટલી જ ખામી છે, તે ખામી દૂર કરો અને આજથી જાગ્યું ત્યાંથી ફરી ગણો

મૈત્રી.

---

# વિલાસચંદ્ર.

૨

[ અનુરાધાન ગતાંકથી ]

રતિસુંદરી પાસેના ખંડમાં જ હતી, ત્યાંથી બન્ને જણ પાછાં એથે માળે અગાશીમાં ગયાં રતિસુંદરીને અમૃતખરાયને જોઇ થથરાટ વછુટ્યો હતો, તેને પોતાના ઘરમાં આવેલો જોઇ કંઇ કંઇ થયા કરતું તેના દુઃખની વાત જાણી દયા તો આવી, પણ જ્યારે પૂર્વનો પ્રસંગ તેને યાદ આવતો ત્યારે અમૃતખરાય તેને પિશાચવત ઉભેલો જણાતો

વિલાસચંદ્રે કહ્યું—સતી, હવે આપણે પણ ચેતવાનું છે, આ અમૃતખરાયની વાત જાણી ? તે કેવો અભિમાની હતો, અમદાવાદમાં આગેવાન ગણાતો, દ્રવ્યની કમી નહોતી, જે જોઇએ તે તરત તેને મળી શકતું લોકો બિચારા નમી નમીને સલામો કરતા, ઘણાય તેની મહેરબાની મળે તો ઠીક તેમ ઇચ્છતા, તેની વાત સાંભળી ઇશ્વર કોઇનું અભિમાન રાખતો નથી. તેણે અભિમાની થઈ સારાસાર વિવેક ન રાખ્યો, ઇશ્વરને ભૂલી કુકર્મોમાં પ્રીતિ જોડી તો તેની આ દશા થઇ માટે આપણે પણ તેનું દૃષ્ટાંત લઇ ઘણું શીખવાનું છે

રતિસુંદરી—પ્રભો ! એ અમૃતખરાયની આવી દશા શાથી થઇ હશે, તેના પૈસા બધા ક્યાં ગયા ? એક વખતનો કોટ્યાધિપતિ આજે ચિંથરે હાલ શી રીતે બની ગયો હશે ? જો કે તેણે મને દુઃખ દેવામાં પણ ખામી રાખી નથી છતાં પણ અત્યારે મને તેના ઉપર દયા આવે છે, પ્રભુ, બિચારાને સન્મતિ આપે તો સારૂં

વિલાસચંદ્ર—દેવી, આ જગત્ એ ઇશ્વરનો વિલાસ છે. તેમાં જે માણસ જેવું કર્મ કરે છે તેને તેવું ફળ મળે છે જે માણસ અનીતિ કરી દ્રવ્ય કમાવા ઇચ્છે છે તેને જરૂર ભવિષ્યમાં દુઃખ આવ્યા વગર રહેતું નથી આ જગતના સર્વ પ્રાણિ પદાર્થોમાં ઇશ્વરનો અંશ છે આપણે અન્ય મનુષ્યોને દુઃખ દઇએ તે ઇશ્વરને જ દુઃખ આપવાની ક્રિયા કરીએ છીએ અન્ય મનુષ્યોની સેવા કરીએ તે ઇશ્વરની સેવા કરવા જેવી છે આ અમૃતખરાયે બીજાના પૈસા પ્રપંચ રચી ભેગા કર્યા, બિચારા લોકોએ તેના ઉપર વિશ્વાસ મૂક્યો તેના પૈસા પચાવી પડ્યો તે પૈસાના તોરમાં ઇશ્વરને ભૂલી ગયો. આ વ્યવહારમાં પૈસા ગમે તે રીતે મેળવવા અને સુખ ભોગવવું એને જ તે સાચું ગણતો તેણે જેટલી બીજા મનુષ્યોની દરકાર ન કરી તેટલી ઇશ્વરે તેની દરકાર ન કરી તેના કૃત્યનું ફળ તેને મળ્યું. આવા મનુષ્યો દુઃખી થાય તેમાં તેમનો પોતાનો વાંક છે તે જેવું કર્મ કરે છે તેવું ભોગવે છે તું જ કહે છે ને કે તેણે તારા જેવી પવિત્ર સ્ત્રીને પણ દુઃખ દેવામાં બાકી રાખ્યું નહોતું એવી ઘણી ઉચ્ચ કુળની સ્ત્રીઓને તેણે સતાવી હશે, તે તો વિષય સુખ ભોગવવું એમાં જ સ્વર્ગ સુખ માની બેઠો હતો. માટે તેને આ દુઃખ આવી પડ્યું, માટે દરેક મનુષ્યે કુકર્મ કરતાં ઇશ્વરનો ડર રાખવો

રતિસુંદરી—આ ઇશ્વર આપણે તો જોઇ શકતા નથી, છતાં ઇશ્વરને શી રીતે ઓળખી શકાય ?

વિલાસચંદ્ર—દેવી, ઇશ્વર એ કાંઇ વાણીનો વિષય નથી, એ ઇશ્વર સર્વને જણાય છે છતાં નથી જણાતો, સર્વત્ર વ્યાપક છે, આપણી પાસે જ છે છતાં નથી દેખાતો, છતાં પ્રયત્ન કરવાથી મળી શકે છે, એ સંબંધમાં આપણે વિચાર કરીએ તો, તું જ કહે કે

આપણી પાસે શુ હતુ ગરીબાઇમાં ઉછરેલાં, ગરીબાઇ વેઠી મોટાં થયેલાં, અને અત્યારે આ સ્થિતિમાં પણ સુખી થયાં. તેમાં ઇશ્વર જ કારણ છે આવાં કાર્યોથી જ ઇશ્વર આપણને જણાય છે આપણે સત્યનું પાલન કરી, દરેક વખતે ઇશ્વરને ન ભૂલી વર્ત્યા તો ઇશ્વરે આપણને આ સ્થિતિ આપી હવે આ સ્થિતિ ટકાવી રાખવી એ ઇશ્વરના હાથમાં છે આપણે ઇશ્વરને ભૂલીએ તો તે પણ આપણને ભૂલે આપણે તેને હમેશા આપણા હૃદયમાં જાણી વર્તન કરીએ તો પાપકર્મ કદી ન થાય બીજા પ્રાણિ તે આપણા અંગ સમાન છે આપણે જો કોઇને પણ ફાયદો કરી શકીએ તો તે જીવ્યું સાર્થક ગણાય, એ સબધમા મને એક આનદાનદ મહાત્મા મળ્યા હતા તેની વાત જાણવાથી તને ઘણું જાણવાનુ મળશે

રતિસુદરી–પ્રભો, એ આનદાનદ મહાત્મા તમને ક્યાં મળ્યા હતા, અને તે કેવા હતા. તે કહો તો ઘણું સારૂં

વિલાસચદ્ર–દેવી, જો સાભળ, હું તે આનદાનદની વાત તને જણાવુ છું, જ્યારે ત્રીજી સાલ તુ તારે પીયેર ગઇ હતી અને હુ કાશી યાત્રાએ નીકળેલો ત્યારે ત્યાંથી હરદ્વાર ગયો હતો, હરદ્વાર થઇ હિમાલય ઉપર ચઢી શકાય છે હિમાલયમાં પણ મહાત્માઓ રહે છે એવી વાત મેં સાંભળેલી, તેથી જો કોઇ મહાત્મા અહીં મળી જાય તો કેવુ સારૂં, એમ માની હુ હરદ્વાર, ઋષિકેશ વિગેરે પવિત્ર તિર્થોમાં ફરવા લાગ્યો

હરદ્વારમાં તેમજ ઋષિકેશમા તેવા મહાપુરુષો ઘણી વખતે મળી આવે છે હુ એક વખતે સાંજના ચારેક વાગે ગગાસ્નાન કરવા ગયેલો ત્યારે ત્યાં બ ચાર સાધુઓ પણ સ્નાન માટે આવેલા આ લોકો પરસ્પર પોતપોતાના આશ્રમની, ગુરુની, સિદ્ધિની વાતો કરતા હતા આ સર્વમાં એક જણ મહાતેજસ્વી, શાંત અને આનદી હતા, તેમને પેલા બીજા સાધુઓ નમસ્કારાદિ કરતા, અને તેમના પ્રતિ પૂજ્ય બુદ્ધિ રાખતા, તે ઉપરથી સમજાયું કે આ બધામાં જે શાંત, તેજસ્વી અને આનદી છે તે મહાપુરુષ લાગે છે, અને આ બીજા છે તે તેમના શિષ્ય જણાય છે

હુ તેમની વાતો સાંભળતો, તે સ્નાન કરી ચાલ્યા એટલે હુ પણ સ્નાન કરી તેઓ ક્યાં રહે છે તે જાણવા તેમની પાછળ ગયો, તે પ્રથમ દૂર એક શિવાલય હતું ત્યાં ગયા. હુ પણ ત્યાં જઇ મહાદેવનાં દર્શન કરી, તે મહાપુરુષોને નમન કરી બીજે દિવસે તેમની પાસે આવવાનો નિશ્ચય કરી ફરયો આ સર્વમાં જે આનંદી પુરુષ હતા તેમનું નામ આનદાનદ હતુ તે સિદ્ધ હતા, અને તેમને કોઇ રીતની ચિંતા કે ઉદ્વેગ હોય તેમ લાગતું ન્હોતુ

હુ આનદાનદ પાસે ઘણીવાર જતો અને તેમનો ઉપદેશ સાંભળતો તે કહેતા કે મનુષ્યે જન્મી ધર્મથી ચાલવુ જે મનુષ્ય ધર્મને ત્યજતો નથી તેનુ કલ્યાણ થાય છે જ્યા ધર્મ છે ત્યા સત્ય છે, જ્યા ધર્મ છે ત્યા લક્ષ્મિ છે, જ્યાં ધર્મ છે ત્યાં સુખ છે. જ્યાં ધર્મ નથી ત્યાંથી સત્ય, લક્ષ્મિ, સુખ સર્વ જાય છે

આ સાભળી મે ધર્મથી ચાલવા નિશ્ચય કર્યો સત્યથી વર્તવું, ક્રોધ ન કરવો, દયા રાખવી, દાન કરવુ, શાંતિ રાખવી, અહિંસાવ્રત પાળવુ, કોઇને પણ દુ ખ થાય તેમ ચાલવુ નહિ, ઇંદ્રિયોનો નિગ્રહ કરવો, એ વિગેરે સદ્ગુણોને હુ ધારણ કરવા લાગ્યો.

મારામાં આ સદ્ગુણો આવતાં મારી બુદ્ધિ સ્થિર થવા લાગી, મનની ચંચળતા ઓછી થવા લાગી, અને ત્યાર પછી હું જે જે ધંધો કરવા લાગ્યો તેમાં મને લાભ મળતો ગયો આ પછી જ મારી સ્થિતિ સુધરી એ વાત તું ક્યાં નથી જાણતી?

રતિસુંદરી—હા, વ્હાલા. તમે તમારા શેઠની સાથે કાશીએ ગયા હતા, અને તે પછી ઘેર આવ્યા, ત્યારથી આપણી સ્થિતિમાં ફેર પડ્યો તે હું જાણું છું ત્યાર પછી તમારી ધર્મ પ્રતિ મતિ સ્થિર થવા લાગી, સત્પાત્ર બ્રાહ્મણો ઉપર પૂજ્ય બુદ્ધિ થઇ, અને દાન કરવાનું વ્રત પણ આપણે તે પછી લીધું

ધર્મ પ્રમાણે વર્તવાથી આપણને ઘણો ફાયદો થયો છે આ અમુલખરાય અધર્મે વર્ત્યો તેથી તેની આવી દશા થઇ, આપણે તેની આગળ નિર્ધન હતાં છતાં ધર્મથીચાલ્યાં ઇશ્વરના ઉપર શ્રદ્ધા રાખી સન્માર્ગે વર્ત્યા તો ઇશ્વરે અત્યારે આપણને સુખી કર્યા છે

વિલાસચંદ્ર—હા એજ ધર્મ ધન આપનાર છે ધર્મ જ સુખ આપનાર છે. માટે જ શાસ્ત્રોએ ધર્મને સર્વથી પ્રથમ પસંદગી ગણ્યું છે ધર્મને ધારણ કર્યાથી અર્થ અર્થાત પૈસો મળે છે, ધર્મ પાળવો એ પ્રથમ પુરુષાર્થ છે, મનુષ્ય પોતે ધર્મથી પોતાનું ચારિત્ર ઉચ્ચ બનાવી શકે છે પોત પોતાની જાતિ અર્થાત વર્ણ પ્રમાણે ધર્મ પાળવો તેમ આશ્રમ ધર્મ પણ પાળવો, સર્વથી પહેલો બ્રહ્મચર્યાશ્રમ ગણ્યો છે તેમાં ધર્મ પાળી વિદ્યા ભણવી, બ્રહ્મચર્ય પાળવું, એથી ચારિત્ર ઉચ્ચ ઘડાય છે તે પછી લાયક ઉમ્મર થતા ગૃહસ્થાશ્રમ પાળી ધર્મ માર્ગે ધન મેળવવું લગ્ન કરી સ્ત્રી, પ્રજા, કુટુંબીયોનું પાલન કરવું

ગૃહસ્થાશ્રમ સર્વ આશ્રમ કરતાં શ્રેષ્ઠ ગણાય છે, કારણ કે બીજા ત્રણે આશ્રમ (બ્રહ્મચર્યાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ, સંન્યસ્થાશ્રમ) નો આધાર ગૃહસ્થાશ્રમ ઉપર છે આ આશ્રમમાં નીતિ અને ન્યાયથી ઉદ્યોગ કરી ધન કમાવું અતિથીઓનો સત્કાર કરવો, દુ:ખી, ભયભીત, દરિદ્રી પ્રાણીઓ ઉપર દયા રાખવી, સત્પાત્રોને દાન આપવું, ઇન્દ્રિયોને સન્માર્ગે વાળવી, સંયમ પાળવો, ચારિત્ર શુદ્ધ રાખવું અને ધર્મ માર્ગે ચાલવું, જેથી ઇશ્વરની આપણા ઉપર કૃપા થાય આ અમુલખરાયે ધર્મ માર્ગે ગૃહસ્થાશ્રમ પાળ્યો નથી, તેથી તેની આ દશા થઇ છે. તે ઇશ્વરને, ધર્મને, સત્યને ભૂલી પૈસાને પરમેશ્વર માનતો, નીતિ, ન્યાયને વેગળા મુકી, અન્યાયે અને અનીતિથી ચાલતો તેણે ઘણાની થાપણો દબાવી છે, ધનને લીધે તેને મદ ચઢ્યો હતો, અહંકારી બની ગયો હતો, પરસ્ત્રી લંપટ બની ગયોહતો, પૈસાનો પરસ્ત્રીમા અને અનીતિમા વાપરતો, દાનપુણ્ય તેણે કદી કર્યું નથી

તેણે અનીતિથી ધન મેળવ્યું, છતાં તેણે ધનનો દુરૂપયોગ કર્યો, સટ્ટાનો ધંધો શરૂ કર્યો ઇશ્વરે જ તેને અનીતિનું ફળ આપવા તેની બુદ્ધિમા ફેરફાર કર્યો સટ્ટો કરી લક્ષાધિપતિ થઇ બેઠેલા શેઠીયાઓનો તે પૈસો ન્યાયનો ન ગણાય તેથી ઘણા પાયમાલ થઇ જાય છે હાર્યો જુગારી બમણું રમે તેમ અમુલખરાય પણ સટ્ટાના પવનમાં રમણે ચઢ્યો અને લાખો રૂપિયા ગુમાવ્યા બીયો ઉપર ધરમાર ઉપર દેવાં કરી, કમાવાની આશાએ તેણે સટ્ટામાં પોતાના ને પારકાના લાખો રૂપીયાનું પાણી કર્યું આ તેની અનીતિનું ફળ સમજવું

સટ્ટો એ જુગાર છે જુગાર રમનાર ઘણે ભાગે અનીતિમાન જ હોય છે જ્યાં સટ્ટો કે જુગાર હોય ત્યાં ધર્મ હોય નહિ, જ્યાં ધર્મ નહિ ત્યાં ધન નહિ એમ કહેવાય છે જુગાર તો ભલા ભલાની બુદ્ધિ ફેરવી નાંખે છે આપણે જોઇએ છીએ તો પૂર્વે નળ રાજા

જ્યાં સુધી ધર્મથી ચાલતા ત્યા સુધી સુખી હતા રાજ્ય વૈભવ, દમયંતી જેવી સતી સ્ત્રી જે જોઇએ તે સુખ હતુ છતાં આચાર વિચાર, અર્થાત પવિત્રતા બરોબર ન પાળવાથી કલિએ તેમનામાં પ્રવેશ કર્યો અને બુદ્ધિ બગડી. તે પોતાના ભાઇ પુષ્કર સાથે જુગાર રમ્યા અને તેમાં રાજ્યપાટ હારી બેઠા. છોકરાંને મોસાળ મોકલી, દમયંતી સાથે તેમને વન વન ભટકવુ પડયુ, વનનાં અનેક સંકટો વેઠવા પડયા, દમયંતીને રાત્રે જંગલમાં મૂકી ચાલ્યા ગયા, દમયંતીને એકલીને રસ્તામાં પારધીએ સતાવી, અજગરે ગળી, સોદાગરે સતાવી, માસીને ત્યાં દાસી થઇ રહેવુ પડયુ, નળને રખડતા રખડતાં, સાપે ડસી કુરૂપ બનાવ્યો, અન્ય રાજાને ત્યાં અશ્વપાલ થઇ રહેવુ પડયુ, આ પ્રમાણે જુગારથી તેમને ઘણું વેઠવુ પડયુ અને વળી તેની બુદ્ધિ સુધરી, ધર્મ ઉપર આસ્થા બેઠી તો દમયંતીને મળ્યો. અને ફરી રાજ્યપાટ લીધું

તેવીજ રીતે પાંડવો જેવા સત્યવાદી, ધર્મિષ્ટ અને ન્યાયી રાજાઓ પણ દુર્યોધનની કુમતિને વશ થઇ જુગાર રમવા બેઠા એટલે યુધિષ્ઠરની બુદ્ધિ ફરી, રાજ્યપાટ ખોયુ છતાં, દ્રૌપદીને, પોતાને અને ભાઇઓને પણ જુગારના પણમા મૂકી સર્વ હારી બેઠા, જેથી પોતે સભામાં બેઠેલા છતાં દ્રૌપદીને સભા વચ્ચે આણી દુઃશાશને તેનાં ચીર ખેંચી દુઃખ દીધું, બાર વર્ષ વનમાં રખડવુ પડયુ, રાક્ષસો સાથે લડવુ પડયુ, એક વર્ષ ગુપ્તપણે રહેવુ પડયુ. જે રાજાઓના પણ રાજા હતા તેમને વિરાટ રાજાને ત્યાં દાસ થઇ નોકરી કરવી પડી, દ્રૌપદીને દાસી થઇ રહેવુ પડયુ, કૈયા કીચકને હાથે દ્રૌપદીની લાજ લુંટવાની તૈયારી થઇ, અર્જુન જેવા બાહુબળી સમર્થ યોદ્ધાને હીજડાના વેશે રહેવુ પડયું, ભીમસેન જેવા મહાબળવાનને રસોયા થઇ રહેવુ પડયુ, આ ઓછુ દુઃખ, આ બધુ દુઃખ જુગાર રમવાથી તેમને મળ્યું. અને જ્યારે ૧૩ વર્ષ પુરાં થયા ત્યારે કૌરવોને મારી તેમણે રાજ્ય લીધુ

આવી રીતે જુગારથી ધર્મિષ્ટ મહા પુરુષોને પણ દુઃખ પડયાં છે તો આ તો અનીતિમાન અમુલખરાય તેને જુગાર ખેલતાં ઘરબાર જાય, નાદારી લેવી પડે તેમાં શુ નવાઈ લોકોને અધર્મથી વર્તવાથી તાત્કાલિક ફાયદો જણાય છે પણ તે અધર્મનુ ફળ જ્યારે મળે છે ત્યારે પોક મૂકીને રૂવે છે મનુષ્ય જેવા કર્મ કરે છે તેવુ તેને ફળ મળે છે જેમ અગ્નિમા હાથ નાંખવાથી દાઝયા વગર તેનું બીજુ ફળ મળે નહિ તેમ કુકર્મ કરનારને દુઃખરૂપી ફળ મળ્યા વગર રહેતુજ નથી સંસારમાં મનુષ્યો નીતિથી ચાલે, પોતપોતાના વર્ણાશ્રમ ધર્મ પાળે, ધર્મને સુરતપણે પાળે, ઇશ્વર પ્રતિ અપૂર્વ શ્રદ્ધા રાખે, પાપકર્મ કરતાં ઇશ્વરનો ભય રાખે, સત્યથી વર્તે, સર્વ પ્રાણીઓને પોતાના આત્માતુલ્ય માની કોઇને પણ હાનિ ન કરે સર્વ પ્રતિ દયા રાખી, ન્યાયમાર્ગે ધંધો કરી ધન મેળવે તો તે જરૂર સુખી થાય.

લક્ષ્મી ચચળ છે તે એક જગ્યાએ સ્થિર રહેતી નથી પણ જ્યાં તેનો સદુપયોગ થાય છે, ધર્મ પળાય છે, મનુષ્ય માત્રને સુખી કરવા પ્રયત્ન આરંભાય છે, નીતિ અને ન્યાય પળાય છે, દાનમાં તે અપાય છે સત્કર્મોમાં તેનો ઉપયોગ થાય છે ત્યાં તે સ્થિર રહે છે એટલુ જ નહિ પણ ત્યાંજ તેનો વધારો થાય છે

આપણે ન્યાયથી ચાલી, ધર્મને રસ્તે વર્તીએ છીએ તો ઇશ્વર આપણને જે જોઇએ છીએ તે આપે છે હુ તો આ સંસારને સ્વપ્ના તુલ્ય સમજુ છુ સ્વપ્નામાં જેમ આપણે અનેક પ્રકારનાં સુખ દુઃખને અનુભવીએ છીએ તે જેમ મિથ્યા છે તેમ આ સંસાર પણ

મિથ્યા છે તેમાં સર્વ પદાર્થો મિથ્યા છે. માત્ર મનુષ્ય જે શુભ કે અશુભ કર્મ કરે છે તેનુ ફળ જ તેની સાથે રહે છે.

રતિસુંદરી—હાજી, આપની વાત મને સત્ય લાગે છે આપણે ધર્મ માર્ગે ચાલવાથી જ સુખી થયાં છીએ અને આ અમુલખરાય અધર્મે વર્તવાથી અત્યારે આ સ્થિતિમાં આવ્યો છે આપને ખબર છે કે તે દિવસે હુ તેને ઘેર ગઈ હતી, ત્યારે તેણે મને પણ કાંઈ દુ ખ દેવામા બાકી રાખ્યુ ન હતું, તે દુષ્ટે મને પૈસાની, વસ્ત્રોની, ભોગ ભોગવવાની અનેક લાલચો આપી મારી લજ્જા લેવા યત્ન આદરેલો, જ્યારે હુ ધર્મથી ચળી નહિ ત્યારે તેણે મારા ઉપર જુલમ કરવાનો પણ વિચાર કરેયો, પણ એકાએક તેને એક માણસ મળવા આવ્યો જેથી હુ બચી ગઇ. અને ત્યાંથી દૂર થઇ શકી તો એ તો મારો પીયેરનો સગો થતો હતો, આવી રીતે તેણે બીજી સ્ત્રીઓના નિસાસા પણ કેટલાય લીધા હશે. એ નિસાસાનુ ફળ તેને અત્યારે મળ્યુ છે

વિલાસચંદ્ર–હા એને ગરીબોના નિસાસા જ લાગ્યા છે. તુલસીદાસે કહ્યુ છે કે ‘તુલસી હાય ગરીબકી કબી ન ખાલી જાય’ એ બરોબર છે ગરીબની આંતરડી કકળે તો જરૂર દુ ખ થાય જ તેણે વળી પેલા બ્રાહ્મણને પાયમાલ કરી નાંખ્યો તેની વાત તું જાણે છે ?

રતિસુંદરી–ના જી, કયા બ્રાહ્મણને કેવી રીતે પાયમાલ કર્યો વારૂ

વિલાસચંદ્ર–જો, સાંભળ. આ અમુલખરાયની જ્યારે જાહોજલાલી ચાલતી હતી ત્યારે તે એમ જ સમજતો કે મારા જેવો કોઈ છે નહિ. સરકાર દરબારમા પણ તેનુ ચાલતુ ગવર્નર આવે તો પણ તેને આમંત્રણ મળે, કમિશ્નર અને કલેક્ટર તો ઘરના જ, જેને બાંધે તેને બાંધે અને મારે તેને મારે એવો તે ભાઇનો કેર હતો,

આવી તેમની જાહોજલાલી વખતે તેમના શાહિબાગમાં તેમ નદીપાર બંગલા હતા શહેરમા પણ ભવ્ય મહાલય હતો, નોકર ચાકરનો ટોટો નહિ વિક્ટોરીયા બે ત્રણ, મોટરો ચાર પાંચ, દસેક તો ઘોડા, સુતાં, બેસતા, ઉઠતાં નોકર તો હાજર, ને હાજર, આ વખતે આ ભાઇની આંખો ઓચીંયે હતી રસ્તામાં આવતાં જતા કોઇ સલામ કરે તો મિજાજમાં માત્ર તેના પ્રતિ દૃષ્ટિ જ કરતો, વકીલો બેરીસ્ટરો તો તેનાજ અસીલો બની ગયા હતા હથીયારોનો પણ તેને પરવાનો હોવાથી બંદુકો, પીસ્તોલો, તરવાર વિગેરે બંગલામાં લટકાવેલુ રહેતુ

નાના નાના સ્ટેટના રાજાઓને તો તે પૈસા ધીરી તેમની જમીન જાગીર લખાવી લેતો, એટલે તે તો તેને દેવ માની પૂજતા, આવી તેની સાહ્યબી વખતે તેને ત્યાં એક બ્રાહ્મણ કારકુનની નોકરી કરતો, આ બ્રાહ્મણ નીતિથી ચાલતો, પગાર મળતો તે ઉપર ગુજરાન ચલાવતો, વધે તે બીલમા જ જમા મૂકતો, આ અમુલખરાય ઘણી વખત પોતાની સ્ત્રીની સહીથી કાર્ડ કાઢતો અને તેમાં સ્ત્રીઓના મેળાવડા પણ કરતો, એક વખતે તેણે પોતાના સ્ટાફના માણસોની સ્ત્રીઓને જમવા નોતરી, તેમા પેલા બ્રાહ્મણની સ્ત્રી પણ હતી આ બ્રાહ્મણનુ નામ સુંદરલાલ હતુ અને તેની સ્ત્રીનુ નામ કમળા હતુ સુંદરલાલની ઉમ્મર ૨૫ વર્ષની હતી અને તેની સ્ત્રીની ઉમ્મર ૨૦ વર્ષની હતી. સુંદરલાલ અને તેની સ્ત્રી કમળા સરળ સ્વભાવના હતા કમળા જુવાન વયની અને રૂપવતી હતી તેનું શરીર ગૌર વર્ણનું અને ઘાટીલુ હતુ આ મેળાવડા વખતે અમુલખરાયની દ્રષ્ટિ પેલી

કમળા ઉપર પડી. અમુલખરાય પરસ્ત્રી લંપટ હતો, તેથી તેની બુદ્ધિ બગડી, અને તેથી બીજે દિવસે તેણે સુંદરલાલને બોલાવી તેનો થોડોક પગાર વધારી કહ્યું કે મારે ઘરમા એક સ્ત્રીની જરૂર છે, તે માત્ર મારી સ્ત્રીને થોડુ ઘણું શીખવે અને તેની સોબતમાં બે ચાર કલાક રહે જો તમને અડચણ ન હોય તો તમારા ઘરમાથી તે કામ કરી શકે તો હુ સારો પગાર આપીશ

આ સાભળી સુદરલાલે વિચાર કર્યો કે 'વાત તો ખરી છે, સ્ત્રીઓ સાથે રહેવામાં તેને કાંઇ વાંધો નથી, વળી ઘેર નકામી એકલી બેસી રહે છે તેના કરતા અહીં આવશે તો પગાર પણ મળશે અને તેને શેઠાણીનો સહવાસ પણ થશે.' આવો વિચાર કરી તેણે કહ્યુ કે હુ આપને તેનો કાલે જવાબ આપીશ

અમુલખરાયે તેને કહ્યુ કે ભલે, જો તારો વિચાર હોય અને તારી સ્ત્રીની પણ ખુશી હોય તો કાલે જેવુ હોય તેવુ મને કહેજે, હુ હાલ તરત તેને મહિને રૂ ૫૦ ) પચાસ પગાર આપીશ, વળી શેઠાણી આપશે તે જુદુ માટે જેવુ હોય તેવુ કાલે કહેજે

આ સાંભળી સુદરલાલને લાલચ થઇ, તેણે જાણ્યુ કે મને તો માત્ર ૨૫ પચીસ રૂપિયા પગાર મળે છે, વળી હમણાં જ ત્રીસ થયા છે વળી સ્ત્રીને પચાસ મળશે તો આવક તો ઠીક થશે આવો વિચાર કરી તે ઘેર ગયો

સુંદરલાલે ઘેર જઇ પોતાની સ્ત્રીને વાત કરી એથી સ્ત્રીએ કહ્યુ આપની મરજી હોય તો મને અડચણ નથી, પણ પારકા ઘરમાં સ્ત્રીઓને રહેવુ હાનીકારક છે, વળી શેઠાણી કેવા સ્વભાવની છે તેની મને ખબર નથી, પણ જો આપની ઇચ્છા હોય તો હું કાલથી જઇશ થોડા દિવસ શેઠાણી પાસે રહેવાથી તેના ગુણ દોષની ખબર પડશે. નહિ ફાવે તો બધ કરીશુ પણ ત્યાં પરપુરૂષોની સાથે હું રહી શકીશ નહિ શેઠાણી એકલા હોય તે વખતે હું તેમની સાથે રહી શકુ કારણ કે શેઠ કેવા છે, તેમના ઘરના બીજા માણસો કેવા છે તેની મને ખબર નથી વખતે કાંઇ વિઘ્ન જેવુ જણાશે તો જવાનું બધ કરીશુ

સુદરલાલે કહ્યું શેઠ તો સારા પવિત્ર છે દરરોજ મંદિરે દેવ દર્શન કરવા જાય છે. વળી ધર્મિષ્ટ લાગે છે શેઠાણીને સુધારવાનું કામ તારે કરવાનુ છે

આથી કમળાએ સમતી આપી. વળી દરમાસે પચાસ રૂપિઆ મળવાની આશાથી ખાહાણુ બોળવાયા, અને બીજે દિવસે શેઠને કહ્યુ સાહેબ આપની મારા ઉપર દયા છે તો, કાલથી એ પણ આવશે

અમુલખરાયે આથી હસતાં હસતાં કહ્યું બહુ સારૂં જો તે નિયમસર આવી શેઠાણીની સાથે રહી તેમને સારી રીતે શીખવશે તો આમના ઉપર લાભ થશે જો, હું મારા તરફથી દર માસે રૂ, ૫૦ આપીશ, શેઠાણીએ પણ દરમાસે રૂ ૨૫ આપવાના જણાવ્યા છે, તેથી દર માસ રૂ ૭૫ મળશે. વળી તારા પગારમાં પણ કાલથી દસ રૂપિઆનો વધારો કરી આપીશ

સુંદરલાલ-આથી મનમા ખુશ થઇ ગયો ભવિષ્યમા શું થશે તેનો તે વખતે તેને વિચાર ન આવ્યો કહ્યુ છે કે લોભ એ પાપનુ મુળ છે તે પણ પગારની લાલચમા ફસાયો અને બીજે દિવસથી તેની સ્ત્રી કમળા શેઠને ત્યાં આવવા લાગી.

કમળા શેઠને ત્યા જઇ શેઠાણી પાસે બેસતી, સારાં સારાં પુસ્તકો વાચી તેને સમજાવતી, શરૂઆતમા તો ઠીક ચાલ્યુ પછીથી અમુલખરાય તે ખડમાં આવી હિંચકા ઉપર બેસતો, કમળા શરૂઆતમાં શરમાતી, પણ રોજનું થયું એટલે તેની શરમ ભાગી ગઇ

શેઠાણીનું નામ ચંદન છે તે તો તું જાણે છે તેણે તેના પતિ અમુલખરાયના કહ્યા પ્રમાણે કરવું પડતું શેઠ તો પરસ્ત્રીલંપટ રહ્યા એટલે કમળાને ફસાવવાના ઉપાયો શોધવા લાગ્યો.

પ્રથમ તો તેણે કમળાને સારાં વસ્ત્રો અવર નવર આપવા માંડયા, વળી એકાદ બે મહિના થયા એટલે કોટની એક કંઠી કરાવી આપી, આવી રીતે કમળાને શેઠ તરફથી વારવાર પ્રાપ્તિ થતાં તે આનંદ માનવા લાગી. સ્ત્રીઓને લોભ જ પાપ માર્ગે તાણી જાય છે સ્ત્રીઓને ઇચ્છા પુરૂષ કરતાં વધુ હોય છે તેને સારી સારી જણસોની ઇચ્છા થાય, સારાં સારાં કપડાંલત્તાની ઇચ્છા થાય, જો તે આ ઇચ્છાને જીતતી નથી તો ઘણીવાર પાપ માર્ગે વળે છે માટે સ્ત્રીઓએ પરપુરૂષ તરફથી કોઇપણ વસ્તુ મેળવવાની ઇચ્છા રાખવી નહી

કમળા જુવાન હતી, તેને સંસારના કપટી માણસોના કપટની ખબર નહોતી, તે તો સાદી અને સરળ સ્વભાવની હતી અમુલખની તેના પ્રતિ કુદૃષ્ટિ થઇ તેની તેને ખબર ન પડતી. ઘણીવાર શેઠાણી, કમળાને ખંડમાં એકલી બેસાડી બીજા કામનું બ્હાનું કાઢી ઉઠી જતી, અને અમુલખરાય એકલો હિંચકા ખાતો બેસી કમળા સાથે વાતો કરતો સ્ત્રીએ કોઇપણ દિવસે પરપુરુષના સંગે એકાંતમાં રહેવું નહિ એવો નીતિનો નિયમ છે ઘી સાથે અગ્નિ મૂકતા ઘી ઉનું થયા વગર રહેતું નથી તેમ પરપુરૂષ સાથે જો કોઇ સ્ત્રી એકાંતમાં એકલી બેસે ઉઠે તો કયી વખતે શું થશે તેની ખબર પડતી નથી

અમુલખ પૈસાના મદમાં છકી ગયો હતો તેથી તેને કોઇનો ભય રહેતો નહિ કમળાને તે ઘણીવાર ઘુઘરાંની લાલચો આપતો, ઘેર કાંઇ દુઃખ તો નથીને ? એમ પૂછતો, કેટલીકવાર પગાર ઉપરાંત રકમ ભેટ તરીકે આપતો, બિચારી ભોળી કમળા ભોળવાઇ. એક વખતે તેને અમુલખે કોઇ ન હોવાથી પોતાની પાપી ઇચ્છા જણાવી, અને કહ્યું કે જો તું મારી ઇચ્છા પ્રમાણે વર્ત્તશે તો આ શેઠાણી કરતાં વધુ સુખ મળશે, વળી તમે ઘણી ઘણીઆણી બને અહિ રસોડે જ જમજો અને તમારો પગાર જમાં કરાવજો તારો પતિ તો મારે ત્યાં નોકર છે,' તેને હું રાતે પણ કામ ઉપર રોકી ડબલ પગાર આપીશ. જો તું મારી ઇચ્છાને તાબે થઇશ તો તારે ગાડી ઘોડાની, પૈસા ટકાની કશી ખામી નહિ રહે

આ વાત સાંભળી કમળાનું મન ઉતરી ગયું તેના મન ઉપર ઉદાસી છવાઇ ગઇ, તેણે કહ્યું કે શેઠ સાહેબ, તમે તો મારા ધર્મના પિતા તુલ્ય છો, અને આ શી વાત બોલો છો. આવું કહેશો તો હું કાલથી નહિ આવું આમ કહી રડવા મંડી વધુ બોલી શકી નહિ.

અમુલખરાયે તેને પ્રથમથી જ જણસો વિગેરે આપી હતી તેથી તે તેને વધુ લાલચ આપતાં બોલ્યો અરે, કમળા, તું આમાં રડે છે શું તું મારી ઇચ્છા પૂરી કર મેં તે માટે જ તને અહિ રાખી છે, તને જે જે જોઇએ છીએ તે હું તેમાં જ આપું છું વળી તારો પતિ તો ગરીબ છે, તેનાથી તને શું સુખ મળવાનું છે ? તે તો પેટ માટે મારે ત્યાં મજુરી કરે છે તારા વડે તે અત્યારે સુખી છે અને જો તું મારૂં કહ્યું માનીશ તો વધુ સુખી થઇશ.

કમળાએ કહ્યું. તમે મારા ધર્મના પિતા છો, અને આવી બુદ્ધિ કેમ કરો છો ? તમારી જો આવી ખોટી દાનત થશે તો સમજવું કે તમારૂં ભગડવા કાળ થયું છે તમે જાણો છો કે પરસ્ત્રી સામે કુદૃષ્ટિ કરનારા કોઇ સુખ પામ્યા નથી હું મારો પતિ જેવો તેવો છે પણ તેને જ મારો દેવ માનું છું માટે આપ આવી બુદ્ધિ ન કરો. અમે મજુરી કરી કમાઇ ખાઇશું પણ અનીતિને રસ્તે નહિ વળીએ. આપ તો વિદ્વાન થઇ આવી બુદ્ધિ

કેમ કરો છો ? જુઓ પૂર્વે દ્રૌપદી ઉપર દુર્યોધને બુદ્ધિ બગાડી તો તેની શી કેવી દશા કરી, દ્રૌપદી ઉપર જયદ્રથે ખોટી દૃષ્ટિ કરી તેનું હરણ કર્યું હતુ તો તેની શી દશા પણ થની, સતી સીતાજી ઉપર રાવણે કુદૃષ્ટિ કરી તો તે મરાયો, તેના ભાઇ પુત્ર સર્વે મરાયા અને રાજ પાટ છોડી દીધું, એવાતો ઘણાંય દાખલા છે કે પરસ્ત્રી સામે કુદૃષ્ટિ કરનારાના બૂરા હાલ થયા છે આપ આવી ખોટી બુદ્ધિ છોડી દો, નહિ તો આપને પણ મહા હાની થવાનો સંભવ છે

જે પુરૂષો શીલવાળા છે ત્યાંજ લક્ષ્મિ છે જેઓ પરસ્ત્રી લંપટ હોય છે ત્યાંથી લક્ષ્મિ ત્રાસ પામી જતી રહે છે શીલ સમાન ગુણ નથી હું શીલ મરણાંતે પણ તોડીશ નહિ, આપ જો મને હવે પછી એવી વાત કહેશો તો હું કાલથી નહિ આવું તમારી આપેલી વસ્તુઓ કાલે પાછી મોકલી આપીશ.

આટલું કહી કમળા ઉઠી ઉભી થઇ અને ઘેર જવા તૈયાર થઇ શેઠે કરેલા સંકેતથી શેઠાણી પણ હજુ સુધી આવી નહિ કમળા ચાલી દાદરે ઉતરવા માંડી એટલે શેઠે ઉઠી તેનો હાથ પકડી ઉપર તાણી, આથી તો કમળા ભયભીત થની બુમો પાડવા મંડી ઇશ્વરને મદદ માટે પ્રાર્થના કરવા લાગી

આ વખતે કમળાને ઇશ્વર વગર કોઇ સહાય કરનાર નહોતુ, ઓ ઇશ્વર મારી લાજ તમારે હાથ છે, આમ કહેતી નિમાસા નાંખતી રડવા કકળવા લાગી.

આ વખતે કમળાના દુઃખનો પાર રહ્યો નહિ જેને તે પિતા સમાન માનતી, તે દુષ્ટ આ અમુલખરાયે તેની બુરી દશા કરી, આ ભોળી બ્રાહ્મણ બાળાનો નિસાસો તેણે લીધો, તેની આંતરડી કકળાવી, તે વખતે તેને ખબર નહોતી કે આ સતી બાળાની આંતરડી કકળાવાથી તેની શી વલે થશે.

ગમે તેમ થાય તો પણ બ્રાહ્મણને કકળાવવો નહિ બ્રાહ્મણની આંતરડી કકળતાં ખેદાન મેદાન કરી નાખે છે એવું શાસ્ત્રમાં કહ્યું છે કેરી આપ કરતા પણ બ્રાહ્મણનું વિષ ભયંકર છે બ્રાહ્મણ કોપે તો ખેદાન મેદાન કરી નાખે, એ વાત સાચી છતાં પણ અત્યારે બ્રાહ્મણોને કોઇ ગણતું નથી, તેમની નિંદા ભલભલા ભણેલા નાસ્તિકો કરે છે, એ બ્રાહ્મણો પૂર્વે પૂજ્ય ગણાતા એવા બ્રાહ્મણોને અમુલખરાયે કકળાવ્યા છે, આવી સતી બાળાઓની લાજો લુંટી છે, તેવા અનીતિમાનને આથી પણ વધુ દુઃખ આવે તેમાં નવાઇ શું !!

રતિસુંદરી—હાવા, હું તો આ વાત સાંભળતાં પણ ત્રાસી જાઉં છું એ બિચારી કમળાની તે વખતે કેવી દશા થઇ હશે ? અરે, આવા દુષ્ટની પાસે તે લક્ષ્મિ કયાંથી ટકી હશે પછી એ બિચારી કમળાનું શું થયું વારુ

વિલાસચંદ્ર—હવે એ વાત કાલે કહીશું, આજ તો રાત ઘણી ગઇ છે માટે સુઇ જઇએ.

આમ કહી, એ બન્ને પતિ પત્નિ આ વાત બંધ કરી ઇશ્વર સ્મરણ કરતાં નિદ્રાવશ થયાં

અપૂર્ણ.

# मुनि अस्टावक्र.

અષ્ટાવક્ર મુનિ વેદવેત્તાઓમાં શ્રેષ્ટ મુનિ થઈ ગયા છે તેમના આઠે અંગ વાંકાં હતાં તેથી તેમનું નામ અસ્ટાવક્ર પડયુ હતુ તેમના પિતાનુ નામ કહોડ મુનિ હતુ કહોડ મુનિએ ઉદ્દાલક નામના એક સમર્થ વેદવેત્તાની પાસે રહી વેદાધ્યયન કર્યુ હતુ કહોડ પેતાના ગુરુ ઉદ્દાલકની સેવામા પરાયણ રહેતો હતો, અને તેમને આધીન રહેતો હતો કહોડે ઘણા વખત સુધી ગુરુની પાસે રહીને શાસ્ત્રનુ અધ્યયન કર્યું હતુ, અને ઘણા વર્ષ ગુરુની સેવા કરી હતી. તેથી તેની સેવાથી પ્રસન્ન થઈને ઉદ્દાલક ગુરુએ તેને વેદાભ્યાસ કરાવ્યો તેમજ પોતાની સુજાતા નામની પુત્રી તેમને પરણાવી

ઉદ્દાલક મુનિને શ્વેતકેતુ નામનો પુત્ર અને સુજાતા નામની પુત્રી એમ બે સંતાન હતાં. સુજાતાનું લગ્ન કહોડ મુનિ સાથે કર્યુ લગ્ન થયા પછી મુનિ સુજાતાની સાથે રહી રૂડી રીતે ગૃહસ્થાશ્રમને પાળવા લાગ્યા સુજાતાને થોડા વખત પછી ગર્ભ રહ્યો તે ગર્ભ દિવસે દિવસે વધવા લાગ્યો, યોગ્ય સમયે પુત્રનો જન્મ થયો. એક વખતે પોતાના પિતા કહોડને વેદાધ્યયન કરતા જોઇ પુત્રે કહ્યું કે હે પિતાજી ! તમે આખી રાત્રો વેદને ગાયા કરો છો પરંતુ તમને વેદ બરાબર આવડતો નથી, આવી રીતે શિષ્યોની મડળી વચ્ચે બેઠેલા કહોડ મુનિને તેના પુત્રે કહ્યું તે ઉપરથી મુનિએ કોપ કરીને પુત્રને શાપ આપ્યો કે હે પુત્ર તુ આવી વકવાણી બોલી મારૂં અપમાન કરે છે માટે તારા આઠે અંગ વાંકા થશે. આથી તે પુત્રના આઠે અંગ વાંકાં થઇ ગયાં અને તેથી તે અસ્ટાવક્રના નામે પ્રખ્યાત થયા

અસ્ટાવક્ર ગર્ભમાં હતા તે વખતે ઉદ્દાલક મુનિ તથા કહોડ મુનિ વેદાધ્યયન કરતા. તેના સસ્કારો તેનામા પડવાથી જન્મ્યા પછી તે સસ્કારો ખીલી નીકળ્યા અને સમર્થ વેદવેત્તા થયા હતા. બાળક ગર્ભમાં હોય તે વખતે તેનાં માબાપ તરફથી જેને જેવા સસ્કારો અપાય છે તે સસ્કારો તે બાળકમા ભવિષ્યમાં જાગ્રત થાય છે જે ઘરમાં સ્ત્રી પુરુષને પરસ્પર કલહ થતો હોય, ઘરમા આખો દિવસ કલેશનું વાતાવરણ જામેલુ રહેતુ હોય તે ઘરમાં સ્ત્રી ગર્ભધારણ કરે, અને તે પછી તેના દિવસો જો દુખમાં, કલેશમાં અને ભયમાં જાય તો તે બાળક જન્મ્યા પછી દુખી, કલેશી, મુર્ખ ભયભીત અને નિરુદ્યમી થાય છે,

જેના ઘરમા હમેશાં સપ રહેતો હોય, સ્ત્રી પુરુષ સુખ અને આનદમા દિવસો વ્યતિત કરતાં હોય, ધર્માચરણિ હોય, તે ઘરમાં સ્ત્રી ગર્ભ ધારણ કરે અને તે પછી જો તે સ્ત્રીના મનમાં આનદ રહે, પ્રસન્નતા ટકી રહે, સદા હર્ષમાં દિવસો વ્યતિત કરે, મહા પુરુષોનાં ચરિત્રોનુ મનન કરે, ઉદ્યોગી પુરુષોના જીવનનું સ્મરણ કરે તો તેને બાળક જન્મે તે જરૂર મોટી ઉમ્મરે મહાપુરુષ ઉદ્યમી સુખી અને આનદી થાય છે

અસ્ટાવક્ર ગર્ભમાં હતો તે વખતે તેના દાદા, મામા અને પિતા વેદાધ્યયન કરતા. અને સુજાતા તે સાંભળતી તે વેદાધ્યયનના ગર્ભમાં પડેલા સસ્કારોથી બાળક અસ્ટાવક્ર

# ભાગ્યોદય

વર્ષ ૧૨]  આસો સંવત ૧૯૮૦—ઓકટોમ્બર સને ૧૯૨૪.  [અંક ૮


## ध्यान ए सर्वश्रेष्ट साधन छे.

( આંખ વિના અંધારૂં રે, એ લય )

સાધન સર્વ નકામા રે, ધ્યાન વિનાના સાધન સર્વ નકામા,
નાનાવિધ કષ્ટ સ્વીકારે, પણ તે જન જરી ન વિચારે,
વાસ્તવ ઉન્નતિ છે શામાં શામાં રે, ધ્યાન૦
તિતિક્ષા ભલેને સાધો, પૂજા પાઠ માંહિ વાધો,
પણ તે ભમવાના ભામા ભામા રે, ધ્યાન૦
ઘડીમાં કંઇ જપ ગણગણવા. ઘડીમાં કંઇ સ્તોત્રો ભણવા,
એતો મિથ્યા છે રામા ટામારે, ધ્યાન૦
ધ્યાન અદ્ભૂત સગાવી, પૃથક્ અહં પૂર્ણ વિનાવી,
નાંખો પ્રભુને ત્યાં ધામા ધામા રે, ધ્યાન૦
બેસે જે યથાર્થ ધ્યાને, પ્રભુ ઉતરી તે સ્થાને,
આવી ઉભા રહે સ્હામા સ્હામા રે, ધ્યાન૦ શ્રી૦ ઉ૦

## प्रखर तत्त्वचिन्तनमां रहेवा आधिकारीने प्रबोध

( પરમ પ્રદેશ વિરામે મતિ, એ લય )

ગગન વિહારિણી વૃત્તિ કરો,
ઉચ્ચે ફરો, નીચે ના ઉતરો, ગગન૦
ગગન તણું છે જે જે ચિન્તન, તેમાં છે ન કશાનું બન્ધન,
મુક્તપણે ઉચ્ચરો-વિચરો, ગગન૦
વ્યોમ સદા નિર્લેપ રહે છે, તેમાં જે આવીને રહે છે,
તે જ રહે છે નિર્લેપ ખરો, ગગન૦
ગગનની ગહનતા કેરો પાર ન, તેના અંતરે કરતાં પ્રસારણ,
લહેરો નવીન અનુભવનો ઝરો, ગગન૦
પરમાનન્દ પરમ શાન્તિ જો અહેવી હોય પૂર્ણોત્ક્રાન્તિ તો,
ગગન તણા ગર્ભમાં સચરો, ગગન૦
ચિન્તયાવિણ જ્યાં ઇચ્છ્યું મળતું, સહજ કર્યું અતિશય થઇ ફળતું,
એવો ચમત્કાર ગગને ભર્યો, ગગન૦
કર્મ તણાં બન્ધન જ્યાં ન નડે, મન બુદ્ધિનું કશું પણ ન અડે,
એવા તત્ત્વ ગગનમાં ઠરો, ગગન૦ શ્રી૦ ઉ૦

# वेदांतनां मूळतत्त्वो.

( લેખક—મહાત્મા શ્રીમન્નથુરામ શર્મા )

---

નિંબાર્કસંપ્રદાયમાં પણ ભગવાનની અનન્યભક્તિ કરી જીવે પોતાની આગંતુક સર્વ અશુદ્ધિ દૂર કરી પરમાત્મરૂપ થવાનો ઉપદેશ કરેલો છે એ સંપ્રદાયમાં વ્યવહારકાળે જીવ, ઇશ્વર ને જડ પદાર્થો પૃથક છતાં પણ મોક્ષદશારૂપ પરમાર્થકાળે તેમનો ભેદ રહેતો નથી એમ સ્વીકારેલું હોવાથી તે સંપ્રદાયમાં પણ વાસ્તવિકરીતે અદ્વૈતતત્ત્વજ સ્વીકારેલું હોય એમ જણાય છે

વલ્લભસંપ્રદાયમાં પૂર્ણ પુરુષોત્તમજ પોતાની ઇચ્છાએ જીવરૂપને, જગદ્રૂપ થયા છે એટલે આ જગતમાં પૂર્ણપુરુષોત્તમથી ભિન્ન બીજું કાંઇજ નથી, એમ તેમનો સ્વીકાર હોવાથી તેમને મતે પણ સર્વ જીવોને જડ પદાર્થો પૂર્ણપુરુષોત્તમરૂપ એટલે બ્રહ્મરૂપ છે એમ નક્કી થાય છે. જીવો પરમાત્માની અનન્યભક્તિ કરી તેમની કૃપાવડે ભાગવતાનીતનું પામી ગોલોકમાં જાય છે એવું એ સંપ્રદાયનું માનવું ક્રમમોક્ષને ઉદ્દેશીને હોય એમ જણાય છે અંતઃકરણની વૃત્તિ અણુપરિમાણ હોવાથી તે ઉપાધિવાળા પૂર્ણપુરુષોત્તમરૂપ જીવને અણુ માન્યો છે, તેમણે માનેલા અવિકારિપરિણામવાદમાં ને વેદાંતે માનેલા વિવર્ત-વાદમાં શબ્દના ભેદવિના બીજો કાંઇ ભેદ વિચારી પુરુષની દૃષ્ટિએ જણાતો ન હોવાથી તે સંપ્રદાયનું માનવું વેદાંતસિદ્ધાંતમાં પ્રવેશ પામી જાય છે એમ નક્કી થાય છે

શુદ્ધાદિમાં પ્રચલિત મહામાર્ગ જે મોટા પંથને નામે વા માર્ગિપંથને નામે વા બીજ બીજમાર્ગને નામે ને કોઈ સ્થલે કાંચળિયાપંથને નામે વા કુંડાપંથને નામે પણ લોકોમાં ઓળખાય છે તે મહામાર્ગમાં સર્વને, તેમાં પણ વિશેષે સાધુઓને પરમાત્મસ્વરૂપ ગણી તેમના અંતઃકરણને અન્નદાનવડે, વિનયના શબ્દોવડે, શારીરિક સેવાવડે ને પોતાના સર્વ વહાલાંના શરીરોને તેમની સેવામાં જોડવાવડે પ્રસન્ન કરવાનો મુખ્ય ઉપદેશ છે, જો વિવેક, બહુમાન ને સદાચારપૂર્વક ( વર્ણાશ્રમના ધર્મના પાલનપૂર્વક ને બ્રહ્મચર્યના પાલનપૂર્વક ) સર્વ મનુષ્યોને પરમાત્માસ્વરૂપ માની તેમની વિહિતરીતે સેવા થાય તો તે પણ ચિત્તની શુદ્ધિ આદિદ્વારા સર્વમાં રહેલા બ્રહ્મના સાક્ષાત્કારમાં હેતુરૂપ હોવાથી તે મતનો વેદને અંશે વેદાંતસિદ્ધાંતમાં સમાવેશ કરી શકાય છે

દેવીમતને શાક્તમત, વામમાર્ગ વા મહાકાળીનો પંથ પણ કહેવામાં આવે છે તેમાં દક્ષિણામ્નાયથી દેવીની ભક્તિ કરવાથી દેવીની એટલે ત્રણ ગુણોની અધિષ્ઠાત્રીરૂપ ચિતિ શક્તિની—બ્રહ્મની—પ્રાપ્તિ થાય છે એમ માનેલું હોવાથી તે મત દેવીની ભક્તિવડે બ્રહ્મની પ્રાપ્તિના સાધનરૂપ છે વામમાર્ગવડે દેવીનું આરાધન કરવું એ મમક્ષુ ભક્તને ઉચિત નથી જેઓ મદ્યમાંસાદિનું યથેચ્છ સેવન કરનારા છે તેમને કાંઇક મર્યાદામાં લાવી દેવીની ઉપાસનામાં જોડવામાટે તે મત તેવા મનુષ્યોમાટે ભલે કાંઇક અંશે ઉપયોગી હોય, પણ બીજાઓને માટે તે લેશ પણ ઉપયોગી નથી

પાશુપતમત, પ્રત્યભિજ્ઞામત, રસેશ્વરમત, કાપાલિકમત, લિંગાયતમત, જંગમમત ને અઘોરપંથ એ મતોમાં શિવની ઉપાસનાનું પ્રધાનપણું છે એ મતોમાં જેટલી સાત્ત્વિકી ભક્તિ હોય તેટલી વેદાંતાનુકૂલ છે, અને તે મતોમાં જેટલી રાજસી ને તામસી ભક્તિ હોય તે વેદાંતાનુકૂલ ન હોવાથી મુમુક્ષુને તે ગ્રહણ કરવા યોગ્ય નથી

ચૈતન્યપંથમાં, રામાનંદમતમાં, કબીરપંથમાં, નાનકપંથમા ને દાદુપંથમા તથા એવાજ બીજા નાનામોટા ભિન્ન ભિન્ન મતપંથો જેમા ઇશ્વરભક્તિનો, પરમાત્માના જ્ઞાનનો ને શુભકર્મનો ઉપદેશ કરેલો હોય તે સર્વ મતપંથોનો વેદાંતાનુકૂલ ભાગ મુમુક્ષુને ગ્રહણ કરવાયોગ્ય છે, અને વેદાંતવિરુદ્ધ જે ભાગ રૂઢિથી તે તે મતપંથમાં પ્રવેશ થતા પામ્યો હોય તે ભાગ મુમુક્ષુએ ઉપેક્ષા કરતા યોગ્ય છે

આર્યસમાજના, બ્રહ્મસમાજના, પ્રાર્થનાસમાજના ને બ્રહ્મજિજ્ઞાસુમંડલના (થિઓસોફીકલ સોસાઇટીના] જે જે મતવ્યો ઉપનિષદોથી અવિરોધી હોય તે તે મતવ્યો મુમુક્ષુએ સ્વીકાર કરવાયોગ્ય છે, ને જે જે મતવ્યો શ્રુતિસ્મૃતિથી વિરુદ્ધ હોય તે તે મંતવ્યો અસત્ય હોવાથી મુમુક્ષુએ તેને અસત્ય ગણી આદર આપવા યોગ્ય નથી

બુદ્ધદર્શનમા ને આર્હતદર્શનમા જે અહિંસાનો, દયાનો ને વિષયતૃષ્ણાના તથા વિષયોપભોગના ત્યાગનો ઉપદેશ છે તે મુમુક્ષુએ આદર આપવા યોગ્ય છે બે ધર્મના અનુયાયીઓએ પાળવાના કેટલાક આચારોના સબંધમાં મુમુક્ષુઓએ વિચાર કરવાની અગત્ય નથી,

પારસી ધર્મમાં (જરથુસ્તધર્મમાં) અગ્નિદ્વારા પ્રભુનું આરાધન અને પ્રભુની પ્રાર્થના આદિ કહ્યાં છે તે તે ધર્મના મુમુક્ષુઓને પોતાના ચિત્તના શુદ્ધિમા તથા પોતાના ચિત્તની સ્થિરતામાં ઉપયોગી હોવાથી તેના અધિકારી મુમુક્ષુઓને ઉપકારક છે

યાહુદી, ખ્રીસ્તી ને મુસલમાની ધર્મમા પ્રભુમાં શ્રદ્ધા રાખવાનો, પ્રભુની આજ્ઞા માનવાનો, પ્રભુની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી થતી હાનિનો ને પ્રભુની આજ્ઞાનુ શ્રદ્ધાભક્તિ પૂર્વક પરિપાલન કરવાથી થતા લાભના જે ઉપદેશ છે તે ઉપદેશ તે યવન મનુષ્યોને ચિત્તશુદ્ધિમાં ને ચિત્તની સ્થિરતામા ઉપયોગી હોવાથી તેમને હિતકર છે, દુરાગ્રહ રાખ્યા વિના ને બીજાના વિચારોની માત્ર દ્વેષબુદ્ધિવડે નિષ્પ્રયોજન અવગણના કર્યા વિના જો તે મતવાળા પોતાના મતમાં કહેલી રીતે વર્તે તો તે પરમાર્થમાં આગળ વધવાની યોગ્યતાવાળા થાય છે

ચીનમાં કેટલેક સ્થળે ચાલતા કન્ફ્યુસીઅસ મતમાં જે પોતાનાં મરણ પામેલાં માતા પિતા આદિની ભક્તિનો ઉપદેશ છે તે પણ પુણ્યરૂપ હોવાથી ચિત્તશુદ્ધિમાં ઉપકારક છે, તેથી તેટલે અંશે તે આદર આપવાયોગ્ય છે, અને તેઓના મતમાં જે સૂક્ષ્મપદાર્થોનું વિવેચન બુદ્ધિના સૂક્ષ્મતા કરવામાટે કરવામાં આવ્યુ છે, તે બુદ્ધિની સૂક્ષ્મતાનો જ્ઞાનમાં ઉપયોગ હોવાથી તેટલે અંશે ઉપયોગી

જાપાનમાં કેટલેક સ્થલે ચાલતા સીન્ટોમતમાં જે અંતઃકરણની શુદ્ધિ કરવાના ઉપાયોનો ઉપદેશ છે તે પણ અંતઃકરણની શુદ્ધિ જ્ઞાનમાં ઉપયોગી હોવાથી તેટલે અંશે તે ગ્રહણ કરવા યોગ્ય છે

ચાર્વાકમતમાં માત્ર અર્થને તથા કામનેજ પુરુષાર્થ માનેલા હોવાથી અને પ્રત્યક્ષ પ્રમાણને જ પ્રમાણ માનેલું હોવાથી તથા શરીરથી ભિન્ન આત્માનો સ્વીકાર કરેલો નહિ હોવાથી તે મત મુમુક્ષુએ આદર આપવાયોગ્ય નથી.

સર્વ મનુષ્યોને સર્વ પ્રકારનું દુખ ને તેના કારણો અપ્રિય લાગે છે અને તેમને પોત પોતાના સંસ્કારોથી ને સંગતિથી ઉપજતી રુચિ પ્રમાણે કોઇ પણ પ્રકારનું સુખ ને તે સુખનાં મનાતા હેતુઓ પ્રિય લાગે છે સર્વ જીવોને દુઃખ અપ્રિય જણાવાથી જ તેઓ પોત પોતાના સામર્થ્ય પ્રમાણે પોતાને પ્રાપ્ત થયેલા દુખને દૂર કરવામાટે તથા ભવિષ્યમાં કોઇ પણ પ્રકારના દુખની પ્રાપ્તિ થવાનું અનુમાન થતાં તે દુખના આગમનને અટકાવવા માટે યથાસામર્થ્ય પ્રયત્ન કરે છે આ પ્રમાણે મનુષ્યોનું ને દુઃખનું જાણે અનાદિકાલથી પરસ્પર યુદ્ધ સર્વદા ચાલતુ હોય એમ જણાય છે મનુષ્ય પ્રથમ પોતાને પ્રાપ્ત થયેલા દુખની નિવૃત્તિ કરવા માટે બહુધા લૌકિક ઉપાયોના સેવનમાં પ્રવૃત્ત થાય છે જ્વરાદિ રોગોથી થતા દુખની નિવૃત્તિમાટે તે ઔષધનું સેવન કરે છે, અને પથ્ય પાળે છે ક્ષુધાતૃષાજન્ય દુઃખની નિવૃત્તિમાટે તે અન્નજલનું ભક્ષણપાન કરે છે, કામજન્ય દુખની નિવૃત્તિમાટે તે વિજાતીયશરીરનો સમાગમ સેવે છે, ચોર, દુશ્મન, સિંહ, વ્યાઘ્ર, રીંછ, વરુ, સર્પ ને વૃશ્ચિકાદિ પ્રતીત થતા પ્રાણીઓથી થવાના દુઃખને દૂર કરવામાટે તે શસ્ત્રઆદિના પ્રહારાદિનો ઉપયોગ કરે છે, અને ભૂત, પ્રેત ગ્રહ ને પનોતી આદિથી થનારા અને થયેલા દુખને દૂર કરવા માટે તે મંત્રજપ, સ્તોત્રપાઠ, બલિદાન, વ્રત ને દાનાદિ શાસ્ત્રોક્ત ઉપાયોનો આશ્રય ગ્રહણ કરે છે. એ સર્વ ઉપાયોથી તે સર્વ દુખોની ચોક્કસ નિવૃત્તિ થઇ શકે એમ નિશ્ચય પૂર્વક કહી શકાતુ નથી, અને કોઇ ઉપાયથી કોઈ દુખની કદી નિવૃત્તિ થાય તોપણ પુન તે દુખ કે તે ત્રણમાંનુ બીજુ કોઇ દુખ તેને પ્રાપ્ત નહિજ થાય એમ નિશ્ચયપૂર્વક કહી શકાય નહિ પોતાના વાસ્તવિક સ્વરૂપનું ને પ્રતીત થતા જગતના વાસ્તવિક સ્વરૂપનું દૃઢ અપરોક્ષજ્ઞાન થયા વિના બીજા કોઇ પણ ઉપાયથી પૂર્વોક્ત ત્રણ પ્રકારના દુઃખોની ચોક્કસ અને ફરીથી કદીપણ નજ ઉપજે એવી નિવૃત્તિ થઈ શક્તી નથી માટે જેમને પોતાના સર્વ ભાવિ દુખોની ચોક્કસ અને ફરીથી નજ ઉપજે એવી નિવૃત્તિ કરવી હોય તેમણે પોતાનું વાસ્તવિક સ્વરૂપ ને પ્રતીત થતા આ જગત્‌નું વાસ્તવિક સ્વરૂપ જે શુદ્ધચેતનરૂપ બ્રહ્મ છે તેનો અજ્ઞાન, સંશય ને વિપર્યયથી રહિત સુદૃઢ સાક્ષાત્કાર કરવો જોઇએ એ શુદ્ધચેતનરૂપે બ્રહ્મના સંશયવિપર્યયરહિત સુદૃઢ સાક્ષાત્કાર થવાથી તે બ્રહ્મજ્ઞાના મનુષ્યના ત્રણ પ્રકારનાં ભાવિ દુઃખોની ચોક્કસ અને ફરીને કદીપણ નજ ઉપજે એવી નિવૃત્તિ થાય છે, અને તે સર્વદા પરમાનંદરૂપે રહ્યાત છે.

કોઈ પણ શાસ્ત્રનો સિદ્ધાંત વિચારીને અને તેને આચરણમાં મૂકીને, કોઇ પણ મતપંથના વિચારોને સમજીને અને તેને આદરપૂર્વક આચારમાં મૂકીને, શાસ્ત્રોક્ત તીવ્ર તપ કરીને, પરમાત્માની નવધા ભક્તિમાંની કોઇ એક કે વધારે ભક્તિ પ્રીતિપૂર્વક કરીને, વા પરમાત્માની ઉમંગપૂર્વક પરા કે અનન્ય ભક્તિ કરીને, અભ્યાસ વૈરાગ્યનું ક્રિયાયોગનુ કે અષ્ટાંગયોગનુ દીર્ઘકાલ પ્રેમપૂર્વક સેવન કરીને, અથવા વિવેકાદિ અને શ્રવણાદિ સાધનોનુ દીર્ઘકાળ નિરંતર આદરપૂર્વક સેવન કરીને મનુષ્યે પોતાનુ ને આ જગતનુ વાસ્તવિક સ્વરૂપ જે બ્રહ્મ તેને સંદેહરહિત સ્પષ્ટ જાણવું જોઇએ પોતાનો ધર્મ સાચો ને બીજાનો ધર્મ ખોટો એમ કહી પરસ્પર નિરર્થક ક્લેશ કરી કાલક્ષેપ નહિ કરતા જે ધર્મમાં પોતાને સત્યતાનુ ભાન થાય તેનુ સમજુ મનુષ્યે પ્રેમપૂર્વક નિષ્કપટભાવે સતત પરિપાલન કરવુ જોઇએ. દુરાગ્રહ રાખ્યા વિના તે ધર્મ પાળવાથી ને સત્યને જાણવાની વિવેકવાળી તીવ્ર જીજ્ઞાસા રાખવાથી જેમ જેમ તે મનુષ્યના અંતઃકરણની શુદ્ધિ, સૂક્ષ્મતા, વિવેચન

શક્તિ ને સ્થિરતા વધતા જશે તેમ તેમ તે મનુષ્યને ક્રમપૂર્વક સ્વાભાવિક સત્યનુ ભાન થવા લાગશે, અને અંતે વહેલું કે મોડુ તેને સત્યનુ સપૂર્ણ જ્ઞાન થશે. આવી સ્થિતિ જે મનુષ્યે પ્રાપ્ત કરી હોય તેને પછી કોઇ પણ પ્રાપ્ત કરવાયોગ્ય કે જાણવાયોગ્ય રહેલું નજ હોવાથી તેને કોઇ પણ પ્રકારનુ કર્તવ્ય અવશેષ રહેતું નથી, અર્થાત તે કૃતાર્થ થાય છે, ને તેનો મનુષ્યજન્મ ઉત્તમ પ્રકારે સફલ થયો મનાય છે."

શિષ્ય પૂછે છે —"હે દશ્યાતીત સ્વરૂપ ! હે દેશિકેન્દ્ર ! બ્રહ્મજ્ઞાન જેમને પ્રાપ્ત થયું છે એવા જ્ઞાની અને જીવન્મુક્ત પુરૂષનું શરીર તેમને બ્રહ્મનો દ્રઢ સાક્ષાત્કાર થયા પછી તુરતજ પડી જતુ હશે ! કે તેઓ જીવતા રહેતા હશે ? જો તેઓ જીવતા રહેતા હોય તો તેઓ પોતાનુ બાકી રહેલુ જીવન કેવી રીતે વ્યતીત કરતા હશે ? તે જણાવવાની કૃપા કરશો."

શ્રીસદ્ગુરૂ કહે છે —"આત્માથી અભિન્ન બ્રહ્મસ્વરૂપનું આદરપૂર્વક સતત અનુસંધાન કર્યા કરવાથી, મનની એકાગ્રતાવડે તે મનના સ્થૂલભાવનો નાશ કરવાથી, અને આસુરીવાસનાઓનો, લોકવાસનાનો, શાસ્ત્રવાસનાનો ને દેહવાસનાનો દૈવીવાસનાઓવડે ને બ્રહ્મભાવનાવડે નાશ કરવાથી જેમને આત્માથી અભિન્ન બ્રહ્મનો સ્પષ્ટ અનુભવ થયો છે એવા બ્રહ્મજ્ઞાની તથા જીવન્મુક્તો પોતપોતાના પ્રારબ્ધકર્મ પ્રમાણે પોતપોતાનુ જીવન ન્યૂન ઉપાધિવાળી સ્થિતિમાં વ્યતીત કરે છે તેમના શરીરને ઉપજાવનાર પ્રારબ્ધકર્મના સદ્ભાવથી તેમનુ શરીર વિદ્યમાન રહે છે, બ્રહ્મજ્ઞાન થાય કે તુરતજ તે પડી જતું નથી. શ્રીશુકદેવના ને શ્રીવામદેવના જેવા નિવૃત્તિપ્રધાન પ્રારબ્ધકર્મવાળા જ્ઞાનીઓને પોતાના શરીરના નિર્વાહમાં ઉપયોગી હોય તેટલીજ ઉપાધી રહે છે શ્રીયાજ્ઞવલ્ક્યાદિના જેવા મધ્યમ પ્રકારના પ્રારબ્ધકર્મવાળા જ્ઞાનીઓને મધ્યમપ્રકારનો ઉપાધી રહે છે અને રાજાર્ષ અજાત, દુસ્યન તથા રાજર્ષિ જનક આદિના જેવા પ્રવૃત્તિપ્રધાન પ્રારબ્ધકર્મવાળા જ્ઞાનીઓને બહારથી ઘણો ઉપાધી રહે છે, એ સર્વ જ્ઞાનીઓ ને જીવનમુક્તો સ્થૂલાદિ ત્રણ શરીરોથી, તે ત્રણ શરીરોના ધર્મોથી ને સર્વ પ્રકારના દુખોથી રહિત પોતાના સુખઘન બ્રહ્મસ્વરૂપને અનુભવનારા હોય છે તેઓ સર્વદા દ્રષ્ટા રહીને પોતપોતાના પ્રારબ્ધકર્મને ભોગવી છુટવા માટે પોતપોતાનો પ્રાપ્તવ્યવહાર સમભાવવડે નિર્દોષરીતે કરે છે, તેમનુ અંતઃકરણ અજ્ઞાન, સંશય ને વિપર્યયથી રહિત હોય છે તેથી તેમને દેહાદિ સર્વ જગત્ બ્રહ્મથી ભિન્ન પ્રતીત થતું નથી. જ્ઞાનીઓના બાહ્યવ્યવહાર તેમના પ્રારબ્ધકર્મની વિલક્ષણતાથી ભિન્નભિન્ન પ્રકારના હોય છે, પણ તેમના અંતઃકરણનો નિશ્ચય સર્વથા એકજ પ્રકારનો હોય છે, ને તેમને વિદેહમુક્તિ પણ સમાનજ થાય છે

( અપૂર્ણ )

# मुनिअष्टावक्र

( અનુસંધાન ગતાંકથી )

અષ્ટાવક્રની આજ્ઞાથી સર્વ વિચારમાં પડી ગયા, રાજાજનક પણ બંદીનું શું કરવુ તેનો વિચાર કરવા લાગ્યા સર્વ વિચાર કરવા લાગ્યા કે હવે જરૂર બંદીને પણ પાણીમાં ડુબાડશે

આમ સર્વને વિચારમા પડેલા જાણી બંદી બોલ્યો, હે જનક ! હું વરૂણ રાજાનો પુત્ર છું મારા પિતા વરૂણને ત્યાં પણ આપના જેવો યજ્ઞ બાર વર્ષે પુરો થઈ રહે તેવો આરંભાયલો છે. તે કાર્યને માટે મે મુખ્ય મુખ્ય વિદ્વાન બ્રાહ્મણોને આપને ત્યાં આ

વિવાદમાં હરાવી ત્યાં મોકલ્યા છે તે સર્વ બ્રાહ્મણો વરુણનો યજ્ઞ જોવા ગયા છે તેઓ હમણાં પાછા આવશે

હું આ પૂજા કરવા યોગ્ય અસ્ટાવકને નમન કરૂછુ. કારણ કે તેમના સમાગમથી, હું મારા પિતા વરુણને મળવાને ભાગ્યશાળી થઇશ. એટલે હું અસ્ટાવકથી પરાજય પામી પાણીમા ડુબવાથી મારા પિતાને મળી શકીશ.

અસ્ટાવક આ સાંભળી બોલ્યા. હે રાજા, બદીએ પોતાની વાક્ચાતુર્યથી અથવા તો ઉહાપોહવાળી બુદ્ધિથી પંડિતોને જીતીને પાણીમા ડુબાડી દીધા છે સત્પુરુષનાં ચારિત્ર ને જાણનારો અગ્નિ સ્વભાવક રીતે દાહક છે તો પણ તે પોતાના તેજ દ્વારા સત્યવાદી ઓના શરીરનો ત્યાગ કરીને, અસત્યવાદીઓના શરીરોને બાળી નાખે છે તેમ સત્યાસત્યનો વિવેક કરનારા પંડિતો પણ મંદ બોલતા એવા પોતાના પુત્ર અથવા તો અન્યની વાણીમાં થી સત્યાસત્યની પરીક્ષા કરી લે છે હે રાજા ગુદીના વૃક્ષના પાનમા જમવાથી અને તેનાં ફળ ખાવાથી બુદ્ધિનો નાશ થાયછે અને દોષ લાગે છે તારી બુદ્ધિ પણ તે વૃક્ષનાં પત્ર અને ફળના ઉપભોગથી નાશ પામી છે તેથી તું બદીની વાણી સાંભળે છે અને એ કારણથી હાથીને જેમ અંકુશથી પ્રેરવામા આવે તેમ તને પ્રેરણા કર્યાં છતાં પણ તું મારી વાણીને સાંભળતો નથી.

જનક—હે મુનિ, હું આપની દિવ્ય અને અલૌકિક વાણી સાંભળુ છુ, તમે વિવાદમાં આજે બદીને જીત્યો છે, માટે તમે સાક્ષાત દિવ્ય પુરુષ છો, હવે હું તમારી ઇચ્છા પ્રમાણે આ બદીને અહીંથી રજા આપુ છુ.

અસ્ટાવક—હે રાજા, આ બંદી જીવતો રહેશે તો મારૂં કંઇ પણ પ્રયોજન સિદ્ધ થશે નહિ, માટે આનો પિતા વરુણ હોય તોપણ તેને સમુદ્રમાં ડુબાડી દો

બદી—હું વરુણનો પુત્ર છુ માટે મને પાણીમાં ડુબાડવાથી જરા પણ ભય લાગતો નથી, અને આ અસ્ટાવક પણ લાંબા કાળ થયાં પાણીમાં પડેલા પોતાના પિતા કહોડનાં આજેજ દર્શન કરશે,

આ પ્રમાણે જનકની સભામાં વાતચિત ચાલતી હતી તેવામાં વરુણે પોતાને ત્યાં આવેલા સર્વે બ્રાહ્મણોની પૂજા કરી, તે પછી સર્વ વિદ્વાન બ્રાહ્મણો પાણીમાંથી બહાર નીકળી જનકની પાસે આવી પહોંચ્યા તેમા કહોડ મુન પણ હતા

કહોડે રાજસભામાં આવી કહ્યું કે જે કામ હું કરી શકયો ન હોતો, તે કામ મારા પુત્રે કર્યું, એટલા માટે જ મનુષ્યો પુત્રોની કામના કરે છે હે રાજા ! દુર્બળ મનુષ્યને બળવાન પુત્ર થાય છે, મૂર્ખ પુરુષને વિદ્વાન પુત્ર થાય છે, અને અજ્ઞાનીને જ્ઞાની પુત્ર થાયછે, હે રાજા, આપનું કલ્યાણ થાઓ

આ પછી સર્વે બ્રાહ્મણો સભામાંથી ઉભા થયા કે તરતજ રાજાની આજ્ઞા લઇને બદી સમુદ્રના પાણીમા પેસી ગયો. બીજી તરફ બદીનો પરાજય કર્યા પછી બ્રાહ્મણોએ અસ્ટાવકની વિધિ પ્રમાણે પૂજા કરી, અસ્ટાવકે પોતાના પિતા કહોડની પૂજા કરી, તે પછી અસ્ટાવક મામાની સાથે પોતાના ઉત્તમ આશ્રમમાં ગયા

ઘેર જઇ અસ્ટાવકને તેના પિતાએ કહ્યુ કે હે પુત્ર તુ આ સમગા નામની નદીમા પ્રવેશ કર, અસ્ટાવકે પિતાની આજ્ઞા પ્રમાણે સમગા નદીમાં પ્રવેશ કર્યો કે તુરત જ તેનાં આઠે અંગો વાંકાં હતો તે સરખાં થઇ ગયાં, જે આ નદીમા ન્હાય છે તે પાપમાંથી મુકાય છે

આ પ્રમાણે અસ્ટાવકે બાપને છોડાવ્યા. પોતાના અંગ સરખા થયાં. અને પિતાના મહાત્મ્યને વધાર્યું,

[ અપૂર્ણ ]

# નવલકિશોર અને નિર્મળા

[ લે૦ રા. ગૌરીશંકર મોતીરામ ભટ બી એ ]

[ ગતાંકથી ચાલુ ]

## પ્રકરણ ૩ જુ.

### પણ એ નવલકિશોર કોણ ?

"મોટા બ્હેન, એ નવલ તે કોણ ?" સરલાએ હસતાં હસતા પૂછ્યુ.

"મોઇ, પડોશમા રહીને એટલુય ન જાણે ? આ મંછા બ્હેનને પૂછ, તે બધુ કહેશે." નિર્મળાએ કહ્યુ

"ના બા, તમે જાણો" મંછાએ ટાપસી પૂરી

"ના, ના, મંછા બ્હેન તમેજ કહોને !" સરલા ફરીને હસીને બોલી

"જુઓ, નવલકિશોરભાઇ પચીસ વરસના યુવક છે ને એમ એ માં અભ્યાસ કરે છે—" મંછાએ કહ્યુ,

"તેમાં શું ?" સરલાએ કહ્યુ.

"તેમના પિતાની સ્થિતિ સાધારણ છે, છતાં, તેમણે વિદ્યાથી કંઇક પ્રસાદી મેળવી હતી અને સત્ પુરુષોનાં જીવન જાણવાથી તેમનું હૃદય સંસ્કારી થયુ હતુ, તેથી તેનું ફળ બાળક નવલકિશોરને પણ મળેલું છે"

"પછી,"

"પુત્રના શરીર, મન અને આત્માના વિકાસાર્થે તેના પિતા પુષ્કળ કાળજી રાખતા. પોતે પૈસાદાર ન હોવાથી ખાલી ખુશામતીઆની જાળમાં તે સપડાયા ન હતા ઉપર ઉપરથી મળવા આવનાર પોતાનો વખત લે છે તથા તેની ગેરહાજરીમાં પોતાનાં વખાણ કરવાનું પણ તે ચુકતા નથી જીભ ઉપર અમૃત વરસે અને હૃદયમાં હળાહળ ઝેર હોય તેવાઓનાથી તે સાવ છેટા જ હતા"

"પછી"•

"પછી એજ કહેવાનું કે સરલા બ્હેન, તમારી માફક તેમને રાજ્યતંત્ર ચલાવવાનું હતું નહિ, તેથી તે ભરતન ચલાવતા"

"વાહ. મછા આ તો તમે ચકલાચકલીની વાત કહીને જેમ અમને રંજન કરતાં હો એમ લાગે છે તમે તો હવે ભૂતાની વાતો પણ કહેશો. અમદાવાદમાં ટોપીવાળો આવ્યો ત્યારે બધાં ઘર વાસીને કેવાં પેસી ગયાં હતા ? અમદાવાદ ને નરોડા વચ્ચે સુબાના સવાર રૈયતની સ્ત્રીઓને કેવા રંજાડતા એ બધુ કહોને ? હશે એ પછી, પણ વાત આગળ ચલાવો કે નિર્મળના પિતાનું શું ?"

"સરલા બ્હેન, જો મોટાં બ્હેનને આ વાત ગમતી હોય તો કહું"

"હા, હા, કહોને !" નિર્મળાએ ટાપસી પુરી

"ધીરજલાલને લાખો રૂપીઆનો વેપાર ખેડવાનો ન હોવાથી તેમને હુંડીયો કે ટપાલના કાગળો વાંચીને વખત ગુમાવવાનો હતોજ નહિ વેપારીઓ ગાડીઓ અને મોટરોમાં પણ બેસીને છાપામાં ભાવ તાલ જોઇ રહ્યા હોય છે વેપારીમાં આસપાસ કુદરતની શોભા કેવી છે અથવા પોતાના વાંચનના ભાગમા કળા કેવી દીપી રહી છે તે જોનાર થોડા જ છે "ફલાણાનો કાગળ આવ્યો છે," "ફલાણાએ હુંડી સીકારી નથી," ફલાણાનો માલ રાશી નીકળ્યો" વગેરે વેપારીના વિચારોની ગડમથલ છે"

"પછી "

'ધીરજલાલમાં તેવુ કંઈ ન હતું તે તો એ બધી પીડાઓથી મુક્ત હતા તે ન હતા રાજા કે ન હતા વેપારી તે એક સદ્ગુણી માણસ હતા ને તે સદ્ગુણો નવલકિશોરમાં ઉતરી આવેલા છે "

" પણ એ નવલકિશોર કોણ ? " સરલાએ હસીને પૂછયું

" માણસ " મછાએ તેવો જ જવાબ આપ્યો

' ભૂત નહિ ? " સરલાએ તેના તરફ તાકીને જોયુ

" ભૂત એટલે પણ માણસ " નિર્મળાએ ભાર મૂકીને કહ્યુ.

" નિર્મળા બ્હેન, તમે મછાનો પક્ષ લેતા જણાવ છો હો કે ? જુઓને હુ તમને બન્નેને હરાવુ તેવી છુ " સરલા હસી.

" મોઇ, આપણે તે કંઈ અહીં લડવા બેઠા છીએ ? " મછાએ કહ્યું

" હાસ્તો ! તમે તકરારો ઉઠાવો છો ને હુ વકીલની પેઠે દલીલો કરવુ "

" —અને નિર્મળા દાક્તરની પેઠે મલમ ચોપડે છે " મછા હસી

" ના, એ જડજની પેઠે આપણ બન્નેને ન્યાય આપે છે" સરલાએ કહ્યું.

" ત્યારે તો આપણે કજીયા ઘર મેળે પતાવીશુ આપણે ન્યાયકોર્ટે જવાની જરૂર નથી '

" હા અને ત્યા જઇને ખર્ચેય કરવુ નહિ પડે " કહી સરલા હસી

નવલકિશોરની વાત કરતા કરતા ત્રણે બાળાઓ બીજા વિષયો ઉપર ઉતરી પડી નિર્મળાને તો નવલની વાતો બહુ ગમતી. સરલા પોતાની સરળતાથી વિનોદ કરાવતી ને મછા મોઇ કોઇવાર સૂક્ષ્મ ટીકાઓ કરતી જમવાનો સમય થવાથી ત્રો ગૃહમાં ગયાં

---

## પ્રકરણ ૪ થું.

---

### રમણીકનું કાવત્રુ—નિર્મળા ગુમ.

વાંચકને યાદજ હશે કે પહેલા પ્રકરણમા જયારે નિર્મળા શોકાતુર દશામા ડુબેલી હતી ત્યારે પાસેના ઝાડ ઉપરનાં પાંદડા ખખડેલાં અને સરલા બ્હીને ઓરડામાં જતી રહી હતી. પણ તે શંકાનુ નિરાકરણ કરીને " હશે એ તો વ્હેમ " કહીને સઇ રહી.

રમણીક એ રામપુરના રોગરૂપ એક યુવાન હતો પાંચ પચીસ છોકરાઓની ટોળી લઇને તે ગામમાં આસપાસ ભમતો અને ગમે તેની મશ્કરી કરીને તેમના કામમાં અંતરાયો લાવતો ખરૂ જોતાં રામપુરનો તે ખુલ્લો ધાડપાડુ હતો. રાજ્યની શિથિલતા કહો કે પોલીસખાતાની મહેરબાની કહો, ગમે તે કારણસર તે કાયદાની બારીકીમાં આવતો નહિ અને ભલાભલા ઉપર વેર લેવાનું ચુકતો નહિ જે સમાજમા આટલે સુધી સડો છે. જે સમાજમાં મા બ્હેન દીકરીઓની આબરૂ સાચવવી પણ અઘરી છે તે સમાજને સુધારવાનું કામ કેટલું વિકટ છે તે સ્હેજે સમજાય તેવુ છે

" માધુ, તું તળાવની પેલી પાર જા, ઘડનાળે બેસજે, અમે આવીએ છીએ "

" પણ પેલી વાતનુ શું અલ્યા ? "

" તારે તેનુ કામ છે ? તું તારે જાને આ ચાંદનીમાં ગરબે રમતી સુંદરીઓના ગરબા સાંભળીશું. લાગ ફાવશે તો કોઇકના પગેણાં કઢાડી નાખીશુ "

"તો મને તું ત્યા કેમ મોકલે છે, ભલા ? " માધુએ કહ્યુ

" તારૂં ત્યાં કામ છે, તું ત્યા બેસજે અમે ત્યા આવીશુ અને આજ રાતનો પ્રોગ્રામ ઘડીશુ "

" શો પ્રોગ્રામ ?" માધુએ પૂછ્યુ

" પેલી નિર્મળાનુ ઘર લુટવુ, એ બહુ છકી ગઇ છે તે આપણા વિશે કહેતી હતી કે આપણા માથાનુ કોઇ મળતું નથી હવે આપણે તેના માથાના થઇએ "

" હા, બરાબર છે ચાલો "

દસ બાર છોકરાઓની ટોળી જોતજોતામાં અદશ્ય થઇ. સૌએ પોતાને મ્હોડે બોકાની બાધી હતી સૌ પોતપોતાની પાસે જોઇતાં સાધન રાખતા હતા રાત અજવાળી હોવાથી આસપાસની ચીજો ધોળા હિમ માફક દેખાતી હતી ઝાડ પાન, ઘરો વગેરેના ઓથે સતાતા છુવાનો એક મોટા ઝાડ ઉપર ચડયા એ ઝાડ નિર્મળાના ઘરની અગાશી આગળ આવેલુ હોવાથી તે ઉપર થઇને અગાશીમાં ઉતરી શકાય તેમ હતું વાચકના ધ્યાનમા હશે કે તે દિવસે આજ ઝાડનાં પાન ખખડયા હતા, આજે તેજ ઝાડ ઉપર ની તે દુષ્ટો તે ઘરની અગાશીમા ઉતર્યા નિર્મળા, સરલા, મછા જોડેના ખડમા સુતેલા હતા બારી ઉઘાડી રહી ગયલી હોવાથી તે દુષ્ટો ઘરની અદર પેઠા

નિર્મળાને ઉધતી ઉચકીને અગાશીમા થઇ સૌએ પસાર થઈ ગયા

" આજ તે ધડનાળુ, માધુ, માધુ" રમણિકે બૂમ મારી

' હો, શુ છે અલ્યા નાહાનો ?" માધુ આળસ મરડીને બેઠો થયો

" અલ્યા, જો જો કઇ લાવ્યા છીએ "

" શુ તમારા બાપનું કપાળ ? લુચ્ચાઓ તમારૂં સત્યાનાશ જવાનું છે ?"

" હે, હે " સૌએ બૂમ મારી

નિર્મળા જાગી ધડનાળાના પથરા ઉપર તે આળસ મરડીને બેઠી થઇ નીચે નાળાનાં બાકાંમા સાપ ડોકીયાં કરી રહ્યા હતા વહેળાના ગદા પાણીમાં દેડકાં ડે ડે કરી રહ્યા હતાં ચદ્રિકા નિર્મળાને જોઇને શરમાતી હોય તે વાદળામા છુપાવા લાગી પાસેના ખેતરમાં માધુ, રમણિક, કનુ વગેરેની લડાઇ થઇ રહી હતી

"કેમ મુકી આવે છે કે નહિ, એ છોકરીન ?" માધુ ત્રાડી ઉઠયો

" ના, ના, નહિ અને એની તમામ જયુસો ઉતારીશુ ' સર્વ બોલ્યા,

નિર્મળા ધ્રુજવા લાગી તેના મોમાંથી નીચેના બોલ નીકળી ગયા.

" આ રડયાઓ મને અહીં શુ કામ લાવ્યા હશે ? હરિ, હરિ, પ્રભુ પ્રભુ તેમનું સત્યાનાશ જજો પ્રભુ મારા રક્ષણ માટે મારામાં હજારા સીતાઓ અને હજારો દ્રૌપદીઓનું બળ આવજો. " ( વિચારીને )

" ખેર, એમના તે શા ભાર છે ?" ( ઉભી થઇને કચ્છ ભીડે છે )

" એ રડયાઓને એકેક મુકીએ હેઠા પાડુ, જ્યા મનોબળ હોય ત્યાં બીજા બળની શી જરૂર છે ? બળવાન સિંહને અથવા બળવાન હાથીને પણ શુ યુક્તિથી કબજે નથી લેવાતા ? હે અનાથના બેલી પ્રભુ, તું મારી વ્હારે આવજે ' એટલુ કહીને નિર્મળાએ દોટ મૂકી. વિશ્વાસે લોભાઇ રહેલા લુચ્ચાઓ તેની પૂઠળ પડયા માધુ નિર્મળાની મદદે હતો રસ્તામા દોડતાં દોડતા માધુ તમામની સાથે લડતો લડતો તેમને થકવવા લાગ્યો, એટલામાં નિર્મળા ગઇ

નિમળા ક્યાં ? અત્યારે કયા હશે ? તેને અમે બહુ શોધી" દયાશંકરે આતુર તાથી પૂછ્યુ.

તમામ માણુસો આભા બન્યાં સૌ કોઇ એ ટોળીનો તિરસ્કાર કરવા લાગ્યું પણ શું કરે ? કોઇએ તેમનું નામ લેવાતું નહિ આખા ગામમાં એ વાત વાયુની પેઠે ફેલાઇ ગઇ ગામનું સૌ કોઇ માણુસ ઘરની બહાર નીકળતાં ડરવા લાગ્યું સમી સાંજરે તમામ લોકો ઘરના બારણાં વાસીને ઘરમાં ભરાઈ જતા, બારણાં વાસતા પહેલા ઘરના તમામ ખૂણા ખોચરા કાળજી પૂર્વક તપાસીને જોતા

"પ્રમીલા, સાંભળ્યું કે પડોશી વાતો કરે છે તે !"

"શું ?"

"તે લુચ્ચા ધાડપાડુઓ હવે ગામમા પેસીને એક જ આસાનીને શોધે છે તેનીપાસે જે મળે તે લઇને રવાના થઈ જાય છે કોઇ પણ માણુસ તેમને રોકી શકતુ નથી વખત આવ્યે લોકોના હાથ—પગ, નાક કાન કાપીને નાશી જાય છે "

"ત્યારે ગામના લોકો બેઠા બેઠા જોયા જ કર છે ?" પ્રમીલાએ પુછ્યુ

'હા, અત્યારે લોકોમા કયા શકાતન છે ? એ લોકોના જાણુવામા આવે કે અમુક માણુસો અમારી વાતો કરે છે કે અમને પકડાવવા માગે છે તો તે તેમનો સદંતર નાશ કરે છે "

"પણ કહે છે કે તેઓ સ્ત્રીઓને અને બાળકોને નથી પંજવતા."

'ખોટુ છે પ્રમીલા જે બહારવટે નીકળ્યો એનો તે શો વિશ્વાસ ? જે હાથમાં આવ્યુ તેના ભોગ "

' પ્રભુ, એવા દુષ્ટોથી જગતને બચાવે " પ્રમીલાએ કહ્યું.

"તોજ જગતનો અને સમાજનો ઉદ્ધાર થાય "

આ પ્રમાણે બહારવટીઓની વાતો ઠેર ઠેર થતી આજે પેલું, કાલે બીજું એમ ગામો લુટાતાં તેની વાતો ચોમેરથી આવતી લોકો વાતો સાંભળીને જ ધ્રુજી જતા. જેઓ બહારવટીઆનો ભોગ થઈ પડતા તેમને ઉપર આભ અને નીચે જમીન સિવાય બીજો આશરો ન જડતો બહારવટીઆ પણ જાણુતા કે લોકોને લુટવાનું કે સતાવવાનું કામ અઘરું ન હતુ તે સ્હેજમાં હજારો રૂપીઆ કમાઇ જતા

"જેને વાગ્યુ તેને પીડા પણ નિર્મળા ક્યાં હશે ?"

"પ્રભુને આલમ શોધ તો કરો "

## પ્રકરણ ૫ મું.

### પણ એ નિર્મળા ક્યાં ?

શોકના, ચિંતાના અને ગુસ્સાના આવેશમાં નિર્મળાને ગોધતી મચ્છા આરેજડી સ્ટેશને ઉતરી ગાડી તરત ઉપડી અને મચ્છાથી આઘી અને આઘી નાસતી ગઇ સૌ માણુસો વેરાયા ઝાંપા ‌‌પ્ બહાર જઇને જુએ છે તો એક સ્ત્રી છુપાતી લપાતી લોકોના ટોળા આગળ બેઠી હતી તેનુ વય આશરે બેતાળીસેક વરસનું હશે. તે જાતે વિધવા હશે એમ તેના લાલ આછા રંગના સાલ્લાથી અને દેખાવપરથી લાગતું હતુ

"કોણ દીવાળી ?"

તે સ્ત્રીએ ચમકીને ઉંચે જોયું

"હા."

"ક્યાં જાય છે ?"

"પીજ"

"કેમ"

"જરા કામ છે."

"તે નિર્મળાને જોઇ ?"

"ના" દીવાળી બોલી અને આડું જોઇ જરાક હસી

મંછા તેના સામે તાકીને જોઇ રહી,

"પણ દીવાળી આ શું છે ?"

"કંઇ નહિ" જરા શરમાતી હોય તેમ જ તે બોલી તેની પાસે ચુડી પાનેતર હતું

પણ એને ક્યાં લઇ જાઉં છું ?" મંછાએ પુછ્યું

"મંછા, એ તો રહેજ મંગાવેલું છે"

"કોણે ? તારી નજર કેમ શરમાય છે ? તું ખરૂં કહેતા કેમ આંચકો ખાય છે ?"

"બ્હેન, એ તો રહેજ તળશી પટેલ સાથે લગન—"

"ઘણું જ શરમાવા જેવું"

"કેમ ? બાર બાર વરસની છોકરીઓ રંડાય તો તેમણે શું કરવું ?"

"ધર્માચારમાં દિવસો કહાડવા"

"ધર્માચારમાં દિવસો ગાળવાને અમારે માટે શું યોજનાઓ થઇ છે ?"

"દીવાળી તું ધારે તો તારૂં જીવન નિર્મળતામાં ગુજરી શકે છે બા મારે શું ? હું તો મારે નિર્મળાને શોધવાને નીકળી છું" મંછાએ ટાણો માર્યો

"પણ એ ગઇ છે ક્યાં !

નિર્મળા રાયપુર આવી હશે એમ ધારીને મંછા રાયપુર આવી રતનસિંહ અને રાયચંદ્ર માસ્તરો નવલકિશોરનું વિશ્રામ સ્થાન હતા. મંછાએ ત્યાં જઇને નવલની ખબર પૂછી, ત્યાંથી જવાબ મળ્યો કે નવલ તો નોકરી છોડીને કેટલાક દિવસથી અમદાવાદ ગયા છે મંછા નિરાશ થઇ નિર્મળાને મનથી અનેક શાપ આપી દીધા રામપુરથી ઉડીને ક્યાં જઉં એવો ભાવ થયો અનેક ગામડા વટાવીને ખરા તાપમાં ગઇ હતી તે જેટલા ઉત્સાહથી ગઇ હતી તે ઉત્સાહ નરમ પડ્યો આશાઓ નષ્ટ થઇ તે દિવસ તો રામપુર રહી અને બીજે દિવસે રામપુરથી વિદાય થઇ

રામપુરમાં વાત ચાલી રહી કે નવલકિશોરનો પત્તો નથી. લોકો અનેક પ્રકારના તર્ક વિતર્ક કરવા લાગ્યા રાજચંદ્ર માસ્તરે તો ધાર્યું જ કે નવલકિશોર કંઇ નાનું બાળક નથી. એ જ્યાં ગયા હશે ત્યાં મુદ્દાસર જ ગયા હશે પણ જગતને મ્હોંડે કંઇ ગળણું છે ? ગયા પછી તેમનો ન હતો કાગળ કે નહતો પત્ર જે ગુજરાતી નિશાળના માસ્તર ભાઇલાલ નવલની રૂબરૂ તેના વખાણ કરતા તેજ ભાઇલાલભાઇ પુઠળથી તેમના ઉપર અનેક આક્ષેપો મુકવા લાગ્યા તેમણે નવલકિશોરને છોકરામાં ગણી કહાડ્યા ભાઇલાલભાઇ જો કે બ્રાહ્મણવાદ હતા તેથી પાંચ છ બાળકોને તો દરરોજ નવલ પાસે અંગ્રેજી ભણાવવાને લાવતા

એ પ્રકારના બદલામાં તેમને "જશ ઉપર જુતીયાં" કરતાં તે ન ચુકયા ગામડા તો બધેય એવાં જ હોય છે. એક સ્હેજ બાબત ગામડામાં જાણવામાં આવી તેને મોટા સ્વરૂપમાં મૂકવામાં આવતી

નવલકિશોરના ઘરના નીચલા ભાગમાં જે માજી રહેતાં તે સ્વભાવે ભોળી હતાં. તે પોતાના ગુજરી ગયેલા દીકરાની વિધવા વહુને બહુ પ્રકારે કનડતાં, તે તેને કહેતાં કે "તે મારા છોકરાને મારી નાખ્યો તે એના પૈસા રાખીને તું પૈસાદાર બની છું" આવા આવા શબ્દો વાપરીને નવલકિશોર આગળ તે ફોલ્લા ફોડતી. તે ડોશી પણ નવલકિશોરના અવગુણ ગાવાને ન ચુકતી

નવલકિશોરના મેડા જોડે એક ગરીબ સ્વભાવની મહેતી રહેતી તે બિચારીને રોગ થયેલો તેથી તે હમેશાં પીડાતી. એનો ધણી કોઇ સરકારી નોકરીમાં હતો તેથી બન્નેને જુદા જુદા ગામોમાં રહેવું પડતું આમ જુદા જુદાં ગામ ઘણા વખતથી સેવવા છતાં પણ ડેપ્યુટી સાહેબની તેમના ઉપર મહેરબાની ન હતી

ઘણા એવી ફરીયાદ કરે છે કે યુરોપની માફક આપણાં બાળકોને સોંપવા જોઇએ, પુરુષ શિક્ષકો કરતા શરૂઆતમાં સ્ત્રી શિક્ષકો સારૂં કામ કરી શકે છે, પણ એટલી બધી શિક્ષકો લાવવી ક્યાંથી ? કોઇ સારા કુટુંબની સ્ત્રીઓ શિક્ષક તરીકે કે કારકુન તરીકે નોકરી કરવા જાય તો તેમને માટે અનુકુળતાઓ શી છે ? શું તેમને ડેપ્યુટી સાહેબોને ઉમરે ઉમરે રખડાવવી ? અફસોસ, બિચારી વિધવાઓ દમાઈ ચંપાઇને પણ તે નોકરી સ્વીકારે છે

મછા રામપુરથી નીકળી એ આપણે જોયું રામપુરથી જે રસ્તો બારેજડી જતો તેની સાથે સાથે એક નદી આવે છે એ નદીમાં થઇને માર્ગ અનેક વાર કપાય છે કોઇ કોઇ ઠેકાણે તો એ નદીમા પાણી ઘણુ ઉંડુ હોય છે, આસપાસ બધે ઉજ્જડ વેરાન વેરાન હોવા છતા તે નદીને કાંઠે થોડે થોડે અંતરે અનેક ગામો આવેલાં છે. જેની ભરવાડ રબારી ખેડુતો અને મજુરો વારવાર નજરે પડે છે નદીનો કાંઠો રેતાળ અને કોઇકોઇ ઠેકાણે ઉંચોનીચો તથા ભાંગેલો છે ક્યાંક ક્યાંક કાંટાળાં ઝાડોની ઘટાથી જવાનો માર્ગ પણ સરળ નથી, ઠેર ઠેર બાવળના ઝાડ, બોરડીના જાળાં, આવળના છોડ અને ભઠીયાથી રસ્તો ઉજ્જડ જેવો લાગે છે કોઇ કોઇ ઠેકાણે નદીની ભેખડ ઘણી જ ઉંચી થવાથી રસ્તો કેરળ બંધ થઇ જાય છે ને આસપાસ ખેતરોની વાડો તથા ઝાંખરાં નજરે પડે છે, ઉપર રસ્તો બંધ અને નીચે નદીનું ઉંડાણ હોવાથી ભેખડે ચાલતો મુસાફર છેતરાય છે ને ગાઉ બે ગાઉનો ફેર ખાઇને તેને પાછું વળવુ પડે છે, કેવો વિકરાળ માર્ગ ?

( અપૂર્ણ )

---

સુબઇથી સુંદરદાસ લખે છે કે આપનું માસ્તર ઓફ નોલેજ ઘણી સારા જ્ઞાનની ચોપડીઓનો અર્થ સારે તેમ છે વળી વગર માસ્તરે શિક્ષણ દરેક ભાષાનું લઇ શકાય તેમ પણ છે તે દરેક ઘરમા સંઘરવા ભલામણ કરીએ છીએ.

---

# महात्मा कणाद

( લેખક અંબેલાલ મકનજી વશી )

આ જંગમ જગત, રથની ધરી સમાન છે, રથનું પૈડું જેમ ક્રમશઃ ઉપર જઈને પાછું નીચે આવે છે તેમ આ દુનીઆમાં ( આવે છે ને જાય છે ) એવો નિત્ય ક્રમ ચાલ્યા કરેછે

જે ભારત આખી પૃથ્વીનો શિરોમણી હતો જેનું ગૌરવ આખા સંસારને વિદીત હતું તેને માટે એક કહેવત ચાલી આવી છે કે દુર્લભ भारत जन्म જે એક સમય વીરતા, વિદ્યા અને લક્ષ્મી આદીનું મુખ્ય સ્થાન હતું તે બધા દિનો વહી ગયા છે, ભારતમા જે સમયે પુન્યાત્મા માનનીય ઋષિ, મુનિયો હતા જેનું અસાધારણ તપોબળ બુદ્ધિ અદ્‌ભુત દૈવી શકિત જગવિખ્યાત હતી, હમણા તેના સ્વપ્ન પણ નથી !

અધુના ભારતવાસીઓની ખરાબ દશા થઇ ગઇ છે આપણું સર્વસ્વ ખોવાઈ ગયું છે માત્ર આપણે શ્રેષ્ઠ ગણાઇએ છીયે, કારણ કે આગળ થઈ ગયેના ઋષિ મુનિઓના વંશજો છીયે કિંતુ શોચનીય છે કે તેમનું શરીર પણ પંચભૂતનું જ બનેલું હતું રક્તસંચાહિની નાડીનું વહન પણ નાડીની પેઠેજ થતુંહતું છતા આપણામાં તેઓના જેવું સામર્થ્ય—શક્તિ નથી તેનું કારણ શું ?

અર્વાચિન કાળમા જે અનેક વિજ્ઞાન, કળા વગેરેના અંકુરો ફુટેલા છે, તે અત્યારે નહતા. સાધારણ સાદા કપડાં પણ ( કફની પણ ) વેઓ પહેરતા નાંહ, તો માન્ચેસ્ટર જાપાન આદિ વિદેશીય કપડાનાં તો નામે કયાથી જાણે ? તેઓતો પર્ણકુટીમા રહેતા હતા અને સામો, સાઠી ચોખા આદીનું ભોજન કરતા હતા

હાલની પ્રચલિત ફેશનેબલ સભ્યતાની સામગ્રી તો તેમની પાસે નહતી, પરંતુ પરસ્પરની પ્રીતિ, સર્વ સાથે સાચી સહાનુભૂતિ ઉદારતા, વીરતા, એકયતા, સત્યતા ઉદ્યોગમાં દઢતા, દયા આદિ ઉચ્ચ સિદ્ધાંતોના એટલા બધા પાલક હતા, કે હાલના સભ્યોના કાન પકડાવે ! પ્રસ્તુત સિદ્ધાંતની સત્યતાને માટે એક ઉદાહરણ આપી આ લેખ સમાપ્ત કરીશ

મહાત્મા કણાદનું નામતો સૌકોઈએ સાંભળ્યુંજ હશે એ મહાત્મા એક નિસ્પૃહ અને ત્યાગી મહાપુરૂષ હતા. કહે છે, કે જ્યારે ખેડુતો ખેતરમાંનો સઘળો મોલ ઘેર લઇ જઇ ખેતર એવું સાફ કરતા કે જેમા પશુને પણ ચરવાનું ન મળે ત્યારે કણાદ મહાત્મા તે સાફ ખેતરમાંથી રોજ એકેક દાણો શોધી લાવી ઉદર નિર્વાહ કરતા એ મહાત્મા નિર્લોભ અને દિગંબર વેશમાં વનમાં રહેતા હતા આવી સ્થિતમા પણ આપણે માટે ' વૈશેષિક શાસ્ત્ર ' જેવો ઉત્તમ ગ્રંથ રચી ગયા

જે વનમાં એઓ રહેતા હતા, તે વનની નજીકના મહારાજાને જ્યારે આ સમાચાર મળ્યા કે 'આપણા રાજ્યમા આવી રીતે, આવી સ્થિતમા એ મહાત્મા પોતાના દિનો ગુજારે છે ' ત્યારે ધર્મ તથા કર્તવ્યાનુસાર થોડું દ્રવ્ય લઇ મહાત્માજીની પાસે ગયા ત્યારે તેમણે પૂછયું "તમો કોણ છો ? કયાંથી આવો છો ?" કારભારી. "અમે અત્રેના નરેશના નોકરો છીયે. અને તેમનું મોકલાવેલ દ્રવ્ય લઈ આપ કને આવ્યા છીયે ?"

મહાત્માજી—"એ દ્રવ્ય શુ કામ લાવ્યા છો ?"

કારભારી —"આપની ખર્ચીને માટે મહારાજે મોકલ્યું છે "

મહાત્માજી—"જાઓ, એને લઇ જાઓ, નિરાધાર અને કંગાલોને આપી દ્યો."

પણ જે જન્તુએ ટયુબરક્યુલોસિસ, ન્યુમોનિઆ, ડિપ્સેસીઆ કે ટાઇફોઇડ ઉપજાવે છે તેતો એકકે ઇન્દ્રિય પકડી શકતી નથી

અને આટલાજ કારણને લીધે કહેવાનુ કે જે ઓરડામા હવા ન આવતી હોય તેમાં એક ઘડી પણ રહેવુ ન જોઇએ વળી જે બધીયાર ખડમાં આવા જન્તુઓનો ઉપદ્રવ થવાનો સભવ હોય તેને આ આપદાથી હમ્મેશને માટે મુક્ત રાખવા એની મલિનતા માત્ર નસાડી મૂકવા કરવુ એ કે અવારનવાર હમ્મેશા એના નાનાં મોટાં સઘળાં દ્વાર ઉઘાડાં રાખવાં.

જો તમારે આખો દિવસ કોઇ ઓફિસમા બેસીને કામ કરવાનું હોય તો ઉત્તમ માર્ગ એ છે કે કલાકે કલાકે થોડીથોડી મિનિટો માટે તમામ બારીઓ ઉઘાડી મુકવી અને એવી રીતે એ સ્થાનકનું વાતાવરણ મહકના રહેવુ આમ કરવાથી પુષ્કળ તાજી હવા પણ મળી શકે છે તેમજ પવનની સતત ઝડીઓના ભયમાંથી પણ બચી શકાય છે

વળી કાયમને માટે બારીઓ અધખોલી રાખવી એ પણ એક સુન્દર સૂચના છે અને ઝડીઓમાંથી ઉગરવુ હોય તો એક સુતરાઉ કાપડનો પડદો બનાવી બારી આગળ ટાંગવો.

"જે ઓરડો તાજી હવાથી ભરેલો ન હોય તેમાં કદિપણ સૂતા નહિ" ડૉ કપલેન્ડ કહે છે "જો તમે કોઇ વીશી, ધર્મશાળા કે અજાણ્યા આવાસમાં હો તો તમારા સૂવા ખડની બારીઓ એકદમ ઉઘાડી નાખો અને એને ... તોષન આ અરણ્યમાં સંપૂર્ણ તૈયાર

આ બાબતમા આપણે આપણી ... ની જરાયે જરૂર નથી માટે આપ આ સઘળા મિક અને આવશ્યક નિયમોનું ... વળી, બહેરાં, મુગાં તથા કગાળને આપી દો "

રહેવુ ન જોઇએ, બાણ ... ડી નમ્રતાપૂર્વક કહ્યુઃ "મહાત્મન્! અપરાધ ક્ષમા કરો, તો હુ કે દુનિઆમાં સ્વ ... ની અપેક્ષા રાખુછુ "

હવા-એ ... માજી—"સુખેથી કહો."

મહારાજા —"આપની પાસે એક લગોટી સિવાય અન્ય કાંઇ પણ દેખાતુ નથી. તો પછી આપના કરતાં અધિક કગાળ ક્યા મળશે?"

મહાત્માજી "જાઓ કોઇ કગાળને ગોધો'

મહારાજા દીલગીર થઇ સ્વગૃહપ્રતિ પાછા ફર્યા આખો દિવસ એજ વિચારમા વ્યતિત કર્યો, રાત્રિના શયનગૃહમા-અત પુરમાં પોતાની પતિ પરાયણા સદ્ધર્મ પાળિણી સનિમાઓને એ વૃત્તાંત અથેતિ સભળાવ્યો રાણીએ સર્વ હકીકત સાંભળી, પછી કહ્યુ "સ્વામીન્! આપશ્રીએ ઘણીજ ભૂલ કરી છે આપ દ્રવ્યાદી સામાન લઇ એવા વિદ્વાન તત્ત્વજ્ઞાની મહાત્માને ભેટ કરવા ગયા તેના કરતાં તેમની પોતાની સેવા-સુશ્રૂષા કરી, તેમને પ્રસન્ન કરી કાંઇપણ બાબત—ધાર્મિક, રાજા કેવાં કેવાં આચરણથી મોક્ષ મેળવે, રૈયતને શી રીતે વધુ સુખ આપી શકે વિગેરે—શીખવાની ઇચ્છા બતાવી હોત, તો તેઓ જરૂર પ્રસન્ન થાત અને આપણુ તેમજ પ્રજાનું ભલુ કરત બને! હજી પાછા જાઓ, અને મારા કહેવા પ્રમાણેની વિધિઓથી પ્રસન્ન કરો, તેઓ જરૂર આ વખત તમારાપર પ્રસન્ન થશે!"

મહારાણીનું આ કથન સાભળી મહારાજ તરત જ જવા તૈયાર થયા અને ત્રણ એકલાજ ચાલવા માડયુ, મહાત્માજીના આશ્રમે ગયા ત્યારે મધ્યરાત્રીનો સમય થયો હતો. મહારાજ નમ્રતાપૂર્વક બે કર જોડી આશ્રમમાં જઇ મહાત્માજીને ચરણે ઢળી પડયા

મહાત્માજી —"આપ કોણ છો?"

મહારાજ—"આપનો અભાગી સેવક નૃપતિ"

અને જો તમે જુવાન તથા તન્દુરસ્ત હો તો તો તમને હમેશાં, તમારૂં હૃદય અન્ય-થી સાંભળી શકાય એમ ધબકે તમને પરસેવે નવરાવે એવી રીતે દિવસમાં બે ત્રણ વાર કાં તો જોરથી દોડો અગર તો કોઈ બીજી તરેહની શ્રમજનક કસરત કરો, આનું એક ફાયદાકારક પરિણામ તો એ આવશે કે એથી કરીને લોહી વધારે વેગવાન અને નિર્મળ પ્રવાહબંધ ફેફસામાંથી વહી રહેશે અને સંપૂર્ણ શુદ્ધ હવાથી એ ભરાઈ રહેશે.

આપણી બહાર ચોખ્ખી હવા પુષ્કળ ભરેલી હોય છે અને સુન્દર સ્વાસ્થ્ય મેળવવાની માત્ર ચાવી તો એજ છે કે એ ચોખ્ખી હવા આપણે આપણામાં જેમ બને તેમ ખુબ ભરી લેવી

ઝીલનાર
ચ્યવનરાય શુક્લ

# जीवननी सार्थकता शामां छे ?

આજકાલ વર્તતા જતા વ્યવસાયોમાં સ્વાર્થી કે પરમાર્થી જીવનનું ધ્યેય નક્કી કરવું, જીવનનું ઉત્તમ ધ્યેય પિછાનવું સમજવું મુશ્કેલ થઈ પડયું છે, અનેક માણસો પોતપોતાની મતી પ્રમાણે પોતાનું ધ્યેય, પોતાને સાધવાનો સર્વોપરી માર્ગ નક્કી કરી રહ્યા છે, તેઓ વળી તેનેજ સર્વોત્તમ ધ્યેય તરીકે ઓળખાવતા પણ અચકાતા નથી દાખલા તરીકે રાજ્યનો નોકર પોતાની સત્તાજ સર્વથી વાત લક્ષ્મીપતિજ મનોભાગ્ય અને રંગરાગમાં મશ-ગુલ માણસ પોતાના ઇંદ્રિય સુખોમાંજ જીવનની પૂર્ણાહુતી માનનારા ઓછા પડ્યા નથી જ્યારે તેનાથી ઉલટું એક પરમાર્થી જીવ પારકાનું ભલું કરીનેજ રાજી થનારો અને સત માણસોને બોધ પમાડીનેજ કૃતાર્થ થનારો અને એક પરદુઃખ ભંજન દુઃખીઓનું દુઃખ કાપવામાંજ આનંદ માનનારો વચ્ચે વચ્ચે તરી રહેલ છે.

વસ્તુસ્થિતિ જ્યારે આમ છે, ત્યારે ધ્યેયની પસંદગીમાં માણસ ભુલથાપ ખાવાનો સંભવ છે એ પક્ષો છે, ક્યો સાચો હશે, અને ક્યો ભૂલથા હશે તેનું ભાન અવશ્ય જલદી ન આવે આ કેમ ખોટું હોય અને પેલું કેમ ખોટું નજ હોય એવો ભેદ એકદમ સમજવો મુશ્કેલ છે આપણે દેખાવ ઉપર એટલા બધા મોહાઈએ છીએ, દેખાતી ઉજળી ચીજનું આકર્ષણ એટલું બધું અનિવાર્ય છે કે નવા થોડાજ તેની સામા ટક્કર ઝીલી શકે છે, બલ્કે સામાન્ય વર્ગને તેના તરફ ખેંચાઈ જવું, મોહાઈ જવું બહુ સહેલું છે, ભાત ભાતના ભોજન મૂકીને સુકા રોટલો ચાવવાનું કોને મન થાય ! આલેશાન મહેલો મૂકી ગરીબ ઝુંપડી માટે કોને ઇચ્છા થાય ? અને લક્ષ્મીમાં લોટવાનું મૂકીને લક્ષ્મીનાં દર્શન પણ દુર્લભ થાય એવી સ્થિતિ કોને આકર્ષક હોય ? શું માણસો તેમની સામેની બે વસ્તુમાં સુંદર અને સુખપ્રદને પસંદ કરવાનો દરેક સભાન નથી, અને છે તો તેમાં તેઓ ખોટું શું કહે છે.

તે દુનીઆનાં સ્વભાવથી ઉલટું નથી. તેથી જ તેઓ જ્યારે સુખની ઇચ્છા કરે તેમાં દેખીતું કાંઇ ખોટું થતું નથી તેઓ અમૃતના સેવક નથી, પુજારી નથી અને ધર્મના તેઓ સુખ મેળવવા ઇચ્છે છે અને સુખ મેળવવું તે ખોટું નથી ધર્મશાસ્ત્રો તેની મના કરતા નથી બલ્કે તેનો ઉપદેશ આપે છે કોઇપણ માણસ દુનીઆની શરૂઆતથી તે અત્યાર

સુધી સુખ મેળવવા માટે નિંદાપાત્ર થતો નથી. એથી ઉલટુ સુખ મેળવવુ દરેક સ્વહિત સાધક મનુષ્યનુ પરમ કર્તવ્ય છે અને દુનીઆનો આજ સુધીના ઇતિહાસ ઉપરનીજ વાતનું સમર્થન કરે છે, કવિઓ, તત્ત્વજ્ઞાનીઓ, રાજનીતિજ્ઞ પુરૂષો, સૈનિકો-સુખ-ઉચ્ચસ્થિતિ મેળવવાનોજ ઉપદેશ આપી ગયા છે અને પોત પોતના દાખલાથી સિદ્ધ કરતા ગયા છે, મહાન્ વિજેતા સિકંદરને સુખજ મેળવવુ હતું મહાન્ સિઝર સુખનોજ પ્રેમી હતો, મહા કવિ કાલીદાસે સુખજ ગાયુ છે, અને મહાન્ નેપોલીઅનનો સુખનોજ ઉદ્દેશ હતો ઉપર બતાવેલા કેટલાક નામો તે સાધારણ કોટીના મનુષ્યોના નહિ, પણ દુનીઆના આભૂષણ રૂપ મહાનુભાવોના છે તેઓએ પ્રજાના ભાગ્ય ઘડયા છે, અને ઇતિહાસમાં ભારે પરિવર્તન જગાવ્યા છે એક શબ્દમાં કહીએતો દુનીઆનો લડાઇઓ અને ખુનરેજીઓના મૂળ રૂપે આ સુખ મેળવવાની લાલસા રહેલી છે

પણ સુખ મેળવવામાં વિચાર કરવો ઘટે વસ્તુના બાહ્ય દેખાવથી મોહાઇ ન જવું ઘટે પણ તેનુ પેટ તપાસવુ એ દરેક વિવેકી, વિચારશીલ મનુષ્યનુ કર્તવ્ય છે

તમે એક ઘોડો ખરીદ કરવા જાવતો તેના રૂપરંગ અને આભૂષણોથી મોહિત ન (. થતા પણ તેની શકિત, જોર ચપળતા ઉપરજ તેની કિંમત આંકો છો-અને નહિ કે તેના બાહ્ય દેખાવને માન આપનાર ખરાબ સોદો કરી લાવશો તેવીજ રીતે અને તેટલાજ પ્રમાણમા આપણે અમુક સુખનો વિચાર વસ્તુનુ પેટ તપાસી કરવો અત્યાવશ્યક છે, અને જે માણસ ચિત્તાકર્ષક દેખાવ જોઇને-ઉપરના ઘોડાના દાખલા પ્રમાણે-તેને ભેટી પડે છે તે જરૂર પડવાનો, ઠોકર ખાવાનો ત્યારે સુખ શામાં છે તેનો વિચાર કરીએ

ખરૂં સુખ એવી ચીજોમાં છે કે જે ચીજો 'દુનિઆની પ્રચલિત ચીજોથી ભિન્ન છે તે સંસારની ચીજો કેવી કે ધન, માલ, મિલકતમાં છાંટાભાર નથી તે સંસારની દુખી ગણાતી ઝુપડી-ભયાભત ગણાતુ જંગલ અને અંધારી કહેવાતી ગુફામાં છે

ખરૂં સુખતો સત્યતામા-શાંતતામાં-અપરિગ્રહમા-અને નિષ્કામ સેવામાં રહેલું છે, ખરૂં સુખ આલેશાન મકાનની સુવાસ્પમા નથી, પણ ગરીબ ઝુપડીની કઠિણતામા છે તે લક્ષ્મીની રેલમ છેલમા નથી પણ તેના અભાવમા છે તે ખુશામતીઆઓની વાકપટુતામાં નથી પણ સંત મહંતોની જ્ઞાન ગોષ્ઠીમા છે, તે લડાઇઓ જગાવવામાં નથી પણ સેવા દેવામાં છે", સેવા દયો અને સુખી થાવ, જગત્ સેવા એજ પ્રભુ સેવા છે, સેવા સેવા અવની તલમા ધર્મ બીજો ન જાણુ" વગેરે વગેરે સેવાનુ માહત્મ્ય ગાય છે

આજ સુખની ખરી સામગ્રી છે, આવા આશયો વાળા મહાત્માઓ જગતને સુખી બનાવવામાં સહાયભૂત થાય છે તેઓ પોતે તરે છે અને બીજાઓને તારે છે પહેલો રસ્તો જ્યારે સુખ બતાવીને દુખમાં લઇ જાય છે ત્યારે બીજો રસ્તો દુખ ખડુ કરી ને સુખનો આસ્વાદ કરાવે છે, જે કપટ, અસત્ય જુઠ સ્વાભાવિક રીતેજ સામેલ હોય છે, અને તેથી જીવનની જે અધોગતી થાય છે તતો જેણે અનુભવ્યુ હોય તેજ જાણે. અપરિગ્રહ અને ઇશ્વર આજ્ઞાને અનુસરનારા જીવો અનંત સુખના ભોગી બને છે, તેઓજ દુનીઆને તારે છે તેઓજ દુનીઆના જીવોને જ્ઞાનનો બોધ પમાડે છે અને અનેક આધિ વ્યાધિઓમાંથી બચાવી લે છે આજ આપણી ખરી મુડી છે, અને તેમાંજ જીવનની પરમ સાર્થકતા રહેલી છે તે પ્રમાણે અનુસરીને સંસારના જીવો દુનીઆને ઉજ્જવલ અને રમ્ય બનાવશે ઇતિ ૐ

ગામળદાસ ત્રીકોવનદાસ ગાંધી.

# गुप्तधन.

[ અનુવાદક.—રમણીકરાય જેઠાલાલ દવે ]

( ગતાંકથી ચાલુ )

"વન છોડવાનું તો ન બન્યું મે જોયુ કે જરા જોવા તો દે કે એમાં શું છે આ ઉપજેલી શકાઓનું નીરાકરણ કરીને જવુ તે ઠીક છે આ ચિન્હોપર બહુ બહુ તપાસ કરી પણ કંઇ ફળ ના મળ્યું. બરાબર પસ્તાયો કે મે તે લખાણને બાળી શું કરવા મૂક્યુ ? અથવા તેને રાખત તો શું કંઇ હરકત હતી ?

"પછી હું આપણી જન્મભુમીમાં ગયો. આપણા પિતાના સ્થાનની મોટી ખરાબ સ્થિતિ જોઈ મને શોક થયો તે મે જોયુ તો હુ સન્યાસી હતો અને એ ધન રત્નોની મારે કંઇ પણ જરૂર નથી, પણ આ ગરીબ બિચારા દુ ખી છે એમને માટે ગુપ્ત ધનને શોધી કાઢુ તો એમા મારો શો દોષ ?

"આ લખાણ કર્યા હતું તે હું જાણતો હતો એને મેળવવુ તે મારા મનમાં રમત હતી

ત્યાર પછી એક વર્ષ સુધી આ અઘોર જગતમાં હિસાબ ગણતો અને શોધતો હતો, મનમાં કોઇ જાતની ચિન્તા ન રહી, મને દિવસે દિવસે હિંમત આવવા માંડી અને મારો જોસ પણ વધતો ગયો આને માટે રાતદિવસ આ એક કામમાં મહેનત કરતો હતો

"અને ત્યારથી તમે મારી પાછળ ક્યારથી પડયા છો તેની મને ખબર નથી જો હું મારી મૂળ દશામાં હોત તો તું મને ચોક્કસ ઓળખત, જો કે હું તારા ઉપર ખુશી હતો. મને બહારની વાતો યાદ પણ આવતી ન હતી

"પછી જે વસ્તુ શોધતો હતો તેનો પત્તો હમણાંજ મેળવ્યો છે અહિ જેટલું ધન છે એટલું તો રાજદરબારના ભંડારમાં પણ નહિ હોય ફક્ત એકજ ભેદ બાકી છે, કે જેને ખોલેથી તે ધન મારે હાથ આવશે.

"આ ભેદ બધાથી કઠણ છે, એને પણ ચોક્કસ મનમાં ખોલી ચુકયો છુ આને લીધે મે ખુશીથી "મળી ગયુ" કહીને હુ બોલી ઉઠયો હતો અથવા જો હુ ઇચ્છુ તો જરા વારમાં હું આ સોનાના તથા મણીના ભંડારમાં જતો રહુ

મૃત્યુંજય શંકરના પગમાં નમી પડયો અને કહ્યું, " આપ સન્યાસી છો એટલે આપને તો આ ધનની જરૂર ન હોય, માટે મને આ ભંડારમાં લઇ જાઓ, મારી ધારેલી આશાને તોડી નાખો નહિ.

શંકરે કહ્યુ—આજે મારૂં છેલ્લામાં છેલ્લું બંધન તુટી ગયુ છે જે પત્થર ફેંકીને તે મને મારી નાખવાનો ઇરાદો રાખ્યો હતો તે પથર જો કે મને વાગ્યો તો નહિં, પરંતુ તેણે મારા મોહનો પડદો તોડી નાખ્યો આજે મે વાસનાની ભયંકર મૂર્તિને જોઇ લીધી, મારા ગુરૂવર પરમહંસજીની ગુપ્ત અથવા શાન્તી ભરેલા હસવાને (મશ્કરી) આટલા દિવસ પછી મારા હૃદયરૂપી કલ્યાણકારક દીવાને હુ સમજી શકયો નહતો

મૃત્યુંજય શંકરના પગ પકડીને ગદગદ સ્વરે બોલ્યો, "આપતો મુક્તાત્મા છો, હુ તો મુક્ત નથી અને મુક્તિ પણ માગતો નથી. મને એ ઐશ્વર્યનુ ભાન કરાવશો નહિ"

સન્યાસી બોલ્યો–"બેટા આ તારા ધનનો લેખ પાછો લે અને તને ધનનો પત્તો મળે તો લઇ લેજે

એમ કહીને લખાણુ અને લાકડી મૃત્યુજયને આપીને સન્યાસી ચાલતો થયો, મૃત્યુજય બોલ્યો "મારા ઉપર કૃપા કરવી જોઇએ મને અહીંયાં મુકીને જશો નહિ મને એ ધન બતાવો

કશો જવાબ ન મળ્યો

ત્યારે લાકડીને આશરે આમતેમ લાકડી ઠોકતો બહાર નિકળવાને કોશીશ કરી પણ રસ્તો ભુલભુલામણી જેવો બહુ સાંકડો હતો પગ થાકીને લોથ થઇ ગયા હતા. છેવટે શોધતે શોધને થાકીને એક જગાએ સુઇ રહ્યો અને નિદ્રા આવવા માટે વાર ન થઇ

જ્યારે તે નિદ્રામાંથી જાગ્રત થયો ત્યારે તેને ખબર ન હતી કે રાત છે કે દિવસ, અને દિવસ કેટલો ચડ્યો છે તે પણ જાણવાને તેની શક્તિ ન હતી. જ્યારે સખત ભૂખ લાગી ત્યારે પોતાની પાસેના ભાથામાંથી થોડું ખાઇ લીધુ. થોડીવાર પછી એકવાર ગુફાની બહાર જવાનો રસ્તો શોધવા લાગ્યો. જાણે રસ્તો છે કે નહિ એમ વિચાર કરીને પાછો બેઠો અને આમતેમ જોઇ બોલ્યો, ' સાધુજી આપ ક્યાં છો ? "

આવુ બોલવાથી તેનો પોતાનો અવાજ પાછો ફરી બોલવા લાગ્યો (પડઘો) થોડીવાર પછી જવાબ મળ્યો "હુ પાસેજ છુ કહે શું જોઇએ છે ! "

મૃત્યુજય ધીરા સ્વરે બોલ્યો ધન ક્યાં છે એ કૃપા કરીને બતાવો "

પછી કઇ જવાબ ન મળ્યો મૃત્યુજયે જોરથી કહ્યું પણ જવાબ ન મળ્યો જેને રાત દિવસની ખબર નથી, એવો દુખનો માર્યો મૃત્યુજય સુઇ ગયો

અર્ધ જાગ્રતમાં વિચાર કરવા લાગ્યો ને વિચારમાં ને વિચારમાં એક બુમ મારી અરે બાપજી. આપ ક્યાં છો ? "

પાસેથી જવાબ મળ્યો "હાં હુ અહિંયુ શુ માગે છે ? "

મૃત્યુજય બોલ્યો "હુ કશુ માગતો નથી. મને આ ગુફાની બહાર લઇ જઇને બચાવો.

સન્યાસીએ પૂછ્યુ શુ ધન નથી માગતા ?

મૃત્યુજય 'ના, ના, નથી માગતો'

ત્યાર પછી થોડીવારે ચકમકના પત્થરનો અવાજ થયો અને દીવો સળગ્યો સન્યાસીએ કહ્યુ "ત્યારે આવો " મૃત્યુજયે તે ગુફામાંથી બહાર નિકળવા માંડયુ

મૃત્યુજય ધીમે ધીમે બોલ્યો, 'બાપજી શુ મેં જે જોયુ' તે બધુ ખોટુ હતુ ? અને આટલી બધી મહેનતે શુ ધન નહિ મળે? "

તરતજ દિવો ઓલવાઇ ગયો. મૃત્યુજય બોલ્યો, કેવો નિષ્ઠુર માણસ ? " આમ કહીને તે બેસી ગયો અને શોધવા લાગ્યો. સમયનો કઇ હિમાબ ન હતો કે અધારુ કેટલુ છે તે પણ ભાન ન હતુ મૃત્યુજયે વિચાર કર્યો કે મારૂ શરીર અથવા મનના બળથી અધકારને કકડે કકડા કરી દઉ પણ શુ કરે પ્રકાશ, આકાશ અને પૃથ્વિની અ દરના વિચિત્ર દેખાવોને લીધે તેનો જીવ ગભરાવા લાગ્યો અને બોલ્યો " અરે ઓ નિર્દય સન્યાસી. હુ ધન નથી માગતો, પણ મને બચાવો "

સન્યાસીએ કહ્યુ–" શુ ધન નથી માગતા ? તો મારો આ હાથ ઝાલો અને મારી સાથે આવો

આ વખતે દિવો ન સળગાવ્યો. એક હાથથી પોતાની લાકડીને બીજે હાથે સન્યાસી-નું કપડું ઝાલીને મૃત્યુજય ચાલવા લાગ્યો. ઘણી વાર સુધી તો મોટા નાની પત્થરમાં ચાલ્યો અને એક સ્થાન આગળ આવી પહોચ્યા એટલે સંન્યાસીએ કહ્યું–" ઉભા રહો "

મૃત્યુજય ઉભો રહ્યો થોડીવાર પછી એક લોઢાનું કમાડ ઉઘડતું હોય તેવુ તેને ભાસ્યુ સન્યાસીએ મૃત્યુજયનો હાથ પકડીને કહ્યુ " આવો."

મૃત્યુંજયે ચાલવા માંડયુ ને ચાલતે ચાલતે એક નાની ઓરડીમા પેઠા પછી ચકમકના પત્થરના જેવો અવાજ થયો. અને થોડીવાર પછી દીવો સળગ્યો, અને જ્યારે દીવો સળગ્યો ત્યારે તેને કંઇ અદભૂત દ્રશ્ય જોવામાં આવ્યુ. ચારે બાજુએ ભીંતો ઉપર સોનાની જાણે ચાદર ના ગોઠવી હોય તેવુ જણાવા લાગ્યુ મૃત્યુજયની આંખોને મોહ થયો. અને પાગલ-ની માફક બોલી ઉઠયો " આ સોનું મારૂં છે–ને હું તેને કદી પણ લીધા વગર નહિ છોડુ.

સન્યાસીએ કહ્યુ—' સારૂં, તે સોનું લીધા વગર ના છોડશો, આ દિવો, ખાવાને માટે ભાથુ અને એક મોટો પાણીનો લોટો મૂકીને જાઉં છુ."

જોતજોતામાંજ સન્યાસી ચાલ્યા ગયા અને સોનાના ભંડારના લોઢાનો દરવાજો પણ બંધ થઇ ગયો.

ખરેખર સોનુ છે કે નહિ તે જોવાને તેણે ચારે બાજુએ ફરી ફરીને તપાસ કરવા માંડી નાના સોનાના ટુકડા ભાંગીને તેણે આમ તેમ ફેંકયા, એકથી બીજાને ઠોકી ઠોકીને અવાજ કરતો, અને આમતેમ ફેરવી ફેરવીને તેનો અનુભવ કરવા લાગ્યો. છેવટે થાકયો ત્યારે સોનાની ચાદર પાથરીને આરોટયો અને સુઇ ગયો.

જ્યારે જાગ્યો ત્યારે જોયુ કે ચારે બાજુએ સોનું જ સોનુ જ ઝગમગતુ હતું સોના ના સિવાય બીજુ કશુ નહતુ મૃત્યુજય વિચાર કરવા લાગ્યો, કે પૃથ્વિ ઉપર પ્હો ફાટવાની તયારી હશે બધા જીવજન્તુ આનંદથી જાગ્યા હશે મારા ઘર આગળના તળાવ પાસેના બગીચામાંથી સવારમા જે સુગંધ આવતી હતી અત્યારે કલ્પનાથી તેની સુગંધી નાકમાં પેસવા લાગી અને બતકો કે જે તડકાને વેઠી શકતી નથી તે તળાવમા પડે છે ને પાણીમાં આમતેમ રખડે છે, અને મારી આ ધોવાના કપડા લઇને તેની સાથે દહીને વાસણ ઉટ-કવાને માટે લઇને તળાવના કિનારા આગળ આવી છે એટલામાં બારણું ખખડાવીને મૃત્યુજય બુમો પાડવા લાગ્યો, "સાધુ મહારાજ આપ કયાં છો ?"

દરવાજો ઉઘડી ગયો, સન્યાસીએ પૂછયું, " શુ જોઇએ છે ?"

મૃત્યુજય—" બસ હું બહાર નીકળવા માગુ છુ પણ શુ આ સોનાની ચાદરના બે ટુકડા પણ મારી સાથે લઇ જઇશ શકીશ નહિ ? "

આનો જવાબ ન આપીને સન્યાસીએ એક નવો દિવો ફરી સળગાવ્યો–પાણીનું ભરેલુ કમંડલ પણ મુકી દીધુ અને તેની પાસેનુ કંઇક ખાવાનુ પણ મુકયું, અને મૂકીને તરત નિકળી ગયો બારણું બંધ થઇ ગયું,

મૃત્યુજયે સોનાની એક પાતળી ચાદર લઇને જેવો ભાગંતો હોય તેવી રીતે ટુકડે ટુકડા કરી નાખ્યા પછી એ ટુકડાને ઓરડીની ચારે બાજુએ ફેંકવા લાગ્યો કોઇ વખત દાત બેસાડી બેસાડીને સોનાની ચાદરો ઉપર નિશાન કરવા લાગ્યો અને કોઇ વખતે સોનાની એક ચાદરને જમીન ઉપર ફેંકીને અને જોરથી લાત મારવા લાગ્યો. મનમાં ને મનમાં કહેવા લાગ્યો કે દુનિયામાં આના કેટલાક બાદશાહ હશે કે સોનાને લઇને આવી

વાતો કરતા હસે ! એક વખત મૃત્યુંજયના મનમાં વિચાર આવવા લાગ્યા કે આ સોનાને ભાગીને ચૂરેચુરા કરીને ધુળ જેવો ઝીણો ભૂકો કરીને સાવરણી વતી બધી રજ-કણો ઉડાવી દઉં અને આવી રીતે દુનિયાના સર્વ લાલચુ રાજાઓ અથવા બાદશાહોમાં તેમના સમાન ગણાઈ શકુ

આવી રીતે મૃત્યુંજય તેનાથી બની શકે તેટલા જોરથી સોનાની ચાદરોને ઘસેડતે, ફેંકતો થાકી ગયો અને સુઇ ગયો. ઉંઘમાંથી ઉઠીને પછી ચારે બાજુએ સોનાને જોવા લાગ્યો. ત્યારે દરવાજો ઉઘાડવાને માટે તેણે જોરથી બુમો પાડી "સાધુજી મને આ સોનાની જરૂર નથી બીલકુલ જરૂર નથી"

પણ દરવાજો ન ઉઘડયો બુમો પાડતે પાડતે મૃત્યુંજયનું ગળુ તો બેસી ગયુ તોપણ દરવાજો ન ઉઘડયો. સોનાનો એક એક ટુકડો લઇને તે બારણામાં જોરથી મારવાને ઠોકવા લાગ્યાં પણ તેનું કઇ ફળ ન મળ્યુ મૃત્યુંજયની છાતી તો ધડકવા લાગી ને વિચાર કરવા લાગ્યો કે સન્યાસી હવે આવશે કે નહિ ?

શુ સુખને બદલે આ સોનાના કેદખાનામા રીબાઈ રીબાઇને મરવુ પડશે ?

ત્યારે સોનાને જોઇને તેના ઉપર ગુસ્સો થઈ આવતો એક કઠીણ હાસ્ય જેવુ સોનાની ભીંતોમા જોયુ, તેમાં કમકમાટી ઉઠે એવુ નહતું તેમજ કઇ અડચણ નહતી તે છતા મૃત્યુંજયની છાતી તો હજી ધડકતી હતી, તરસ પણ લાગી હતી, એની સાથે તેને શાન્તી આપે તેવુ પણ કોઈ ન હતું દુઃખનો બેલી પણ કોઇ ન હતો હવે મોતું જોવાને માંગતો નહતો. ન જણાય આકાશ ન મળે હવા, નહતો પ્રાણ છોડતો કે નહતી મુક્તિ પણ એ તો આ અઘોર અંધકારમા સદાને માટે ઉજળો અથવા મહેનતુ થઇ રહ્યો હતો.

શુ પૃથ્વિ ઉપર અંધારૂં છવાઇ ગયુ હશે ? અહા ? અંધારાની મીઠી મંજારને છોડીને આગલી રાત્રીને મે રડી રડીને કાઢી છે ? અને વાદળમા તારાઓનુ સુંદર ઝુમકુ દેખાતુ હશે મારી આ સંધ્યાકાળના સમયે દિવો સારૂ કરીને એક બાજુએ ખુણામાં મુકતી હશે મન્દિરમાં આરતીના સમયે ઘડીયાળ, ઘંટનો નાદ થઈ રહ્યો હશે,

ગામની, તથા તેના ઘરની ઘણી નાની નાની, તુચ્છમાં તુચ્છ રચનાઓ વિષે વિચારો મૃત્યુંજયના આગળ ખડા થયા, એનો એક ટીપુ નામનો કુતરો સંધ્યાકાળ પછી માથુ અને તેની વાંકી પૂછડી હલાવતો હલાવતો મૃત્યુંજય પાસે આવતો તે પણ તેને યાદ આવ્યું, બારીગલ ગામમાં જે દુકાનદારની દુકાને તે બેઠો હતો અને પછી પોતાના ભાથા માટે ઘેર ગયો હતો તે પણ યાદ આવ્યુ ને તેને બીજુ પણ યાદ આવ્યુ કે બિચારો દુકાનદાર કેવી મારી મશ્કરી ઉડાવતો હતો આજ કાણુ જાણે કેવો દિવસ છે તે કોણુ જાણે, જો કદાચ રવિવાર હોય તો નોકરીવાળા લોકો કેવા પોતાને ઘેર આનંદથી સુતા હશે, ને નાના છોકરાઓ રમવાને માટે પોતાના બાંધવધને કેટલા જોરથી પોકારતા હશે, નેતાઓ આકાશના તારાઓ કે જે, નાના નાના સુંદર આકાશમાં પ્રકાશી રહેલાને જોવા માટે મેદાનમાં મારા ઘર આગળથી જતા હશે ત ગામ જનારા લોકો એક ગામથી બીજે ગામ જવાને તૈયારી કરતા હશે

પૃથ્વિ ઉપર આ વિચીત્ર, વિશાળ, અથવા સદા ચચળ જીવ પ્રવાહથી, નાનામા નાની ને મોટામાં મોટી વસ્તુ મેળવવા માટે આપણી જીંદગી વીતાવીને માટીનો ભોગ થઇએ છીએ તે જીવન, તે આકાશ, તે પ્રકાશ એમને માટે પૃથ્વીમાં અનરૂપ ધનરૂપે દેખાય છે અને તેની સાથે જણાવવા લાગ્યુ કે એકવાર થોડા વખતને માટે જો મારી, આ ધન

કરતા તે અમૂલ્ય ધન રૂપી મારી જન્મભૂમીમા જઇને જો મારો દેહ પડે અને જો છેલી સુગધમય હવા [ જન્મભૂમીની ) લઇને મરી જાઉ તો આ મારૂં જીવન ધન્ય થઈ જાય

એટલામાં બારણુ ઉઘડી ગયું સન્યાસીએ અદર પ્રવેશ કરીને પૂછયુ, "મૃત્યુજય હવે શુ જોઇએ છીએ?"

તે બોલ્યો—"કોણ હું! હુ તો કશુ માગતો નથી, ફક્ત આ ગુફામાંથી આ અધારામાંથી, આ હયાતીના ધન્ધામાંથી, આ સોનાની કાળરૂપ કોટડીમાંથી બહાર જવા માગુ છુ અને પ્રકાશ જોઇએ, આકાશ જોઇએ, અને મુક્તિ જોઇએ?

સન્યાસીએ કહ્યુ—આ સોનાના ભડાર કરતાં પણ વધારે મૂલ્યવાન રત્નનો ભડાર અહીં છે, શુ ત્યાં એકવાર નથી જવુ?

મૃત્યુજય—ના, ના, નથી જવુ"

સન્યાસી—"શુ તારે જરા જોવાની પણ ઇચ્છા નથી?"

મૃત્યુજયએ કહ્યુ—"ના હું જોવાને પણ નથી માગતો આ નર્કમા લઇ જનાર દ્રવ્યને હવે હું શામાટે મેળવુ? કારણ મારા પિતા તથા દાદા વગેરેનો જન્મારો આ ધન માટે વ્યર્થ કર્યા છતા તે ન મળ્યુ અને મે પણ લઇ જવા માટે બહુ કોશીશ કરી અને તેને માટે મે મારી જન્મભૂમી તજી, ઘર તજ્યુ, મારી સ્ત્રી તથા પુત્રો તજ્યા, છતાં ન મળ્યુ અને હવે મને ચાક્કસ સમજાય છે કે આ ધન નકામું છે ભલે ભિખારી થઇ લંગોટી પહેરીને ભીખ માગીને મારૂં ગુજરાન ચલાવીશ પણ મને આ ધનની ઇચ્છા તેમજ અરી રહેવાની ઇચ્છા બિલકુલ જ નથી."

સન્યાસીએ કહ્યુ "સારી વાત છે તો આવો,"

મૃત્યુજયનો હાથ ઝાલીને સન્યાસી એક ઉડા કુવા આગળ તેને લઇ ગયો તેના હાથમા લેખ જોઇને તેને પૂછ્યુ "આને લઇ તમે શુ કરશો!"

મૃત્યુજયે એ લેખના ટુકડે ટુકડા કરી નાખ્યા, અને કુવામાં ફેંકી દીધું

સન્યાસીએ આ જોઇએ, મૃત્યુજયની પીઠ થાબડીને કહ્યુ "જાઓ બેટા સુખીરહો"

---

# श्रीकृष्ण—चरित्र

(લેખક રા કે, સી. મહેતા.)

મનુષ્યોના ચરિત્રો આજકાલ જેટલા પ્રકારે ચિત્રીત કરવામા આવ્યો છે તે બધાથી ચઢીઆતું શ્રીકૃષ્ણ ચરિત્ર છે આદીથી અન્ત સુધી આ ચરિત્રમા વિશેષતાઓ અને અલૌકીકતાઓ સમાયેલી છે જે તરફથી આપ આગળ વધશો તેજ તરફથી આપને દિવ્ય દર્શનોની સાથેજ પુર્ણતા દ્દષ્ટિગોચર થશે. ધાર્મિક અને સામાજીક અઘરી સમસ્યાઓ-જેને ઉકેલવામાં મોટા મોટા વિદ્વાનો અને પડીતો પાછી પાની કરી ગયા છે તે શ્રીકૃષ્ણ-ચરિત્રમાં પોતાની મેળેજ ઉકેલાઇ ગએલી માલુમ પડશે, ગભીરતા પુર્વક આપ આ અનુપમ ચરિત્રનું મનન કરશો, ચિત્ત અલાકીક આનદ અને સતોષનો અનુભવ લઇને પોતાની મેળેજ પ્રફુલીત થઇ ઉઠશે.

શુ આપને જ્ઞાનના વિષયની સમસ્યાઓ ઉકેલવા ઇચ્છા છે? તો કૃપાપૂર્વક તે પ્રસગનુ સ્મરણ કરશો જ્યારે શકાઓમા ઘેરાએલા અર્જુન શસ્ત્ર નાખી દઇને વિમુઢ બનીને ઉભા છે અને ભગવાન પ્રસન્નતાની સાથે તેણી આસપાસ ઘેરાએલી શકાઓને ગાજર-મુળાની માફક ઉખાડા ઉખાડીને ફેકી રહ્યા છે તે ઇશ્વરીય સગીત તે ભગવદ્ગીતા શુ કોઇ સાધારણ વસ્તુ છે? પુછશો જે કઇ પુછવુ છે, કલ્પશો જે કઇ કલ્પવુ છે, વિચારશો જ્યા સુધી આપ વિચારી શકો છો જ્યારે આપ હતાશ થઇને થાકી જાઓ અને ક્યાએ ઉત્તર ન મળે ત્યારે ભગવાનના તેજ ગાદ્યોમા તમારી મનોઅભિલાષિત વસ્તુ શોધશો, આપને અવશ્ય મળી જશે

શુ આપ કર્મની પરાકાષ્ટા જોવા ઇચ્છો છો? તો મહેરબાની કરીને મહાભારતનાં પાના ઉલ્ટાવશો ત્યાં જાશો કે કર્મ કોને કહે છે અને કર્મનું પ્રકૃત સ્વરૂપ કેવુ હોવું જોઇએ શુ આપ આનો ઉત્તર શાન્તીપર્વ અથવા ઉદ્યોગપર્વ ઇત્યાદીમા જોવા ઇચ્છો છો? નહિ મહાશય! આનો ઉત્તર આપ શ્રીકૃષ્ણ-ચરિત્રમાં-તેમનાં આચરણોમાં—જોશો જે આટલા મોટા મહાભારત-યુદ્ધના એકલા સુત્રધાર રહ્યા છે, જેઓએ ઇચ્છા માત્રથીજ ૬૦ હજાર માદનોનો પરસ્પર સહાર કરાવી દીધો જેઓએ ભારત-સમ્રાટ દુર્યોધનનો સત્કાર અસ્વીકૃત કરીને વિદુરના ત્યાં શાક ખાધુ અને દીન-ગરીબ સુદામાના પગ ધોયા જેઓ નાનામાં નાનું અને મોટામાં મોટુ કામ કરી બતાવવામાં પણ સમાન ભાવ ધારણ કરી રાખ્યો, જેમનાં ચરિત્રમાં કોઇ પણ સમયે કોઇ પણ દુર્બળતાનાં દર્શન ન થયાં, તથા જેઓએ ભોગ અને યોગનો અનુઠો સમજસ્ય સિદ્ધ કરી બતાવ્યો-તેમનાં ચરિત્રથી આપને કર્મની શિક્ષા મળી શકે છે તેનુજ મનન કરવાથી કર્મ વિષયક શકાઓની ગુચવાએલી ગાંઠો છોડી યા છુટી કરી શકાય છે,

શુ આપ પ્રેમ અને આનંદના વિશુદ્ધ સ્વરૂપને જોવા ઇચ્છો છો? તો આપ શ્રીમદ્ ભાગવતમા શ્રીકૃષ્ણચન્દ્રની બાળલીલાનું દર્શન કરશો જોશો કે ત્યાં પ્રેમ, સૌન્દર્ય અને આનદના કેવા પ્રકારે પ્રત્યક્ષ અવતાર બની ગયા છે તેમના બધા રૂપોમા તેજ એક અલૌકીકરૂપ છે જેવુ ભુવન-મોહન સૌદર્ય છે તેવીજ સ્વભાવિક સરળતા ત્યાજ આપ જોશો કે અનન્ત સમ્રાટોના પણ સમ્રાટ જગદીશ્વર ગળામાં ગુજા પહેરીને, મસ્તકપર મયુર પખનો મુકુટ ધારણ કરીને અને પીઠપર કામળો નાંખેનો છે ક્યાંક આપ જોશો કે મમલ કમલ જેવુ કલીત કલેવર તથા મધુર કમળ જેવુ મુખમડળ ધારણ કરવાવાળા સાક્ષાત સૌદર્ય-આગર તેઓ નટનાગર હાથમા લાકડી લઇને જમુના-કિનારે ગાયો ચરાવતા ફરે છે ત્યાંજ આપ જોશો કે અનન્ત ઐશ્વર્યશાળી થઇને પણ ભગવાન માખણ ચોર બને છે અને પગોમાં સખિયુ બધાવે છે! ધન્ય છે તે સ્થાન જે ભગવાનનુંનિવાસ-સ્થળ બન્યુ અને ધન્ય છે તે લોક જેઓએ ભગવાનનો સાક્ષાત્કાર કર્યો અને બીજુ પણ આપ જોવા માગો છો તો તેમના જન્મનોજ વૃતાંત જોશો સસાર કંસના કષ્ટોથી અકળાઇને દુઃખસાગરમાં ડુબી ચુક્યો હતો ચારો તરફ પરતત્રતાના દ્રશ્યો નજરે પડતા હતા સ્વતત્રભાવથી કોઇ પણ સત્કર્મ થવા નહતુ પામતુ આવા અવસરપર સકટોથી ગભરાઇને બધા લોકની દ્દષ્ટિ સકટ-નિવારણની તરફ ગઇ ત્યારે શુ થયું? સ્મરણ કરશો. ઘનઘોર ઘટાઓથી ઘેરાએલું આકાશ અતી ભયકર રૂપધરી રહ્યું છે જગતપર સર્વત્ર શાંતીછે અધકારનાલીધે

રાત્રી ભયંકર દીસે છે પ્રકૃતિમાં ક્ષુબ્ધતાની પરાકાષ્ટા થઇ ગઇ છે આવા અવસરપર પરીસ્થિતિરૂપી કાચડથી કૃષ્ણકમળનો આવિર્ભાવ થઇજ ગયો એકાએક ચારે તરફ પ્રકાશ થઇ ગયો, બધા સમજ્યા કે આજે સ્વતંત્રાનું સ્વરૂપ ઉત્પન્ન થઇ ગયુ અને સ્વેચ્છાચારિતાનો નાશ થઇ ગયો, પાઠક મહાશય સમજી શકે છે કે વ્યવસ્થા અથવા વાસ્તવિક સ્વતંત્રતાની મુર્તી ક્યાં ઉત્પન્ન થઇ હતી તેજ સ્થાનમા જે વ્યવસ્થાનું જીવતું-જાગતું ચિત્ર છે-તેજ સ્થાનમાં જે દુષ્ટોને ભયદાયક તથા વાસ્તવિક સ્વાતંત્ર–પ્રેમીઓને સુખદાયક છે તેજ સ્થાનમાં જેને જેલખાનું યા બંદીખાનું કહે છે. શું આ અલૌકીક જન્મથી હૃદયમાં અલૌકીક ભાવો જાગી નથી ઉઠતા !

બીજી પણ એક છબી જોશો સાક્ષાત્ કાળસ્વરૂપ કાલી–નાગ ફણ ફેલાવીને ઘુમી રહ્યો છે, તેના ફુફાડાની ઝેરીલી હવાથીજ જમુના–જળ જહરમય થઇ ગયુછે ચારે તરફના સંપુર્ણ પ્રાણી વ્યતીત છે. પણ આ શું ! આવા ભયંકર કાળના ઉપર મનોહરમુર્તીવાળો આ કોણ નૃત્ય કરતો દેખાય છે જેની તરફ એકવાર આંખ ઉઠાવતાંજ સંપુર્ણ ભીતી ભાવો એકદમ નાશી જાય છે. આ પણ તેમની નટનાગરની જ મુર્તી છે

સંપુર્ણ સંકટોમા શ્રેષ્ટ સંકટ મૃત્યુથી–કાળથી–મનુષ્ય ડર્યા કરે છે પરંતુ તેના ઉપ-રની લીલામયની મુર્તીનું જે અવલોકન કરી શકે છે તેજ ” કૃષ્ણ ભગવાનની કાલી–દમન લીલાનું તત્વ સમજી શકે છે

જો તેમની અલૌકીક લીલાઓ ભાવિક ભકતોના માટે છોડી દેવામા આવે તોપણ તેમના ચરિત્રમાં માનવ શકિતયોની પૂર્ણ પરાકાષ્ટાની સાથેજ અનુપમ સાદાપણાનું સામંજસ્ય ચિત્તને બીલ્કુલ હરી લે છે તેઓ અત્યંત જ જ્ઞાનવાન શકિતવાળા અને સૌન્દર્યવાન હતા

તેઓ વિપુલ ઐશ્વર્યના સ્વામી અને સુપ્રસિદ્ધ રાજકુમાર હતા આટલું થતાં પણ તેઓ બાહ્ય આડંબરથી કટલા બધા દુર હતા ! પરિધાન અને પરિચ્છેદમાં કેટલા બધા સાદા હતા? પરોપકારમાં કેટલા બધા પ્રસ્તુત હતા અને ગાયો, વિદ્વાનો તથા નિર્બળો અને દીન–ગરીબોના કેટલા મોટા સહાયક અને સેવક હતા

શું આવા અલૌકીક ચરિત્રવાન મહાત્માને આપણે પરમાત્મા નથી માની શકતા ? પરમાત્મા કોઇ સુંદર વસ્તુ નથી જે કોઇ ખુણામાં અથવા કોઇ સ્થાનમાં છુપાઇને બેઠો હોય. તે સર્વવ્યાપી છે પરંતુ આટલું અવશ્ય છે કે કોઇમાં તેના પ્રકૃત સ્વરૂપનો વિકાસ ઓછો થયો છે, કોઇમા વિશેષ જીવોની ઉત્ક્રાન્તી તેજ ઇશ્વરાંશના વિકાસના શિવાય બીજું કશુ નથી વૃક્ષોથી વધારે વિકાસ પશુઓમા છે, પશુઓથી અધિક મનુષ્યોમાં છે, અને મનુષ્યોથી પણ અધીક તે મનુષ્યોમા છે કે જે અસાધારણ દિવ્ય અથવા અલૌકીક કહેવાય છે જે મનુષ્યનું સચ્ચિદાનન્દત્વ માનવસીમાને પાર કરી ગયું છે, શું તેને પછી પણ મનુષ્યજ કહેવો જોઇએ ? જીવ અને ઇશ્વરમા આટલું જ અંતર છે કે જીવમાં સ્વલ્પ સત્ છે, સ્વલ્પ ચિત્ત છે, અને સ્વલ્પાનન્દ છે અને ઇશ્વરમાં અનન્ત સત્ છે, અનન્ત ચિત્ત છે અને અનન્ત આનન્દ છે આપણને શ્રીકૃષ્ણના સચ્ચિદાનન્દત્વનું અનન્તત્વ વિદીત થાય છે, ત્યારે પછી આપણે તેને પરમાત્મા કેમ ન માનીએ ? શું ગીતાના જ્ઞાનથી ચઢીઆતું બીજું કોઇ જ્ઞાન છે? શું મહાભારતથી ચઢીઆતું બીજુ કોઇ કર્મ છે? શું વ્રજ લીલાઓથી ચઢીઆતો બીજો કોઇ આનન્દ છે? શ્રીકૃષ્ણ ઇશ્વર યા પરમાત્મા હોવામાં સંદેહ શાનો !

ઘણાઓની શકા છે કે ગોપીઓનો પ્રેમ કલુષીત હતો, શ્રીકૃષ્ણ તેમનાપર આસક્ત હતા. માટે તેમને વ્યભિચારી કહેવા યોગ્ય છે પરમાત્મા કદાપિ નથી થઇ શકતા, જે મહાશયો આવી શકાઓ કરે છે અને આવી શકાઓનું સમાધાન કરી મા કરાવી નથી શકતા, તેમની બુદ્ધિ પર મને ઘણો ખેદ થાય છે જેઓ ગોપીઓના પ્રેમનુ સ્વરૂપ નથી સમજ્યા તેઓ પ્રેમના તત્વને બીલકુલ નથી સમજ્યા આ વિષયપર વિશેષ લખવુ વિષયાન્તરે થઇ જશે, પરતુ કઇક લખી દેવુ અનુચીત પણ નહીં થાય ।

શુ શ્રીકૃષ્ણ અને ગોપીઓનો સબધ કટલાક શ્રગારીક કવીઓની કવીતાઓ વાચીને અથવા અભણ રોજગારી રાસલીલા—મડળીઓના ખેલો, જોઇને જ જાણી શકાય છે? આવા ગ્રંથો અથવા અભિનયો અને ગાયનોથી ભગવાનના વિષયમા વિચાર ભ્રષ્ટતા શિવાય બીજું શુ થઇ શકે છે?

જો આપને ગોપીઓના પ્રકૃત સ્વરૂપનું દર્શન કરવુ હોય, તો આપ આ વિષયના આદી તેમજ પ્રધાન ગ્રન્થ શ્રીમદ્ભાગવતમાં આનું વર્ણન—વિગત—જોશો તેમાં શુકદેવ સ્વામીએ આ વિષયનું શી ખુબીની સાથે વર્ણન કર્યું છે. શ્રીકૃષ્ણના વિષયમા ગોપીઓએ સ્પષ્ટ કહ્યુ છે કે.—

**'नखलुगोपिकानन्दनो भवान्, अखिलदेहिनामन्तरात्मद्रक्'**
**महरनन्दकापुत्र तू नहीं, अखिल विश्वका साक्षीरुप है**

જે સમયે રાસ-ક્રિડાના માટે બશી-ધ્વની સાભળીને ઉન્મત્ત થઇને ગોપીઓ શ્રીકૃષ્ણ ની પાસે આવી, તે સમયે કૃષ્ણે કહુ—" હે ગોપીઓ ! તમો આટલી રાતે અહીં કેમ આવી છો, તમે કૃપાપુર્વક પોત પોતાના ગ્રહે પાછી વળો ! તમો ખાનદાન સ્ત્રીઓ છો, ખાનદાની સ્ત્રીઓનુ આ કર્તવ્ય નથી કે તેઓ આટલી રાત વીતે બહાર નિર્જન સ્થાનની તરફ જાય આના પર ગોપીઓએ જે ઉત્તર આપ્યો તે સાંભળશો.

ભગવન્ ! કૃપાપુર્વક આપ આવાં કઠોર વચનો ન કહો' અમો સપુર્ણ સાંસારિક વિષયોનો પરિત્યાગ કરીને આપના ચરણકમળોના આશ્રિત છીએ કૃપાપૂર્વક અમારો ત્યાગ ન કરશો. અમને તેજ પ્રકારે આશ્રય આપશો જે જે પ્રકારે મુમુક્ષુઓને પરમપિતા પર માત્મા આશ્રય આપે છે આપે કહ્યુ' છે —" પતિ, પુત્ર ઇત્યાદીની યથાયોગ્ય ધર્માચરણજ કરવો સ્ત્રીઓનો પ્રધાન ધર્મ છે " તેથી હે ધર્મતત્વજ્ઞ ભગવન્ ! આપના રહેતા અમને તે પ્રકારના ધર્મની આવશ્યકતા નથી જણાતી આપ સર્વથી ચઢીઆતા સર્વ જીવોના ઉપાશક છો, આપ અતર્યામી છો અને સર્વત્ર વ્યાપી રહેલ છો—( પુર્ણ ના રહેતાં અપુર્ણની ઉપાસનાથી શુ પ્રયોજન ? )

આગળ બીજુ પણ જોશો, જ્યારે રાસમાં શ્રીકૃષ્ણ અદ્રશ્ય થઇ ગયા અને ગોપીઓ વિયોગથી વ્યાકુળ થઇ ગઈ ત્યાર તેઓ શુ કહે છે —

**प्रणत कामदम् पद्मजार्चितम् धरणिमण्डनम् ध्येयमापदि**
**चरण-पकजम् शतम वत्ते, रमण ! न स्तणेश्वपेवाधिहन्**

( હે ભગવન ! આપનાં ચરણ-કમળ ભકતોની અભિલાષ ને પુર્ણ કરવાવાળાં છે, લક્ષ્મીથી પુજાયેલાં છે પૃથ્વીના મનોજ્ઞ અલકાર છે, આપત્તિમાં પ્રધાનધ્યેય છે, અને બધાથી વધારે કલ્યાણ કરવાવાળાં છે માટે હે વિપત્તિ-વિહારક ? હે હૃદય-સર્વસ્વ ! આપનાં તે ચરણ-કમળ અમારા વક્ષ સ્થળમાં મુકી દેશો )

શું આ વાતો કલુષીત પ્રેમવાળી સ્ત્રીઓની હોઇ શકે છે ! શું આ વ્યભિચારની વાતો છે ? હરી ! હરી !

બીજું પણ જોશો ! વ્રજમાં આવા આમોદપ્રમોદથી રહેનારા ભગવાન્ કૃષ્ણ એક દિવસ વ્રજ છોડીને મથુરાં ચાલી ગયા તેઓ પછી વ્રજ એક દિવસ માટે પણ પાછા ન હતા આવ્યા ! કેમ ન આવ્યા ? શું તેઓ કોઇના નોકર હતા અથવા વ્રજથી મથુરાં ઘણું દુર હતું અથવા કોઇ ડાક્ટરે મથુરાની હવા ખાવાની કેદ આપી હતી અથવા વ્રજમાં તેમનું કોઇ ચાહવાવાળુજ નહતું રહી ગયું અથવા વ્રજથી કોઇ અક્ષાનનીય પાપકાર્ય કરીને નાઠા હતા જેથી પાછુ ત્યાં મુખ દેખાડવુ વ્યાજબી ન હતું, પછી શું વાત હતી વિચારશો ? શું આવી દુર્ઘટ ઘટના રહેતી હોવા પર પણ કોઇ વિચારશીલ વ્યક્તિ નિશ્ચયપુર્વક કહી શકે છે કે શ્રીકૃષ્ણ ગોપીઓનાપર આસક્ત હતા. સાથેજ ગોપીઓને પણ જોશો ? વ્રજથી મથુરાં ફક્ત પાંચ માઇલ છેટે હતું પછી ગોપીઓ પ્રેમોન્માદિની થઇને ત્યાં સુધી કેમ ન ચાલી ગઇ ? વ્રજમાંજ રોકાઇને રોઇને કેમ બેસી રહી ? તેમના પતિ પણ તેમના આવા કાર્યોપર કદી પણ આડે નહતા આવતા આમ કેમ હતું ? શું તેઓ એકએક નામર્દ હતા, સ્વાભિમાન-શુન્ય ગાંડા હતા અથવા વિમુઢ મનુષ્ય હતા. આ વાતોનો ઉત્તર શું તે મનુષ્ય આપી શકે છે કે જે કહે છે—"ગોપીઓનો પ્રેમ કલુષિત હતો, અને શ્રીકૃષ્ણ તેમનાપર આસક્ત હતા, તેથી તેમને વ્યભિચારી કહેવા જોઇએ ?" કદાપિ નહિ ! પ્રેમનું તત્વ એટલુ સરળ નથી કે જેટલું સમજવામાં આવે છે વિશુદ્ધ પ્રેમી ત્રિગુણાતીત માર્ગપર વિચરણ કરે છે, અને તેના માટે લૌકીક વિધિ નિષેધનું બંધન બીલકુલ નથી રહી જતું આજ પ્રકારે પ્રેમી પોતાના પ્રેમની મહત્તાથી તે પરમેશ્વરને પણ પોતાને વશ કરી લે છે જે જ્ઞાનીઓના માટે પણ એક પ્રકારનું અગમ્ય અને કર્મયોગીઓના માટે પણ એક પ્રકારથી દુષ્પ્રાપ્ય રહેછે—

## धर्मगुरुओनुं माहात्म्य अने कर्तव्य

( લેખક—રા. લાલજી વીરેશ્વર જાની )

यदाचरति श्रेष्ठ, स्तत्तदेवेतरो जन ॥
स यत्प्रमाणं कुरुतें, लोकस्तदनुवर्तते ॥

श्री, भ. गीता अ. ३ श्लोक २१

જે પ્રમાણે શ્રેષ્ઠ પુરૂષો આચરણ કરે છે તે પ્રમાણે બીજા માણસો આચરે છે મોટા પુરૂષો કરે છે તે પ્રમાણ ગણાય છે લોકો પણ તે પ્રમાણે વર્તે છે

હરકોઇ સજ્જન સ્વીકારશે કે શ્રેષ્ટ પુરૂષોની ગણત્રીમાં ધર્મગુરૂઓ પ્રથમ પંક્તિમાં પ્રથમ સ્થાનમાં આવી શકે, અને શ્રીમદ્ ભગવદ્ગીતાના ઉપર જણાવેલા વાક્યાનુસાર ધર્મગુરૂઓના આચરણ પ્રમાણે તેઓના સેવકો આચરણ કરે, એ નિર્વિવાદ છે માટે ધર્મગુરૂઓ જે જગતના ઉદ્ધારક કહેવાય છે તેઓનું વર્તન સર્વ રીતે અનુકરણીય, નિર્મળ, પવિત્ર, નિષ્પાપ, નિર્દોષ, સરલ અને ચાહવા લાયક હોવુ જોઇએ, જેવા ધર્મ ગુરૂઓ હશે

— શ્રીયુત બળદેવપ્રસાદ મિશ્ર, એમ. એ એલ, એલ, બીના લેખ પરથી

તેવા શિષ્યો થશે, જેવા ધર્મ ગુરૂઓ હશે તેવોજ સમાજ પેદા થશે તેથી કોઇપણ સમાજ વા કોઇપણ પ્રજાના કલ્યાણ કે અકલ્યાણનું જોખમ, ધર્મગુરૂઓના વર્તન ઉપર રહે છે. જેના વર્તન ઉપર આટલું બધું જોખમ રહે છે તેવા ધર્મગુરૂઓની લાયકાત કેવી હોવી જોઇએ તે માટે આપણે પ્રથમ " ધર્મગુરૂ " શબ્દની વ્યાખ્યા કરીએ

**' धर्मगुरु ' शब्दनो अर्थ.**

' ધર્મગુરૂ ' એ धर्म + गुरु એ પ્રમાણે બે શબ્દનો સમાસ છે તેમાંથી ધર્મ ' શબ્દ સસ્કૃત ધાતુ ધૃ ( ધારણ કરવું ) ઉપરથી થયેલો છે તેથી ધર્મ એટલે ' ધારણ કર નારો ' અથવા ઉદ્ધાર કરનારો ' અર્થાત જે પાપથી ઉગારે અને દુર્ગતિથી ઉદ્ધારે તે 'ધર્મ' કહેવાય ' ધર્મ ' ની બીજી વ્યાખ્યા એ થઈ શકે કે

**यतोऽभ्युदयनि श्रेयस. सिध्धि स धर्म ॥**

જેનાથી ઉન્નતિ અને પારલૌકિક કલ્યાણની સિદ્ધિ થાય તે ' ધર્મ ' વળી ત્રીજી વ્યાખ્યા એ પ્રમાણે થઇ શકે છે કે

**यं तु आर्या क्रियमाणं प्रशसन्ति स धर्म य तु गर्हन्ते स अधर्म ।**

જેને આર્ય પુરૂષો વખાણે તે ' ધર્મ ' અને જેને આર્ય પુરૂષો નિંદે તે ' અધર્મ ' ચોથી વ્યાખ્યા એ થાય છે કે

**आत्मानदं न्याययुक्तो य स हि धर्मः इति स्मृत ।**

આરભથીજ જેમાં ન્યાય નીતિ હોય તેનું નામ ધર્મ ' વળી પાંચમી વ્યાખ્યા એવી થાય છે કે **वेदे प्रणिहितो धर्मः।** વેદમા કહ્યા પ્રમાણે આચરણ કરવું તે ધર્મ અથવા The service of the humanity is ધર્મ આ પ્રમાણે ' ધર્મ ' શબ્દની વ્યાખ્યા કર્યા પછી હવે આપણે ' ગુરૂ ' શબ્દની વ્યાખ્યા કરીએ,

**गु शब्दस्त्व-धकारोऽस्ति रु शब्दस्तन्निरोधक ।**

' गु ' એટલે ' અધકાર ' અને रु એટલે ' નાશ કરનાર ' અર્થાત ' અધારાનો નાશ કરે તે ગુરૂ, મતલબ એ કે શિષ્યના અજ્ઞાનરૂપી અધકારનો જે જ્ઞાન આપી નાશ કરે તે ' ગુરૂ ' **गृणाति तत्वमिति गुरु** જે તત્વનો ઉપદેશ કરે તે ગુરૂ કહેવાય.

**संस्कृते प्राकृतैश्चैव गद्यपद्याक्षरैस्तथा ।**
**शिष्यं यो देशभाषाभिर्बोधयेत्स-गुरु स्मृत ॥**

અર્થાત્ સસ્કૃત અને પ્રાકૃત ભાષાના ગદ્યપદ્ય વાક્યોથી તથા દેશી ભાષાથી જે શિષ્યને ઉપદેશ કરે તે ' ગુરૂ ' કહેવાય અર્થાત ગુરૂને સસ્કૃત પ્રાકૃત અને દેશી ભાષાનું પણ - પૂર્ણ જ્ઞાન હોવું જોઇએ

ઉપર પ્રમાણે આ બને શબ્દના મૂળ ઉપર વિચાર કરતાં ધર્મગુરૂમાં કેવી જબરી લાયકાત હોવી જોઇએ તે સ્પષ્ટ થાય છે લોકો હજુ એટલા અજ્ઞાન દશામાં છે કે ધર્મનો આવો નીતિયુક્ત વિશાળ અર્થ નહિ કરતાં તેનો ટીલાં ટપકાં, માળા સ્નાન ઇત્યાદિ બાહ્ય પચારમાજ સમાવેશ કરી દે છે પરતુ ઋષિ મુનિઓ અને આર્ય વિદ્વાનોથી સ્થાપિત થયેલી ' ધર્મ ' અને ' ગુરૂ ' શબ્દની ઉપર દર્શાવેલી વ્યાખ્યાઓથી સ્પષ્ટ થાય છે કે જેમા કંઇપણ અધાધુધી કે અનીતિ હોય તે ધર્મ કહેવાય નહિ અને જે કોઈ અનીતિનો વા અનાચારનો ઉપદેશ કરે તે ધર્મગુરૂ કહેવાય નહિ પરતુ જેનાથી શિષ્યવર્ગનું આ લોક અને પરલોકનું કલ્યાણ થાય તેવો નૈતિક પવિત્ર માર્ગ ને ધર્મ કહી શકાય અને તેવા

ઐહિક અને પારલૌકિક સાધનો સંપાદન કરવાને જે ખરો માર્ગ બતાવે તે 'ધર્મગુરૂ' કહેવાય વળી જેને જાહેર રસ્તામાં હજારો માણસોની વચ્ચે અથવા એકી અંધારા ખૂણામાં પણ શુદ્ધ અંતઃકરણથી અને નિર્મળભાવથી આચરી શકાય તે 'ધર્મ' અને એવા નિર્દોષ ધર્મને દર્શાવનાર તથા શિષ્યોને એ ધર્મે દોરનાર 'ધર્મગુરૂ' કહેવાય, અજ્ઞાનથી માણસો અનેક પાપાચરણ કરે છે, અજ્ઞાનથી માણસો અનેક લાલચોમાં સપડાય છે અજ્ઞાનથી માણસો અનેક કુટિલ ધંધા આચરે છે અને અજ્ઞાનથી માણસો અત્યંત નિર્દય કામો કરે છે તેવા અજ્ઞાનથી માણસો અત્યંત નિર્દય કામો કરે છે તેવા અજ્ઞાનમાંથી શિષ્યને સદુપદેશ જે છોડાવે તે 'ધર્મગુરૂ' કહેવાય અજ્ઞાનમાં પડેલા લોકો ભૂત, પ્રેત, પિશાચ આદિ તથા જાદુ મંત્ર તંત્રના વહેમમાં સપડાઇને વેદમાં કહેલા એકજ ઇશ્વર અને જગત્ પિતાનો આશ્રય લેવાનું છોડીને અનેક તુચ્છ વાંછનાવાળા ભૂત પિશાચોને નિર્દોષ પ્રાણીના ભોગ ધરાવે છે તેવા વહેમી અને અજ્ઞાનીઓને એકજ ઇશ્વરના જ્ઞાનનો ઉપદેશ કરી વહેમથી છોડાવે તથા તે એકજ જગત્પિતાનો આભાસ તેવા પાપાત્માના અંતઃકરણમાં તેના ઉપદેશથી પ્રગટ કરી તેઓને ઇશ્વર પ્રત્યે દોરે તે 'ધર્મગુરૂ' કહેવાય

પરંતુ સેવકો પાસેથી ધન એકઠું કરી મોજમજા કરવી નાચ, તમાસા અને ખેલ જોવા, ઇન્દ્રિઓની દુર્વાસનાને સંતોષવી અને એવાજ બીજા અનાર્ય માર્ગોમાં ધર્મગુરૂઓ પોતાનું કર્તવ્ય સમાએલું સમજે અથવા એવાજ અનિષ્ટ માર્ગમાં પોતાની સત્તાનો ઉપયોગ કરે તો તેને કોઇ પણ રીતે ધર્મગુરૂ કહી શકાય નહિ ધર્મગુરૂઓને પરમેશ્વર એ રસ્તે ન વાળો ! જો તેઓ એ રસ્તે વળે તો જગત્ પણ ઉંધું વળે એ નિર્વિવાદ છે ધર્મગુરૂઓ પોતાને ભગવાનના અવતાર રૂપે મનાવા ઇચ્છે છે અને ખરા ધર્મગુરૂઓ ભગવાનના અવતાર રૂપ જ છે. બલકે એથી વિશેષ છે, એમ કહી શકાય. પરંતુ પોતે અવતાર રૂપે મનાવા માગતા હોય છતાં પ્રભુના અવતારના જેવા ગુણો પોતાનામાં લેશ પણ ન હોય અને કેવળ અવતારના નામે જગતને ભોળવી છેતરી ખાવા જેવું કરે તો તેઓ પોતાના ધર્મગુરૂપદને પાત્ર થતા નથી, એટલું જ નહિ પણ ધર્મગુરૂ તરિકેના પોતાના સ્થાનને પણ કલંક પાડે છે જે ધર્મગુરૂઓ સદ્ગુણ, સદ્ધર્મ અને સદ્વર્તનથી બહિર્મુખ થએલા હોય, તે કાન ફુંકીને જે શિષ્ય સ્થાપિત કરે તેના દિલમાં સદ્ધર્મ અને સદાચારની કેવી છાપ પડે તે દરેક જણ વિચારી શકશે

## ધર્મગુરૂઓમાં કેવા ગુણ હોવા જોઇએ

ધર્માચાર્યોનું જીવનવૃત્ત તો સ્ફટિક જેવું નિર્મળ અને ગંગાજળ જેવું પવિત્ર હોવું જોઇએ. ધર્મગુરૂઓ સત્યવક્તા, જીતેન્દ્રિય, દયાળુ, નિસ્પૃહ, સરળ વૃત્તિના અને ધર્મની મૂર્તિરૂપ હોવા જોઇએ. ધર્મગુરૂઓમાં શ્રી રામચંદ્ર જેવું સદ્વર્તન, ભીષ્મ, હનુમાન કે લક્ષ્મણ જેવું બ્રહ્મચર્ય, ગુરૂ શ્રી દત્તાત્રય જેવો સમભાવ, યુધિષ્ઠિર જેવું સત્ય વસિષ્ટ જેવી શાન્તિ ( ક્રોધનો અભાવ ) વ્યાસ જેવી વિદ્વતા અને જનક જેવું તત્વજ્ઞાન હોવું જોઇએ ટુંકામાં ધર્મગુરૂનું જીવન સર્વ રીતે પવિત્ર અને અનુકરણીય હોવું જોઇએ

## ધર્મગુરૂઓની તુલના ( સરખામણી )

ધર્મગુરૂઓમાં પણ અન્ય માણસોની પેઠે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ મત્સરાદિ વાસો કરતા હોય તો પછી તેમનામાં અને સામાન્ય મનુષ્યોમાં શો તફાવત રહે છે ? નિર્મળ દર્પણનું પ્રતિબિંબ જેમ ઉજ્જવલ અને નિર્મળ પડે છે તેમ સદ્વર્તનશીલ ધર્માચાર્યોની પવિત્ર રહેણી કરણીની છાપ શિષ્યોના દિલમાં પવિત્ર રૂપમાં પડે છે અને સ્વભા-

વિક રીતેજ શિષ્ય વર્ગની તેથી ધર્મગુરૂઓ પ્રત્યે પૂજ્યબુધ્ધિ થાય છે એથી ઉલટુ જેમ મલિન દર્પણનુ પ્રતિબિંબ મલિન અને નિસ્તેજ પડે છે તેમ દુર્વાસનાથી ભરેલા ધર્મ ગુરૂની છાપ પણ શિષ્યોના દિલમા મલિન રૂપમાંજ પડે છે તેથી શિષ્યોનો ઉદ્ધાર થવાને બદલે તેવો સદાકાળ દુર્ગતિના ખાડામા જ રીબાયાં કરે છે જ્યા સુધી ધર્મગુરૂઓમાંથી રાગ ( ધર્મ વિરૂદ્ધ કામ ક્રોધાદિના વેગ ) ન જાય ત્યાં સુધી તેઓની લાયકાતના દશ શુન્યજ લેખાય, અને ત્યાં સુધી તેઓ હરકોઇ સામાન્ય મનુષ્ય જેવાજ લેખાય. ઇશ્વર ધર્મગુરૂઓને ખરા ગુણ આપી સાચે સાચા દેવાંશી બનાવો ! કહ્યું છે કે **निवृत्त रागस्य गृह तपोवनम्** । " જે મનુષ્યનો રાગ શાત થઇ ગયો છે તેનું ઘર જ તપોવન છે, " અર્થાત તે જાતે તપસ્વી જેવો છે જ્યારે સામાન્ય મનુષ્યમાંથી કામક્રોધાદિ જતા તે તપસ્વી જેવો બની શકે છે તો પછી ધર્મગુરૂઓમાંથી કામક્રોધાદિ નીકળી જાય તો તેઓ સાક્ષાત્ દેવ કેમ ન બની શકે ? પરતુ—

गुरवो बहव सन्ति शिष्य वित्तोपहारका ।

गुरवो विरला सन्ति शिष्य चित्तोपहारका

" શિષ્યનુ વિત્ત હરણ કરી લે એવા તો જગતમા ગુરૂઓ ઘણા છે, પરતુ શિષ્યનું ચિત્ત હરણ કરી લે, તેવા ગુરૂઓ વિરલ છે " વિત્ત હરણ કરવાનુ કામ તો હરેકને આવડી શકે, પરતુ ચિત્ત હરણ કરવાનું કામ પુણ્યશીલ ગુરૂઓને ભાગ્યે આવે છે શિષ્યનુ ચિત્ત હરણ કરવાનો મહામત્ર એજ છે કે પોતે જાતે સદ્‌ગુણ અને સદ્ધર્મના મુર્તિરૂપ બની નિરતર પ્રમાદ વિના સેવકોને તત્વોનો એટલે ખરા જ્ઞાનનો ઉપદેશ કર્યા કરવો. સત્ય વસ્તુના ઉપદેશથી હરી લીધેલા છે ચિત્ત જેના, એવા શિષ્યો પોતાના ધર્મગુરૂને ઇશ્વર રૂપ જ ગણે છે, અને મહાપુરૂષોનું વાક્ય છે કે " ગુરૂ અને ગોવિંદ એકજ રૂપ છે " તે સર્વાંગે સત્ય જ છે અને તે ગુરૂ અને ગોવિંદની એકતા થવાનો ખરો આધાર ગુરૂના સદ્‌વર્તન ઉપર છે

## ધર્મગુરૂઓનો ત્યાગ.

ધર્મગુરૂએ ખાસ કરી કનક અને કાન્તાનો ત્યાગ કરવો જોઇએ. કોઇ પણ અન્ય ધર્મની નિંદાનો ત્યાગ કરવો જોઇએ ટુકામાં પરદ્રવ્ય અને પરદારાથી ધર્મગુરૂઓએ નિરતર છેટા રહેવુ જોઇએ કહ્યું છે કે —

येषा द्वेधा भ्रम चक्रे कान्तासु कनकेषु च ।

तासु तेष्वप्य नासक्तः साक्षाद्भर्गो नराकृति. ॥

એટલે કે ઇશ્વરે કાન્તા અને કનકરૂપી બે જાતના મોહપાશ રચેલા છે. તે બનેમાં જે વિરક્ત રહે છે તે માણસના આકાર રહેલો દેવ છે આ વાત હરકોઇ મનુષ્યને પણ લાગુ પડે છે અને જે નિરતર આ ઉમદા શિખામણ પ્રમાણે વર્તે છે તે ત્રણે કાળ સુખી રહે છે, અને દેવની માફક જગતમાં પૂજાય છે જ્યારે સામાન્ય મનુષ્ય પણ આ બે વસ્તુના ત્યાગથી આટલી ઉંચી કોટીએ પહોંચી શકે તો ધર્મગુરૂઓને બનેના ત્યાગથી સાક્ષાત દેવોનુંજ કામ કરી શકે બલકે દેવની પણ વિશેષ તપ કરી શકે. કારણ કે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર એ ત્રણે અનુક્રમે ઉત્પત્તિ સ્થિતિ અને લય પૂરતું કામ કરી શકે છે પણ ખરા ધર્મગુરૂઓ તો પ્રાણીઓની મુક્તિનું મહાભારત કામ કરી શકે છે સદુપદેશવડે તત્વજ્ઞાન આપી ઇશ્વરના દિવ્ય સ્વરૂપમાં જોડે છે ઇશ્વર એ પ્રાણીઓની નજરમાં રહેલા અગોચર દેવ છે, પરતુ ખરા ધર્મગુરૂઓ તો દ્રષ્ટિગોચર દેવ છે વળી અવ્યક્ત કરતાં વ્યક્ત દેવથી કાર્યની સાધના સહેલાઇથી થાય છે [ અપૂર્ણ ]

# ધારેલી વસ્તુ ક્યારે પ્રાપ્ત થાય ?

આજે ઘણા મનુષ્યો એવા છે કે જે જાણે છે ઘણું, વાંચે છે ઘણું, સમજે છે ઘણું. પણ તેમાંનું કશુ કરતા નથી. જે મનુષ્યો જ્યાં સુધી જાણેલુ આચારમાં ઉતારતા નથી ત્યાં સુધી તેમને તે જાણેલાનુ ફળ મળતું નથી, વ્યવહારમા પણ ઘણા દરિદ્ર માણસો એવા હોય છે કે જે વાતો કરવામાં કુશળ હોય છે વાચવામાં કુશળ હોય છે, ધન કમાવાના ઉપાયો જાણવામાં કુશળ હોય છે, બીજાને ડાહી ડાહી શિખામણો આપવામાં કુશળ હોય છે, આમ છતાં પણ તે પોતે તો દરિદ્ર જ હોય છે કારણ તે જાણે છે પણ કરતા નથી. પરમાર્થમા પણ ઘણા મનુષ્યો જ્ઞાનની વાતો કરવામાં કુશળ હોય છે, વેદ તો કે હું જાણું છુ, પુરાણ તો કે તે મે વાચ્યાં છે, યોગ પણ જાણું છુ, આમ વાતો બધી જાણે છે, જ્ઞાની થવાનો ડોળ પણ કરે છે છતાં અજ્ઞાની કેરતાં પણ નપાટ હોય છે, કારણ તે જાણે છે કઇ અને કરે છે કઇ

મનુષ્ય જ્યાં સુધી કર્ત્તવ્ય કરતો નથી ત્યાં સુધી તેનુ સઘળુ જાણેલુ મિથ્યા છે, વેદ, શાસ્ત્ર, પુરાણ વિગેરે સત્શાસ્ત્રો વાચ્યા, પણ તેમાનુ કશુ ગ્રહણ ન કર્યું તો પછી તે જાણેલુ શુ કામનુ ? મનુષ્ય શરીરની મહત્તા જાણી પણ તેનો ઉપયોગ ન કર્યો તો શુ કામનુ ? ઘેર બેઠે બેઠે મુબાઈ કે કલકત્તા જવાનો રસ્તો ભૂગોળ વાચી જાણ્યો પણ જ્યા સુધી તે રસ્તે થઇ પ્રયાણ ન કર્યું હોય ત્યાં સુધી મુબાઇ કે કલકત્તા જોવાનો તો લાભ ન મળે, મનુષ્યો સુખ મેળવવા મથે, સુખનો રસ્તો જાણે પણ સુખ મેળવે નહિ તો તે જાણેલો રસ્તો શા કામનો ?

આજે વિદ્વાનો અને અવિદ્વાનો એવા ઘણા છે કે જે જાણે છે ઘણું પણ તે પ્રમાણે વર્ત્તતા નથી, શાસ્ત્રો વાચવાથી જ્ઞાની ન થવાય, તેમાંનાં સૂત્રોને આચારમા ઉતારવાથી જ્ઞાની થવાય, પડિતો, કથા કરનારા, ઉપદેશકો બીજાને શાસ્ત્રનુ જ્ઞાન આપવા તત્પર થાય, વેદમા આમ કહ્યું છે, શાસ્ત્રમાં આમ કહ્યુ છે, એમ કહેનારા ઘણા છે પણ તે પ્રમાણે વર્ત્તનારા થોડા છે ચોમાસામા ભાગવતાદિ ધર્મશાસ્ત્રોનાં પારાયણો કરનારા ઘણા વ્રતધારીઓ હોય છે, તે સાંભળનારા શ્રોતાઓ પણ ઘણા મળી આવે છે પણ તે પ્રમાણે વર્ત્તનારા ભાગ્યેજ જોવામાં આવે છે

મનુષ્યોને બીજાના ગુણદોષનુ અવલોકન કરવાની ટેવ પડી ગઈ હોય છે, પણ પોતાનામાં કયા ગુણ છે કે કયા દોષ છે તે જોવાની મુદ્દલ ટેવ હોતી નથી. તે શાસ્ત્રમા વાંચી આત્મજ્ઞાન થવાના ઉપાયો જાણે છે, સદ્ગુરૂ પાસે જઇ બ્રહ્મજ્ઞાનની વાતો સાંભળી આવે છે એ વાત સાચી, પણ વાચેલુ ચોપડીમા રહે છે, સાભળેલુ તેજ જગ્યાએ મઠીને આવે છે એથીજ તે જ્યાં હોય છે ત્યાજ સ્થિર રહે છે

પ્રાણિ માત્ર જન્મે છે ત્યારથી તેની પ્રગતિ થયા કરે છે, વડનુ બીજ તો તમે જોયુ હશે, તે કેટલુ નાનુ હોય છે, એ બીજની અદર શુ હશે તેની કદી કલ્પના કરી છે તેના અદર લાખો, કરોડો મોટા મોટા વડ રહેલા છે, એ ઇશ્વરી કળાનુ જ્ઞાન મેળવવા તમે કદી અભ્યાસ કર્યો છે ? એ નાના સરખા, રાઇના દાણા જેવા બીજમાં વડનુ મોટુ ઝાડ છે તે આપણે જોઇ શકતા નથી. તે બીજ વાવતા અકુર ફુટે છે, તેમાંથી વડનુ ઝાડ ઉગે છે

એટલુ મોટુ ઝાડ નાના બીજમાં શી રીતે રહ્યું તે ઇશ્વરનો મહિમા, એ મોટા વડના કે ટલા ટેટા, તેના કેટલાં બી અને તે વાવે તો કેટલા વડ થાય, તે હિસાબે ઇશ્વરે આ જગત એકમાંથી અનેક રૂપે ઉત્પન્ન કર્યું. તેના જ્ઞાનને મેળવવુ એજ મનુષ્ય જન્મનું સાર્થક છે આ જ્ઞાન વાંચવાથી, સાંભળવાથી કે વાતો કર્યા કરવાથી ન મળે, પણ તે જ્ઞાન કર્તવ્ય કર્યાથી મળે અભ્યાસથી કોઇ પણ કાર્ય સિદ્ધ થાય છે એકનુ એક કાર્ય અનેક વાર કર્યા કરવાથી સિદ્ધ થાય છે ધન કમાવા પ્રયત્ન કરનાર ધન મેળવી શકે છે, પરમાત્માને જોવા ઇચ્છનાર પણ પ્રયત્ન કર્યા કરે તો તે પરમાત્માનો સાક્ષાત્કાર કરી શકે છે

અપૂર્ણ )

# ते आदश कैम बन्यो

લખનાર—કે. સી મહેતા

તે પોતાના માતા-પિતા, બંધુ-ભગીની અને કુટુંબીઓથી સબધ રાખવાવાળા બધા કર્તવ્યોનું મન લગાડીને પાલણ કરતો હતો, તે કદી પોતાના પૂર્વજોને ભક્તિપુર્ણ દ્રષ્ટિથી જોવાનું ભૂલતો નહિ, તે માલીક થઇને, પોતાના અશ્રિતોપર કૃપા રાખતો હતો તે પોતાના પર કરવામાં આવેલા અહેસાનોને કદી ભૂલતો નહિ, જે કઇ તે કરતો તે સચ્ચાઇની સાથે કરતો હતો, જે વાતનો તે વાયદો કરતો તેને પુરો કરતો હતો, બીજાઓની સાથે તે હમેશાં ઉદારતાનો વ્યવહાર કરતો હતો દયા અને દાનને તે કદી ભૂલતો નહતો, જે વાત સાચી હોય તેનો તે જાનોજીગરથી પક્ષ લેતો, જે દીન અને દુખી હોય તેમને તે દયાદ્રષ્ટિથી જોતો હતો, સામાજીક નિયમોને તે સર્વથી અધિક માનતો હતો, સમાજની આધિકાધિક ઉન્નતીના માટે તે હમેશા પ્રયત્નશીળ રહેતો હતો, વિદેશીઓની સાથે તે કદી ખરાબ વર્તાવ નહતો કરતો, તે હમેશાં પોતાની શારીરિક શકિતને વધાર્યા કરતો હતો, લાભદાયક વિદ્યા અને કળાકૌશલ્યનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં હમેશાં તત્પર રહેતો હતો શૌર્ય, સહનશીલતા, આત્મનિગ્રહ મિતાચાર અને વિનીત-ભાવની તે હમેશા વૃદ્ધિ કરતો રહેતો હતો, કામકાજમાં વ્યાપારમાં, પ્રતિયોગીતામા રૂપીયા કમાવામા અને બીજાઓના દીલમાં વિશ્વાસ બેસાડવામા તે યથોચીત વ્યવહાર કરવાનું જાણતો હતો. તે સારા કાર્યો કરવાની ટેવ પાડતો હતો, તે નેકી કરવી શીખતો હતો, વિદ્યા ભણીને તેનાથી વ્યવહારીક લાભ ઉઠાવવાનો તે અભ્યાસ કરતો હતો, અને આત્મોન્નતિ કરવાની તે નવીન નવીન યુકિતઓ વિચારતો રહેતો હતો. તેણે પોતાના દેશને હૃદયથી ચાહ્યો હતો અને રાજભકિત તેમજ સ્વદેશભકિતની વૃદ્ધિ કરીને સારા નાગરીક થવાની ફરજને અદા કરી હતી

આદર્શ મનુષ્ય આજ પ્રકારે પોતાના વ્યવહારથી પોતાની અને પોતાના કુટુમ્બની ઉન્નતી કરે છે, અને પોતાના દેશવાસીઓ માટેજ નહિ, પરતુ આખા સસારના ફાયદા માટે, જે કઇ તે કરી શકે છે, હમેશાં કરવાને માટે તૈયાર રહે છે

ભાગ્યોદય પ્રેસના માલીક અને ભાગ્યોદય તથા હુન્નરવિજ્ઞાન માસિકના તંત્રી

# જેઠાલાલ દેવશંકર દવે રચિત પુસ્તકો માટે

## ગુજરાતના જાણીતા વિદ્વાનો શું કહે છે !

ના. મુંબાઈ હાઈકોર્ટના ચીફ જસ્ટીસ સર લલ્લુભાઈ આશારામ શાહ લખે છે તમારૂં પુસ્તક 'કાયદાનો શિક્ષક' મળ્યું તેમાં ઘણા નાના મોટા ગુજરાતી કાયદાઓનો સમાવેશ કર્યો છે આનો સમૂહ અંગ્રેજી નહિ જાણનાર કાયદાના ગુજરાતી અભ્યાસીઓને ઉપયોગી થશે ને રસિક છે

રા. બા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ ગુજરાત કૉલેજના લૅક્ચરર અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના પ્રમુખ સાહેબ લખે છે કે

આપનું હિંદુસ્તાનની તીર્થયાત્રાનું પુસ્તક અનેક ઉપયોગી માહીતી પુરી પાડે છે તમે આ પુસ્તક બહાર પાડી તીર્થયાત્રાની ઘણી મુંઝવણો દૂર કરી છે હિંદુસ્તાનની તીર્થયાત્રાએ જનાર યાત્રાળુઓનો ભોમીયો છે બીનવાકેફગારીને લીધે યાત્રાળુઓ યાત્રામાં બહુ હેરાન થાય છે પણ તમારૂં પુસ્તક પાસે રાખી યાત્રાએ નીકળશે તો હેરાનગતી વેઠવી નહિ પડે તમે તેમાં બીજી પણ જાણવા લાયક હકીકત ઘણી સમાવી છે તેને લીધે પુસ્તકની ઉપયોગીતામાં વધારો થયો છે પાર્યને યોગ્ય એના મૂકેલી કિંમત કરતાં યાત્રા કરનાર તેની કિંમત અનેક આંકશે.

રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ અને લુણાવાડાના માજી દિવાન સાહેબ વડોદરાથી લખે છે, હિંદુસ્તાનની તીર્થયાત્રા એ નામનું મોટું સુંદર અને ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ કરીને રા. જેઠાલાલ દેવશંકર દવેએ જેમ યાત્રાળુઓની ભારે ખોટ પૂરી પાડી છે, તેમ તે સામાન્ય પ્રવાસીઓને માટે પણ એક ભોમીયા તરીકે ઉપયોગી થઈ પડે તેવું છે, બનતા સુધી જે તે સ્થાનોની સંપૂર્ણ હકીકત આપવામાં આવી છે, ચિત્રો અને નકશાથી તેની ઉપયોગીતામાં વધારો થયો છે તીર્થયાત્રાઓના સંબંધમાં આવું મોટું દળદાર અને ઉપયોગી પુસ્તક એક પણ નથી.

રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ. અમદાવાદ ટ્રેનિંગ કોલેજના રિટાયર્ડ પ્રીન્સિપાલ અને ગુજરાત સાહિત્ય પરિષદના પ્રમુખ સાહેબ સુરતથી લખે છે

આપનું સ્વધર્મનિષ્ઠ દૈવીજીવન એ દળદાર પુસ્તક મળ્યું. તેમાં આપે પૌરાણીક પુરુષોના જીવન ચરિત્રોનો વૃત્તાંત આપ્યો છે તેમ શ્રીમચ્છંકરાચાર્ય, કબીર, જ્ઞાનદેવ, નામદેવ, રામતીર્થ, વિવેકાનંદ આદિ દૈવી પુરુષોનાં જીવનનાં ચિત્ર દર્શાવેલાં છે ધાર્મિક પુરુષોને આ પુસ્તક બહુજ ઉપયોગી થઈ પડશે વાચક વર્ગને તે ઘણું હિતકર જણાશે

ભરૂચના મે. ડીસ્ટ્રીકટ એન્ડ સેશન્સ જડજ ના. ચિમનલાલ એન. મહેતા લખે છે આપનું કાયદાનો શિક્ષક પુસ્તક મળ્યું તેમાં તમામ ઉપયોગી કાયદાઓનો સમાવેશ કરેલો છે તમે એક ઘણા વખતની ખોટ પૂરી પાડી મહત્વનું કાર્ય કર્યું છે,

વડોદરા રાજ્યના હાઈકોર્ટ જડજ રા. બા. ના. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ લખે છે કાયદાનો શિક્ષક દરેક માણસને કાયદાની વ્યવહારોપયોગી માહિતી મેળવવાનું એક સાધન પૂરૂં પાડે છે એજ પુસ્તકમાં દીવાની, ફોજદારી તથા મુલકી સંબંધી તમામ માહિતી મળે એવું આ એકજ પુસ્તક ગુજરાતી ભાષામાં છે

બ્રહ્મનિષ્ઠ મહારાજશ્રી શ્રીમન્નથુરામ શર્મા બીલખાથી લખે છે હિંદુસ્તાનની તીર્થયાત્રામાં યાત્રા કરનારાં સ્ત્રી પુરુષોને જાણવા યોગ્ય ઘણા ઉપયોગી વિષયો, અને માહિતીનો સમાવેશ છે

જગદ્‌ગુરૂ શ્રી રામાનુજ સંપ્રદાયાચાર્ય શ્રીમદ્ અનન્તાચાર્ય કાશીથી લખે છે શ્રી જેઠાભાને હિંદુસ્તાનની તીર્થયાત્રાનું પુસ્તક બહાર પાડી જન સમાજ ઉપર મોટો ઉપકાર કર્યો છે અને ઘણો શ્રમ લીધો છે તેથી ભારતવાસીઓ ખરેખર તેમના ઉપકૃત છે

શ્રી શારદાપીઠાધિશ્વર જગદ્‌ગુરૂ શ્રીમચ્છંકરાચાર્ય શ્રીમાન્ત્પાનંદ સરસ્વતી લખે છે હિંદુસ્તાનની તીર્થયાત્રાનું પુસ્તક સર્વોને યાત્રામાં અતિ ઉપયોગી થઈ પડે તેવું છે સઘળા પ્રકારના યાત્રા ધામોની માહિતીઓ

ભાગ્યોદય ઑફીસ અમદાવાદ

# ભાગ્યોદય.

વર્ષ ૧૨]  કાર્તિક સંવત ૧૯૮૧-નવેમ્બર સને ૧૯૨૪.  [અંક ૯

શિખરિણી.

સુધારે સંસાર સ્વજન સમ સદ્બોધ દઈને
કરે આત્મજ્યોતિ મન મલિનતા સદ્ય હરીને,
બતાવે સન્માર્ગ પ્રતિદિન પરિપ્લવપદનો,
અહો! આથી બીજો અધિકતર "ભાગ્યોદય" કયો!
( ગુણાનુરાગી )

## ચંચળ મન.

( ગોકળિયું રૂડું ગામડિયું શા માટે આવો શ્યામ—એ રાગ )
મન ચંચળ પ્રતિપળ ભટકે, બગડે છે તેથી કામ  ધ્રુવ

બહુ સમજાવું, માર્ગે એચી લાવુ રે,
તોયે ના ના ના એમ ધરી, એ તો કરી હામ  મન ચંચળ ૧
ધરૂં ધ્યાન જ્યારે, કરે વિઘ્ન ત્યારે રે,
વળી કોડ વિચારો લાવે, સતાવે છે ન કામ  મન ચંચળ ૨
કથા હરિ કેરી સુણતાં, એ વેરી રે,
બહુ રંગે ભંગ જ પાડે, પાપી વણસાડે કામ  મન ચંચળ ૩
હવે પ્રભુ હાર્યો, બહુ ગભરાવ્યો રે,
ભમરાળુ મન આ ભૂંડું, મૂકાવે મેને હામ  મન ચંચળ ૪
ચડે હરિ વ્હારે, દયા દિલ ધારે રે,
ગુણ અનુરાગી ઉદ્ધારે, ભજવા ભાવે તારૂં નામ.  મન ચંચળ ૫

પ્રત્યુત્તર —  અનુસ્ટુપ્

ખેંચી લે કૂર્મની પેઠે, ચિત્ત દુર્વાસનાથકી,
વૃત્તિ વૈરાગ્યમાં વાળો, નિત્ય અભ્યાસથી નકી.  ૧
પીતાં જ જ્ઞાનનું પાણી સદ્ગ્રંથો મહીં જે ભર્યું.
સત્સંગતિ સાધુની સેવ્યે, ચિત્ત શાંત થઈ જતું.  ૨
( ગુણાનુરાગી.)

# श्रीमच्छंकराचार्य विरचितं

## नर्मदाष्टकम्

સમશ્લોકી ભાષાન્તર—નારાચ છંદ.

( અનુવાદક -લાલજી વીરેશ્વર જાની )

सबिंदुसिंधुसुस्खलत्तरंग भंगरंजित
 द्विषत्सु पापजातजातकारि वारिसंयुतम् ।
कृतांतदूतकाल भूत भीति हारिवर्मदे
 त्वदीयपादपंकज नमामि देवि नर्मदे ॥ १ ॥

સબિંદુ સિંધુમાં જતું, તરંગ ભંગ શોભિતું,
 વિવિધ પાપના સમૂહને સદા પ્રભંજતું,
હરે [1]કૃતાંત દૂત ભીતિ, વારિ માત [2]વર્મદે
 નમું હું પાદપદ્મ માત તાહરાંજ નર્મદે

त्वदंबुलीनदीनमीन दिव्यसंप्रदायक
 कलौमलौघभार हारि सर्व तीर्थ नायकम् ।
सुमत्स्यकच्छ नक्र चक्रचाकशर्मदे
 त्वदीयपादपंकज नमामि देवि नर्मदे ॥ २ ॥

જળે રહેલ જીવ-જંતુને ય સ્વર્ગ આપતું,
 હરે કલિતણાંય પાપ, સર્વ તીર્થમાં વડું,
[3]સુમચ્છ કચ્છ નક્ર ચક્રવાકને ય શર્મદે,
 નમું હું પાદપદ્મ માત તાહરાંજ નર્મદે.

महागभीरनीरपूरपापधूतभूतल
 ध्वनत्समस्तपातकारि दारितापदाजलम् ।
जगल्लये महाभये मृकंडुसूनुहर्म्यदे
 त्वदीयपादपंकज नमामि देवि नर्मदे ॥ ३ ॥

ધુવે વિશાળ નીરપૂરથી જ પાપ ભૂતળું,
 સમસ્ત પાતકારિ વારિ ( વિશ્વમધ્ય ) ગર્જતું,

1 યમદૂતનો ભય, ૨ રક્ષણ આપનારી ૩ માછલાં, કાચબા, મગર, મચ્છ વગેરે જળજંતુ અને ચક્રવાક પક્ષીને [3]શાંતિ દેનારી.

મૃકંડ પુત્ર મા ઉગારિયો મહાલયે તમે,
નમું હું પાદપદ્મ માત તાહરાં જ નર્મદે. ૩

गतं तदेव मे भयं त्वदम्बुवीक्षितं यदा ।
मृदा मृकण्डुसूनुशौनकासुरारिसेवितं सर्वदा ॥
पुनर्भवाब्धि जन्मजं भवाब्धिदुःखवर्मदे
त्वदीयपादपंकजं नमामि देवि नर्मदे ॥ ४ ॥

ગયું જ ભીતિ માહરી નિહાળ્યું વારિ જે પળે,
સદાય સેવતા મૃકંડુ પુત્ર, શૌનકાદિ જે,
પુનર્ભવાબ્ધિ જન્મ ટાળી, દુ:ખ બાળી શર્મદે,
નમું હું પાદપદ્મ માત તાહરાંજ નર્મદે. ૪

अलक्षलक्षकिन्नरामरासुरादिपूजितं
सुलक्षनीरतीरधीर पक्षिलक्षकूजितम्।
वसिष्ठशिष्टपिप्पलादिकर्दमादिशर्मदे
त्वदीयपादपंकजं नमामि देवि नर्मदे ॥ ५ ॥

પૂજાયલું અગણ્ય કિન્નરો સુરોવડે સદા,
પવિત્ર નીરતીરમાં સુધીર પક્ષી બોલતા,
વસિષ્ઠ પિપ્પલાદિ કર્દમાદિને [1]સુશાંતિ દે,
નમું હું પાદપદ્મ માત તાહરાંજ નર્મદે ૫

सनत्कुमारनाचिकेतकश्यपात्रिषट्पदै–
र्धृतं स्वकीयमानसेषु नारदादि षट्पदैः ।
रवीन्दुरंतिदेवदेवराजकर्मशर्मदे
त्वदीयपादपंकजं नमामि देवि नर्मदे ॥ ६ ॥

ધરે સુધ્યાન જેહનું સનત્કુમાર કશ્યપ,
મહર્ષિ નારદાદિ, નાચિકેત આદિ [2]ષટ્પદ,
[3]રવીંદુ રંતીદેવ, ઇંદ્રદેવનેય શાંતિ દે,
નમું હું પાદપદ્મ માત તાહરાંજ નર્મદે, ૬

अलक्षलक्षलक्षपापलक्षसारसायुधं
ततस्तु जीवजंतुतंतुभुक्तिमुक्तिदायकम् ।
विरंचि विष्णुशंकरस्वकीयधामवर्मदे
त्वदीयपादपंकजं नमामि देवि नर्मदे ॥ ७ ॥

હણેજ પાપપુંજ કોટિ, જેમ અગ્ન શત્રુને,
વળી સુમુક્તિ આપ તું, અનેક જીવ જંતુને

૧ સારી રીતે શાંતિ આપનારી (સંબોધન વિભક્તિ) ૨ ભ્રમર ૩ રવિ અને ચંદ્ર

વિરંચી વિષ્ણુ શંકરાદિને [1]સ્વધામ શર્મદે,
નમું હું પાદપદ્મ માત તાહરાં જ નર્મદે, ૭

अहो मृतं स्वन श्रुतं महेशकेशजा तटे
किरातसूतवाडवेषु पण्डिते शठे नटे ।
दुरंतपापतापहारिसर्वजंतुशर्मदे
त्वदीयपादपंकजं नमामि देवि नर्मदे ॥ ८ ॥

અહો સુકીર્તિ તાહરી ગવાય જાન્હવી તટે,
કિરાત સુત વાડવે સુપંડિતે શઠે નટે,
મહાન પાપ તાપ ટાળી સર્વ જંતુ શર્મદે,
નમું હું પાદપદ્મ માત, તાહરાં જ નર્મદે ૮

इदं तु नर्मदाष्टकं त्रिकालमेव ये सदा
पठंति ते निरंतर न यांति दुर्गतिं कदा ।
सुलभ्य देहदुर्लभं महेशधामगौरवं
पुनर्भवा नरा नवै विलोक्यति रौरवम् ॥ ९ ॥

ભણેજ નર્મદાષ્ટક ત્રિકાળ કોઇ સર્વદા,
ન થાય તેહની ભવાબ્ધિ મધ્ય દુર્ગતિ કદા,
મનુષ્ય દેહ મેળવી મહેશ ધામ તે જશે,
કદી ન રૌરવે જુએ, પ્રભુપદે સદા ઠવે ૯

इतिश्री मच्छंकराचार्यविरचितं नर्मदाष्टकस्तोत्रं संपूर्णम्* ॥

રચેલ છંદ માત છે, "ગુણાનુરાગી" બાલકે
યથામતિ દયાળુ દેવી, અંજલિ સ્વીકારી લે,
પુન: ભવાબ્ધિ દુઃખ ટાળી, ચિત્તમધ્ય શાંતિ દે,
નમું હું પાદપદ્મ માત તા'હરા જ નર્મદે ૧૦

---

૧ પોતાના સ્થાનમાં શાંતિ આપનારી ( હે નર્મદે )

* આ સ્તોત્રના આઠમા શ્લોકમાં

"अहो मृतं स्वनं श्रुतं महेशकेशजातटे" આ ચરણમાં **अहोऽमृतं स्वनं श्रुतं** એમ અવગ્રહ ચિન્હ ગણીને અમે ભાષાન્તરમાં અર્થ બેસાડ્યો છે પરંતુ એ અર્થ વિષે સંશય રહે છે કારણ 'स्वन' શબ્દ નરજાતિ છે અત્રે પાઠમાં **स्वनं** છે તેથી અર્થ સંદિગ્ધ રહે છે કોઇ વિદ્વાન સજ્જન સ્પષ્ટતા કરી વાચક વૃંદ અને લેખકને આભારી કરશે
અનુવાદ કર્તા

# वेदांतनां मूळतत्त्वो.

(અનુસંધાન ગતાંકથી)

( લેખક.—મહાત્મા શ્રીમન્નથુરામ શર્મા )

અનેક શ્રુતિસ્મૃતિના ને પુરાણોનાં વચનો બ્રહ્મજ્ઞાન થયા પછી પણ તે બ્રહ્મવેત્તાઓના પ્રારબ્ધકર્મના સામર્થ્યથી વા તે શરીરોવડે જે પ્રાણીઓને સુખદુઃખાદિ થવાનાં હોય તે પ્રાણીઓનાં પ્રારબ્ધકર્મના સામર્થ્યથી તે બ્રહ્મવેત્તાઓનાં બાધ પામેલાં શરીરો પ્રતીત થાય છે એમ કહે છે કુંભારના ચાકડાને ફેરવવાનું કામ બંધ કર્યા છતાં પણ તેને આગળ આગળ આપેલા વેગથી તે કેટલાક સમય ફર્યા કરે છે તેમ બ્રહ્મજ્ઞાનીઓનાં શરીરોનો સદ્ભાવ પણ તેમનાં પ્રારબ્ધકર્મોના સદ્ભાવથી કેટલોક સમય સંભવી શકે છે બ્રહ્મવેત્તાઓનો અનુભવ પણ બ્રહ્મવેત્તાઓનું શરીર બાધ પામીને પ્રારબ્ધકર્મના બાધથી રહી શકે છે તેમાં પ્રમાણરૂપ છે ઇતિહાસમા ને પુરાણાદિમા બ્રહ્મવેત્તાઓનાં ચરિત્રો વર્ણવેલાં જોવામા આવે છે તેથી પણ સિદ્ધ થાય છે કે બ્રહ્મસાક્ષાત્કાર થયા પછી બ્રહ્મવેત્તાઓનાં શરીરો પ્રારબ્ધકર્મના બળથી ટકી રહે છે. જો બ્રહ્મજ્ઞાન થયા પછી તુરતજ બ્રહ્મજ્ઞાનીનું શરીર પડી જાય તો જીજ્ઞાસુઓને બ્રહ્મનો ઉપદેશ કરનાર કોઇ આચાર્ય રહે નહિ ને અજ્ઞાનીથી બ્રહ્મોપદેશ કરી શકાય નહિ, તેથી પણ માનવુ જોઇએ કે બ્રહ્મજ્ઞાન થયા પછી પ્રારબ્ધકર્મના બલથી તેમનાં શરીરો રહે છે"

શિષ્ય પૂછે છે —"હે પૂર્ણકામ! વેદાંતસિદ્ધાંતનો વેદાંતપારગત પ્રશાંત વિદ્વાનોને પ્રતીત થતો અપૂર્વમહિમા આપ સંક્ષેપમા નિરૂપણ કરવા કૃપા કરશો "

શ્રીસદ્ગુરૂ કહે છે —"વેદાંતસિદ્ધાંત સર્વ પ્રાણિપદાર્થમાં ને અવકાશમાં એકજ પરમતત્વ વા બ્રહ્મ વ્યાપીને રહ્યું છે, અથવા તે સર્વ પ્રાણિપદાર્થ ને અવકાશ વસ્તુતાએ બ્રહ્મરૂપજ છે એમ સ્પષ્ટ શબ્દોમાં કહે છે આ સિદ્ધાંતના જ્ઞાતા પોતાનુ વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મજ છે એમ અનુભવતા હોવાથી તેઓ સર્વ પ્રાણિપદાર્થમાં ને અવકાશમાં પણ પોતાનું બ્રહ્મસ્વરૂપજ જુએ છે, અને સર્વને પોતાના બ્રહ્મસ્વરૂપમાં વિવર્તરૂપે અનુભવે છે તેમનું હૃદય–અંતઃકરણ પરમપવિત્ર ને મહાવિશાલ થયેલું હોવાથી તેમના અંતઃકરણમા આવિર્ભાવ પામેલા સ્વાભાવિક આનંદની સીમા નથી તેમના હૃદયમા શુદ્ધસત્વગુણ સ્થિર રહેતો હોવાથી તેમના હૃદયની સ્થિતી પ્રાયશ આવા પ્રકારની હોય છે—સૂર્યના પ્રકાશવડે જેમ અંધકારની નિવૃત્તિ થઇ જાય છે તેમ તેમના હૃદયમા બ્રહ્મવિદ્યાનામની વૃત્તિનો આવિર્ભાવ થવાથી તેમના હૃદયમાંથી અવિદ્યા અથવા અજ્ઞાન નિવૃત્ત થઇ ગયેલ હોય છે, આવી સ્થિતિએ તેમને પોતાના બ્રહ્મસ્વરૂપથી ભિન્ન કોઇ પણ પ્રાણીપદાર્થમા સત્યપણાની બુદ્ધિ રહેતી નથી. તે જગતમા પ્રતીતિ થતી પ્રાણિપદાર્થોને સ્વપ્નના, ઇંદ્રજાલના મનોરાજ્યના ને ભ્રાંતિના પદાર્થોના જેવા જુએ છે તેમને બ્રહ્મથી ભિન્ન કોઇ પણ પ્રાણિપદાર્થ

રમણીય કે સુખરૂપ પ્રતીત થતો નથી, પણ પામર મનુષ્યોને અને વિષયી મનુષ્યોને રમણીય ને સુખરૂપ લાગતા પ્રાણિપદાર્થો તેમને પરમકુત્સિત ને દુઃખપૂર્ણ પ્રતીત થાય છે તેથી તેઓ તે પ્રાણિપદાર્થોમા ભોગ્યપણાની ને પોતાનામા ભોક્તાપણાની ભ્રાંતિ કરતા નથી તે ભ્રાંતિને અભાવે તેમને તે પ્રાણિપદાર્થોમા રાગ વા તેમને પ્રાપ્ત કરવાની પ્રબલ ઇચ્છારૂપ વિક્ષેપ પ્રકટતો નથી રાગના અભાવથી તેમનું અતઃકરણ કોઇ પણ પ્રાણીપદાર્થની પ્રાપ્તિ કરવામાટે ઇંદ્રિયોમાં ક્ષોભ ઉત્પન્ન કરતું નથી વળી જે અન્તઃકરણ સર્વત્ર પોતાના અધીષ્ટાનભૂત બ્રહ્મને અનુભવી રહ્યુ છે તે અતઃકરણ અન્ય પ્રાણીપદાર્થના દર્શનને અભાવે કયા પ્રાણીપદાર્થને સત્ય તથા અપકારક માની તેનો દ્વેષ કરે ? તે અતઃકરણ કોઇ પણ નો દ્વેષ ન કરે તથા કોઇ પણ પ્રાણિપ્રતિ ક્રુર વચનો બોલવામાં વાણીને વેગ ન આપે, ક્રોધવડે નેત્રોને રાતાં ન કરે, અને પોતાના શરીરને ક્રોધવડે કપાવે નહિ સર્વત્ર પરમાનંદ બ્રહ્મથી પોતાની અભિન્નતના જાણનાર અતઃકરણ કૃતાર્થ, સંતોષી, દુઃખરહિત ને પરમ સુખીહોવાથી મને આ પ્રાણી જોઇએ, મને આ પદાર્થ જોઇએ, મને દ્રવ્ય જોઇએ, મને ભૂમિ જોઇએ, અને મને નાનાવિધ વૈભવ જોઇએ એવી તૃષ્ણાઓથી તે તપતુ નથી, અને પોતાની પાસે જે દ્રવ્યાદિ હોય તે જેને પ્રયોજન હોય તેને તેની યોગ્યતાનો ને તેના પ્રયોજનનો વિચાર કરી પોતાની અનુકુળતાનુસાર ઉદારતા તે દયાપૂર્વક આપે છે શુદ્ધસત્વગુણવાળા તે અતઃકરણમા તમોગુણમાંથી ઉત્પન્ન થનારી જડતા, મૂઢતા, અવિવેક, ભય, સ્તબ્ધતા ને ઉન્મત્તતાનો સદભાવ હોય શકે નહિ એ સ્પષ્ટજ છે જે અતઃકરણ બ્રહ્માત્મૈક્યના અનુભવથી બ્રહ્મથી પૃથક કોઇ પણ મનુષ્યાદિને સત્યરૂપ જોનારૂ નથી તે કઇ સત્ય વસ્તુનો પોતાની પાસે સદભાવ માનીને અને બીજા મનુષ્યાદિને તે વિનાના વા પોતાના કરતા ન્યુન વસ્તુઓવાળા માનિને મદ વા ગર્વ કરે ? અને ગર્વને અભાવે તે કોનો તિરસ્કાર કરે ? પોતાનો નિરવધિ ઉત્કર્ષ થયેલો હોવાથી અને પોતાનાથી ભિન્ન કોઇ પણ મનુષ્યાદિની તેમને સત્યરૂપે પ્રતિથી થવી ન હોવાથી તેઓ કોની ઇર્ષા અન્યના ઉત્કર્ષને ન સહન કરવારૂપ મત્સર-કરે ? અતઃકરણની એવી ઉત્તમ યોગ્યતાવાળા મહાન્ પુરૂષ અસણા અન્યના શુભગુણમા દોષનો આરોપ પણ કોનો શા કારણથી કરે ? જેઓ પોતાના બ્રહ્મસ્વરૂપથી ભિન્ન બીજું કાંઇ સત્ય નથી એમ અનુભવે છે તેઓ કોની આગળ કયુ પ્રયોજન સિદ્ધ કરવા ખોટો ડોળ કરે ? અથવા પોતાના ધર્મ પાલનને અન્યની આગળ વિસ્તારીને કહે ? જેઓ અભયસ્વરૂપ બ્રહ્મને અભેદભાવે પામી અભેદભાવે પામી અભયરૂપ થયા છે તેઓ કયા પ્રાણિપદાર્થથી કઇ વસ્તુનો નાશ થવાની શંકા લાવી ભયને વશ થાય ? જેમણે પરમાનંદરૂપ આત્માને અભેદભાવે અનુભવી માનસપરિતાપરૂપ શોકનું અતિક્રમણ કર્યું છે તેઓ કયા નિમિત્તથી શોકને વશ થાય ? જેમણે અઘટિતઘટના કરવામાં પરમચતુર માયાનું સ્વરૂપ પૂરતી રીતે જાણ્યુ છે તેઓ કયા પ્રાણિપદાર્થને જોઇને વા કયા પ્રસગને પ્રાપ્ત થઇને આશ્ચર્યને પ્રાપ્ત થાય ? ચિત્તનું વિષમપણુ ઉપજાવવા સમર્થ થતા નથી

બ્રહ્મસાક્ષાત્કારથી જેમના ચિત્તમા રહેલો રજોગુણ તથા તમોગુણ દબાઇ ગયો છે, અને સત્વગુણ બલવાન્ થઇ શુદ્ધસત્વગુણરૂપ થયો છે તે ચિત્તમાં શાંતિ દાંતિ. કારૂણ્ય, વિશુદ્ધ પ્રેમ, ઇશ્વરાદિમા પૂજ્યભાવ. સાત્વીકી શ્રદ્ધા, વિક્ષેપાભાવ. સહનશીલતા. વિષયવિમુખતા, સત્ય અહિંસા, અસ્તેય, બ્રહ્મચર્ય, નિસ્પૃહતા, પવિત્રતા, સંતોષ, વિવેક. નિર્ભયતા કર્તવ્યનિષ્ઠા અભિમાનરહિતતા, દભરહિતતા, સ્થિરતા. સરલતા, ઔદાર્ય નિર્લોભતા, નિર્મ-

તતા કોમલતા, પ્રમાણિકતા, નિર્મમત્વ, વિનય, પરમાનંદ ને આલસ્ય ઇત્યાદિ શુભગુણો રહેલા હોય છે.

શુન્યવાદીઓએ આત્માને શુન્યરૂપ માન્યો હતો અને ચાર્વાકે આત્માને દેહરૂપ ને વિનાશી માન્યો હતો તેને તાર્કિકોએ સત્તારૂપ શરીરથી ભિન્ન ને અનાદિઅનતરૂપ માન્યો, સાંખ્યોએ તથા યોગીઓએ તે આત્માને સદ્રૂપ તથા ચિદ્રૂપ ને અનાદિઅનતરૂપ માન્યો, અને વેદાંતશાસ્ત્રે તે આત્માને સચ્ચિદાનંદરૂપ ને અનાદિ અનત માન્યો છે એવી રીતે વેદાંત શાસ્ત્ર આત્માના ઉત્કૃષ્ટ સ્વરૂપને પ્રમાણ તથા યુક્તિઓથી સિદ્ધ કરી બતાવે છે

કેટલાક વાદીઓ આત્માને જડરૂપ માને છે કેટલાક વાદીઓ આત્માને જડચેતનરૂપ માને છે, અને વેદાંતશાસ્ત્ર આત્માને કેવલ ચૈતનરુપ માને છે

કેટલાક વાદીઓ આત્માને અણુરૂપ માને છે, અને કેટલાક વાદી આત્માને શરીરજેવડો માને છે, અને વેદાતશાસ્ત્ર આત્માને તેના શુદ્ધસ્વરૂપમાં નિરતિશયવ્યાપક માને છે

કેટલાક વાદીઓ શાસ્ત્રવિહિત કર્મોના અનુષ્ઠાનથી આત્માને મોક્ષલાભ થાય છે એમ કહે છે, કેટલાક વાદીઓ શાસ્ત્રવિહિત કર્મોના અનુષ્ઠાનથી ને શાસ્ત્રવિહિત ઉપાસના કરવાથી આત્માને મોક્ષલાભ થાય છે એમ કહે છે, અને વેદાતશાસ્ત્ર શાસ્ત્રવિહિત નિષ્કામકર્મોના અનુષ્ટાનથી અત કરણના મલદોષની સસારના અનુરાગના હેતુભુત પાપસસ્કારોની નિવૃત્તિ થાય છે, શાસ્ત્રવિહિત નિષ્કામ ઉપાસનાના સેવનથી અત કરણના વિક્ષેપ દોષની ચિત્તના રાગદ્વેષના વિષયોમાં ભમવારૂપ દોષની નિવૃતિ થાય છે, અને દૃઢ આત્મજ્ઞાનથી આત્માને મોક્ષલાભ થાય છે એમ માને છે

મૂઢ મનુષ્યોના અત કરણમા તમોગુણનું પ્રધાનપણું હોવાથી તે અંતઃકરણ સ્થુલ, શ્યામરંગનુ ને જડતાવાળુ હોય છે જો તે મૂઢ મનુષ્ય શાસ્ત્રના ને સત્પુરુષોના ઉપદેશમાં શ્રદ્ધા લાવી પોતાનું જીવન સુધારવા ઇચ્છે તો તેણે શાસ્ત્રે કહેલાં સકામ શુભકર્મોમાં શ્રદ્ધા ને પરમપ્રેમ રાખી શાસ્ત્રોક્ત સકામ શુભકર્મો શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે ધૈર્ય, સમજ ને સમતિ રાખીને કરવાં જોઇએ આવા શુભ પ્રયત્નથી તેમના અંત કરણની સ્થૂલતા, શ્યામતા ને જડતા ક્રમથી દુર થતાં તેમનુ અત કરણ કાંઇક સુક્ષ્મ ને ચચલ થાય છે. અને તેમના અત કરણમા ક્રમથી તમોગુણની ન્યુનતા ને રજોગુણની વૃદ્ધિ થવા લાગવાથી તેમના અતઃકરણનો રંગશ્યામતાને ત્યજવા લાગી પીળાશપર જવા લાગે છે, ને અતે તેમનું અત કરણ પીળા રંગવાળુ જણાવા લાગે છે, આવુ અતઃકરણ તમોગુણ ન્યુન ને રજોગુણની પ્રધાનતાવાળુ થાય છે આવા અત કરણમાં શુભકર્મના અભ્યાસના બલવડે ને પરમાત્માની ભક્તિ વડે પીળો રંગ ન્યુન થતાં રાતા રંગનો ધોળા રંગનો કાંઇક કાંઇક ભાગ આવિર્ભાવ પામતાં તે અત કરણ ક્રમથી શને શને રાતારંગવાળુ, વધારે સુક્ષ્મ ને કાંઇક સ્થિર થવા લાગે છે આવા અત કરણમા રજોગુણનો વધારો થયેલો હોય છે, તમોગુણ દબાયેલી સ્થિતિવાળો હોય છે ને સત્વગુણનો અલ્પાંશે આવિર્ભાવ થયેલો હોય છે. જેમનું અત કરણ વર્તમાનજન્મના શુભકર્મના સેવનથી ને પરમાત્માની ભક્તિથી વા પુર્વ જન્મોના શુભકર્મોના ને પરમાત્માની ભક્તિના સસ્કારોની પૂર્વોક્ત સ્થિતિને પ્રાપ્ત થયુ હોય તેમણે નિર્ગુણ નિરકાર બ્રહ્મસ્વરૂપનું શ્રવણ મનન ને નિદિધ્યાસન કરી પોતાના અત કરણને વધારે સુક્ષ્મ, વધારે સ્થિર ને નિર્દોષ સ્ફટિક જેવુ શ્વેત કરવા સર્વદા પરમાદર પૂર્વક પ્રયત્ન કરવો જોઇએ, આવો પ્રયત્ન દીર્ઘકાલ ચાલુ રાખવાથી તે મોક્ષસાધકનુ હૃદય ક્રમથી સુક્ષ્મ સ્થિર ને શ્વેતતાવાળુ થતાં તત્વસાક્ષાત્કારક્ષમ ને સુક્ષ્મતર, સુસ્થિર

ને શ્વેતરંગવાળુ થઇ જાય છે અંતઃકરણની આવી સ્થિતિ થતી એ તેની પરમશુદ્ધિ ને તેનો પરમવિકાશ મનાય છે આવા પરમશુદ્ધ, પરમવિકસિત, પરમસૂક્ષ્મ ને દૃશ્યથી અસંગ રહેવાના બળવાળા અંતઃકરણમાં પુનર્જન્મ આપે એવા વિચારોના ને કર્મોના સંસ્કારો પડી શકતા નથી. તે અંતઃકરણ પોતાનામાં રહેલા ભોગ તથા મોક્ષ આપવાના પ્રારબ્ધ કર્મના સંસ્કારોને સમાપ્ત કરતું કરતું પ્રારબ્ધકર્મના ભોગને અંતે જીવને બ્રહ્મસ્વરૂપે સ્થિર કરી પોતે સર્વ સંસ્કારોથી રહિત થઇ પોતાના ઉપાદાનકારણ માયામાં વિલીન થઇ તેમાં ભળી જાય છે

આ અદ્દભુત ઉપદેશ કરનારૂં વેદાંત શાસ્ત્ર નિરંતર નાનામોટા વ્યક્તાવ્યક્ત દુઃખમાં રીબાતા કરતા ને સુખને માટે નિરંતર વલખાં મારતા જીવને જો તે શ્રદ્ધાભક્તિથી સતત યોગ્ય પ્રયત્ન કરે તો સર્વ પ્રકારના દુઃખોના સ્પર્શથી રહિત પરમાનંદપદે સુસ્થિર કરે છે વેદાંતશાસ્ત્રે ઉપદેશ કરેલ પોતાના બ્રહ્મસ્વરૂપને અને પ્રતીત થતા જગતના બ્રહ્મસ્વરૂપને સંશયાવિપર્યયથી રહિત દૃઢ અનુભવવાથી તે અનુભવ કરનાર મનુષ્યનું શરીર આ પૃથિવી-પર પ્રતીત થતા છતાં તેમનું મન સત્ય લોકમાં રહેલા ઉપાસકોના જેવા દુઃખરહિત સર્વોત્તમ સુખને અનુભવે છે,

આલસ્યપ્રમાદાદિ તમોગુણના ધર્મોથી ને ભાંગ આદિ માદક પદાર્થોના સેવનથી ઉપજનારૂં કથનમાત્ર સુખ તામસસુખ કહેવાય છે. એ સુખ મુમુક્ષુએ ઇચ્છવાયોગ્ય નથી. પણ ત્યજવાયોગ્ય છે એમ વેદાંતશાસ્ત્ર કહે છે શબ્દસ્પર્શાદિ વિષયોથી અને તેના ઉપકરણોથી ઉપજતુ કથનમાત્ર સુખ રાજસસુખ કહેવાય છે આ લોકના શબ્દાદિ વિષયોથી ને ધનાદી ઉપકરણોથી ઉપજનારૂં રાજસસુખ અને સ્વર્ગાદિ વિષયોથી ને તેનાં ઉપકરણોથી ઉપજનારૂં સુખ પણ મુમુક્ષુએ ઇચ્છવાયોગ્ય નથી, પણ પરિત્યાગ કરવાયોગ્ય છે, એમ વેદાંતશાસ્ત્ર કહે છે શાસ્ત્રમાં કહેલા સકામ શુભકર્મોથી આ લોકનું કે સ્વર્ગાદિનું જે સુખ મળે તે સુખ મુમુક્ષુએ ઇચ્છવાયોગ્ય નથી, પણ જે મુમુક્ષુવાં અંતઃકરણની શુદ્ધિ ન થઇ હોય તેના અંતઃકરણની શુદ્ધિમાટે તેવા મુમુક્ષુએ શાસ્ત્રમાં કહેલાં શુભકર્મો કર્તાપણાનું અભિમાન ને ફ્ળની કામના ત્યજીને આદરપૂર્વક કરવાં એમ વેદાંતશાસ્ત્ર કહે છે. પરમાત્માની સકામ ભક્તિ મુમુક્ષુએ કરવી નહિ પણ તેણે પોતાના ચિત્તની વિશેષ શુદ્ધિમાટે પરમાત્માની આદરપૂર્વક શ્રવણાદિ નવધા ભક્તિમાની કોઇ એક કે વધારે ભક્તિ કરવી એવો વેદાંતશાસ્ત્રનો ઉપદેશ છે કૈવલ્યથી ભિન્ન કોઇ પણ પ્રકારની સિદ્ધિ મેળવવા માટે મુમુક્ષુએ યોગાનુષ્ઠાન કરવાનું નથી પણ અનાત્માકાર વૃત્તિઓનો નિરોધ કરી કૈવલ્યની પ્રાપ્તી કરવામાટે મુમુક્ષુએ યોગાનુષ્ઠાન કરવુ જોઇએ એમ વેદાંતશાસ્ત્ર કહે છે વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરી તેના વાસ્તવિક તાત્પર્યને મુમુક્ષુએ સમજવું વેદાંતશાસ્ત્ર ઉપદેશ કરેલા મુખ્ય વિષયોનું એકાંતમાં આદરપૂર્વક વારંવાર મનન કરી આ વિશ્વમાં એકજ અદ્વિતીયતત્વ સત્ય છે. ને અન્ય સર્વ કલ્પિત છે એમ મુમુક્ષુએ નક્કી કરવું, અને એ એકજ અદ્વિતીય-તત્ત્વનો દીર્ઘકાલ અંતરાયવિના, આદરપૂર્વક વિચાર કરતાં રહી મુમુક્ષુએ તેનો દૃઢ સાક્ષાત્કાર કરી દુઃખરહિત પરમાનંદરૂપે અવિચલ સ્થિતિ કરવી—દુઃખપૂર્ણ ભવસાગર તરી જવો એમ સર્વ વેદાંતોપનિષદો મુમુક્ષુઓને વેદાંતશાસ્ત્ર ઉપદેશ કરે છે.

દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહીત બ્રહ્મને આશ્રયે રહેલી માયામાં અપાર લૌકિક ને દિવ્ય સામર્થ્ય રહેલું છે તેથી જેઓ શુદ્ધ શ્રદ્ધા ને શુદ્ધ પ્રીતિથી જેટલે અંશે બ્રહ્માભિમુખ થાય છે તેટલે અંશે તે બ્રહ્મને આશ્રયે રહેલી માયા તેઓને મનોવાંછિત પદાર્થ આપે છે

અપૂર્ણ.

# દ્રઢ નિશ્ચયી !

લેખક "વિમળ"

કેટલાક કારણસર સસરા જમાઇને બોલાવ્યાથી થઇ જમાઇ રાસાભેર, ત્યાંથી ચાલ્યો ગયો સાસુએ જમાઇનો પક્ષ લઇ વૃદ્ધ જમીયતરામને કહ્યું

"ખર્યું આ તે શું કહેવાય! જમાઇ તેડવા આવ્યા તો મોકલવી'તીને તારાને ? ક્યાં સુધી રાખવાના'તા ?

"બેસ બેસ હવે" તમે બધરાં આમાં શું સમજો ? એ આજકાલનો છોકરો મુઆ સામુ બોલી જાય ? એની મગદૂર શુ ? બસ પ્રતિતાપર્ કહું છુ કે બે વર્ષ સુધી તારાને નહિ જ મોકલું ત્યારે તે ઠેકાણે આવશે

વારૂ તમારી મરજી આખરે બિચારી તારાનેજ સહન કરવુ પડશે. હજુ વિનવુ છુ કે તારાને મોકલો લાડકોરે વિનવતાં કહ્યુ.

હું મારા દ્રઢ નિશ્ચયમાંથી કદાપી ફરનાર નથી, તમે તમારૂં કામ કરો" જમીયતરામ તતડી ઉઠયા

" વારૂ આખરે બીચારી છોડીને જ દુખ છે આમ બબડતા લાડકોર ઘરમાં ગયાં.

× × × × ×

કેમ બ્હેન, સાસરે ક્યારે જાવ છો ? બહુ વખત રહ્યાં પીએરમાં હવે તો જમીયતરામના પાડોશી મછારામે એક દિન તારાને પૂછયું બિચારી તારા શરમાઇ, ઘરમાં પેસી ગઇ ઘરમાંથી બીચારી તારાને બહાર નીકળવાનું ભારે થઇ પડયું જ્યાં ને ત્યાં તેને વેજ વાતો. તારા બાપ ઉપર મનમાં ઘણીજ ગુસ્સે થઈ પરંતુ કરે શુ ! તેની હિમત પતિ પાસે એમને એમ જવા ચાલી નહિ

* * * * *

ઉપલી ઘટનાને દસ માહના થયા છે સસરા જમાઇ તથા પતિ-પત્નિનો પત્રવ્યવહાર બધ છે પત્નિને પતિ અને સાસરાને જમાઇ ક્યાં છે તેની માહીતી નથી સમરો અને પત્નિ ફક્ત તેટલુજ જાણે છે કે જમાઇ અને પતિ રેલ્વેમાં છે ક્યાં ? તે ખબર નથી.

અસ્તુ

* × × * ×

આજે જતીયતરામ પોતાની પત્નિ લાડકોર તેમજ પુત્રી તારા સાથે એક સ્નેહિને લા લગ્ન પ્રસંગે જવા સાજની સાત વાગ્યાની ટ્રેઇનમાં ઉપડયા રાતના દસને સુમારે લાડકોરને અચાનક ઉપરા ઉપરી ઉલટી અને ઝાડા થવા લાગ્યા તેઓ જ્યાં જવાના હતા તે સ્ટેશન ઘણું દુર હોવાના સબબે, પાસે બેઠેલ બીજા પેસેન્જરોએ નજીક આવતા સ્ટેશને ઉતરવા સલાહ આપી જમીયતરામ અતિશય ગભરાયા હતા આ સલાહ યોગ્ય લાગી " આવી સ્થિતીમાં લાડકોરને લઇ આગળ જવાનું ઘણું મુશીબત ભરેલું લાગ્યુ અને તેથી આવતા નજીક બાજવાના સ્ટેશન પર તેમણે ઉતરી પડવા નિશ્ચય કર્યો

યથા સમયે ગાડી બાજવાના સ્ટેશનપર આવી ઉભી રહી જેમ તેમ કરી બેહોશ લાડકોરને નીચે ઉતાર્યાં અને છેવટે જમીયતરામ અને તારા ઉતર્યાં રાત્રીનો વખત સાથે યુવાન છોડી અને જાય ક્યાં તે વિચારમાં જતીયતરામ પડયા, ગાડી ઉપડી.

એ ...કોણ છે ? ક્યાં જવું છે ? સ્ટેશન પોર્ટરે બુમ પાડી

ભાઇ, મારે આ ગામમાં જવુ છે, સાથે માંદુ માણસ છે, અત્યારે જવાય તેમ નથી સવારે ગામમાં જઇશ

અહી રહેવાનો હુકમ નથી ? ધર્મશાળામાં જાવ

"ધર્મશાળા કેટલી દુર છે ? "એક કોશ"

ભાઇ જરીક દયા કરો એક કોશ માંદા માણસ સાથે જવાય તેમ નથી માટે જરીક દયા લાવો કચુટી પર રહેલા માસ્તર સાહેબને આ અવાજ કાંઇક પરિચીત જેવો લાગ્યો તેમણે ઓફીસમાંથી બૂમ પાડી બાદ શુ છે ?

સાહેબ એક પેસેન્જર છે ગામમાં જવુ છે, માંદુ બૈરૂ સાથે હોવાથી જવા આના કાની કરે છે

કયા આવે છે તે ? માસ્તરે પૂછ્યુ

મકરપુરાથી આવુ છું ભાઇ જમીયતરામે વચ્ચે કહ્યુ

માસ્તર ક્ષણીક ચુપ રહ્યા પછી બોલ્યા.

બદ્રિ આપણે ઘેર લઇ જાવ તેમને

ચાલો કાકા અમારા માસ્તરને ઘેર બદ્રિ બોલ્યો

ભલુ થજો તમારા એ માસ્તર સાહેબનું અતરની આશિષ દેતા જમીયતરામ તારાની મદદથી લાડકોરને લઇ બદ્રિ પાછળ ચાલ્યા બદ્રિએ રૂમ ઉઘાડી.

કેમ ભાઇ માસ્તર એકલા છે કે ? છોકરાં ? નથી

કાકા માસ્તરને વહુ છે, તે તેના પીએર છે

હ, માસ્તરનું નામ શુ ?

'રશ્મિનચદ્ર'

તારા ચમકી.

હં—અને વૃદ્ધ ચૂપ થયા

લાડકોરના બેહોશ શરીરમા આ શબ્દે અમૃત જેવી, અસર કરી.

તે બોલી ઉઠયા

હે કયાં છે રશ્મિનચદ્ર ?

બારણેથી તરતજ જવાબ આવ્યો

જી હુ અહીંયાંજ છું કચુટી ઉપર રહેલ માસ્તરજ ઉપસ્થિત થયા, તારા ઘુમટો કાઢી ખુણામાં ઉભી.

વૃદ્ધ ગદ્ગદ્ થયા તે બોલ્યા.

'ભાઇ મને માફ કરો' તમારા લીધે આજે અમે જીવ્યા છીએ

મુરબ્બીશ્રી એમા માફ કરવા જેવું છેજ નહિ

આખરે જમીયતરામ પોતાના દૃઢ નિશ્ચયમા નિષ્ફળ થયા બે વર્ષ બદલે દશ મહિનામાં તારા પોતાના પિયુ પાસે અચાનક ગઇ

દવા દારૂથી લાડકોર પાંચ દિવસમાં સાજા થયા અને તારાને મુકી જમીયતરામ અને લાડકોર ઘેર સીધાવ્યાં

ત્યાર પછી કોઇ દિન આ કુટુમનાં વિખવાદ સભળાયો નથી

આખર પતિ-પત્નિ મળ્યાં અને આનદ કરવા લાગ્યા

વિમળ

# ધારેલી વસ્તુ ક્યારે પ્રાપ્ત થાય ?

( ગતાંકથી ચાલુ )

મનુષ્ય ઇશ્વરને માને છે, તેની કૃપા મેળવવા ઇચ્છે છે ઇશ્વરના નિયમાનુસાર જગત હમેશાં આગળ વધે છે, સસાર નદીના પ્રવાહની માફક હમેશાં વહ્યા કરે છે. જાણે અજાણે પણ આ જગતનો પ્રવાહ વહ્યા કરે છે પ્રગતિ—અર્થાત ઉન્નતિ થવી એ ઇશ્વરનો નિયમ છે જ્યાં સુધી પૂર્ણ ઉન્નતિ થાય નહિ ત્યાં સુધી નિવૃત્તિ મળી શકે નહિ. મનુષ્યે કર્તવ્યશીલ થવુ જો તે કર્તવ્યશીલ થાય તો જ પોતાની વ્યવહારની તેમજ પરમાર્થમા ઉન્નતિ સાધી શકે છે ઇશ્વર પ્રવૃત્તિશીલ છે આકાશમાં જુઓ સૂર્ય, ચંદ્ર, તારા અખિલ વિશ્વ પણ પોત પોતાના માર્ગે વહન કર્યા કરે છે દિવસ પછી રાત અને રાત પછી દિવસ, વર્ષ પછી વર્ષ એમ કાળ કાળનુ કામ કર્યે જાય છે આ નિયમે ન વર્તનાર જડ ગણાય છે ચૈતન્યવાળી વસ્તુમા જડતા નથી હોતી મનુષ્યમાં ઇશ્વરના અંશ રૂપી ચૈતન્ય રહેલું છે ચૈતન્યને પ્રકટ કરવુ એ મનુષ્યના પોતાના હાથમા છે

તમારે જડ થવુ કે ચૈતન્ય થવુ એ તમારા હાથમા છે, કામ ધંધો ન કરી તમોગુણને વશ થઇ આળસ અને પ્રમાદમા દિવસો વિતાવવા અને જેની તે સ્થિતિમા પડયા રહેવુ. તે તમારા હાથમા છે, તેમ પ્રવૃત્તિશીલ થઇ હમેશાં આગળ અને આગળ વધ્યા કરવુ તે પણ તમારા હાથમાં છે ચૈતન્યવાળી વ્યક્તિ બેસી ન રહે તેનામા જેમ જેમ વધુ ચૈતન્ય પ્રગટતું જાય છે તેમ તેમ તે કર્તવ્યશીલ બને છે તેને તેના પોતાનામા રહેલા ઇશ્વર તત્ત્વ ચૈતન્યનો જ્યાં સુધી સાક્ષાત્કાર થતો નથી ત્યાં સુધી તે ઝંપીને બેસી રહેતો નથી. તે જાણવાની જીજ્ઞાસા કરતાં આચારમા ઉતારવાની આતુરતા વધુ રાખે છે

મનુષ્યના પોતામાંજ આ ઇશ્વર તત્ત્વ રહેલું છે પ્રાણીમાત્રમાં ઇશ્વર છે એવુ શાસ્ત્રો કહે છે વનસ્પતિ, પશુ, પક્ષી, મનુષ્ય, દેવ સર્વેમાં ઇશ્વર છે પશુ પક્ષી કરતાં મનુષ્યમાં એક એવુ સામર્થ્ય રહેલું છે કે જેવડે તે પોતાનામાં રહેતા ઇશ્વરતત્ત્વને પ્રકટ કરી શકે છે. આ સામર્થ્ય તમારામાં છે તમે ધારો તો મનુષ્ય મટી દેવ અને ઇશ્વર પણ થઇ શકો છો. વેદમાં કહ્યુ છે કે **अहं ब्रह्मास्मि** હું જ બ્રહ્મ છુ **तत्त्वमसि** તે (બ્રહ્મ) તું છે આ બ્રહ્મ જે આપણામા છે તેને પ્રકટ કરવા આપણે કદી પ્રયત્ન કરીએ છીએ કે નહિ તેનો આપણે વિચાર કરવો ઘટે છે

કથા વાર્તા સાંભળવા જનારા રોજ એવાં આત્મદર્શન કરવાનો માર્ગ બતાવનાર વાક્યો શ્રવણ કરે છે, પણ તે માત્ર શ્રવણ જ કરે છે કર્તવ્યમાં ઉતારતા નથી અને તેથી તેમને તેનું કશુ ફળ મળતું નથી આજે મનુષ્ય જન્મે છે ત્યારે નાનું બાળક હોય છે દિનપ્રતિદિન તે મોટુ થતું જાય છે બાળક મટી યુવાન થાય છે યુવાન મટી વૃદ્ધ થાય છે આમ તે હમેશા વધે છે પણ આચારવિચારમાં આગળ વધતુ નથી, કેટલાક મનુષ્યો જે સ્થીતિમાં હોય છે તેમાથી પ્રયત્ન વડે આગળ વધતા નથી, ત્યારે કેટલાક તો તેથી પણ પાછળ હઠી જાય છે

મનુષ્ય જીવ નથી પણ શીવ છે એમ શાસ્ત્રો અને સંતપુરુષો કહે છે, મનુષ્ય તે સાંભળે છે છતાં ઘણા થોડા જ શિવ થઇ શકે છે [illegible]

છે, આળસુ અને પ્રમાદી મનુષ્યો જીવના જીવજ રહે છે અને કદાચ મનુષ્ય મટી પશુ બની શકે છે જેમ અખંડ પ્રયત્ન કરવાથી વ્યવહારમાં સર્વોત્તમ સ્થિતી પ્રાપ્ત કરી શકાય છે તેમ અખંડ પ્રયત્ન કરવાથી મનુષ્ય જીવ મટી શીવ થઇ શકે છે

જેમ કોઇ મનુષ્યને ચિંતામણી મળવા છતાં પણ તેતો કાચનો કકડો હશે એમ માની તેને ન ગ્રહણ કરવાથી હોય છે તેવોને તેવોજ રહે છે તેમ મનુષ્ય જીવ મટી શીવ થવાનો પ્રયત્ન કરતો નથી અને તેથી જન્મારા સુધી દુ ખમાં રવડયાં કરે છે મનુષ્યને દુ ખ ત્યા સુધીજ હોય છે કે જ્યાં સુધી તે શીવ થયો નથી શીવ થવા પ્રયત્ન કરનાર શીવ થઈ શકે છે. શીવનાં સામર્થ્યો મેળવી શકે છે વાતો કરી દીવસો નકામા ગુમાવવાથી કાંઈ મળી શકતું નથી

આજે મનુષ્યો પોતાની ઉન્નતિ નથી કરી શકતા તેનું કારણ તેઓ પ્રયત્ન કરતા નથી. અને કદાચ પ્રયત્ન કરે છે તો તે ઉંધા પ્રયત્ન કરે છે એટલે જે ફળ મળવુ જોઇએ તે તેમને મળી શકતુ નથી આજે સ્વરાજ્ય મેળવવા પ્રજા મથી રહી છે કહે છે કે અમે આત્મશુદ્ધિ કરી આત્મબળથી સ્વરાજ્ય લઈશુ પશુ બળ કરતાં અમારૂં આત્મબળ શ્રેષ્ટ છે " આ વાત તેમની ખરી છે આત્મબળ પશુ બળથી ચઢીયાતું છે. આત્મબળથી સ્વરાજ્ય તો શુ પણ ત્રિભુવનનું સામ્રાજ્ય મેળવી શકાય તે પણ આ બીચારાઓને આત્મબળ મેળવવાનો માર્ગજ જડયો હોતો નથી તે માત્ર વાણીથી બોલવામાંજ આત્મબળ મળી ગયુ સમજે છે. અને કદાચ આત્મબળ મેળવવાના કે આત્મશુદ્ધિના જે પ્રયત્ન કરેછે તે ધુળ ઉપર લીંપણ જેવા હોય છે તેઓને આત્મબળ કેવી રીતે મેળવાય તેનું પણ ભાન હોતુ નથી ઢેડને અડવાથી કે રેટીયા કાંતવાથી આત્મબળ ન મળે, અને એવા બળ સ્વરાજ્ય ન મળે આત્મબળ મેળવવા સાચે માર્ગે સાચો પ્રયત્ન કરવો જોઇએ

પશુ બળ મેળવવામાં જે કષ્ટ રહેલું છે તેથી પણ વધુ કષ્ટ આત્મબળ મેળવવામાં છે આત્મબળ તો આત્માનો સાક્ષાત્કાર થાય ત્યારેજ મળે કોઇ ગ્રહસ્થ મનુષ્ય હોય અને તેને વારસ ન હોય તો તે કોઈ ગરીબના પુત્રને દત્તક લઇ તેને પોતાનો પુત્ર માની પોતાની મીલકતનો વારસો આપે છે ત્યારે જ તે ગરીબ મટી ધનવાન બને છે તેમ આપણે જો પ્રયત્નથી આત્માના બળનો વારસો મેળવીએ તોજ આપણામાં આત્મબળ આવે

મનુષ્ય માત્રમાં આત્મા છે, એ આત્માનો પ્રયત્નથી દરેક જણ સાક્ષાત્કાર કરી શકે છે. તમે જીવ નથી પણ શીવ છો, આત્મા છો, બ્રહ્મ છો, એ વાત સાચી છે છતાં એ આત્માનો અનુભવ આપણને થતો નથી ત્યા સુધી આત્મબળ મળે નહિ, જ્યારે તેનો અનુભવ થાય ત્યારે જ આત્મબળ મળે, અને એ આત્મબળ મેળવવા બહાર ક્યાંઇ માગવાની જરૂર નથી ઈશ્વર બીજે કઇ નથી પણ તમારા પોતાનામા જ છે તે સર્વત્ર વ્યાપક છે પણ તેનો તમને સાક્ષાત્કાર બહારના પ્રદેશમા નહિ પણ તમારા પોતાના હૃદયમા જ થવાનો, તેનો સાક્ષાત્કાર કરવા યત્ન કરો, બેસી ન રહો, વાતો ન કરો, પણ તેને તમારામાં પ્રકટ કરવા આજથીજ કેડ બાંધો, આજથી પ્રયત્ન કરો

એક નિર્ધન મનુષ્યને કોઈ અનુભવી સિદ્ધ પુરૂષ કહે કે ભાઈ તારા ઘરના અમુક ખુણામાં ધન દાટેલું છે તેને તું ખોદીને કાઢી લે જે હવે જો તે સદ્ગુરૂના વાક્ય ઉપર તે નિર્ધનને શ્રદ્ધા હોય તો તે જરૂર ત્યાં ખોદવાનો, તે હવે કાલે ખોદીશ, વર્ષે ખોદીશુ કે બે વર્ષે ખોદીશ એવો વિચાર કરી બેસી રહેવાનો નહિ

તે તરતજ ખોદવા માંડશે, સતત પ્રયત્ન કરશે, બેચાર હાથ ખોદે કાંઈ નહિ વળે તો વળી ઊંડું ખોદશે, સતત મહેનત કરશે અને છેક પાણી નીકળે ત્યા સુધી તે ખોદશે અને ધન કાઢશે જો તે સિદ્ધનું વાક્ય ખોટુ થશે તો તેને મિથ્યા શ્રમ પડશે, પણ તે ખોદશે તો ખરો જ અને તેનું વાક્ય સાચુ હશે તો તેને ધન મળશે

નિર્ધન મનુષ્યો ધન ક્યાણી જન્માએ છે એવુ જાણી બેસી રહેવાના નહિ તેમ તમારે જો અનર્ગલ ધનના સ્વામીના દર્શન કરવાં હોય, સર્વૈશ્વર્ય સંપન્ન ઇશ્વરના ઐશ્વર્યને મેળવવુ હોય તો તે ઇશ્વર તમારામા છે, તેને મેળવવા યત્ન કરો. સિદ્ધનું કહેવુ તો સંશયવાળુ હતું પણ આ વાત જુઠી નથી. શાસ્ત્રો કહે છે, સદ્ગુરુ કહે છે, અને જેમને જેમને અનુભવ થયો છે તેવા સિદ્ધ પુરુષો કહે છે કે હે મનુષ્ય. તું મનુષ્ય નથી પણ આત્મા છે, તું જ બ્રહ્મ છે, તારામા સઘળુ છે. આત્મબળ એ જ તારી સંપત્તિ છે, તેને મેળવવા પ્રયત્ન કર, અને જ્યાં સુધી તને આત્માનો સાક્ષાત્કાર ન થાય ત્યાં સુધી અખંડ પ્રયત્ન કર.

આવા વેદ વાક્યોને જાણવા છતાં, તે આત્માને મેળવવા મનુષ્યો પ્રયત્ન કરતા નથી અને તેથી જ અત્યારે દિન, દિન, નિર્બળ, નિરુત્સાહી અને દરિદ્રી રહે છે અને ધન મેળવવાના ઉપાયો અર્થશાસ્ત્ર જણાવે છે, અને જે એક જ વસ્તુ મળતાં સર્વ વસ્તુમાં તેનો સમાવેશ થઇ જાય છે તે એક વસ્તુ મેળવવાના ઉપાયો સત્શાસ્ત્રો જણાવે છે મનુષ્ય જે જે ક્રિયા કરે છે તે આત્માના સામર્થ્યથી કરે છે મનુષ્ય શરીર નાશવંત છે એ શરીરમા જ્યાં સુધી અહંભાવ હોય છે ત્યા સુધી એ મનુષ્ય છે, પણ જ્યા શરીર તો નાશવંત છે, તે પંચ મહાભૂતથી બનેલું જડ છે, તે તો આત્માની સત્તાથી ચૈતન્ય જણાય છે જે સત્તાથી તે ચૈતન્યવાળુ જણાય છે તે ચૈતન્યસત્તા એજ અવિનાશી બ્રહ્મ છે એ સત્તાનો સાક્ષાત્કાર કરવો એ મનુષ્યનું કર્તવ્ય છે આ સત્તા એજ ઇશ્વરનો અંશ છે, એ આત્મા છે, એ જ બ્રહ્મ છે. તે આત્મસત્તાને આ શરીરમાં યથાર્થ રીતે પ્રકટાવવી એજ મનુષ્યનું કર્તવ્ય છે

મનુષ્ય જો મનને વશ કરે, બુદ્ધિને સ્થિર કરે તો આ ચૈતન્યસત્તાનો તેને સાક્ષાત્કાર થઇ શકે આ જગતના જે જે પદાર્થો છે તે નાશવંત છે, શરીર ધન, ઘર, જગત્ સર્વ નાશવંત છે એ સર્વ જડ ગણાય છે એક આ આત્મસત્તા જ અવિનાશી છે આ અવિનાશી સત્તાનો અનુભવ કરનાર મનુષ્ય અવિનાશી થઇ શકે છે તે ધારે છે તેટલો વખત શરીરને ટકાવી રાખે છે ધારે તે વસ્તુ સંકલ્પ માત્રથી મેળવી શકે છે અને એ આત્મસત્તાનો સાક્ષાત્કાર થતાં જ આત્મબળ પ્રકટે છે અને એ આત્મબળ વડે સ્વરાજ્ય તો શું પણ ત્રિભુવનનું સામ્રાજ્ય મેળવી શકાય છે

મનુષ્ય પોતે પોતાનામાં રહેલા આત્માને જોઇ શકતો નથી, જાણી શકતો નથી તે તો હું મનુષ્ય છુ, અલ્પજ્ઞનું અલ્પશક્તિમાન છુ એમ માને છે પણ જે ઘડીએ તે પોતે એવો નિશ્ચય કરે કે હું મનુષ્ય અર્થાત જીવ નથી પણ શિવ છુ, હું જ આત્મા છુ, આ સર્વ જગત એ મારો વિલાસ માત્ર છે, હું અખંડ સામર્થ્ય સંપન્ન સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છુ, તો પછી તે આત્માને પોતાનામા પ્રકટાવી શકે છે

લાકડામાં અગ્નિ રહેલો છે પણ તે અગ્નિને તેનામા પ્રકટ કર્યો હોતો નથી ત્યા સુધી તેનામાં તે અગ્નિના ધર્મ હોતા નથી પણ જ્યારે તેને એક એકની સાથે ઘર્ષણથી કે દીવાસળીથી તેમા સળગાવવામાં આવે છે ત્યારે એ લાકડુ અગ્નિનુ રૂપ લે છે અને તેમાં તે પછી લાકડાના જડ ધર્મ નહિ પણ અગ્નિના ઉષ્ણતાના ગુણ આવે છે તેમ મનુષ્યમા

પણ ઈશ્વર તો છે પણ તેને દીવાસળી રૂપ—કર્મ, ઉપાસના અને જ્ઞાનવડે પ્રકટાવવાની જરૂર છે જ્યારે આ પ્રકારે મનુષ્ય પોતાનામાં રહેલા ઈશ્વરત્વને પ્રકટાવે છે ત્યારે તેનામાં ઈશ્વરના ગુણ ધર્મો અને સામર્થ્યો, પ્રકટે છે, તે માટે મનુષ્યે પ્રયત્ન કરવાની જરૂર છે.

શાસ્ત્રો કહે છે કે મનુષ્ય એ જીવ નથી પ. શિવ છે પણ તેણે ઘણા જન્મોના સંસ્કારોથી હું જીવ છુ એમ માની લીધેલું છે એ જીવત્વના અભિમાનનો ત્યાગ કરી, જીવત્વનું હું પણું શિવમાં ગલિત કરવાની જરૂર છે જેમ વડનું નાનુ સરખુ બીજ તેને વાવતા મોટા વડરૂપે થઇ રહે છે તેમ એ જીવત્વનું અહંપણું એ સસારના બીજરૂપ છે એ બીજમાંથી પછી અહમમત્વ—આ મારૂં, આ તારૂં એવુ ઝાડ થાય છે, તેનામાંથી પછી સસારને સત્ય માની તેના પદાર્થો મેળવવાની તે ઇચ્છારૂપી રાગ અને ન મળે તો દ્વેષ એ ડાળાં પાંખડાં થાય છે અને તેમાં રચીપચી રહેવાની વાસના ઉત્પન્ન થાય છે પછી તો હું જ સર્વ કંઇ છુ એવું ભાન થતાં આત્મા ભૂલી જવાય છે, અને સસારના અનેક પદાર્થોમા આસક્તિ બંધાય છે, આ આસક્તિથી મનુષ્યો બધાઇ જાય છે અને સુખ દુ ખને ભોગવે છે

વૃક્ષને ઉત્પન્ન કરનાર તેનું બીજ છે તે બીજ વાવ્યા પછી તેને અનુકુળ હવા, પાણી વિગેરેથી તેને પોષવામાં આવે છે, તેમ સર્વથી પ્રથમ મનુષ્ય પોતે પોતાને ભૂલી હું જીવ છુ અલ્પજ્ઞ છુ, અલ્પ શક્તિમાન છુ એવુ માની અહંપણું ઉત્પન્ન કરે છે એ અહંપણું એજ સસારનું બીજ છે. તે બીજને જો પ્રથમથી બાળી દેવામા આવે તો પછી તે ઉગતું નથી જેમ જાર, બાજરી કે ઘઉને જો શેકી નાંખીને પછી વાવે તો તે ન ઉગે. તેમ મનુષ્ય જો સસારના બીજરૂપ અહંને બાળી દે તો પછી તે મનુષ્ય મટી દેવ થાય. આ અહંપણાને બાળી દેવાની અર્થાત હું જીવ નથી, પણ ઇશ છુ, એટલે શિવ ભાવમા જીવભાવને હોમી દેવાની કળા જો આવડી તો પછી મનુષ્ય પોતે પોતાની શોધ કરી શકે, અને આત્મ સામર્થ્યને પ્રાપ્ત કરી શકે

મનુષ્ય પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેન્દ્રિયો અને ચાર અંત કરણ એ ચૌદથી બંધા યલો છે કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો મનુષ્યને આત્માની પાસે જવા દેતી નથી, તેને બકા રને બહાર ભટકાવે છે. અને ઇન્દ્રિયો પોતપોતાના ભોગ ભોગવવા મથ્યા કરે છે, એ ઇન્દ્રિયો મનને આધિન છે મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચાર અંત કરણ એટલે અંતરની ઇન્દ્રિયો છે પ્રથમ મનમાં કોઇ વસ્તુ મેળવવાનો વિચાર ઉત્પન્ન થાય છે, તે વિચારને અમલમા મૂકવો કે નહિ તેનો નિશ્ચય બુદ્ધિ કરે છે, જો તે વિચારને અમલમા મૂકવાનો બુદ્ધિ નિશ્ચય કરે છે તો પછી તેને મેળવવા ચિત્ત તેનુ ચિંતન કરે છે, અને તે ચિંતન કર્યા પ્રમાણે અહં તે વસ્તુ મેળવવા માટે ઇંદ્રિયોને પ્રેરે છે. આ પ્રમાણે સારા કે ખોટા પદાર્થો મેળવવાને માટે મન જવાબદાર છે. જો મનને વશ કરવામા આવે તો, ઇંદ્રિયો તેની મેળે જ વશ થઇ જાય આથી જ શાસ્ત્રમાં કહ્યુ છે કે

मन एव मनुष्याणां कारणं बंध मोक्षयो

મન એજ મનુષ્યને બંધ અને મોક્ષને આપવામાં કારણ રૂપ છે જો મન વશ થાય તો મનુષ્ય આત્માને મેળવી શકે છે આ મનને વશ કરવાના શાસ્ત્રોએ અનેક ઉપાયો બતાવ્યા છે મન તો જડ છે, પણ તેનામાં આત્માનો આભાસ પડતાં તે મનુષ્ય રૂપે કામ કરે છે જેમ કોઇ રાજાને તેનો પ્રધાન દગાની દે અને પ્રજામા પોતે જ રાજા

તરીકે પ્રસિદ્ધિમા આવે તેવી રીતે મન તો આત્માની સત્તાથી કામ કરે છે. જેમ ચંદ્રમા સૂર્યનું પ્રતિબિંબ પડવાથી પ્રકાશિત થાય છે તેમ મન તો આત્માનો પ્રકાશ પડવાથી ચૈતન્યવાળુ જણાય છે, એ મનને બહાર ઇંદ્રિયોની પ્રવૃત્તિમાં ભટકતું ફરે છે ત્યાંથી પાછુ વાળી સ્થિર કરવુ આત્માના પ્રદેશ પ્રતિ વાળવુ એ મનુષ્યનુ કર્ત્તવ્ય છે વેદો, શાસ્ત્રો, પુરાણો, સત્પુરુષો પણ એ કહે છે કે મનને સ્થિર કરો એટલે આત્માનો સાક્ષાત્કાર થશે મનને સ્થિર કરવા માટે કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ માર્ગોનો શાસ્ત્રે ઉપદેશ આપ્યો છે આ ત્રણ માર્ગે પ્રયત્ન કરવો અને આત્માનો સાક્ષાત્કાર કરવો એ મનુષ્યનુ કામ છે અભ્યાસ કર્યા કરવાથી તે સિદ્ધ થાય છે

આ પ્રકારના ઉત્તમ પ્રયત્નમાં સતત મંડ્યા રહેવા માટે સત્પુરુષોનો સમાગમ સેવવો. સત્શાસ્ત્રોનું વારવાર અધ્યયન કરવુ, સદ્ગુરુના શિષ્ય થઇ તે જે માર્ગ બતાવે તે માર્ગે પ્રયાણ કરવુ અને નિરંતર જ્યા સુધી આત્માનો સાક્ષાત્કાર થાય નહિ ત્યાં સુધી કર્મ કરવાં, પાછુ હઠવુ નહિ અને એ કર્મ કરવામા આળસ કે પ્રમાદ રાખવો નહિ તે બતાવેલા રસ્તે પ્રયાણ થાય છે કે કોઇ બીજે માર્ગે વળી ગયા છીએ તેની સાવધનતા રાખવી.

આજે મનુષ્યો પોતાના ઇશ્વરત્વનો અનુભવ નથી કરતા તેનું કારણ એ જ છે કે તે કર્ત્તવ્યશીલ નથી બન્યા આંબાની ગોટલી વાવે તો આંબો ઉગે ને તેને કેરી આવે, પણ જો ગોટલી ન વાવે અને માત્ર વાતો કર્યા કરે તો, કેરી શી રીતે મેળવે? તેમ આત્મબળ પણ વાતો કર્યાથી ન મળે પણ આત્મબળ મેળવવાનો પ્રયત્ન કરે તો મળે આત્મબળ મેળવવા માટે તો સદ્ગુરુ અને સત્શાસ્ત્રોનો સંગ રાખવો અને તે બતાવે તે માર્ગે રોજ પ્રયત્ન કર્યા કરવો જોઇએ

---

# નવલકિશોર અને નિર્મળા.

[ ગતાંકથી ચાલુ]

( લેખક—રા. ગૌરીશંકર મોતીરામ ભટ બી. એ. )

મંજી રસ્તાની અજાણી હોવાથી તે અનેક માર્ગે ચઢી જતી તેને અનેક ઠેકાણે પૂછવુ પડતું, છતાં પણ ઠેરની ઠેર, સાંજના પાંચ વાગી ગયા તોપણ ગામ ન આવ્યું લગભગ સો વખત નદી ઓળંગી, જુના નવા માર્ગ જોયા, પણ આવી હતી તે રસ્તો તો ન જડયો તે ન જડયો ઝરડાં ઝાંખરાં કપડાંમાં ભરાય, કાંટા વાગે, પગને તળીએ બઠીયા ચોંટી રહે, પણ એમ કરતાય રસ્તો ભૂલી! બાળ વિધવાના જીવનનાં દુઃખ આવા સંકટ વાળા રસ્તા જેવાં છે સમાજે પોતે પોતાની સ્થિતિ ટકાવી રાખી નથી, તો પછી તે બીજાનું દુઃખ શી રીતે ટાળી શકે?

ક્યાં જાય? ક્યાં પૂછે? કોને પૂછે? માર્ગ એટલો બધો વિકટ હતો કે કોઇ સાથે સાથે જઇને માર્ગે ચઢાવી આપે તોપણ અનેક કાંટા આવતા ખગ રસ્તાની ગમ જ ન પડે ઘાસ ઉગેલું હોવાથી લાંબી દૃષ્ટિએ ગામો ઓળખી શકાતાં ન હતાં. દૂર દૂર જણાતાં

ગામો પણ અજાણ્યા મંજા પોતે વિચાર કરતી આવા વિકટ માર્ગે ચાલવા લાગી હવે ગામ તાલુકાનું રાયપુર ગામ આવ્યુ નદી કાંઠે ટેકરા ઉપર આ સુંદર ગામ જોઇ આનંદ થયા વિના ન રહે પાસેનાં ખેતરોમાં ચરી આવીને તાજાં તર થયેલા ઢોર નદીના નિર્મળ પાણીમાં ડબકા ખાતા હતા કાંઠે ઉભેલો ઢેરનો માલીક અનેક રીતે ડચકારા બોલાવીને ઢોરને બહાર આવવા સુચવતા, પણ શીતળ પાણીમાથી બહાર નીકળવાનું ગમતુ નહિ

દિવસ આથમ્યો. નદી નયકર લાગવા માંડી દૂર દૂરથી દેખતા ગામડા આવકાર આપતાં હોય તેવાં જણાતાં હતા પશુ પક્ષી પોત પોતાને રહેઠાણે જતાં હતા ખેડુતો મોઢેથી ડચકારા બોલાવતા, એક હાથમા રાશ અને બીજા હાથમા પરોણો લઇ ધીમે પગલે બળદને હાંકતા હતા બળદ બિચારા આખો દિવસ જમીન ખેડતા થાકી ગયેલા તેથી ધીમે ધીમે શ્વાસ લેતા. એક ગુડસ ટ્રેઇનના નાના એન્જીન માફક ચાલી રહ્યા હતા કોઇ કોઇ ઠેકાણે કઠણ અને રેતાળ જમીન આવતી, ત્યાં કરબડી અને હળના છેડા જમીન ઉપર ઘસાઇને પાટા ઉપર ચાલતી રેલ્વે ગાડીના જેવો અવાજ કરતા હતા કોઇ કોઇ સ્થળે કાદવ આવતો ત્યા ત્યા માત્ર તેના ઉપર લીટા થતાં બળદ મનમાં નિર્ભય બન્યા હતા કે "હવે ખેતરમા થોડુ જ જવાનું છે ચાલો ઘર ભણી ને ત્યાં બેસીને મઝા કરીશુ ગમા ણમાથી ઘાસના તરણાં ખાઇશુ ને આખી રાત લ્હેરમાં ગાળીશુ, ગરજ હશે તો ધણી આપણી ચાકરી કરશે," ગાયો ભેંસોના ટોળા કાંટાની વાડોમાં ગોથાં મારતાં તે ચોરીઆ ખરસાણી ભાગતા હતાં વાડો ભાગીને ખેતરમાં પેસી જઇ "ખેતરમાં ઉગેલું ઘાસ તો આપણું જ છેની" એમ ધારી ખેતરમા ઉગેલા છોડને મોમાં લેવાનું અટકચાળુ કરવા ચુકતા નહિ, પાછળ આવતો હાંકેડુ જ્યારે તે જોતા અને બેચાર ગાળો ભાંડી આવેશમાં આવી જઇ લાકડી લઇ પાછળ દોડતો ત્યારે ઢોર અહીં તહીં નાસતાં વરસાદ વરસો વરસ કરતાં કંઇક નિયમસર અને અધિક આવેલો હોવાથી ખેડુતના મન રાજી હતાં. તોપણ દરેક વરસનો અસંતોષ તેમના મનમાં રમી રહેલો હોવાથી " ચાલુ સાલે પણ અનાજ પાકશે કે કેમ " એવી શંકા મનમાં કોઇ કોઇ વાર કરતા અને તેથી અધીરા બની જતા.

મંજી રાયપુર પહોંચી તેના ખાડા ટેકરાવાળાં ઘર મંજીએ ઓળખી કહાડયા, જીવા ભાઇ પટેલનું ઘર શોધતાં તેને વાર ન લાગી, જીવાભાઇ ઘરની અડાળીમાં ખાટલો નાંખી હુંકો પીતા બેઠા હતા, પાસે એક બે ધારાળા બેઠા હતા ને તે તેમના ખેડુત હશે એમ લાગતુ હતું, તે મંજાને જોતાં જ બોલ્યા

"મુન, તું ક્યાંથી? ભલો રસ્તો જડયો?"

મંજાએ શ્વાસ ખાધો અને પોટકી નીચે મુકી,

"કેમ બેન, સારાં તો છોને?" જીવાભાઈ બોલ્યા "જાણ્યુ હોત તો ગાડુ ન મોકલત?"

"હા, ભાઇ પણ તમે ખુશીમાં છો ને?"

"હશે, ઘરમાં જાઓ બેન, તમારાં ભાભી પેટવાડ છે એ મોટા ઘરનાં રહ્યાં એટલે એમને કંઇ અહીં ગમે? હુ તો બે ભેંસો રખાવું છુ ખાઉ છું, પીઉ છું ને મોજ કરું છુ ગાંધીજીનું નવજીવન આવે છે ને બીજાં હુન્નર વિજ્ઞાન, ભાગ્યોદય વિગેરે પત્રો પણ મંગાવુ છુ પણ ટપાલનું ઠેકાણું ક્યાં છે?"

"હોવ, ભાઇ, છોકરાં તો નિશાળે જાય છે ને?"

"હા, મોટો મેટ્રીકમાં ગયો છે નાની પણ નિશાળે જાય છે આપણું તો ગામડામાં આશ્રમ બાંધીને રહેવાના, બેની એજ ઉત્તમ ધંધો છે એટલું જ કે આ વરસો રાની આવે છે ને સારો પાક ઉતરતો નથી ખેડુતો શું કરે બરે? વરસાદની બીક, બ્હારવટીઆઓની બીક, મજુર મોંઘા, અનાજ મોંઘુ, કપડા મોંઘા ઇત્યાદિ કંઈ કંઈ ઓછી છે?

"ભાઇ, ગામડાનું જીવન તો સારૂં, સાદું જીવન તો મને બહુ જ ગમે છે, કપડાં, ખોરાક અને જરૂરી ચીજોમાં પણ સાદાઈ ને ખર્ચ ઓછું."

"હા, અમે તો કેટલાકના દારૂ છોડાવ્યા, ગામડાના લોકો રોજ માંદા થાય કે દારૂ વાપરે, મોજશોખમાં પણ દારૂ વાપરે દારૂએ તો દાટ વાળ્યો છે, લોકોને પાયમાલ ને ભિખારી બનાવી દીધા છે, આ ગામમાં પહેલો આવ્યા ત્યારથી આસપાસના ગામોના લોકો ઈર્ષા કરવા લાગ્યા, પણ ગામડામાં જ્યાં જ્યાં કોર્ટ ને અરજીઓની જરૂર પડી, પૈસાની જરૂર પડી, તકરારો ઓલવવાની જરૂર પડી કે અમોને બોલાવ્યા અમે એમને માર્ગ બતાવવા માંડ્યા તેથી તે લોકો હવે ઈર્ષા કરતા મટ્યા છે"

"ભાઇ, હું તો કાલે પેટલાદ જાઉં છું,"

"કેમ બેન તું અહીં નહિ રહે"

મંજાએ જીવાભાઇના કાનમાં કંઇક કહ્યું, જીવાભાઈ થોડીવાર મૌન રહ્યા, પણ જાણે અંદરથી કંઇ જ્વાળામુખી ફાટવાનો હોય અને તાપ, દઝાણ, બેચેની થાય તેમ થવા લાગ્યું, જીવાભાઈ ગભરાયા, બેઠા હતા ત્યાંથી ઉઠ્યા ને આંટા મારવા લાગ્યા, જેમ જેમ મનમાં ખુલાસો થતો ગયો તેમ તેમ વિચારો બ્હાર આવતા ગયા,

"પણ બ્હેન, નાનુ ક્યાં છે?"

'મુંબઇ"

'ત્યાં શું કરે છે?'

'કોઇ વેપારીની પેઢીમાં છે'

'તેની મદદ ન લેવાય?"

'હું એમ કરીશ પણ પ્રથમ તો પેટલાદ જઇશ'

'તો છોકરાંની ખબર લખજે હોં'

'તે નહિ બનું મને ખબર છે કે તમારી તથા ભાભીની શું સ્થિતિ છે'

" ના બ્હેન પણ આ જમાના તો જાણો જ છો ને. માબાપ પૈસાદાર એટલે છોકરાની કે સગાની મભાળ કોણ લે ? "

" પણ મને તેવું નથી હોં !."

" ના હુ તમને ક્યાં કહુ છું તે "

એટલામા દૂધનો ભરેલો પ્યાલો લઈને નોકર આવ્યો. મણી તથા ભાભી હિંચકે બેઠાં અને મીઠી મીઠી વાતોમાં આનદ લેવા લાગ્યાં.

" તેમ ભરતરાજ શુ કરે છે ? "

' ભજન " મણીએ રોષમાં કહ્યુ

' કેટલી એમો રાની છે ? અને હવેતીમા શુ નથી કે ત્યાં આશ્રમ માન્યો છે ? "

' હવેલીમા કઇ આશ્રમ જેટલી શાંતિ હોય ? ' મણીએ વધારે રોગપો કર્યું,

' જાઓ જાઓ, મણી બ્હેન તમે તો વાતમા જ ઉડાવો છો. '

' તો શુ કહુ ? '

' સીધી વાત '

' બોલો ' મણીએ કહ્યુ.

' હવે શુ બોલુ ! મને તો કઇ સાંભળતુ નથી હમણાં કહેવા જતી હતી પણ ભૂલી ગઇ '

' તો તો તમે મનેય ભૂલી જાવ, મોટાંના કુટુબમાં રહ્યાં એટલે અમને ગરીબને શાનાં સભારે.

' ના ના મણી બ્હેન મોટા એટલા બધાય ખોટાં આપણે તો બા, બેય સરખાં'

' ખરૂ કહો છો ? ' મણીએ એકાટસે જોઇને પૂછ્યુ.

' હા જરૂર '

' જો જો હોં ! '

' હો આ વચન. '

નિર્દમા નણુદ ભોજાઇએ રાત્રી ગાળી. બીજે દિવસે મણી નિર્મળાની શોધમા મુબઇ ગઇ

---

## પ્રકરણ ૬ ઠું.

### શુ નિર્મળા બીજાને ?

પ્રિય ભાઇ નાનુ

કવિ ભવભુતિ કહે છે કે અધિરા થવુ એ પણ ઉદયની નિશાની છે, આજે તમને પત્ર લખવાને અધિરો બન્યો છુ, તમે વેપારમા ઝપલાવ્યુ એ પણ સારૂ જ થયું છે, કેમકે "વ્યાપારે વસતિ લક્ષ્મી" વ્યાપાર સિવાય દેશની સ્થિતી સુધરવાની નથી આજકાલ સૌ કોઇ ભણીને નોકરીમા ઝપલાવે છે એ આક્ષેપથી તમે તો મુક્ત છો

તમારા પરદેશગમન પહેલા જ મને એક વિચાર આવલો કે ત્યાના પરિચિત સ્થળોની એક ટુક નોંધ એકઠી કરીને તમને મોકલવી પરંતુ મારી પ્રવૃત્તિ વિશાથી તમે વાકેફ તો હશોજ. "આપણા લઘુમધુ અગ્રેજ" મારો યુરોપનો પ્રવાસ, લન્ડનની ગાઇડ ઇત્યાદિ

યહ રાજ સંપદા ભારી સબ હોય પલકમેં ન્યારી—જી.
તજ માયા મોહ પસારા, સુન ગોપીચંદ પીયારા

છેવટે પ્રભુ પ્રાર્થનામાં કેટલો ત્યાગ જોઈએ તે કહું છું ?

દિલા દે ભીખ દર્શન કી, પ્રભુ તેરા ભિખારી હું–
ચલાકર દૂર દેશન સે તેરે દરબારમેં આયા
ખડા હું દ્વારપે દિલમે, તેરી આશા કા ધારી હું ૧
ફિરા સંસાર ચક્કરમે, ભટકતા રાત દિન વિરથા
દરશના દીદાર કે તેરે, હમેશા મેં દુખારી હું ૨
તુંહી માતા તુંહી પિતા તુંહી મેરા સહાયક હૈ,
તેરે દાસ કે દામન કે ચરણકા સેવકારી હું ૩

ભાઈ નાનું! ઉપર પ્રમાણે ચાલતા જગતના ભાવ મેં દર્શાવ્યા તે કદાચ તમને કટાણા રૂપ તો નહિ લાગે તમારાથી જીવાય તો તે ભાવો જીવજો ન જીવાય તો પ્રભુ ભજવા માટે થોડા રહેવા દેજો, પણ જો જો પાછનેય ફાડી નાંખતા !

નિર્મળા મરતી તો બીજું શું લખું ? લખતા કલમ ઉપડતી નથી પણ લખ્યે જ છૂટકો નિર્મળા મારી નથી, નિર્મળા મીજાની થઈ છે! તમારા મનમાં પણ લાગણીનો આવેશ આવશે પણ લાચાર લાગણીની વાદળી ઘડીમાં આવે છે ને ઘડીમાં ખસી જઈ મનને આકાશ જેવું સ્વચ્છ બનાવે છે. ક્યાં ઉપર બતાવ્યા તે કોડ અને ક્યાં આ જગતના અઘટિત અન્યાય. આજનાં માબાપોને ક્યાં પડી છે બાળકોના ભાવની પીડા. જ્યાં ત્યાં લાકડે માંકડું વળગાડી દેવું એજ આજના લગ્નોનો હેતુ છે ખેર, પ્રભુ તો આપણો છે ને ? કહ્યું છે કે—

તરણાને ઓથે ડુંગર રે, ડુંગર કોઈ દેખે નહિ,
અજા જુથ માંહે રે, સમરથ ગાજે સહી "

નાનુએ પત્ર વાંચ્યો. ફરી વાંચ્યો જરા નીચે મુકી વિચાર કરવા બેઠો દુનિયા એવી જ છે સારૂં શું ખોટું શું એનો એને વિચાર નથી, બિચારો નવલ એ એનું ભક્ષ થઈ પડ્યો. હેય એમજ થાય નહિ તો પછી સ્વર્ગ સારૂં શી રીતે કહેવાય ? એમ લખતાં નાનુ વિચારમાં પડી ગયો વળી જાણે નિશ્ચય ઉપર આવ્યો હોય તેમ જણાયું, તેના મનની સ્થિતિ વિકટ થઈ પડી જાણે એક નાનું બાળક હોય તેમ તેની આંખોમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં જગત્ ઉપર તિરસ્કાર આવ્યો, વળી લખ્યું —

" પણ આટલું બધું શા માટે લખ્યું હશે ? નવલ તો જાણે એક મોટા 'ફીલસુફ' હોય તેમ ઉતારા ને વિચાર આપી રહ્યો છે! નાનુ ભીંત સામે જોઈ રહ્યો, ભીંત ઉપર નવલની આકૃતિઓ જાણે દેખતો હોય તેવો ભાસ થવા લાગ્યો ભીંત ઉપરનો એક રજેરજ ડાઘ કે લીટી ઉપરથી તેની કલ્પનાઓમાં મોટા મોટા ચિત્ર દેખાવા લાગ્યાં, નવલ અને નિર્મળની આશા પૂર્ણ ન થઈ તેનો તેનું અંતઃકરણ અંદર ચટકા ભરવા લાગ્યું તે સખેદ લખવા લાગ્યો —

" હે પ્રભુ આ બાજી તારે હાથ છે તારી સાથે થનાર શું સુખ ભોગવે છે! મનુષ્યને કોઈ પણ કામ માથે ખેંચી લેવાનો કરો પણ હક નથી. નવલ, નવલ, તું ઉજળું ભાવિષ્ય જો જો જગતની આ ક્ષુદ્ર ભાવનો કરતાં કાયમનો પ્રભુનો આશીર્વાદ લે જે નિર્મળાનો નથી પણ જગત આખાનો મિત્ર છે " [ અપૂર્ણ ]

# ધર્મગુરુઓનું માહાત્મ્ય અને કર્તવ્ય.

(લે. શા. લાલજી વીરેશ્વર જાની)

અનુસંધાન ગતાંકથી

---

દુનિયાની હજારો ધાંધલ, હજારો ધમાલ, કરોડો વિટંબણા અને કોટયાવધિ આપત્તિ વચ્ચે, આ લોક અને પરલોક સાધી શકાય તેવો શ્રેયસ્કર માર્ગ ખરા ધર્મ ગુરુઓ બતાવી શકે છે માટે તેવા સદ્ગુરુઓને હજાર હજારવાર પ્રણામ હો.

ધર્મ ગુરુઓમાં બીજા નાના ગુણો ઘણા હોય પરંતુ પરનાર પ્રત્યે જો તેઓની દ્રષ્ટિ માતા ભગિની કે પુત્રી સમાન ન હોય તો તેના અનેક નાના ગુણો આ એક મોટા દોષમાં ઢંકાઇ જાય છે

अमित गुणोऽपि पदार्थो दोषेणैकेन निंदितो भवति ।

निखिलरसायनमहितो गंधेनोग्रेण लशुन इव ॥

અર્થાત "લસણ" જો કે અનેક રસાયણીક ગુણોથી ભરપુર છે પરંતુ માત્ર એક દુર્ગંધના મોટા દોષથી તજાય છે તેવી રીતે ધર્મગુરૂમાં અનેક ગુણો હોવા છતાં આ એક દોષથી તેઓ નિંદાય છે, તજાય છે, હલકા થાય છે, અને દુર્ગતિમાં જાય છે કહ્યું છે કે-

परिहरतु पराङ्गनामुपगम इदमति जीवितमस्ति वल्लमचेत् ।

हरिहरि हरिणीदशो निमित दश दशकधर मौलयो लुटति ॥

અર્થાત્—"જો તમને તમારૂં જીવિત વહાલું હોય તો તમે પરાંગનાનો સંગ તજી દયો કારણ કે દુષ્ટબુદ્ધિથી સીતાને મેળવવાનો પ્રયાસ કરતાં દશકંધરનાં (રાવણનાં) દશ માથાં અરેરે અહીં તહીં રખડયાં" માટે પોતાનું કલ્યાણ ઇચ્છનાર ધર્મગુરૂઓએ તેમજ સર્વ અન્ય પુરુષોએ પરસ્ત્રી પ્રત્યે પવિત્ર સહોદરભાવ નિરંતર રાખવો જોઇએ

એક વખતે કુમારપાળ નામના રાજાએ પોતાના વૃદ્ધ મંત્રિઓને પુછ્યું કે "મારા અને સિદ્ધરાજના ગુણદોષનો મુકાબલો કરો" વૃદ્ધ મંત્રિઓએ કહ્યું કે "મહારાજ અમે તે આપને જણાવીએ તે પૂર્વે અમને આપે અભય વચન આપવું જોઇએ." કુમારપાળે અભય વચન આપ્યું, એટલે વૃદ્ધ મંત્રિઓએ કહ્યું કે "મહારાજ સિદ્ધરાજમાં અઠ્ઠાણું ગુણ અને માત્ર બેજ દોષ હતા અને આપમાં માત્ર બેજ ગુણ અને અઠ્ઠાણું દોષ છે" આ જવાબ સાંભળી કુમારપાળે એકદમ પોતાની કટારી ખેંચી મંત્રિઓ ગભરાયા પરંતુ તેમને તેણે કહ્યું કે તમારે ડરવાનું નથી હું પોતેજ મરવા ઇચ્છું છું કારણ કે હું મારી રહેણી કરણી સિદ્ધરાજ કરતાં ઘણે દરજ્જે સારી રાખવા યત્ન કરૂં છું છતાં તમે કહો છો કે સિદ્ધરાજમાં અઠ્ઠાણું ગુણ અને માત્ર બેજ દોષ હતા અને મારામાં અઠ્ઠાણું દોષ અને માત્ર બેજ ગુણ છે આ સાંભળી મંત્રિઓએ કહ્યું રાજાધિરાજ આમારૂં કહેવું ખરૂં છે, પણ આપ તેનું રહસ્ય સમજતા નથી સિદ્ધરાજમાં અઠ્ઠાણું ગુણ અને બે દોષ હતા પણ તે બે દોષ એવા મોટા હતા કે તેથી તેના અઠ્ઠાણું ગુણ ઢંકાઇ જતા કારણ કે સિદ્ધરાજ પરસ્ત્રી લંપટ તથા રણમાં પાછો હઠનાર હતો. અને આ બે દોષ પૈકી પહેલો દરેક માણસ માટે

અને બીજો બાપ ક્ષત્રિય માટે બહુ નિંદ્ય છે. પણ પરસ્ત્રી સહોદર ભાવ, તથા રણમા શૌર્ય, એ બે આપના ઉત્તમ ગુણોથી આપના બીજા નાના અજ્ઞાન દોષ ઢંકાઇ રહે છે અર્થાત્ તમે સિદ્ધરાજ કરતા શ્રેષ્ઠ છો તાત્પર્ય એ છે કે માણસમાં અનેક ગુણ હોય તથાપિ જાર કર્મ જેવો એક ભયંકર દોષ તેનામા હોય તો તે સર્વથા નિંદ્ય છે આ વાત દરેક મનુષ્યે અને ખાસ કરીને ધર્મગુરૂઓએ સર્વદા પ્રત્યેક ક્ષણે ધ્યાનમાં રાખવી જોઇએ

શાર્દૂલવિક્રિડિતમ્

જ્યાં સુધી અમીદૃષ્ટિથી નિરખશે નેત્રો બધાં સ્નેહથી,
ત્યાં સુધી ચિત્તમાં અખંડ રમશે આનંદ ઉલ્લાસથી,
કીર્તિવંત સુશીલ ધીર નર તે લેખાય છે ત્યાં લગી,
જ્યાં સુધી પરનાર સંગ રમમા લેખાય ના તે જરી

આ નીતિનુ ધર્મગુરૂઓ સર્વદા પાલન કરતા રહેશે તો તેઓ પોતે તરી પોતાના સેવકોને પણ તારી શકશે

## ધર્માચાર્યોએ શુ કરવુ જોઇએ

ધર્મગુરુઓએ નિરંતર પોતાના સેવકોને નીતિ અને ધર્મનો ઉપદેશ કરવો જોઇએ પોતાના શિષ્યમંડળને અજ્ઞાનના અંધકારમાંથી જ્ઞાનના ઉજ્જવલ માર્ગમાં લાવવા જોઇએ પોતાના સેવકવર્ગમાં ભરાઇ રહેલા વહેમો દૂર કરી તેમને ખરી વાતની વાકેફ કરવા જોઇએ દુરાચરણ અને અનાચારના ખાડામાં સડતા સેવકોને સત્યના ઉપદેશથી ઉદ્ધારવા જોઇએ પોતાના શિષ્યોમાં વિદ્યાકળાનો શોખ વધે તેમ પ્રયત્ન કરવો જોઇએ ટૂંકમા પોતાનાં સેવક, સેવિકાનુ ઐહિક અને પારલૌકિક શ્રેય થાય તેમ કરવા સહૃદય યત્ન કરતા રહેવુ જોઇએ

## ભેટના દ્રવ્યનો ઉપયોગ.

સેવક તરફથી પોતાને જે ધન ભેટ તરીકે મળવું હોય તે તેઓએ માત્ર પોતાનાજ ઉપભોગ માટે મોજ શોખમાં નહિ ખરચી નાંખતા તેનો ઉપયોગ ગરીબોને મદદ કરવામા, અનાથ અને નિરાશ્રિત બાળકોને ઉછેરી કેળવણી આપવામાં ગરીબ વિધવાઓને અન્નવસ્ત્ર આપવામાં, તથા ભૂખ્યાં તરસ્યાને અન્નજળ આપવામાં કરવો જોઇએ, જે દ્રવ્ય ધર્મગુરૂઓએ પોતાના સેવકો તરફથી ભેટ તરીકે મેળવી જમા કર્યું હોય તે દ્રવ્ય દુષ્કાળ આગ કે રેલ જેવા અણીના સમયે પોતાના સેવકમંડળ માટેજ ઉદાર અંત:કરણથી ખરચવુ જોઇએ

## ધર્માચાર્યોએ પોતાના શિષ્યમંડળને કરવાયોગ ઉપદેશ

૧ પોતાનો સેવક જે ધંધો કરતો હોય તે ધંધો તેણે પ્રમાણિકપણે બજાવવો જોઇએ તેવો ઉપદેશ કરવો. ૨ જે વેપારીઓ ખોટુ વ્યાજ ગણી ગરીબ લોકોનાં ગળાં કાપતા હોય તેઓને તેમ નહિ કરવા સજ્જડ ઉપદેશ કરવો જોઇએ. ૩ પોતાના જે શિષ્યો બે જાતના તોલાં રાખી ભોળા અને અજ્ઞાનલોકોને છેતરતા હોય તેવા શિષ્યોને તેમ નહિ કરવા અને ઇશ્વરનો ડર રાખવા ઉપદેશ કરવો જોઇએ પોતાના જે સેવકો પ્રમાણિકપણાનો ડોળ ઘાલી ન- ફરખાનેથી રૂમાં, ઘીમાં અનાજમા, કાપડમાં ખાંડ ગોળમા તથા સોના રૂપામાં ભેળ કરતા હોય તેવાઓને તેમ નહિ કરવા સુચના કરીને બોધ કરવો જોઇએ કે ઇશ્વર તેમના દગા બાજીથી અજાણ્યો નથી. જે સેવકો એકજ વસ્તુના અનેક ભાવ કરીને ગ્રાહક પસેથી જેવુ તેટલુ વધારે લેવા સવારથી સાંજ સુધીમા અનેકવાર જુઠ્ઠુ બોલે છે તેનો જવાબ તેમની

પાસેથી ઈશ્વર માગશે, એ વાતથી એવા સેવકોને અજાણ્યા ન રહેવા દેવા જોઈએ

વળી જે નિર્દય માબાપો પોતાની બાળવયની પુત્રીઓને દ્રવ્યના લોભ રી ગાંસડી અને પોટલા ભરીને પૈસા લઇ વૃદ્ધ પુરૂષ સાથે પરણાવે છે અને એક જાતનો મનુષ્યવિક્રય અરે સંતાન વિક્રયનો ધંધો કરે છે, તેઓને તેમ કરતાં અટકાવવા માટે શાસ્ત્રાદિરૂપ નીતિશાસ્ત્રો અને ધર્મસિદ્ધાન્તોનો ઉપદેશ કરવા જોઈએ ધર્મના નામે કે ધર્મગુરૂના નામે કાંઈપણ જાતનુ ઉઘરાણુ થતું હોય તેમાં અમુક રકમ નહિ ભરનારને ધર્મગુરૂઓ જ્ઞાત બહાર મૂકે તો પછી ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ અને માનવ ધર્મ વિરૂદ્ધ પોતાનુ પેટ ભરવા માટે પુત્રી વેચનાર ખાટકી જેવા ક્રુર હૃદયના નીચ હિન્દુ માબાપોને ધર્મ ગુરૂઓ શા માટે નાત બહાર ન મૂકી શકે ? પરંતુ આવી બાબતથી પોતાના સ્વાર્થને કંઈ અડચણ પહોંચતી નથી એમ માનીને જે ધર્મગુરૂઓ આ કન્યા વેચાણનો અનાચાર પોતાના સેવકોમાં ચાલવા દેતા હોય તો ધર્મગુરૂઓના ન્યાયમાં એ ઘણી મોટી ખામી ગણાય. આવા અધમ શિષ્યોને ઉદ્ધારવા રાત દિવસ તેમને શ્રુતિ સ્મૃતિ ધર્મશાસ્ત્રોના દષ્ટાંતો સાથે પુત્રીનો આવો વિવાહ નહિ કરવા ઉપદેશ કરતા રહેવુ જોઈએ વળી આજકાલ સ્વાર્થી માબાપોમા તથા કેટલાંક કુલીન ગણાતા લોકોમાં "વરાવક્રય" લગ્નમાં વધારે પૈસા આપે તેનીજ કન્યાનુ પાણીગ્રહણ કરવાનો કન્યાવિક્રયથી પણ અધમ રિવાજ ચાલે છે આથી પુત્રીવાળા ઘણા કુલિન પણ ગરીબ કુટુંબો પાયમાલ થયા છે અને થતાં જાય છે માટે આવો પુત્ર વેચવાનો પાપરૂપ રિવાજ ધર્મગુરૂઓએ બંધ કરાવવો જોઈએ તેમ કરવુ એ પણ સનાતન ધર્મનું રક્ષણ કરવા જેવુ છે. જે સેવકો સંસારનો લ્હાવો લેવાના ઇરાદાથી પોતાનાં કુમળી વયના કન્યાપુત્રીઓને છેક નાનપણમાં પરણાવી દે છે અને પરિણામે બાળ વિધવાઓની સંખ્યામા અને કજોડાની સંખ્યામાં વધારો કરે છે તેઓને આવાં લગ્નો નહિ કરવા શિખામણ દેવી જોઈએ તથા ધર્મશાસ્ત્રથી વરકન્યાના લગ્નની જે ખરી વય નક્કી થઈ છે તેનાથી તેમને વાકેફ કરીને તેજ પ્રમાણે વર્તવા ઉપદેશ કરવો જોઈએ,

પોતાના જે સેવકો ઘણીક જાતના દુર્વ્યસનમાં પડીને સડતા હોય તેઓને ગાંજો, બીડી, તમાકુ હોકો, અફીણ ઈત્યાદિ કેફી ચીજોથી અલગ રહેવાને સતત સેવાને બોધ કરવો જોઈએ

પોતાના સેવકોમા જેમ નૈતિક અને ધાર્મિક કેળવણીનો વધારે ફેલાવો થાય તેમ પાઠશાળાઓ વગેર સ્થાપિત કરવા ઉપદેશ કરવો જોઈએ, સ્વતંત્ર પાઠશાળાઓ સ્થાપિત કરવા અને ચલાવવા જેટલું દ્રવ્ય સેવકો પાસે ન હોય તો આવા કામમાં ધર્મગુરૂઓએ પોતાના ધનનો ઉપયોગ કરવો જોઈએ નૈતિક અને ધાર્મિક કેળવણી આપનારી આવી શાળાઓમાં સારા સદ્‌ગુણી અને વિદ્વાન શાસ્ત્રીઓ યોજવા જોઈએ. વળી ચાલુ જમાનામાં ઉપયોગી મનાતી કેળવણીથી પોતાના બાળકોને વંચીત નહિ રાખવા સેવક વર્ગને ઉપદેશ કરવો જોઈએ

પોતાના સેવકો અન્ય ધર્મ સંપ્રદાયની અથવા અન્ય સંપ્રદાયના સેવકોની નિંદા ન કરે તેવો બોધ કરવો જોઈએ એક શૈવ કૃષ્ણ ન કહે, અને એક વૈષ્ણવ શિવ ન કહે, એ મનનું સાંકડાપણું દૂર કરી ધર્મને બાને થતા કજીયા ટંટા અટકાવવા એક ઈશ્વરના અભેદ જ્ઞાનનો ઉપદેશ કરવો જોઈએ

સ્ત્રીઓને સનાતન ધર્મના ઉપદેશ સાથે "પતિવ્રત" ધર્મનો ખાસ ઉપદેશ દેવો જોઈએ. તથા વિધવાઓને તેમના આત્મકલ્યાણ માટે ધર્મજ્ઞાન આપવુ જોઈએ ટુંકામાં મનુષ્ય જાતિના અને ખાસ કરી પોતાના અનુયાયીઓના ઐહિક અને પારલૌકિક શ્રેય માટે સતત સદાચાર અને નીતિધર્મનો બોધ દેતા રહેવુ જોઈએ

# मुनि अष्टावक्र

અનુસંધાન ગતાંકથી

અષ્ટાવક્ર મુનિ જનકની સભામાંથી ઘેર આવ્યા વળી પોતાના પિતાના આશિર્વાદથી તેમનું શરીર પણ વાંકુ મટી જઇ સુંદર બન્યું તે પછી કેટલાક સમયે તેમને પરણવાની ઇચ્છા થઇ તેથી તેમણે વદાન્ય ઋષિની કન્યાનું માગું કર્યું તે કન્યાનું નામ સુપ્રભા હતું તે સમયે તે કન્યા ઘણી રૂપવાન ગણાતી તે ગુણ, પ્રભાવ શીલ અને ચારિત્ર વડે શોભાયમાન હતી જેમ વસંત ઋતુમાં પુષ્પોથી ભરપૂર વિચિત્ર દેખાતી વનરાજી પ્રેક્ષકના મનને હરણ કરે છે તેમ શુભ નેત્રોવાળી કન્યાએ પણ જોતા વારજ મુનિ અષ્ટાવક્રના મનને હરણ કર્યું

વદાન્ય ઋષિએ અષ્ટાવક્રને કહ્યું કે તમનેજ મારી કન્યા આપવાની છે પણ તે પહેલા તમે પવિત્ર એવી ઉત્તર દિશામાં જાઓ અને ત્યાં એક વસ્તુને જોઇ પાછા આવો તે પછી વાત

અષ્ટાવક્રે કહ્યું. મારે ત્યાં શું જોવાનું છે, તે તમેજ મને કહો. તમે મને જે પ્રમાણે કહેશો તે પ્રમાણે હું કરીશ

વદાન્ય—કુબેરના સ્થાનને ઓળંગી તમે હિમાલય પર્વત ઉપર જજો, ત્યાં સિદ્ધો અને ચારણોથી સેવાયલા રૂદ્રના મંદીરના તમે દર્શન કરજો, તે પર્વત ઉપર શિવપાર્વતીને પ્રિય એવું એક દિવ્ય સ્થાન છે એમ અમારા સાંભળવામાં આવ્યું છે, તે સ્થાનમાં શંકર નિત્ય વાસ કરે છે. તે સ્થાનથી ઉત્તર દિશામાં મહાપાર્શ્વ નામનો પર્વત છે, તે ઉપર પૂર્વે ઋષિઓ મહાદેવની ઉપાસના કરતા હતા, તે પર્વતને ઓળંગી આગળ જતાં એક વન આવશે. આ વન રમણીય અને મનોહર છે તે વનમાં તમને એક સ્ત્રી મળશે. તે સ્ત્રી તપશ્વિની અને વૃદ્ધ વયની છે. તે સ્ત્રીને તમારે જોવી અને તેની પૂજા કરવી તેના દર્શન કરીને તમે પાછા આવશો એ પછી મારી પુત્રીનું તમે પાણિગ્રહણ કરજો

અષ્ટાવક્ર—તથાસ્તુ તમે જ્યાં કહેશો ત્યાં હું જઇશ અને મારું કાર્ય કરીશ આપ આપના વચનનું પાલન કરજો એમ કહી ત્યાંથી હિમવાન પર્વત તરફ ચાલી નીકળ્યા.

અષ્ટાવક્ર હિમાચલ પર્વત ઉપર ગયા ત્યાં તેમણે વચમાં બાહુદા નદીમાં સ્નાન કરી તેના તીરે વિશ્રાંતિ લીધી, પછી ત્યાંથી આગળ કૈલાસ તરફ ચાલવા લાગ્યા આગળ કુબેરનો આશ્રમ આવ્યો, મુનિ કુબેરના રાજમંદિરમાં ગયા; કુબેરે તેમનો સારી રીતે સત્કાર કર્યો અને પોતાની પાસે બેસાડયા કુબેરના દરબારમાં અપ્સરાઓના નૃત્ય થવા લાગ્યા. આ દિવ્ય ગાનતાન સાંભળી મુનિ આનંદ પામ્યા અને ત્યાં એક વર્ષ રહ્યા પછી મુનિ ત્યાંથી આગળ નીકળી ઉત્તર દિશા તરફ ચાલ્યા. ત્યાં કૈલાસ, મંદરાચલ હિમાચળ પર્વતોને ઓળંગી તળેટીમાં આવ્યા, આગળ કેરાત નામના ઉત્તમ સ્થાનપર ગયા.

આગળ પર્વત ઓળંગી તળેટીમાં આવ્યા, આગળ ચાલતાં એક રમણીય વન આવ્યું સર્વ જાતના ફૂલો, અનેકજાતનાં પક્ષીઓથી તે રમણીય વન શોભી રહ્યું હતું ત્યાં મુનિ અષ્ટાવક્રે એક દિવ્ય આશ્રમ દીઠું ત્યાં અનેક જાતનાં રત્નો, સુવર્ણમય પર્વતો, મણિઓ, શોભી રહયાં હતા, તે જોઇ મહર્ષિનું મન અત્યંત પ્રસન્ન થયું ત્યાં એક મહેલ જોયો તે સુવર્ણ રત્નો વિગેરેથી ભરપુર હતું અને કુબેરના રાજમહેલ કરતાં પણ ઘણું ઉત્તમ હતું મુનિ તે મહેલના બારણા આગળ ગયા અને ત્યાં ઉભા રહી બોલ્યા કે તમારે ત્યાં એક અતિથિ આવ્યો છે, માટે જે કોઇ હાજર હોય તેમને ખબર આપો.

આ સાંભળી તે ઘરમાંથી એક કન્યાઓનું ટોળું બહાર આવ્યું તે મનોહર રૂપ વાળી સાત કન્યાઓ હતી, તે સર્વેએ મુનિના મનને હરણ કર્યું તે તરૂણ કન્યાઓએ કહ્યું કે આ ઘરમા પધારો. એ પછી ઋષિ તે ઘરમા ગયા અષ્ટાવક્રનો તે કન્યાઓને તથા તે સુંદર ભુવનની શોભા જોઇ આશ્ચર્ય પામ્યા

અંદર એક વૃદ્ધ સ્ત્રી નિર્મળ વસ્ત્ર પહેરીને પલંગ ઉપર બેઠેલી હતી તેણે અનેક જાતનાં આભુષણો પહેરેલા હતા. ઋષિએ તેને જોઇ આશિર્વાદ આપ્યો તે સ્ત્રી મુનિને જોઈ ઉઠી ઉભી થઈ અને બોલી કે ' આપ આસન ઉપર બીરાજો. '

મુનિ ત્યાં આસન ઉપર બેઠા અને પછી કહ્યુ કે તમે સર્વ પોત પોતાને કામે જાઓ માત્ર એક જણી અહીં રહેશો તો ચાલશે એટલે પેલી તરૂણ સાત કન્યાઓ મુનિને પ્રદિ-ક્ષિણા કરીને ત્યાંથી ચાલી ગઇ અને પેલી વૃદ્ધ સ્ત્રી એકલી ત્યાં બેસી રહી.

દિવસ વાતોમાં વીતી ગયો અને રાત્રિ પડી, એટલે મુનિ ત્યા એક શોભાયમાન સુંદર પલંગ ઉપર પોઢયા અને પેલી વૃદ્ધ સ્ત્રીને કહ્યુ કે હે ભદ્રે તું પણ હવે સુઇ જા કારણ કે રાત્રિ ઘણી ગઇ છે વાતમા તે વિપ્રે તે વૃદ્ધાને આ પ્રમાણે ત્યા કહ્યુ, એટલે તે સ્ત્રી એક બીજા દિવ્ય પલંગ ઉપર સુતી

થોડીવાર પછી તે સ્ત્રીનું અંગ કંપવા લાગ્યુ એટલે તેણે કહ્યુ કે ટાઢને લીધે મારૂ શરીર થથરે છે, એવુ બ્હાનું કાઢીને તે મુનિના પલંગ ઉપર જઇ પેઠી પેસી સ્ત્રીએ તો પ્રીતિથી બે ભુજાવડે ઋષિને ખૂબ આલિંગન દીધુ પણ તે સમયે લાકડાની પેઠે તથા ભીંતની પેઠે નિર્વિકાર રહેલા તે ઋષિને જોઇને તે વૃદ્ધાને ખેદ થયો. અને કહેવા લાગી કે "હે બ્રાહ્મણ, સ્ત્રીઓને પુરુષ પાસેથી કામના પૂર્ણ કરવાથી જે ધીરજ મળે છે તે સિવાય બીજી કોઇ ધીરજ સ્ત્રીઓને મળતી નથી કામને લીધે હું મોહિત થઇ ગઇ છુ, અને જેથી હું તારી સેવા કરવા આવી છુ, માટે તું મારી સાથે આનંદ કર. હું તારા વિષે અત્યંત કામાતુર થઇ છુ તેં જે તપ કર્યું છે તેનુ પૂજવા યોગ્ય ફળ તો ખરેખર આ જ છે. તારાં દર્શનથી જ મે તારી ઇચ્છા કરી છે માટે તુ મારો ઉપભોગ કર આ સર્વ ધન તથા તું જે બીજું ધન જુએ છે તે મારૂ છે, તે સર્વનો તથા મારો પોતાનો પણ તુ ધણી થા હૂં તારી સર્વ કામનાઓ પૂર્ણ કરીશ.'આ રમણીય અને સર્વ કામ નાના ફળને આપનાર વનમા હું તારે વશ થઇશ, તુ મારી સાથે રમ જે દિવ્ય ભોગો હશે અને જે માનવી ભોગો હશે તે સર્વ ભોગો આપણે આ વનમા ભોગવીશું કારણ કે સ્ત્રીઓને કદાપિ આનાથી વિશેષ બીજુ કોઇ પણ સુખ મળતુ નથી કે જેવુ પુરુષ સંગમાં મળે છે મન્મથથી પ્રેરાયલી સ્ત્રીઓ ઇચ્છાનુસાર વર્તે છે આગી રીતે તપેલા દડ કે રેતીમાંથી ચાલી જતા પણ એવી સ્ત્રીઓ બળતી નથી '

અષ્ટાવક્ર તે સ્ત્રીનું આવુ બોલવુ સાંભળી કહેવા લાગ્યા કે હે કલ્યાણિ! હું પરસ્ત્રીને કોઇ પણ રીતે ભોગવતો નથી, ધર્મ શાસ્ત્ર જાણનારા વિદ્વાનોએ પરસ્ત્રીનો સ્પર્શ દોષિત ગણ્યો છે હે સ્ત્રી! હું સત્યના સોગન ખાઇને કહું છુ કે મને પરણવાની ઇચ્છાવાળો તારે જાણવો હું વિષયોથી સર્વથા અજાણ્યો છુ ધર્મને માટે સતાનોને ઉત્પન્ન કરવાની જરૂર છે માટે હું પુત્રોને ઉત્પન્ન કરીને પરલોકમાં જઇશ, એમા સદેહ નથી. હે કલ્યાણિ! તું ધર્મને જાણ અને ધર્મ જાણીને શાંત થા

સ્ત્રી બોલી–હે દ્વિજ! આનલ કહેતાં પવન (અમને સ્ત્રીઓને પ્રિય નથી, અગ્નિ પ્રિય નથી, વરુણ પ્રિય નથી, કે જેવો અમને સ્ત્રીઓને કામ પ્રિય છે. કારણ કે સ્ત્રીઓની પ્રીતિ રતિપર હોય છે. હજાર સ્ત્રીમાં કદાચ કોઇક જ એવી એક સ્ત્રી મળશે કે જે પતિ મના સ્ત્રી હશે, કે લાખોમાં કદાચ એવી એક મળશે, તેઓ નથી વિચારતી પિતાની કે નથી વિચારતી કુળની, કે નથી વિચારતી માતાની વાત કે નથી વિચારતી ભાઇની કે નથી વિચારતી ભર્તારની કે નથી વિચારતી પુત્રોની કે નથી વિચારતી દીયરોની વાત. જેમ મોટી સારી નદીઓ પોતાનું રક્ષણ કરનારા તીરોને તોડી નાખે છે તેમ લીલા મોજમજા હમા મસ્ત સ્ત્રીઓ પોતાના કુળનો નાશ કરે છે પ્રજાપતિએ તેમના સર્વ દોષોનો સત્વર વિચાર કરતા આ કહ્યુ હતુ, (અપૂર્ણ.)

## મ્હારું હૃદય.

[ ગતાંકથી ચાલુ ]

( લેખક —કે. સી. મહેતા. )

મ્હારૂં હૃદય ક્યાં ગયુ? તેને કોણે ચોરી લીધું? હા! જ્યાં મ્હારૂં હૃદય હતું ત્યાં તો નથી. જ્યાં મ્હે મ્હારા હૃદયને મૂકી રાખ્યું હતું, ત્યાં તેનો કંઇ પત્તો નથી! તેને શોધવામા જમીન આસ્માન એક કરી નાખ્યુ, પણ મ્હારા હૃદય યા તેના ચોરની કંઇ ભાળ ન મળી, હાય! શુ કરૂં! મ્હારા એક સબોટીયા દોસ્તે કહ્યું–"જુઓ, રસોડામાં જઇને જુઓ, સભવ છે, ત્હમારૂ હૃદય ત્યા પડ્યુ હોય.

આ હું માનું છુ કે મ્હારૂ હૃદય રસોડામા, પડ્યું રહેતું હતું જ્યાં દુધપાક, પુરી, શીરાની સુગધિ ઉડતી હતી રસીક બાજુના ગૃહની રસોઇયણ જોવામા તો સુદ્દમુદ સૂર્પન ખાની સહોદરી હતી અને તેની અવસ્થા પણ સાઠ વર્ષની નજીક હતી, પણ તે રસોઇ ઠીક બનાવતી હતી અને પીરસતી પણ દીલ ખોલીને આજ કારણ છે કે મ્હારૂં હૃદય ત્હેને ચ્હાવા લાગ્યુ આ તોક કામમાં નતીજા એજ થઇ કે રસોઇયણ, પહેલાંજ પ્હોંચી ગઇ

દોસ્તના કહેવા મુજબ મ્હે રસોડામા મ્હારા હૃદયને શોધ્યું, પણ ત્યા તેનો કંઇ પણ પત્તો ન લાગ્યો.

મિત્રે બીજીવાર કહ્યું–"વારૂ હવે જરા શ્યામા ગોવાલણને ત્યાં જઇને તો શોધો કદાચીત તે ત્હમારૂં હૃદય લઇ ગઇ હોય

શ્યામાની સાથે મ્હારો કંઇક સબધ છે ખરો પરતુ તે સબધ શૃંગાર રસનો નહી મીઠા ગોરસનો છે. શ્યામા, જોવામાં મદ ભરી, ગોળમોલ, અવસ્થા લગભગ પચાસની,

દાંતોમાં પાન, કપાળપર ચાંદલો, નાકમાં નાનકડી નથની, અને માથાપર દુધ ભરેલી માટલી લઇને, રસભર્યું હાસ્ય વર્ષાવતી, રસ્તામાં ચાલી જતી હતી અને હું પાછળ પાછળ મ્હારૂં હૃદય વીણીને ઝોળીમાં ભરતો જતો હતો આ જોઇને સંસારના બદમાશ લોક, મ્હારી નિંદા કરવા લાગ્યા મ્હને આ નિંદાથી કંઇ દુખ હોય યા નહિ. પરંતુ શ્યામાના માટે મ્હને આ નિંદાથી મોટું દુખ છે મ્હારી સમજમાં શ્યામા સતી સાધ્વી પતિવ્રતા સ્ત્રી છે

આ વાત પણ હું ચાર મનુષ્યોની સામે નથી કહી શકતો એક વખત મ્હેં આ વાત કહી, તો મહોલ્લાના એક નીતીભ્રષ્ટ છોકરાએ આનો પણ ઉલ્ટો અર્થ કાઢયો તેણે કહ્યું-શ્યામા, સાધુ ગોવાળની સ્ત્રી છે, આથી તેણીને આપ સાધ્વી કહી શકો છો, તેણી વિધવા થવાપર પણ પતિથી ખાલી નથી, આથી તેણીને આપ પતિવ્રતા સ્ત્રી કહી શકો છો- અરે !! રામ રામ ???

જ્યારે લખવા બેઠો છું, ત્યારે સાફ સાફજ લખીશ મ્હારા હૃદયમાં શ્યામાનો પ્રેમ કઇને કઇ છે, અવશ્ય આના કેટલાક કારણો છે પ્રથમ એક તેણી દુધ આપે છે, જે સસ્તું હોય છે, અને જેમાં પાણીનું એક ટીપું પણ મળેલું નથી હોતું બીજું તેણી કદી કદી, દુધ, દહીં, માખણ મ્હને મફત આપી જાય છે ત્રીજું ત્હમને માલુમ જ છે કે હું ખાસ્સો લેખક પણ બની ગયો છું કેટલીક પત્રિકાઓના અધિપતિઓ રોજ લેખો માટે પ્રાર્થના કર્યા કરે છે. શ્યામાને પણ આ વાતની ખબર છે એક દિવસ તેણીએ મ્હને કહ્યું કનૈયાજી? ત્હમારી પાસે આ કાગળોની પોટલી શાની છે ? મ્હેં પુછ્યું, શું ત્હમે સાંભળશો ? આ બાદ મ્હેં તેણીને કેટલાક લેખો, વાંચી સંભળાવ્યા, તેણીએ તે ખુબ ધ્યાન લગાવીને સાંભળ્યા ભલા, આવા સનુષ્યથી કોણ સહૃદય વગર કોડીનો ગુલામ નહિ બની જાય ? શ્યામાની હું કયાં સુધી તારીફ કરૂં આજ કારણોથી મ્હારૂં હૃદય, કદી કદી શ્યામાના ઘરની આજુબાજુ ચક્કર લગાવ્યા કરતું હતું, આ વાતનો હું સ્વીકાર કરૂં છું પણ ફક્ત તેણીના ઘરનીજ આજુબાજુ નહીં, તેણીના ત્યાં જે વરંડામાં મંગળા ગાય બાંધી રહે છે, ત્યાં પણ મ્હારૂં હૃદય, બરાબર તાંક ઝાંક કરતું રહે છે હું જેમ મંગળાને ચાહું છું, તેમજ શ્યામાને પણ ચ્હાહું છું એક દુધ, દહીં અને માખણ પૈદા કરે છે, બીજી મ્હને આપે છે, ગંગા વિષ્ણુના ચરણોમાં ઉત્પન્ન થઇ છે, પણ તેને અહીં સુધી લાવ્યા છે રાજા ભગીરથ મંગળાને હું વિષ્ણુ અને શ્યામાને રાજા ભગીરથ સરખા ગણું વાસ્તવમાં એક ગોરસ અને બીજી શ્રૃંગાર રસની નદી છે અને હું બન્ને પાસે વગર પૈસે વેચાઇ ચુક્યો છું, પરન્તુ આજકાલ શોધવાથી માલુમ પડયું કે મ્હારૂં હૃદય, શ્યામાની ગૌશાળામાં નથી. તો પછી મ્હારૂં હૃદય કયાં ગયું ?

રડતાં રડતાં ઘરની બહાર નીકળ્યો, જોયું એક સુંદરી, પાણીની દેગડી કમરપર મુકી ચાલી જાય છે તેણીના મુખડાપર નજર પડી તો કાળી કાળી કમાન જેવી ભમરો અને કાળી કાળી આંખોની પુતળીઓ, ગજબ કરી રહી હતી, કદમ કદમપર ચાલતાં ચાલતાં જણાતું હતું કે તે હૃદયનાં ટાડકાં તોડતી ચાલી જાય છે તેણીને જોઇને મ્હને વિશ્વાસ થઇ ગયો કે નિસંદેહ, આણેજ મ્હારૂં હૃદય ચોર્યું છે

હું તેણીની સાથે થઇ ગયો તેણીએ ફરીને અને નજર ફેરવીને, ક્રોધ પૂર્વક કહ્યું- કેમ જી ! ત્હમે મ્હારી સાથે કેમ આવી રહ્યા છો ?" મ્હેં કહ્યું-ત્હમે મ્હારૂં હૃદય ચોર્યું છે"

સુંદરીએ ઘણા મિજાજની સાથે ઉત્તર આપ્યો કે-' મ્હેં ત્હમારૂં હૃદય નથી ચોર્યું' સાથે જ વળી તેણીએ મ્હને બેચાર ગાળો પણ ચોપડાવી દીધી

તે દિવસથી પછી મ્હને કઈ હૃદયને શોધવાને હિમ્મત ન થઇ. મનમાને મનમાં સ્હમજી લીધુ કે મ્હારૂ હૃદય આ સસાગમા કઈ કોઇ વસ્તુમાં નથી હાસ્યવિનોદ મ્હને બહુ પ્યારાં હતાં તેમાં મ્હારૂ હૃદય ગ્લા કરતું હતું, પણ હવે ત્યાં પણ નથી ધન કમાવામાં કદી મ્હારૂ ચિત્ત હતું જ નહિ, અને હવે પણ નથી તો પછી બનાવશો, મ્હારૂ હૃદય ગયુ કયાં ?

હા, હવે સમજ્યો ! ક્ષુદ્ર હૃદય મનુષ્યોના માટે કુટુંબનુ બંધન જરૂર જોઇએ નહીંતો તેમનુ હૃદયનુ તુર ઉડી જાય છે, સંસારમા અમે શુ કરવા આવીએ છીએ, આ હું સારી પેઠે નથી બતાવી શકતો, હા, એટલુ અવશ્ય પ્રતીત થાય છે કે અમે હૃદયને બન્ધનમાં નાખવાજ આવ્યા છીએ, હું સદા મ્હારોજ રહ્યો, પરાયાનો કદી ન થયો, આજ કારણ છે કે આમાં મ્હને ચેન નહિ, સુખ નહીં અને કંઇ પણ નહીં. જે લોક પ્રકૃતિથી સુખાકાંક્ષી હોય છે તેઓ લગ્ન કરીને ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરે છે, અને પોતાની પત્ની એવ બાળકોને પોતાનુ હૃદય, અર્પણ કરી દે છે, આજ કારણ છે કે તેઓ સુખી છે, નહિ તો બીજી કોઇ વાતે તેઓ સુખી નથી થઇ શકતા, મ્હે બહુજ શોધ કરીને જોયુ છે કે બીજાઓ માટે આત્મવિસ્મરણ થયા શિવાય સાચી સુખપ્રાપ્તીનો બીજો કોઇ માર્ગ નથી ધન, યશ અને ઇચ્છાઓ જરૂર સુખ આપે છે, પણ તે સ્થિર નથી તે સઘળા પહેલાં પહેલા કંઇક સુખ આપે છે બીજીવાર તેટલુ સુખ નથી આપતા, ત્રીજીવાર બહુજ થોડુ સુખ આપે છે, આજ નહિ, ધીરે ધીરે અભ્યાસ થતાં તેમા કઈ સુખનો અનુભવ નથી થતો જેથી મોટુ કષ્ટ થાય છે બીજુ કદી પુરી ન થનારી અભિલાષાના વધતા રહેવાથી દુખજ થાય છે આથી એ નીકળ્યો કે પૃથ્વીપર જેટલા પદાર્થો છે તે સઘળા અસંતોષજનક છે. વિદ્યાર્થી પણ સન્તોશ નથી પામતો હા તેનાથી ધનઅને ગારવની પ્રાપ્તિ અવશ્ય થઇ જાય છે સાચુ સુખ પ્રાપ્ત નથી થતું, સાચુ સુખ પ્રાપ્તિનુ મુળ કારણ ધન નહિ પણ બીજાને સુખી કરવા એ છે આજ જેમ સર્વ લોક ધન અને પ્રતિષ્ઠાને માટે ગાડા બની ફરે છે તેમજ એક દિવસ તમામ સોસાયટીઓ બીજાઓને સુખી બનાવવા માટે પાગલ થઈ ફરશે. અઢી હજાર વરસ પૂર્વે આજ વાતને બતાવી ગયા છે પણ સંસારના લોક નથી શીખતા બધાને માત્ર એક લૌકીક ઉન્નતિનીજ પડી છે શુ મ્હારા ખોએલા હૃદયને લૌકીક ઉન્નતિ પાછુ લાવી શકે છે

શુ અંગ્રેજી અને શુ ગુજરાતી અને શુ હિન્દી માસીક પત્ર, પત્રિકા, સાપ્તાહીક અને દૈનીક ચોપાનીયાં સવમા લૌકીક ઉન્નતિનીજ વાતો, બમ ભોળાનાથ ! લૌકીક ઉન્નતિની દેવીની પુજા કરો, રૂપીયાના ઢગલે ઢગલા કરો ! જે કઈ છે તે સોળ આનાનો રૂપીયો છે.' રૂપીયો ભક્ત છે રૂપીયો મુક્ત છે, રૂપીયો ઉન્નતિ છે રૂપીયો સદગતિ છે, રૂપીઓ ધર્મ છે, રૂપીયો કર્મ છે. તે માર્ગપર ન ચાલો દેશનો રૂપીયો ઘટશે, તે માર્ગપર ચાલો દેશનો રૂપીયો વધશે એવુ કરો કે જેથી રૂપીઆ વધે, રૂપીયાના ઝણઝણાટથી ભારત વર્ષ ભરી ઉઠે અને હૃદય ! હૃદય બીજુ શુ છે ! રૂપીયાજ હૃદય છે ! રૂપીયાની પુજા કરો ! હૃદય મળી જશે !

ભાઇ ! પૂજા કરો ! કોઇ હાનિ નથી પણ મ્હને એ વાત તો સમજાવી દો ! ત્હમારી આ લૌકીક ઉન્નતિથી કેટલા દુરાચારી સદાચારી થયા છે ? કેટલા અધર્મીઓ ધર્માત્મા થયા છે ? ? કેટલા અશુદ્ધ પવિત્ર થયા છે ? ? ? એક પણ નહિ જો મ્હારુ કહેવુ ઠીક છે તો મ્હને ત્હમારી ઉન્નતિથી શો લાભ છે ? +

— બંકીમ બાબુની એક ગલ્પના આધારપરથી—અનુવાદ.

# સ્વીકાર અને અભિપ્રાય.

---

શ્રી જ્ઞાન સૂર્યોદય-પુર્વાર્દ્ધ પ્રથમ ભાગ-યોજનાર ભક્તરાજ માણિકયલાલ જમનાદાસ મ્હારાજી-સુરત રોયલ આઠ પેજી પૃષ્ટ ૨૫૬, મુલ્ય રૂ ૨-૦-૦ આ પુસ્તકમા ભક્તિયોગ અનેક દ્રષ્ટાંતો સાથે સમજાવ્યો છે સત્પુરૂષ અને સત્સંગ, પુરુષાર્થ શું? પ્રેમભક્તિનુ સ્વરૂપ, ભક્તિનું સ્વરૂપ, પરાભક્તિનુ સ્વરૂપ, ભક્તિ કેવી રીતે કરવી, વિગેરે ઉપયોગી ઇશ્વરપદને પમાડનાર માર્ગનું અનેક દ્રષ્ટાંતો સાથે વિવેચન છે, ભકતરાજ માણેકલાલભાઇએ અનેક સાધુ સંતોના સમાગમમાંથી સાર લેવા જેવી નોંધો કરી રાખેલી તે નોંધો ઉપરથી આ ગ્રંથ લખી જનસમુદાયને સારો લાભ આપ્યો છે એમ કહી શકાય.

શ્રીજ્ઞાન સૂર્યોદય-પૂર્વાર્દ્ધ ભાગ બીજો-ભક્તિયોગ અને ૐકાર સ્વરૂપ દર્શન રોયલ નાનીપેજી પૃષ્ટ ૭૮ મૂલ્ય રૂ ૧ પ્રથમ ભાગના અનુસંધાનરૂપે આ બીજો ભાગ છે તેમાં ભક્તિયોગને સ્પષ્ટ દ્રષ્ટાંતો તથા સિદ્ધાંતો, તથા ૐકાર સ્વરૂપ દર્શન નામનો ઉપાસના યોગનો વિષય આવેલો છે જીજ્ઞાસુ સજ્જનોને મનન કરવા યોગ્ય આ પુસ્તક છે.

શ્રીજ્ઞાન સૂર્યોદય-પૂર્વાર્દ્ધ ઉત્તરાર્દ્ધ મધ્ય સંધિ પ્રકાશ યોજક અને પ્રકાશક શ્રીયુત માણિકલાલ જમનાદાસ મ્હારાજી સુરત ડેમી આઠ પેજી પૃષ્ટ ૨૭૨ મૂલ્ય ૨-૧૦-૦ જેમા શ્રીદક્ષિણામૂર્તિ સ્તોત્ર, પ્રશ્નોતર શ્રેષ્ટ પુષ્પમાલા, ૐકાર પ્રકરણ, જ્ઞાનયોગ વિગેરે વિષયો અનેક સંત મહાત્માઓના સંગથી કરેલી નોંધ પોથીમાંથી તારવી કાઢી અમૃતરૂપે આ પુસ્તકમા સંગ્રહ કર્યો છે દ્રષ્ટાંતો ઘણા ઉત્તમ અને સચોટ અસર કરે તેવા છે ધર્મ જીજ્ઞાસુ સજ્જનોને આ પુસ્તક ઘણું ઉપયોગી થઇ પડશે.

શ્રી જ્ઞાન સૂર્યોદય—ઉતરાર્દ્ધ પ્રથમ ભાગ-જ્ઞાનયોગ, યોજક અને પ્રકાશક ભકતરાજ માણિકયલાલ જમનાદાસ મ્હારાજી સુરત પૃષ્ટ ડેમી આઠપેજી ૧૯૪ મૂલ્ય રૂ ૨- લેખકે ૧૩ વર્ષની ઉમ્મરથી જે જે સંત મહાત્માઓના સંગથી જે કાંઇ સદ્બોધામૃતનું પાન કરેલું તે અમૃતમય ઉપદેશ જે પોતાની નોંધમાં સંગ્રહ કરેલો તે સંગ્રહમાંથી સાર રૂપે તારવી કાઢી અનેક દ્રષ્ટાંતો અને સિદ્ધાંતોના સંગ્રહ રૂપે જ્ઞાનામૃતનો આ પુસ્તકમાં સંગ્રહ કરેલાછે.

શ્રી માણિકયલાલભાઇએ અનેક મહા પુરૂષોનો સમાગમ કરી તેમના ઉપદેશામૃતને પોતાની નોંધમાં ઉતારી લઇ તેમાંથી સારરૂપ- અમૃતનું દોહન કરી આ પુસ્તકો પ્રસિદ્ધ કર્યા છે ધર્મિષ્ઠ સજ્જનોએ આ પુસ્તકો વાંચી મનન કરવા જેવાં છે મૂલ્ય પણ નજીવુંજ ગણાય માટે લેખકને યોગ્ય ઉત્તેજન આપવા અને આ જ્ઞાનામૃતનુ પાન કરવા અમે સર્વને ભલામણ કરીએછીએ. પુસ્તકો ભકતરાજ માણેકલાલ જમનાદાસ મ્હારાજને સોનીફળીઆ સુરત લખવાથી મળી શકશે

મહા મણિમાલા—પ્રયોજક માણિકયલાલ જમનાદાસ મ્હારાજી સુરત. ડેમી આઠ પેજી ૪૮ પૃષ્ટ મૂલ્ય ૦-૬-૦ આ પુસ્તકમાં ઐહિક પારલૌકિક પ્રેયસ શ્રેયસ સિદ્ધ કરવા ઉપદેશ રૂપ દ્રષ્ટાંતો સાથે સિદ્ધાંતોનો રસભરી ભાષામાં ૨૭ મણિરૂપ સંગ્રહ છે આ ગ્રંથ પણ શ્રી જ્ઞાનસૂર્યોદય ગ્રંથાન્તર્ગત ગણી શકાય છે.

---

# સિદ્ધિ

[ અનુવાદક કે. સી. મહેતા. ]

૧ રાજકુમારે ક્રોધથી કહ્યુ- આ અશાંતિનું કારણ બૌધ ભિક્ષુક છે
કુમારની તલ્વાર શાંત વાયુ મંડળમાં ઝણઝણી ઉઠી
રાજસભાએ તેના કથનનું સમર્થન કર્યું
એક હજાર બૌદ્ધ ભિક્ષુકોના શીરોચ્છેદનની રાજાજ્ઞા થઈ
ઉપસ્થિત ભિક્ષુકોએ શાન્તિથી ફક્ત આટલુંજ કહ્યુ-બુદ્ધ શરણં ગચ્છામિ

૨ રાજ્યપથપર એક બાળક મતવાળા હાથીની માફક ફરી રહ્યો હતો તે ખુબ મારનો હતો આ અત્યાચારી શાસનનો અંત કરો, ગુપ્તચર તેણે ધારીને જોતા હતા અને ચાલ્યા જતા હતા રાજાની સ્વારી નીકળી બાળકે જોરથી કહ્યુ-કુમાર, તમે મારા નિરાપરાધી કુળનો વિનાશ કર્યો છે, હું તમારા કુળનો સર્વનાશ કરીશ,

નગરનિવાસી બાળકને જોઈને અવાક થઈગયા, કેટલાક બોલી ઉઠયા છોકરો ગાંડોછે.

ભીડને ચીરીને એક સાધુમુર્તી આવી નીકળી, તેણે બાળકનો હાથ પકડીને પ્રેમથી કહ્યુ- પુત્ર તને શું જોઈએ?

બાળકે સંક્ષેપમા ઉત્તર આપ્યો, રાજવંશનો સર્વનાશ
તેણે કહ્યુ -મ્હારી સાથે ચાલો, ત્હમારી ઈચ્છા પૂર્ણ થશે
બાળક તેના ચરણોપર પડીને કહ્યું આપ મ્હારા ગુરૂદેવ છે,

૩ ઘનઘોર વનમા, નદીના તટપર, એક બાળક સમાધિ લગાવીને બેઠો હતો,
સાયંકાળના સમયે તેની સમાધિ છુટી, તેણે પુછ્યુ ગુરૂદેવ, નગરમાં શું થઈ રહ્યુ છે?

ગુરૂએ ઉત્તર આપ્યો બેટા નગરનિવાસી રાજાથી અસંતુષ્ટ છે તેઓ તેના મૃત્યુની કામના કરી રહ્યા છે.

બાળકે પ્રાર્થના સૂચક સ્વરમાં કહ્યુ ગુરૂદેવ, હવે તો મને તે મંત્રથી દીક્ષિત કરશો કે જેના બળથી હું રાજકુમારનો અંત કરી દઉં,

ગુરૂએ મંદ હસીને કહ્યુ બેટા, હજુ ત્હમારી તપસ્યા પુર્ણ નથી થઈ

૪ હિમ આચ્છાદીત પર્વત શીલાઓપર સુર્યના પ્રથમ કિરણો પડી રહ્યા હતાં, બરફ પીગળી રહ્યો હતો જાણે તપસ્વીની કઠોર તપસ્યાથી કઠોર શીલા પણ દ્રવીભુત થઈ ઉઠી હોય, હિંસક વાઘ, વરૂ આદી તે સ્થાનપર પહોંચીને શાંત થઈ જતા. બાળક તપસ્યા કરી રહ્યો હતો એક મહાન શક્તિ સંચય કરી રહ્યો હતો

*　*　*　*　*

બાળકથી આજે સમાધિ છુટિ, તેને નિર્વાણપદ પ્રાપ્ત થયુ ગુરૂએ કહ્યુ—બેટા આજે નગરમાં મોટી અશાંતિ છે, એક ષડયંત્ર રચવામા આવ્યું છે, આજે કુમારનો વધ થશે.

બાળક ગુરૂના ચરણોપર પડી ગયો તેણે કહ્યુ—મને તેવા મંત્રથી દીક્ષિત કરશો કે જેના બળથી હુ કુમારની રક્ષા કરી શકુ

ગુરૂએ પ્રસન્ન થઈને કહ્યુ—શિષ્ય ઉઠાઓ આજે ત્હારી તપશ્ચર્યા પુર્ણ થઈ, તને સિદ્ધિ પ્રાપ્ત થઈ ગઈ

શિષ્ય ઉછળી ઉઠી બેઠો 'સંઘં શરણં' ગચ્છામી ના પવિત્ર નાદથી વન પવિત્ર થઈ ગયું.

---

નીચેના રોગો દવે ફાર્મસીમાં ખાત્રીથી મટાડવામાં આવે છે

## હિસ્ટીરીયા

હિસ્ટીરીયા, મૃગીવાયુ ફીટ આવવી, બેભાન થવું એ દરદ જુવાન સ્ત્રીઓને વધુ લાગુ પડે છે
નાગરજી મોરારજી મુંબઈથી જણાવે છે આપની હીસ્ટીરીયાની દવાથી આરામ થતો જાય છે બીજી દવા મોકલશો

## વા-સંધિવા

કોઈપણ પ્રકારના વા સંધિવા, સણકા, પક્ષાઘાત, રાંઝણ વાયુ, ચસકા, વિગેરે વાના દરદો ખાત્રીથી મટાડવામાં આવે છે
નજરથી ઉમેદભાઈ કાશીભાઈ લખે છે તમારી વાની દવાથી એક દરદીના આંગળાં ને હાથ વળી ગયા હતા, શરીરે ખુંધો થયો હતો ને હલાતું ચલાતું નહોતું તેને આરામ થયો છે ને વાનો રોગ મટી ગયો છે

## તાવ

અમે તે પ્રકારના જડ ઘાલી બેઠેલ તાવ મેલેરીયા ટાઢીયો, એકાંતરીયો, ચોથીયો, રોજનો, ન ઉતરતો તાવ ખાત્રીથી મટાડીશું
બાવાજી અલીજી ચોરવીરાથી આપની તાવની દવા ઘણીજ ચમત્કારીક નીવડી છે

## ગરમી

શરીરમાં ગરમી, લોહી તપી જવું, ફુટી નીકળેલી ગરમી, લોહી બીગાડ પેશાબે લાહ્ય બળે, શરીરે ખુજલી થાય, ચકામાં પડી જવાં વિગેરે ગરમીના રોગો મટાડી લોહી સુધારવાની ઉત્તમ દવા મળશે.
વાગરાનિવાસી ભોટીદાસ ડાહ્યાભાઈ આપની દવાથી સારો ફાયદો થયો છે લોહી સુધર્યું છે ગરમી મટી છે

## હરશ-અર્શ

હરસ ગમે તેવા સુકા કે લોહી પડતા હશે, તો તે અમે દવા ખવરાવી ખાત્રીથી મટાડીએ છીએ ઘણી દવા કરી કંટાળી ગયેલાએ એકવાર અમારી મુલાકાત લેવી,
પા. લલ્લુભાઈ ભગવાન મને હરસની દવાથી ઘણો સારો ફાયદો થયો છે
મુન્સફ આહમદ અબ્દુલરહીમ વીરમગામથી લખે છે. આપની હરસની દવાથી લોહી પડતું બંધ થયું છે.

## સંગ્રહણી

સંગ્રહણી ઝાડાનું દરદ, લાંબી મુદતનું હશે તો તે પણ બંધ કરીશું આ જીવલેણ દરદના ઘણા દરદીઓને આરામ કર્યો છે
અમારી સંગ્રહણીની દવા શરૂ કર્યાથી ઝાડા મટશે, પેટ નહિ ચડે ખાવા ઉપર અરૂચી થશે નહિ ખાધેલું હજમ થઈ લોહી વધશે.

## દમ

દમ ચડવો, શ્વાસ હાંફ ચડવો, ગભરામણ થવી, ખાત્રીથી મટાડીયે
જાડેજા રામસિંહ ભેમારજી આપની દમની દવાથી મને ઘણો સારો ફાયદો થયો છે.

## પ્રમેહ

અમે તે પ્રકારનો પ્રમેહ, પરમીઓ, મધુપ્રમેહ સ્વપ્ને કે પેશાબે ધાતુ જવા વિગેરે પેશાબના રોગ જડ ઘાલી બેઠેલા હશે તે અમે ખાત્રીથી મટાડીશું. પેશાબે બળતી લાહ્ય બંધ થઇ જશે.

આ સિવાય અશક્તિ, બરોળ, ધાતુક્ષય, ઉદરરોગ, પાંડુ, કમળો વિગેરે દરદો ખાત્રીથી મટાડીએ.
બાળકોના રોગો, સ્ત્રીઓના રોગો, આંખ, કાન દાંતના, દરદોની દવા કાળજીથી કરવામાં આવે છે, એક વાર મળો અગર લખો

મળો. વૈદરાજ જેઠાલાલ દેવશંકર દવે
દવે આયુર્વેદિક ફાર્મસીનું દવાખાનું ખાડીના ગેટ પાસે— અથવા રીચીરોડ —અમદાવાદ

૮ ધાજળીની બેટરી બનાવવી. ગીલેટ કરવાની સોનેરી અને રૂપેરી ભૂકી બનાવવાની રીત, વિગેરે ત્રણ ઘેર બની શકે તેવા હુન્નર ઉદ્યોગો કે જેમાનો માત્ર એક જ હુન્નર હાથ કરી ધંધો કરનાર દર હજારો રૂપિયા કમાઇ શકે છે. ભાગ ૧૦ ઇંગ્લીશ દવાઓ—એસેન્સ, અર્ક ટીંચર, પેટંટ દવાઓ, પરીલા, કોલેરા મીક્ચર, સીરપ હાઇપોફોસ્ફાઇટ ઓફ લાઇમ, કલોરો ફોર્મ, લાઇમ જ્યુસ વીગેરે પેટંટ દવાઓ બનાવવાના નુસખા ઘણા ખર્ચે મેળવી બહાર પાડયા છે ભાગ ૧૧ આયુર્વેદીય દવાઓ કવાથો, ચુર્ણો, ગોળીઓ, આસવો, ભષ્મો રસો, વિગેરે અનેક દેશી દવાઓ બનાવવાના નુસખાઓ, ભા ૧૨ ધનવાન બનાવનાર આધ્યાત્મિક ઉપાયો બધા હુન્નરો જો અહી લખીયે તો પુસ્તક જેવડી ખબર થઇ જાય તેમ છે

ભાગ ૧૩ અનેક ગરીબમાંથી ધનવાન થયેનાના જીવનચરીત્રો વિગેરે ધનવાન બનાવનાર હજારો પ્રયોગોનો આ પુસ્તકમાં સગ્રહ છે તમામ ભાગ એકજ પુસ્તકમાં છે કી રૂ ૧૦

## તેનો લાભ લેનાર શુ કહે છે

હાસાના હેડ માસ્તર ભગવાનજી ભાણજી લખે છે કે—પુસ્તક મનુષ્યને ઘણુંજ ઉપયોગી છે જો મા ણસ તેનો ઉપયોગ કરે તે ધનવાન થયા વગર રહે જ નહિ, આમાંથી મે પાંચ સાત હુન્નરની અજમા યસ લીધો જેમાં હું ઘણોજ ફતેહમદ થયો છુ ને આપનો આભાર માનું છુ ધનવાન તે ધનવાન જ છે આ પુસ્તક ખરીદવાને દરેક માણસને ભલામણ છે

લુણાવાડાથી અબ્દેઅલી તઈબઅલી લખે છે કે આપનું ધનવાન નામનું પુસ્તક વી પી થી મગાવ્યુ હતુ ને તેમાથી બે ચાર હુન્નરની તરાશ કરી છે તો તમારા લખ્યા પ્રમાણે ધનવાન થઇ શકાય તેમ છે, અને તેનાથી જરૂર લાભ મેળવી શકાય છે આ પુસ્તકની તારીફ વધુ કરવાને અશક્ત છુ આ પુસ્તક તૈયાર કર્યું છે તેની મહેનત તેમ ખર્ચ તો ઘણો થયો હશે પરંતુ તેની દરકાર ન કરતાં તેની કીંમત નજીવી જ રાખી છે, તે વીચાર કરવા જેવુ છે હુ આ પુસ્તકથી ઘણોજ ખુશી થયો છુ અને ...વા છે કે આપની ઉમેદ પુરી થાય અને સર્વ બધુઓ આ પુસ્તક ખરીદ કરે અને ધનવાન થાય એ ...રી અરજ છે, ધનવાન પુસ્તક ખરીદવા માટે મારા મીત્રમડળને ભલામણ કરીશ

કીંગાલી-(યુગાન્ડા) થી એચ૦ એમ૦ ખાકી લખે છે કે આપનું ધનવાન પુસ્તક મળ્યુ આનદ ...થે વાચ્યું છે ખરેખર આ પુસ્તક વખાણવા લાયક છે. અને સર્વને માફક આવે એવી શૈલીમાં લખ્યુ છે એટલું જ નહિ પણ તેમા વૈદકશાસ્ત્રનું જ્ઞાન, કેટલાક હુન્નરના પ્રયોગો, બીમારીના ઇલાજો, ધનવાન થવાના ઉપાયો વીગેરે રજુ કરી આપે એક અગત્યની ખોટ દુર કરી છે તે માટે મારાથી પ્રશસા કર્યા વગર રહેવાતુ નથી હુ સ્વદેશ બધુઓને ભલામણ કરૂં છુ કે એક વખત ધનવાન પુસ્તક ખરીદ કરી તેના લાભને મેળવો કી રૂ ૧૦

---

# श्रीमद् शंकराचार्य

## અને શકરદિગ્વિજય

શ્રી આદ્યશકરાચાર્યનું વિસ્તૃત જીવનચરિત્ર જેમાં—શ્રીશકરાચાર્યે કરેલા દિગ્વિજયના વિસ્તાર સહિત હકીકત આપેલી છે, આ પુસ્તકમાં શ્રીમદ્શકરાચાર્યનો જન્મ, બાલ્યવયમાં કરેલો વિદ્યાભ્યાસ, નાની ઉમ્મરે લીધેલો સન્યાસ, કુમારીલભટ્ટનુ જીવન, પડિત મડનમિશ્રનો કરેલો પરાજય, મડનમિશ્રનાં પત્ની દેવી સરસ્વતી સાથે વાદવિવાદ, સ્વામીજીએ કામશાસ્ત્રમાં પ્રવીણતા મેળવવા માટે સક્ષ્મદેહે અમરૂ રાજાના દેહમાં કરેલો પ્રવેશ, ત્યાં કરેલી રાજ્ય વ્યવસ્થા સાથે કામશાસ્ત્રોમાં પ્રવિણતા મેળવી પાછા મૂળદેહમાં આવી વાદમાં કરેલો સરસ્વતીનો પરાજય, પદ્મપાદાદિ શિષ્યોનાં વર્ણન, ત્રોટકાચાર્યને યોગબળથી આપેલુ વિદ્યાદાન, કપાલિકને પોતાનું શરીર વધ કરવા માટે આપવુ અનેક પાખડ મતમતાંતરોનો કરેલો પરાજય, તેમની સાથે કરેલા વાદવિવાદનું રહસ્ય, તેમના ચાર પટ્ટ શિષ્યોના વર્ણન, તેમણે કરેલી વેદ ધર્મની ઉન્નતિ, માતાના સ્મરણથી માતા પાસે આકાશ માર્ગે થઇ જવુ માતાનું સાન્ત્વન, પરબ્રહ્મમા શાંતિ વિગેરે શ્રીમદ્ આદ્યશકરાચાર્યનું સપૂર્ણ જીવનચરિત્ર છે, ૩૦૦ ઉપરાંત પૃ કી રૂ ૪ પાકુંપુઠુ

જેઠાલાલ દેવશંકર દવે. અધિપતિ ભાગ્યોદય અમદાવાદ

# ભાગ્યોદય.

વર્ષ ૧૨ ] માગશર સંવત ૧૯૮૧-ડીસેંબર સને ૧૯૨૪ [ અંક ૧૦

## इष्ट विषे कर्तृत्वाभिमाननो विलय करवो एज जीवननुं कर्त्तव्य छे.

( દમ્યા વિના મન પ્રાણ, એ લય. )

માથે વહે કાં ભાર, કર્તૃત્વાભિમાનનો ?
શું જગનો કીરતાર, જગમાંથી ઉડી ગયો !
શ્વાન ગાડા તળે ચાલે, જાણે હું ચલાવું ગાડું,
એવો વ્યર્થ ભાવ શીદ લાવતો, મિથ્યાભિમાની !
તારૂં તો એ પ્રભુ ચલાવતો

તારૂં તને ન ભાન, તોય (તું) તને મોટો ગણે,
ઘટ ઘટનો જે જાણ, તેને તો ભૂલી જતો

આ હું કરૂં તે હું કરૂં, કહી મરડાતો ફરે,
તણખલું પણ તું ન તોડી જાણતો, મિથ્યાભિમાનિ !

હજાર હાથનો નાથ, કરનારો શિર ગાજતો,
કલ્પનાએ દઈ હાથ, શીદ ચિન્તાને સેવતો

મારી તારી ચિન્તા થા તું, પ્રભુ બળે ઝુઝનારો,
બેડો જે સઉનો પાર ઉતારતો, મિથ્યાભિમાનિ !

જ્યાં ત્યાં ' હું કરનાર, ' એવું ભાન તું ન રાખજે
ઓ પ્રભુ ! તું કરનાર એવું ભાન તું રાખજે

તારૂં તું અહંમ વિસરે છે ત્યારે પ્રભુ પોતે,
અભિમાની થઇ તારા અર્થ સારતો, મિથ્યાભિમાનિ !

શ્રી ઉ૦

—,०,—

# साचुं सदा शरण तुं मुजनुं मुरार.

( વસંતતિલકા. )

જ્યારે ચડાઇ કરશે નિજ કાળ માથે,
રોગાદિ સૈન્ય–કફવાત ત્રિદોષ સાથે,
મિત્રો સગા કરી શકે નહિ કાંઈ ત્યારે,
સાચું સદા શરણ તું મુજનું મુરારે ૧
ના તાત, માત, સુત, સંપત, બ્હેન ભ્રાતા,
જાયા કુટુમ્બીજન કો નહિ લેશ નાતા,
આવે અકાળ સમયે નિજ કાળ જ્યારે,
સાચું સદા શરણ તું મુજનું મુરારે ૨
ના કુળ, જાત, નહિ ભાત જરાય પૂછે,
તારે વળી ધન અને ધરબાર શું છે?
એ કાળ આવી પકડે વિકરાળ ત્યારે,
સાચું સદા શરણ તું મુજનું મુરારે ૩
તે શું કર્યું, નહિ કર્યું અવશેષ શું છે?
શું રાંક કે ધનિક શેઠ શ્રીમંત તું છે?
આવી અચાનક અરે લઇ જાય ત્યારે
સાચું સદા શરણ તું મુજનું મુરારે, ૪
શું છો વકીલ, કવિ, કોવિદ, એમ, એ તો,
પૂછે ન લેશ પદવી, અધિકાર એ તો,
તાણે ત્રિભંગ, યમકિંકર કાળ જ્યારે,
સાચું સદા શરણ તું મુજનું મુરારે ૫
પોલીસ એ અશુતણા, ઉરમાં વિચારો,
ના લાંચિયા યમતણા યમદૂત ધારો,
એ તો જરૂર પકડી લઇ જાય ત્યારે,
સાચું સદા શરણ તું મુજનું મુરારે ૬
મ્હેલો ભલે ઝળકતા મણિહાર કંઠે,
છો અંગરક્ષક રહ્યા અગણિત સંગે,
આવે કરાળ મુખ ફાડી, કૃતાંત ત્યારે,
સાચું સદા શરણ તું મુજનું મુરારે ૭
આજે કર્યું કંઇક જે પ્રભુપ્રીત માટે,
જે કૈં સુકૃત્ય કરિયું, ઝટ આ પળે તે,
સત્કર્મ ધર્મ કરશે, શુભ સ્હાય ત્યારે,
સાચું સદા શરણ તું મુજનું મુરારે ૮

લાલજી વીરેશ્વર જાની.

# आत्मबळनी प्राप्ति

આજે જ્યા ત્યા આત્મબળ મેળવવાની વાતો સભળાય છે, આત્મજ્ઞાન થયા વગર આત્મબળ મેળવી શકાતું નથી અને જ્યા સુધી આત્મજ્ઞાન થતું નથી ત્યા સુધી મોક્ષ પ્રાપ્ત થતો નથી મનુષ્ય જન્મમા જો કાઇ પણ એક વસ્તુ સિદ્ધ કરવાની હોય તો તે મોક્ષની પ્રાપ્તિ છે સસાર મિથ્યા છે એમ તત્ત્વજ્ઞાનીઓ કહે છે, આત્મા જ સત્ય છે એમ અનુભવી જનો કહે છે એ આત્માનો અનુભવ કરવો એ મનુષ્યજન્મનું સાર્થકત્વ મનાય છે

મનુષ્યે આત્મજ્ઞાન વગર મોક્ષની ઇચ્છા રાખવી એ મિથ્યા છે તેમ આત્મજ્ઞાન વગર જન્મ મરણાદિ દુખોનો નાશ પણ થતો નથી પ્રાણિ માત્ર સર્વ સ્થાવર જગમરૂપ જગત્ આત્મારૂપ છે સર્વમા આત્માનો નિવાસ છે આપણામા તે આત્મા છે, પણ આપણે તેનો અનુભવ નથી કરી શકતા એ આત્માનો અનુભવ થાય તોજ આત્મબળ મેળવી શકાય

મનુષ્ય સુખ અને આનદને ઇચ્છે છે. એ આનદ અને સુખ માટે મરી મથે છે વ્યવહારમાં પણ જે વસ્તુ મેળવવાથી સુખ થાય, જે વસ્તુ મળવાથી આનદ જણાય તે વસ્તુ મેળવવા તે મથે છે આપણે આખી જીદગી સુખની ઇચ્છામા અને ઇચ્છામા જ બાળીયે છીયે, વ્યવહારના પદાર્થો ખરૂં સુખ આપનાર હોય એમ જણાતું નથી તે પદાર્થો જ્યા સુધી મળ્યા હોતા નથી ત્યા સુધી તેમા સુખ જણાય છે, તે મળ્યા પછી તેથી માનેલુ સુખ પાછુ નષ્ટ થાય છે, અને વળી બીજા પદાર્થો મેળવવાનું મન થાય છે કારણ કે ખરૂ સુખ વ્યવહારના પદાર્થોમા નથી સર્વ સત્ય સુખનું ખરૂં કારણ તો આત્મા અર્થાત્ બ્રહ્મ છે બ્રહ્મ એજ સર્વ પ્રકારના આનદનું કારણ છે જેથી જ્યા સુધી બ્રહ્મનો સાક્ષાત્કાર આપણે કરી શકતા નથી ત્યા સુધી સુખ કે આનદનો અનુભવ આપણને થતો નથી કોઇ પણ વખતે આપણને સુખનો અનુભવ થાય, અર્થાત આનદ જણાય છે, ત્યારે હૃદય હર્ષથી ઉભરાય છે, આપણા હૃદયમા તેની અસર તરત થાય છે, કારણ કે શરીરમા હૃદય છે તેમા જ બ્રહ્મના આનદનો નિવાસ છે, તેમા ચિત્તની અતર્મુખતા થતા પ્રવેશ કરી શકાય છે એ હૃદયમદિરમા આત્માનો નિવાસ છે, જે વખતે ચિત્તની અતર્મુખતા થાય છે ચિત્તની એકાગ્રતા થાય છે તે વખતે હૃદયમદિરમા પ્રવેશ કરી શકાય છે વ્યવહારની કોઇ પણ વસ્તુ પ્રાપ્ત થતા સ્હેજસાજ ચિત્તની એકાગ્રતા થઈ જાય છે, અને તે વખતે હૃદયમદિરમા જેટલો પ્રવેશ થઇ શકે છે તેટલો આનદ જણાય છે પણ આ વ્યવહારના પદાર્થો પ્રાપ્ત થવામા ચિત્તની જે એકાગ્રતા થાય છે તે સ્થાયી હોતી નથી અને તે માત્ર ક્ષણિક હોય છે, એટલે તરતજ મન વ્યગ્ર થતા થએલો આનદ નષ્ટ થાય છે એથી જ વ્યવહારના પદાર્થો પ્રાપ્ત થવામા ખરો આનદ મળી શકતો નથી, ખરૂ સુખ પ્રાપ્ત થતું નથી પણ તે માત્ર થોડા વખતનું ક્ષણિક હોય છે

જ્યા સુધી ચિત્તવૃત્તિ એકાગ્ર થઇ હૃદયમદિરમા સ્થિર થતી નથી ત્યા સુધી આત્મસાક્ષાત્કાર થઇ શકતો નથી અને આત્માના સાક્ષાત્કાર વગર આત્મબળ પ્રાપ્ત થતુ નથી અત્યારે આત્મબળ મેળવવાની વાતો કરનારા ઘણા છે, પણ આત્મબળ મેળવવાનો પ્રયત્ન કરનારા ઘણાજ થોડા છે સ્વરાજ્ય લેવા માટે પશુ બળ સામે આત્મબળને અજમાવવાના લાબા લાબા ભાષણો કરનારા ઘણા થઇ પડ્યા છે પણ તેમને ખબર નથી કે આત્મબળ શી રીતે મળે અથવા તેમણે આત્મબળ મેળવ્યુ છે કે નહિ ?

અસહકારથી આત્મબળ ન મળે, ખાદી પહેરવાથી આત્મબળ ન વધે, ઢેડાને અડકવાથી, અત્યજો સાથે ખાવાથી આત્મબળ ન મળે પણ નષ્ટ થાય આત્મબળતો આત્માનો સાક્ષાત્કાર થાય તોજ મળે, આત્માનો સાક્ષાત્કાર કરવા માટે ચિત્તવૃત્તિઓનો નિરોધ કરી આત્મમંદિર તરફ વાળવી જોઇએ ચિત્તવૃત્તિઓનો નિરોધ કરવા માટે વિષય પ્રતિ જતી વૃત્તિઓને રોકવી જોઇએ વિષયાંકાર અંતઃકરણ હોય તો ચિત્તવૃત્તિઓનો નિરોધ થઇ શકતો નથી પાણીના ધોધમાથી ઇલેકટ્રીક પાવર ઉત્પન્ન થઈ શકે છે, એ વાત ખરી પણ તે પાણીને જુદે જુદે માર્ગે વ્હેવરાવી દેવામાં આવે તો ધોધ જોસબધ ન પડે અને ઇલેકટ્રિક પાવર પણ ન ઉત્પન્ન થાય, તેમ આપણા અંતઃકરણની વૃત્તિયોને જો વિષયમા ભટકતી રાખીયે, તો તે એકાગ્ર ન થાય, અને જ્યાંસુધી તે એકાગ્ર થાય નહિ ત્યા સુધી તેનો હૃદયમંદિરમાં પ્રવેશ થાય નહિ અને તેથી આત્માનો સાક્ષાત્કાર પણ ન થાય માટે સર્વથી પ્રથમ અગત્ય ચિત્તવૃત્તિયોનો નિરોધ કરવા માટે વિષયોમા ભટકતા મનને રોકવુ વિષયાકાર વૃત્તિઓના પાશથી મુક્ત થવુ તોજ બ્રહ્માનંદરૂપ હૃદયમંદિરમા પ્રવેશ થઈ શકે છે

ચિત્તશુદ્ધિ વિના આત્મસાક્ષાત્કાર થતો નથી અને આત્મ સાક્ષાત્કારવગર, આત્મબળ મળતું નથી માટે આત્મબળ મેળવવા ઇચ્છતા મનુષ્યોએ પ્રથમ ચિત્તશુદ્ધિ કરવી ચિત્તશુદ્ધિ માટે સર્વથી પ્રથમ પગથીયુ બ્રહ્મચર્યનુ પાલન કરવુ એ છે બ્રહ્મચર્યથી બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ શકે છે બ્રહ્મચર્યના આઠ અગોનું પાલન કરવુ એ બ્રહ્મની પ્રાપ્તિ કરાવનાર બ્રહ્મચર્ય છે જેમા ૧ પરસ્ત્રીનું ચિંતન સ્મરણ ન કરવુ ૨. પરસ્ત્રીના ગુણ કીર્ત્તન, તથા તેના સબધી વાતો ન કરવી, કે ન વાચવી, ૩ પરસ્ત્રીની સાથે દ્યુતાદિ ન રમવુ ૪ પરસ્ત્રીને કામદોષવાળા મનથી પ્રેરાયલા નેત્રોવડે જોવી નહિ ૫ પરસ્ત્રીના ગુપ્ત અવયવોનું વર્ણન કરવારૂપ ભાષણ ન કરવુ ૬ પરસ્ત્રી સાથે રમણ કરવાના ચિંતનરૂપ સકલ્પને ન કરવા ૭ પરસ્ત્રી સાથે ક્રીડા કરવાના નિશ્ચયનો ત્યાગ કરવો, અને ૮ વિષયની તૃપ્તિ કરનારી ક્રિયાનો ત્યાગ કરવો, એ આઠ અગોને પાળવા એ ખરેખરૂ બ્રહ્મચર્ય છે આવા બ્રહ્મચર્યને પાળવુ એજ બ્રહ્મસાક્ષાત્કાર કરવાના સાધનરૂપ થઇ શકે છે આવા ઉત્તમ પ્રકારના બ્રહ્મચર્યને પાળવાથી જે પ્રાપ્ત થાય તે બ્રહ્માકાર રૂપ પ્રણવનો ખરો અર્થ સમજવો આત્મ સાક્ષાત્કાર માટે આવા ઉત્તમ પ્રકારના બ્રહ્મચર્યને પાળવાની સર્વથી પ્રથમ અગત્ય છે બ્રહ્મચર્ય એ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાના મૂળ પગથીયા રૂપ છે તે સિવાય બ્રહ્મમંદિરના દ્વાર ઉઘડતા નથી. આત્મા અવિનાશી અને અકર્ત્તા છે, આત્મા જ સત્ય વસ્તુ છે, તેનો કદી પણ નાશ થતો નથી શરીર તો પરાધિન છે પણ શરીરમા રહેલો આત્મા પરાધિન નથી

જ્યારે મનુષ્ય ઉંઘે છે ત્યારે શરીર જ્યાનું ત્યા પડી રહે છે અને મન તો ગમે ત્યા ભટકે છે એ મનનો સાક્ષી એજ આત્મા છે શરીર ઉંઘે છે પણ મન ભટકે છે, અને એ મનની ક્રિયાને આત્મા જાણે છે અને તેથી જ આપણને ઉંઘમા આવેલા સ્વપ્નની જાગત થતા ખબર પડે છે એ મનનો સાક્ષી તેજ આત્મા આત્મા અખંડ જ્યોતિરૂપ છે એ આત્મજ્યોતિનો સાક્ષાત્કાર બહિર્મુખજનોને થતો નથી, વિષયમા ભટકનારા મનુષ્યો તો તેના જ્ઞાનથી વંચિત રહે છે. પણ જેઓ વિષયોમા ભટકતી વૃત્તિઓનો નિરોધ કરી અંતરમા એકાગ્ર કરે છે તેમને જ તેનો સાક્ષાત્કાર થાય છે જે મનુષ્યો પાપ કર્મો કરનારા છે, શમદમાદિ ગુણો વગરના છે જેમના મન ચિન્તના નથી, જેઓ ચચળ અને અમર્યાદ

છે, તેમજ જેઓ ચિત્ત એકાગ્ર કરી આત્માનુ ધ્યાન ધરી શકતા નથી તેમને આત્માનો સાક્ષાત્કાર કદી પણ બનો નથી જેઓ રાગદ્વેષથી રહિત છે અને સાધનસંપન્ન બની અંતર્મુખતાને સાધી શકે છે તેવા પુરૂષને જ આત્માનો સાક્ષાત્કાર થઇ શકે છે

મનુષ્ય પોતે જ બ્રહ્મરૂપ છે, આત્માના બળથી જ તેનામા ચૈતન્ય રહેલુ છે જેઓ 'હુ બ્રહ્મ છુ' અને મારાથી ભિન્ન કાઇ છે જ નહિ એમ દઢ બુદ્ધિથી માનનારા છે, તેઓ જ પોતાના હૃદયમંદિરમા રહેલા આત્માનો સાક્ષાત્કાર કરી શકે છે અત્યારે તો જેમના અંત:કરણ રાગદ્વેષથી ભરેલા છે, મનુષ્ય બળના અભિમાની થઇ ગયેલા હોય છે, શમદમાદિ ગુણો તો કિંચિત્માત્ર પણ જેમનામા નથી તેઓ આત્મબળની વાતો કરનારા થઇ પડયા છે, તેમને સ્વપ્ને પણ આત્મબળનો અનુભવ થતો નથી

જેમ કોઇ પીંપળાના ઝાડ ઉપર બે પખીઓ સાથે રહેતા હોય તેમ આ શરીરરૂપી વૃક્ષ ઉપર તત્પદ વાચક ઇશ્વર અને ત્વંપદ વાચક જીવરૂપી બે પખીઓ રહે છે બુદ્ધિરૂપી ઉત્કૃષ્ટ સ્થાનમા તેઓ એકઠા રહે છે, જ્ઞાતા ભોક્તા અભોક્તા તથા અલ્પજ્ઞતા અને સર્વજ્ઞતાએ કરી તેઓ એક બીજાથી અત્યંત વિરૂદ્ધ ધર્મવાળા છે તે બેમા જીવરૂપી પખી પુણ્યપાપના સુખ દુ:ખરૂપી ફળને ભોગવે છે અને ઇશ્વર રૂપી પખી પોતે તે ભોગવતુ નથી પરતુ જીવને ભોગવાવે છે તે જીવ જ્યારે વાસનાને છોડે છે ત્યારે બ્રહ્મરૂપ થઇ બેસે છે

જેમના ચિત્ત શુદ્ધ થયેલા હોય છે તેઓને બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે કર્મ અને ઉપાસનાવડે ચિત્તની વિશુદ્ધિ થાય છે તેજ બ્રહ્મજ્ઞાનનો અધિકારી થાય છે જેમના ચિત્ત શુદ્ધ થયેલા હોતા નથી તેમના હૃદયમા જેમ મેલા દર્પણમા પ્રતિબિંબ પડતુ નથી તેમ આત્માનો સાક્ષાત્કાર થતો નથી માટે કર્મ, ઉપાસના અને જ્ઞાન એવો જે ક્રમ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનો છે તે ઉત્તમ છે, તેને અનુસર્યા વગર આત્મજ્ઞાન થવાનો સંભવ નથી

બુદ્ધિ એ મનના સારથીરૂપ છે શરીર એ રથરૂપ છે, અને ઇંદ્રિયો એ અશ્વો છે જેનો બુદ્ધિરૂપ સારથી વૈરાગ્યરૂપી કવચ પહેરી ઇંદ્રિયોરૂપી અશ્વોને મનરૂપી લગામથી કબજે રાખી શરીરરૂપી રથને સીધા માર્ગે લઇ જઇ શકે છે, તેજ આ બજારનીમાથી તરી જાય છે, પણ જ્યારે બુદ્ધિરૂપી સારથીને ઇંદ્રિયો રૂપી અશ્વો વશ રહેતા નથી ત્યારે શરીરરૂપી રથને તે આ બજારનીમા ભટકાવ્યા કરે છે અને બુદ્ધિરૂપી સારથી જ્યારે ઇંદ્રિયોરૂપી અશ્વ અને મનરૂપી લગામને કાબુમા રાખીને આ શરીરરૂપ રથને સન્માર્ગે ચલાવી શકે છે ત્યારે તે શરીર સ્વારૂઢ જીવને બ્રહ્મમા લઇ જઇ શકે છે

આગળ કોઇ પગ નથી, સર્વ ભૂતમાત્રમા ગુપ્તપણે રહેલ આત્મા મૂઢ પુરૂષોને દેખાતો નથી, પરતુ અધિકારી પુરૂષોને તો તે હ્રદયકમળમા પ્રતિત થઇ શકે છે

મનજ સુખની પ્રાપ્તિને માટે શ્રોત્રાદિક પાચ જ્ઞાનેન્દ્રિયોને અને વાગાદિ પાચ કર્મેન્દ્રિયોને તેમના વ્યાપારમા પ્રવર્ત્ત કરે છે માટે અધિકારીએ શ્રોત્રાદિક ઇંદ્રિયોનો મનમા લય કરવો ઇંદ્રિયોનો મનમા લય થતા મનથી બાહ્ય વેપારમા જોડાઇ શકાતુ નથી મન એ બુદ્ધિરૂપી અકુશથી વશ થઇ શકે છે, અને મન વશ થતા તે સર્વ જગતને પોતાના જેવુ દેખે છે એટલે સર્વાત્મબુદ્ધિ પ્રાપ્ત થાય છે, સર્વાત્મબુદ્ધિ થતા બધા વ્યાપારો શાત પડી જાય છે અને તે પછી તે પોતાની બુદ્ધિનો આત્માનંદમા લય કરે છે એટલે ઇંદ્રિયોને મનમા, મનને બુદ્ધિમા, બુદ્ધિને સર્વાત્મભાવમા, અને સર્વાત્મ ભાવને આત્માનદમા લય કરી શકાય છે સુખની પ્રાપ્તિને માટે કર્મેદ્રિયો તથા જ્ઞાનેદ્રિયોની શુભાશુભ કર્મમા પ્રવૃત્તિ થાય છે આ સારૂ છે આ ખોટુ છે એ સર્વ મનના વિલાસોને લીધે ઇચ્છા ઉત્પન્ન થાય છે સુખની ઇચ્છા અને સ્મૃતિ એ મનના ધર્મો છે એ ચચળ મન નિશ્ચય રૂપ બુદ્ધિ વગર ઉત્પન્ન થતુ નથી જેને નિશ્ચય થતો નથી તેને ઇચ્છા અને સ્મૃતિ રૂપ જ્ઞાન પણ થતું નથી, માટે બુદ્ધિ જ મનના ઉપાદાન કારણ રૂપ છે તેથી મનનો બુદ્ધિમા લય થઈ શકે છે જેમાથી જે ઉત્પન્ન થાય છે તેમાજ તેનો લય થાય છે જેમકે માટીમાથી ઉત્પન્ન થયેલો ઘડો માટીમાજ લય પામે છે તેમ મન બુદ્ધિમાથી ઉત્પન્ન થયેલુ હોવાથી તેમા જ તે લય પામે છે મનુષ્ય જ્યારે હું બ્રહ્મ છુ એવા નિશ્ચયથી બધા પ્રપચથી મુક્ત થાય છે, જ્યારે એવુ જ્ઞાન થાય છે ત્યારે અવિદ્યા નાશ પામે છે

આ સ્થાવર જગમ સર્વ જગતનુ કારણ માયા છે જેમને બ્રહ્મજ્ઞાન થયુ છે તેમની પાસે માયા રહતી નથી, પણ જેઓ અજ્ઞાનના અધારામા ગોથા ખાનારા છે તેમને માયા અનેક જાતના પ્રલોભનોમા લુબ્ધ બનાવી જગતની જાળમા ગુચવી નાખે છે માયા જ પુરૂષને બાહ્ય અને અતર લાલચમા લપટાવનાર છે માટે આત્મબળ મેળવવાની ઇચ્છાવાળાઓએ તેનો ત્યાગ કરવો, અને જેમ કાચબો પોતાના અગોને પોતાના શરીરમા ખેચી લેછે તેમ મન વડે ઇંદ્રિયોને ખેચી લઇ સદ્ગુરુ હ્રદયકમળમા રહેલા આત્મા વિષે વિલીન ભાવને પમાડવુ એટલે તરત બ્રહ્મ સાક્ષાત્કાર થાય છે જ્યા બ્રહ્મ સાક્ષાત્કાર થયો ત્યા કેવળ આનંદ અને સુખજ અનુભવાય છે જ્ઞાની પુરૂષનો આત્મા સ્થૂલ શરીરમા રહ્યા છતા પણ પરબ્રહ્મ ભાવને પામ્યાથી માયાને દેખતો નથી, અજ્ઞાની જીવજ વાસના રૂપી માયાથી આવૃત રહી ફરી ફરીને જન્મ મરણના ફેરામા પડે છે માયાની ઘટના અઘટિત છે માયા મનુષ્યોને, અને દેવોનેજ નહિ પણ પરબ્રહ્મને પોતાને પણ પોતાનામા ભેદ બનાવી જગતની અનેક પ્રકારની લીલાઓ કરવામા પ્રેરે છે માયા અનિર્વચનીય છે માયા અનાદિ ભાવવાળી હોવા છતા પણ જ્ઞાનથી નાશ પામે છે બ્રહ્મજ્ઞાનથી માયાનો નાશ થઇ શકે છે

આનદ સ્વરૂપ આત્મા સર્વ શરીરમા અદ્વિતિયરૂપે રહેલો છે, છતા પણ તે મન વાણીનો વિષય નથી સ્વયજ્યોતિ રૂપ બ્રહ્મનું જ્ઞાન તો કોઇ વિરલા સદગુરૂના ઉપદેશથીજ મેળવી શકે છે આત્મા કદી નાશ ન પામે તેવો, ઉત્પત્તિ તથા નાશથી રહીત, અને અનાદિ છે હિરણ્યગર્ભની ઇચ્છા રૂપી બુદ્ધિ આ જગતની જાળ ઉભી કરે છે માયાના આવરણો આત્મા બીજરૂપ થઇ આ જગતની ઉત્પત્તિ કરી શકે છે,

પરમજ્યોતિરુપ આત્માનુ જ્ઞાન સદ્ગુરૂપાસેથી શ્રવણ કરવુ, પછી શ્રુતિને અનુકુળ યુક્તિયોથી તેનું મનન કરવુ અને ચિત્તવૃત્તિઓના પ્રવાહને નિરતર તેની પ્રતિ પ્રવર્ત્તાવવારુપ નિદિધ્યાસન કરવુ, જેથી આત્મજ્ઞાન પ્રાપ્ત થાય છે આત્મજ્ઞાન થતા આ સંસારની જાળમાથી મનુષ્ય મુક્ત થાય છે અને જ્યારે આત્મજ્ઞાન થાય છે ત્યારેજ આત્મબળ પ્રાપ્ત થાય છે આત્મબળ વાતો કરનારા મેળવી શકતા નથી પણ હૃદયમદિર પ્રતિ વળવા પ્રયત્ન કરનારાજ મેળવી શકે છે આત્મબળ મેળવવા માટે વિષયોમા ભટકતી વૃત્તિઓને રોકી અંતરમા એકાગ્ર કરી, વિષયોમા માનેલા સુખને ખોટુ માનવુ, વિષયોમા રચી પચી રહેલા આત્મમદિર તરફ જઇ શકતા નથી તેમને તો આત્માના બળનુ ભાન પણ થતું નથી, તેમને તો વિષયમાજ સુખ જણાય છે અને તેથી તે વિષયોને પ્રાપ્ત કરવા પોતાના મન અને બુદ્ધિને પ્રેર્યા કરે છે આત્માનો માર્ગ જુદો છે, વિષયોનો માર્ગ જુદો છે અમદાવાદથી મુબઇ જવુ હોયતો મુબઇ જતી ગાડીમાજ બેસવુ પડે, અજમેર તરફ ગાડીમા બેસી મુબાઇ પહોચવાની આશા ન રાખી શકાય એમ આત્માનો માર્ગ એ વિષયોના માર્ગથી જુદો છે જ્યારે મનુષ્યને વિષયોમા સુખ જણાતું નથી વ્યવહારમા વારવાર દુખનો અનુભવ થાય છે ત્યારેજ મનુષ્યને આત્મા અથવા પરમાત્મા સાભળે છે વ્યવહારમા પડતા દુખમાથી છુટવા માટે તે પરમાત્માનું ભજન કરવા વળે છે પણ જ્યા સુધી વિષયોમા તેને સુખ જણાય છે, વ્યવહારમા તેને આનંદનુ ભાન થાય છે ત્યા સુધી તે આત્મા તરફ વળતો નથી અને વ્યવહારમા રચ્યો પચ્યો રહે છે

આપણે દરેક મનુષ્યના વર્ત્તન ઉપર બારીક નજર નાખીશુ તો લગભગ બધાજ વ્યવહારમા રચીપચી રહેલા લાગશે સ્હવારથી સાજ સુધીમા તે માત્ર પોતાનો વ્યવહાર સાધવાની, ધન કમાવા ઉદ્યોગ ધધો કરવાની, વ્યવહારના પદાર્થો મેળવવાની ગડમથલમા પડેલો જણાશે તે સ્હવારે કદાચ ૦ા કે અર્ધો કલાક સધ્યા, જપ કે બીજુ કાંઈ ઇષ્ટોપાસના નિમિત્ત કર્મ કરતો હશે તો તેમા પણ વ્યવહારની સિદ્ધિ સર્વોત્તમ પ્રકારે થાય એજ હેતુ હોય છે અને ઇશ્વર તેને વ્યવહારમા સર્વ વસ્તુ મેળવી આપે, ધધાની આબાદી કરે તે હેતુથી તે ઇશ્વરની ભક્તિ કરતો જણાય છે કે દેવ દર્શને મદિરોમા ભટકતો દેખાશે તે પોતાને આત્માનુ જ્ઞાન પ્રાપ્ત થાય, આત્મ સાક્ષાત્કાર થાય એ માટે કાંઈ પણ કરતો હોય તેવુ જણાતું નથી મનુષ્યનુ ખરૂં કર્તવ્ય આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાનુ છે તેને તે ભૂલ્યો છે અને વ્યવહારનુ જ્ઞાન મેળવવા, વ્યવહારને ઉત્તમ પ્રકારે સાધવા જન્મારો મથ્યા કરે છે આમ હોવા છતાં આત્મબળથી અમે આમ લડશુ એવી વાતો કરવી તેને મ્હેલી લાગે છે

તમારે જો આત્મબળ મેળવવુ હોય તો આત્માનું જ્ઞાન થાય એ માર્ગે વળો આત્માનું જ્ઞાન થવા માટે વિષયોમા ભટકતી ઈદ્રિયોનો મનમા લય કરો અને મનને બુદ્ધિમા સ્થિર કરી તમારા પોતાનાજ હૃદયમદિરમાં નિવસી રહેલા પરમજ્યોતિસ્વરુપ આત્માની નિકટ જાઓ વિષયોમા જ્યા સુધી વૃત્તિઓ ભટકયા કરે છે ત્યા સુધી આત્માના દ્વાર બધ જાણજો

અપૂર્ણ




( અનુસંધાન ગતાંકથી )

---

અષ્ટાવક્ર—હે સ્ત્રી તું શાંત થઈ બેસ, મને તારી ઈચ્છા નથી અને તેથી મને તારી ગરજ નથી, મારે તારૂં શું કાર્ય કરવું તે કહે

સ્ત્રી—' હે ભગવન્! દેશ અને કાળ પ્રમાણે મારે સ્પર્શનું સુખ જોઈએ છીએ!

આ પછી તે સ્ત્રી વૃદ્ધાવસ્થાથી પીડાતી જણાઈ, તેના સર્વ અંગ રુપ વગરના જણાયા, તે જોઈ મુનિ વિચાર કરવા લાગ્યા કે આ સ્ત્રી આ ઘરની દેવતા જેવી છે છતા કદાચ કોઈના શાપથી તેના રુપનો નાશ થયો હશે, કે તેનું કારણ શું હશે આવી ચિંતા કરવા લાગ્યા આમ ચિંતામા રાત અને દિવસ વિતી ગયા અને સાયંકાળનો સમય થયો આ વખતે તે સ્ત્રીએ કહ્યું—

હે ભગવન! સૂર્યનું રૂપ સંધ્યાકાળના વાદળાઓથી લાલ રંગનું થયુ છે, માટે હવે તમારી પાસે શુ હાજર કરૂં? એટલે ઋષિએ કહ્યુ કે નહાવા માટે પાણી લાવો જેથી હું સ્નાન કરીને વાણી અને ઈંદ્રિયોને વશ કરી સંધ્યાવંદન કરૂં

આ પછી તે સ્ત્રીએ ઋષિને સ્નાન કરવા માટે જળ આપી, પહેરવાનુ વસ્ત્ર આપ્યુ પછી તે સ્ત્રીએ ઋષિના સર્વ અંગો ઉપર તેલથી મર્દન કર્યું પછી તેમને સ્નાનશાળામા લઈ જઈ એક ભદ્રાસન ઉપર બેસાડયા, અને ત્યા તેમને પેલી સ્ત્રી ધીમેથી હાથવતી ચોળીને સ્નાન કરાવવા લાગી અને મુનિને ગરમ જળ વડે સ્નાન કરાવી પછી ધીમા હાથથી શરીરને મર્દન કર્યું, અને તેમ જ આખી રાત્રિ વીતી ગઈ, છતા ઋષિ જાણી શકયા નહિ જ્યારે ઋષિ સ્નાન કરી ઉભા થયા ત્યારે પૂર્વ દિશામા સૂર્યને ઉદય પામેલા દીઠા એટલે તેમણે સૂર્યની ઉપાસના કરી સંધ્યાવંદન કર્યું

સ્ત્રીએ તે પછી ઋષિને અમૃતના રસ જેવુ ભોજન લાવીને ઋષિને જમવા બેસાડયા અને તે સ્વાદિષ્ટ ભોજન કરવામા જ દિવસ વીતિ ગયો પાછો સંધ્યાકાળ થયો એટલે તે સ્ત્રીએ ઋષિને કહ્યુ કે હવે આપ સુઈ જાઓ શયનગૃહમા એક તે સ્ત્રીને માટે તથા એક મુનિને માટે એમ બે દિવ્ય શયનો પાથરેલા હતા રાત્રે તે મુનિ તથા પેલી સ્ત્રી જુદાં જુદાં સુતા છતા અર્ધરાત્રિ થઈ કે પેલી સ્ત્રી અષ્ટાવક્રના શયન ઉપર જઈ બેઠી

ઋષિએ તે સ્ત્રીને પોતાના પલંગ ઉપર આવેલી જોઈ કહ્યુ હે કલ્યાણિ! મારૂં મન પરસ્ત્રીના ઉપર આસક્ત થતું નથી, માટે અહિંથી તારા પલંગ ઉપર જા અને તું જાતે જ આવુ નીંદ્ય કર્મ કરવાની ઉમેદ રાખ નહિ.

એટલે તે સ્ત્રી બોલી કે હે મુનિ! હું તો સ્વતંત્ર છુ એટલે તને પરસ્ત્રી ગમનનો દોષ લાગશે નહિ

મુનિ બોલ્યા કે સ્ત્રીઓને સ્વતંત્રતા હોતી જ નથી કારણ કે સ્ત્રીઓ પરાધીન છે પ્રજાપતિએ પણ કહ્યુ છે કે **न हि स्वातन्त्र्यमर्हति** સ્ત્રી સ્વતંત્રપણાને યોગ્ય નથી

સ્ત્રીએ કહ્યુ હે બ્રાહ્મણ! મને કામ પીડે છે તો મારી ભક્તિ સામુ જુઓ, હે મુનિ! તમને અધર્મનો દોષ લાગશે નહિ કારણ કે તમે મને સામો આનંદ આપતા નથી

અષ્ટાવક્ર—પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનારા મનુષ્યને દોષો પોતાના તરફ ઘસડે છે નિરંકુશ સ્વચ્છંદી મનુષ્યો દોષ કરવા તરફ પાપાચારપ્રતિ ઘસડાય છે હું સદા ધૈર્યથી એ સર્વનો પરાભવ કરૂં છુ માટે હે સ્ત્રી! તું તારા પલંગમા જા

સ્ત્રી—હે બ્રાહ્મણ! હું તમને માથુ નમાવી પ્રણામ કરૂં છુ તમે મારા ઉપર કૃપા કરો, જો તમે પારકી સ્ત્રીની સાથે સમાગમ કરવામા દોષ જોતા હો તો હું પોતે તમારો સ્પર્શ કરૂં છુ તમે મારૂં પાણિગ્રહણ કરો જેથી તમને દોષ લાગશે નહિ હુ સ્વતંત્ર છુ અને આ રીતે પાણીગ્રહણ કરવાથી અધર્મ થાય તો તે અધર્મ મને લાગશે મારૂં મન તમારા વિશે પરોવાયુ છે અને હું સ્વતંત્ર છુ માટે તમે મને ભોગવો

અષ્ટાવક્ર—હે સ્ત્રી! તુ અહિ સ્વતંત્ર કેમ છે? તેનુ કારણ કહે ત્રણે લોકમા એવી-કોઇપણ સ્ત્રી નથી કે જે સ્વતંત્ર થવાને યોગ્ય હોય, શાસ્ત્રમા કહ્યુ છે કે

पिता रक्षति कौमारे, भर्ता रक्षति यौवने ।
पुत्राश्च स्थाविरे काले, नास्ति स्त्रीणां स्वतंत्रता ॥

કુંવારી અવસ્થામા પિતા કન્યાનુ રક્ષણ કરે છે, જુવાન અવસ્થામા ભર્તા—પતિ પોતાની સ્ત્રીનુ રક્ષણ કરે છે, અને વૃદ્ધાવસ્થામા પુત્રો માતાનુ રક્ષણ કરે છે સ્ત્રીઓને તો સ્વતંત્રતા જ હોતી નથી

સ્ત્રી—હે મુનિ! હું કુવારાવસ્થાથી જ બ્રહ્મચર્ય પાળુ છુ, હું કન્યા છુ તેમા સંદેહ નથી તમે મને તમારી પત્ની તરીકે ગ્રહણ કરો અને મારી શ્રદ્ધાનો નાશ ન કરો.

અષ્ટાવક્ર—વિચાર કરવા લાગ્યા કે મને જેમ કામ પીડે છે તેમ આ સ્ત્રીને પણ કામ પીડે છે હું તેને કામાતુર જોઉં છુ પણ જે વદાન્ય ઋષિની કન્યાનું મે માગુ કર્યુ છે, તેની પણ આની જ જીજ્ઞાસા હશે હું એક પતિવ્રત પાળનારો છુ કે પરસ્ત્રીલંપટ છુ તેની આ કસોટી કરવા મને તેમણે અહિ મોકલ્યો હોય તો પછી આ કર્મ મને વિઘ્નરૂપ થાય. હવે મારૂં કલ્યાણ શી રીતે થાય તેનો મારે વિચાર કરવો ઘટે છે આ કન્યા દિવ્ય આભરણો તથા દિવ્ય વસ્ત્રો પહેરીને મારી પાસે હાજર થઇ છે, પરંતુ આ કન્યાનું આ ઉત્તમરૂપ પૂર્વે શા માટે વૃદ્ધાવસ્થાથી હંકાયલું મને જણાયુ હતું! હમણા આ કન્યાનું આવુ રૂપ છે, પણ હવે પછી તેનું રૂપ કોણ જાણે કેવુએ થશે? હું શક્તિ અર્થાત કામને વશ કરવાનું મારૂં સામર્થ્ય કદી ગુમાવીશ નહિ ધૃતિ એટલે પ્રથમ પ્રાપ્ત થયેલી વસ્તુનો અસ્વીકાર, હું કદી કરીશ નહિ ધર્મનો ત્યાગ કરવાનું મને ગમતું નથી, પણ સત્યથી વસ્તુને ગ્રહણ કરીશ

અપૂર્ણ.

# मुमुक्षुओनुं कर्त्तव्य.

(શ્રીયુત ઇશ્વરભાઇ જીવાભાઇ પટેલ, )

મુમુક્ષુ પુરૂષે દાંપત્ય ધર્મવાળાઓનો સંગ ત્યજવો જોઇએ, અને ઇન્દ્રિયોને છુટી નહી મૂકવી જોઇએ તેણે એકાંતમાં રહી પરમાત્મામાં ચિત્તને જોડવું જોઇએ

કદાચ દાંપત્યધર્મવાળાનો સંગ કરવો હોય તો ઇશ્વર સંબંધી ધર્મ પાળનારા સાધુ જનનોજ કરવો અને જ્ઞાનના પ્રભાવવડે સત્ પુરૂષો કહે છે કે પોતાના મનનો પૃથ્વીમાં, પૃથ્વીનો જળમાં, જળનો તેજમાં, તેજનો વાયુમાં, વાયુનો આકાશમાં, આકાશનો અહંકારમાં, અને અહંકારનો મહત્તત્વમાં લય કરવો તે મહત્તત્વમાં વિષયાકારને જુદો પાડી શુદ્ધ રહેલા જ્ઞાન ભાગનું આત્મ સ્વરૂપથી ધ્યાન ધરી તે ધ્યાનરૂપ વૃત્તિથી અજ્ઞાનને બાળી નાખવું પછી મોક્ષાનંદના સુખરૂપ જ્ઞાનથી તે ધ્યાનરૂપ વૃત્તિનો પણ ત્યાગ કરી બંધનમાત્રથી મુક્ત થતાં પોતાનું સ્વરૂપ કે જે કોઇ પ્રકારે કહી શકાતું નથી અને જેમાં કોઇ પ્રકારનો તર્ક પણ ચાલતો નથી તેમાં જ સ્થિત થવું

આત્મા સિવાય બીજા પદાર્થોમાં વૈરાગ્ય અને નિર્ગુણ આત્મામાં દૃઢ પ્રીતી રાખવી એજ કલ્યાણનો ઉપાય છે સાંખ્ય વિચારવાળા શાસ્ત્રોમાં પણ એજ નિર્ણય છે

શ્રદ્ધા રાખવાથી-ધર્મ પાળવાથી જ્ઞાન સંબંધી નવા નવા વિષય જાણવાની ઇચ્છા રાખવાથી, બ્રહ્મજ્ઞાનના સાધનોમાં નિષ્ઠા રાખવાથી, યોગીઓની સેવાથી, ભગવત્ ગુણાનુવાદ નિત્ય સાંભળવાથી ધન અને કામનામાં લાગેલાઓની સાથે સમાગમથી ઇચ્છા મૂકી દેવાથી, ધન અને વિષયોનો વિકાર છોડી દેવાથી, એકાંત સ્થળમાં રહેવાની પ્રીતી રાખવાથી, પોતામાંજ સંતોષ રાખવાથી અને ભગવાનના ગુણોમાં દૃઢ નિષ્ટાવડે શ્રવણ કરતાં સંતોષ નહી રાખનારાથી અને વૃત્તિમાં શાંતિ વિગેરે શુભ ગુણોનું સંપાદન કરવાથી અને પોતાના વાસ્તવ હીતનો વિચાર કરવાથી અને નિષ્કામપણે યમ અને નિયમ પાળવાથી અને કોઇની પણ નિંદા નહીં કરવાથી અને યોગ ક્ષેમને માટે ઉદ્યોગ નહી કરવાથી અને સુખ દુઃખાદિ અવિકળપણે સહન કરવાની ટેવ પાડવાથી અને કાર્યથી કારણો પર્યંતના સર્વ પદાર્થોમાં વિરાગ ધરવાથી, નિર્ગુણ સ્વરૂપમાં પ્રેમ અનાયાસે થાય છે

શ્રીગુરુની સેવા કરવાથી પરમાત્મામાં સાચી પ્રીતિ થાય ત્યારે જ્ઞાન અને વૈરાગ્યના બળથી અવિદ્યા અને ક્લેશ-નિવૃત થતાં દૃશ્ય અને દૃષ્ટાનો ભેદ પણ નિવૃત થાય છે જેમ સ્વપ્નમાંથી જાગેલો સ્વપ્નના પદાર્થને જુએ નહી તેમ પોતાથી બહારના પદાર્થોને દેખે નહી દૃષ્ટા અને દૃશ્યનો ભેદ અંતઃકરણને લીધેજ દેખાય છે ધનના મોહથી મુમુક્ષુ વખણા મારતો નથી વિષયોનું આસક્તિથી સ્મરણ કરનારને વિષયો ખેંચી જાય છે અને મન બુદ્ધિમાંથી વિચાર કરવાની શક્તિને હરિ લે છે અને આગળ પાછળનું સ્મરણ જતું રહે છે અને સ્મરણ જતાં જ્ઞાન નાશ પામે છે એ પ્રમાણે થવા દીધું એટલે પોતાને હાથે જ પોતાનું બગડે

આત્મા ઉપરના પ્રેમને લીધેજ બીજું બધું પ્રિય લાગે છે ધન અને કામની તૃષ્ણા રાખવી એજ મનુષ્યોના સઘળા પુરૂષાર્થ નિહાળીને તૃષ્ણા રાખવાથી, શાસ્ત્રનું જ્ઞાન અને સ્વરૂપનો અનુભવ ભ્રષ્ટ થઇ જતાં સ્થાવરનો અવતાર આવે છે તિદ્ર સંસારરૂપ અંધકાર

માથી પાર પામવાને ઇચ્છનાર મુમુક્ષુએ સંગ તજવો કારણ કે સંગ એ ધર્મ, અર્થ મોક્ષાદિ પુરુષાર્થનો નાશ કરે છે

મોક્ષ સિવાયના ત્રણમા કાળનો ભય છે સૃષ્ટિમા ત્રણથી બ્રહ્મ પર્યંતના સર્વના મનોરથને કાળ તોડી નાખે છે તેથી કોઇને પણ સાચુ સુખ નથી

દેહ ઇન્દ્રિય–પ્રાણ બુદ્ધિ અને અહંકારથી વિંટાએલા સ્થાવર જંગમોમા અંતર્યામિરુપે પ્રત્યક્ષ અને દેશકાળ તથા વસ્તુના માપથી રહીત જે પ્રકાશે છે અને અંતર્વૃતિથી જે જણાય છે તે બ્રહ્મ હું છુ अहमब्रह्मास्मि--

मुमुक्षुणा की चरित विधेय । सत सगति निर्ममतेषु भक्ति ॥

મુમુક્ષુને સમસંગતિ અને મમતા રહીત ભક્તિવડે–તત્વ બોધ થાય છે

સ્થૂલ શરીર તથા બાહ્ય ઇન્દ્રિયોના સંબંધો બધા આગમાપાયી છે--પ્રમાણમા અંતરેન્દ્રિય જે દિવ્ય મનના કિરણોની ગુંથણીવડે રાખી શકીએ તો તે ચિરસ્થાઇ નિવડે પણ સત્ય ત્રિકાળ અબાધિત સંબંધ વા આપણા સર્વની પીડમા રહેનાર ઉત્તમ પુરુષ શુદ્ધ અદ પદાર્થ શિવને ઉલ્લેખી ચિંતન કરીએ તોજ જળવાય સામાન્ય જનો પ્રથમ તો સાચો માને છે વિચારકો દિવ્ય મનના સંબંધને માને છે બ્રહ્મનિષ્ઠો ત્રીજા જગદ્યોતિના સંબંધને જાણે છે સાચા અલિંગી તેજ છે

---

# ધર્મગુરુઓનું મહાત્મ્ય અને કર્તવ્ય.

(ગતાકથી ચાલુ)

( લેખક –લાલજી વીરેશ્વર જાની )

**ધર્મપુસ્તકોનું વાંચન --**

કેટલાક ધર્મપુસ્તકો જેવાકે શ્રીમદ્ભગવદ્ગીતા, શ્રીમદ્ભાગવત, રામાયણ, મહાભારત તથા પુરાણાદિ જેમાથી હવેલીઓ, મંદિરો કે દેવાલયોમા શિષ્યવર્ગને ઉપદેશ કરવામા આવતો હોય, તે ઉપદેશ કોઇ પણ ધર્મ સંપ્રદાયના મતમા તણાઇને પક્ષપાતથી ન થવો જોઇએ પરંતુ ભગવદ્વાક્ય જે ખરા અર્થમા હોય તેજ અર્થનોજ શ્રોતાઓને ઉપદેશ કરવો જોઇએ ધર્માચાર્યો આ ઉપદેશનુ કામ શાસ્ત્રીઓ કે કથાકારોને સોંપે છે અને પોતે જાતે ઘણેભાગે કરતા નથી અગર કરી શકતા નથી પરિણામ એ આવે છે કે કેટલીકવાર સ્વાર્થી ભટ્ટ, શ્રોતાઓનુ મન રંજન કરવા માટે કથા સાથે કેટલાક શૃંગારિક ટુચકા તથા અસભ્ય વાતોનું મેળવણ કરે છે, આથી ધર્મની વાત એક બાજુએ રહી અધર્મ ઉભો થાય છે પ્રભુકીર્તન, હરિકથા ઇત્યાદિ વિષય સાન્ત્વનાર્થે છે પરંતુ તેથી વિષયો જાગૃત થાય અને ઇંદ્રિયો ઉન્મત્ત બને તો પછી અધોગતિ ક્યા દૂર રહી ? માટે દેવ મંદિરોમા જે કથા કીર્તન થાય તે ખાસ કરી નીતિમય અને નિર્મળ જ્ઞાન આપનાર હોવા જોઇએ અને તેમ કરવા માટે સદ્ગુણી અને વિદ્વાન ધર્માચાર્યોએ પોતે જાતે જ સેવકોને સત્વર સારા ધર્મશાસ્ત્રોનો ઉપદેશ કરવો જોઇએ અથવા તેમ ન બની શકે તો ખાસ સદ્વર્તનશીલ શાસ્ત્રીઓદ્વારા નિષ્પક્ષપાત રીતે ધર્મશાસ્ત્રોનો ઉપદેશ કરાવવો ઘટે છે

**ધર્મમંદિરો --**

ધર્મ મંદિરોમા દર્શન વેળા સ્ત્રી પુરુષો બધા એકજ દ્વારથી દાખલ થઇ એકજ દ્વારથી ફરીને પાછા એકઠા નીકળે, એ ચાહવા લાયક નથી માટે સ્ત્રીપુરુષો બન્નેના જવા આવવાના માર્ગ જુદા રાખવા ઘટે છે

કેટલાક મહોત્સવ સભાએ દેવમદિરમા દર્શન કરતા કોઇ કોઇવાર બિચારા ભાવિક જનો પૈકી કોઇ બીકમા ચગદાઇ મરે છે આવુ ઘણીવાર આપણે વર્તમાનપત્રો દ્વારા વાચીએ છીએ આની અવ્યવસ્થા માટે ધર્માચાર્યો જોખમદાર છે તેઓએ આવા પ્રસંગે પૂર્ણ વ્યવસ્થા, બદોબસ્ત અને શાતિ રહે તેમ અગાઉથી તજવીજ રખાવવી જોઈએ આવુ વખતો વખત બને તો સપ્રદાય કે ધર્મ ઉપર લોકોની શ્રદ્ધા રહે નહિ

– ઉપસહાર –

૧ ધર્મ ગુરુઓના વર્તન ઉપર કોઇપણ દેશની પ્રજાના કલ્યાણ વા અકલ્યાણનો આધાર છે, માટે ધર્મગુરુઓ ખાસ સદ્ગુણ અને નીતિના પ્રત્યે નિરતર પૂજ્ય બુદ્ધિ રાખી તેમના સદુપદેશનું અનુકરણ કરી પોતાની કુટેવો દૂર કરી રહેણી કરણી સુધારવી જોઈએ

ज्ञानहीनो गुरुस्त्याज्यो मिथ्यावादी विडबकः ।

स्वविश्रान्तिं न जानाति परशान्तिं करोति किं ॥

"જ્ઞાનહીન, મિથ્યાવાદી અને દભી ગુરુનો ત્યાગ કરવો, એટલે કે તેવાને ગુરુ કરવો જ નહિ કારણકે જે પોતાની શાતિ ન જાણતો હોય તે બીજાને ( સેવકોને ) શાતિ કેવી રીતે આપી શકે ?"

નીતિ શાસ્ત્રના આ વાક્યથી સિદ્ધ થાય છે કે ધર્મગુરુઓ સદ્વિદ્યા સપન્ન, જ્ઞાનના ભડાર રૂપ, નિસ્પૃહ અને સત્યનિષ્ઠ હોવા જોઇએ

૨ ધર્માચાર્યોએ સેવકજનોને નિરતર ધર્મશાસ્ત્રોનો ઉપદેશ કર્યા કરવો જોઇએ

૩ ધર્માર્થ કામ અને મોક્ષની ઇચ્છા માટે સેવ્ય અને સેવક, બન્નેએ સદા મન વાણી અને શરીરથી પવિત્ર રહેવુ જોઇએ

૪ ભેટનુ દ્રવ્ય પોતાના સેવકોને અર્થે પણ સંકટને વખતે ધર્માચાર્યોએ વાપરવુ જોઇએ

૫ ધર્માચાર્યો તેમજ શિષ્યોએ બધા સંપ્રદાય જોડે પ્રેમથી અને કરુણાના ભાવથી વર્તવુ જોઇએ

૬ સદ્વર્તન-શીલ ધર્મ ગુરુઓ ઇશ્વરથી પણ અધિક છે કહ્યુ છે, કે **शिवे रुष्टे गुरुस्त्राता गुरौ रुष्टे न कश्चन ।** "જેના ઉપર શિવજી ગુસ્સે થાય તેનુ ગુરુ રક્ષણ કરે છે, પણ જેના ઉપર ગુરુ ગુસ્સે થાય તેનુ કોઇ પણ રક્ષણ કરે નહિ" આ વાક્યનો મર્મ એ છે કે ધર્મશીલ સદ્ગુરુઓ પોતાની સદ્ગુણના પ્રભાવથી દિવ્ય શક્તિ મેળવી શકે છે અને એજ શક્તિથી તે અખીલ વિશ્વને ઉદ્ધારી શકે છે

**इति शिवम ।**

---

# सद्गुरु सेवना

## ( શાર્દૂલવિક્રીડિત )

જે ટાળે નિજ શિષ્યના દુરિતને, સદ્બોધ આપે સદા,
જે ટાળે યમદૂતનો ભય અને સસારની આપદા,
તારે જે ભવપાર જ્ઞાન દઇને, સહારી અજ્ઞાનને,
વદુ વાર હજાર નિત્ય વિનયે, એવા ગુરુવર્યને

લાલજી વીરેશ્વર જાની

# ગ્રંથાવલોકન

**મહાન નેપોલિયન**—પ્રકાશક સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય તરફથી ભિક્ષુ અખડાનદ ગુટકા સાઇઝ પાન ૭૮૭ પાકુ પુઠુ મૂલ્ય રૂ ૩-૦-૦ આ પુસ્તક પ્રકાશક તરફથી અમને મળ્યુ છે ફ્રાન્સના મહાન દેશભક્ત નેપોલિયન બોનાપાર્ટનુ આ વિસ્તૃત જીવન ચરીત્ર છે તેમા અનેક આકર્ષક પ્રસગો, રસપ્રદ વર્ણનો, અને પુષ્કળ હકીકતો જાણવા ને વાચવા જેવી છે કલ્પિત નવલકથાઓ કરતાં આ પુસ્તક વાચવાથી ઘણુંજ જાણવાનુ મળે છે, આવા મહાન હિમતવાન નરના જીવનચરીત્રનુ દરેક બાળક, યુવાને અને વૃધ્ધે મનન કરવુ ઘટે છે આવુ દળદાર ઉપયોગી પુસ્તક પ્રગટ કરીને અને તેને નજીવી કીમતમા આપવાનુ સાહસ કરીને સ્વામીજી અખડાનદજીએ ગુર્જર પ્રજા ઉપર ઘણોજ ઉપકાર કર્યો છે એમ કહેવુ પડશે

**ગુજરાતી કેસરી**—આ નામનુ ગુજરાતી અઠવાડીક પત્ર મુબાઇથી નીકળવુ શરૂ થયું છે, તેના સપાદક રા ચદુલાલ નાનચદ શાહ ગીરગામ મુબાઈ છે

આ પેપર મરાઠીમા નીકળતા કેસરી પેપરની ઢબે કાઢવામા આવે છે તેમા સમાચારો ઉપરાત સ્વરાજ્ય વાદીઓના લેખો, વિજ્ઞાનના લેખો, ખાસ વાચવા જેવા આવે છે સપાદકની નોધ પણ સ્પષ્ટ આવે છે મરાઠી ઘણા લેખોના ભાષાતરો પણ આ પેપરમા હોય છે

આ નવી ઢબનુ નીકળેલુ પેપર પ્રજામા પ્રિય થઈ પડશે એમ અમારૂ માનવુ છે તેનુ વાર્ષિક લવાજમ રુ ૪-૦-૦ છે લાયબ્રેરીઓને રુ ૩-૮-૦ મા મળે છે

**નવચેતન** અને રગભૂમિ—કલકત્તાથી રા ચાપશી વિઠ્ઠલદાસ ઉદેશી તરફથી આ સચીત્ર માસીક બહાર પડે છે તેનુ વાર્ષિક લવાજમ રુ ૬-૦-૦ છે માસીક દળદાર અને વાચવા લાયક ઉપયોગી લેખોથી સુદર બને છે અનેક પ્રકારના વિજ્ઞાનના લેખો, રસીલી સચિત્ર વાતો, વિગેરે ઉપયોગી લેખો અને ચિત્રોવાળુ આ સુદર માસીક ગ્રાહક થનારને જ્ઞાન સાથે ગમ્મત અને આનંદ આપે છે

**શ્રી ઉપદેશ રત્નકોષ**—આ પુસ્તક તેના સંપાદક અને પ્રસિદ્ધ કર્તા રા હીરપાશકર મોતીરામ ભટ તરફથી મળ્યુ છે તેમા શ્રીજીનેશ્વરસૂરિકૃત ઉપદેશ રત્નકોષનો સમાવેશ કર્યો છે રા હીરપાશકર મોતીરામ ભટ તરફથી નીચે પ્રમાણે બીજા પણ પુસ્તકો મળ્યા છે

**આનદની વખાર**—અને સુખનો ભડાર પ્રસિદ્ધ કર્તા કસ્તુરચદ સુરચદ મારફતીયા ઉર્ફે આનંદ સાબરકાંઠા બોર્ડીગ હાઉસ, મમાદેવી પોસ્ટ પાઝળ મુબાઇ તેમા જુદા જુદા લેખકોના આનદને આપનાર ઉત્તમ લેખોનો ટુકમા સંગ્રહ છે પૃષ્ટ ૩૪ કીમત ૦-૨-૦ પુસ્તક ઉપયોગી છે

**આનંદનો સંદેશો**—સાચો આનદ, સ્ત્રીઓનો સુખમય સંસાર એ વિગેરે કેટલાક ચોપાનીયા પણ મળ્યા છે પુસ્તકો અને ચોપાનીયા ઉપદેશ આપનાર સાચા આનંદનો માર્ગ બતાવનાર જણાય છે

**ભારત ભૈષજ્ય રત્નાકર**—પ્રથમ ભાગ સગ્રહકર્તા રા નગીનદાસ છગનલાલ શાહ ઉંઝા ફાર્મસી, ઉંઝા આ પુસ્તક તેના સંગ્રહકર્ત્તા તરફથી અમને મળ્યુ છે પૃષ્ટ ૩૫૫ મૂલ્ય રુ ૪-૮-૦ આ પુસ્તકમા અકારાદિગણથી જુદા જુદા ગ્રથોમાથી મૂળ સંસ્કૃત અને તેની હિંદી ટીકામા ક્વાથો, ચૂર્ણો, ગુટિકા, ગુગળ, અવલેહ, પાક, ઘૃત, તેલ, આસવ અરિષ્ટ, લેપ, ધુપ, અંજન, રસો વિગેરેના પાઠો આપેલા છે જેમા અ અને ક અક્ષર ઉપરના નામવાળા ઔષધોના મૂળ ગ્રથના પાઠ અને તેની હિંદી ટીકા સાથે સમાવેશ છે પુસ્તક

વૈદ્યોને માટે ઉપયોગી છે પણ ભાષા હિંદી છે એટલે ગુજરાતી વૈદ્યો જેમને હિંદીનું જ્ઞાન હોય તેમને વધુ ઉપયોગી છે જેમને હિંદીનુ જ્ઞાન ન હોય તેમને માટે તો સંસ્કૃતનો હિંદી શબ્દ જડે અને હિંદીનુ ગુજરાતી જાણવા શબ્દકોષ જોવો પડે પણ હિંદી વૈદ્યોને આ પુસ્તક ઉપયોગી વધુ ગણી શકાય હવે પછીના ભાગમા પ્રકાશક જો હિંદી શબ્દોનો ગુજરાતીમા કોષ આપે અથવા હિન્દી તળે ગુજરાતી ભાષાંતર આપે તો તે ઘણું ઉપયોગી થાય એમ અમારૂ માનવુ છે એકંદરે આવા મોટા પુસ્તકનો સંગ્રહ કરવામા ભાઇ નગીનદાસે ઘણી મહેનત લીધેલી જણાય છે

આ પુસ્તકમા સંસ્કૃત શ્લોક, મા હિંદી અર્થ સુલભ થાય છે જ્યારે ગુજરાતીમા ટકણખાર થાય છે, હવે આવી રીતે આ પુસ્તકમા સંસ્કૃતનું હિંદી ભાષાંતર હોવાથી તેને માટે જો હિંદીનો ગુજરાતીમા કોષ અપાય તો અથવા હિંદી તળે ગુજરાતી ભાષાંતર અપાય તો પુસ્તક દરેક વૈદ્યને ઉપયોગી થાય એમ અમારૂ માનવુ છે આશા છે કે હવે પછીના ભાગમા તેવો કાંઇક ફેરફાર થશે.

---

## इच्छाशक्तिने वधारवाना सरळ उपायो.

શરીરના કોઇ પણ ભાગને વગર કારણે ન હલાવો ઘણા મનુષ્યોને હાથ પગ હલાવવાની, નખ મુખથી કરડવાની, ટેબલને ખટખટ કરવાની અને આવી જ કેટલીક ટેવો હોય છે આવી ટેવોને દુરથી જ નમસ્કાર કરો અને સ્હેલાઇથી શાંતિની સાથે કામ લીધા કરો

જ્યારે કદી બે મનુષ્ય વાતચીત કરતા હોય, ત્યારે વચમા ન બોલો જ્યારે તમારો અભિપ્રાય માગવામા આવે ત્યારે અવશ્ય આપો પરંતુ તમારા વિચારોની છાપ બીજા મનુષ્ય પર બેસાડવાના પ્રયત્ન ન કરો, કારણકે દરેક વ્યક્તિને પોતાના વિચારો સ્વતંત્ર રાખવાનો અધિકાર છે

ભય, શોક, ચિંતા અને ક્રોધને મનમા સ્થાન ન આપો, નહીં તો તમારી ઇચ્છાશક્તિ નિર્બળ બની જશે અને શરીરનો નાશ થશે

ગઇ ગુજરી વાતનુ સ્મરણ ન કરો તેને બિલકુલ ભુલી જાઓ વર્તમાન તમારા હાથમા છે અને ભવિષ્યને તમે જેવુ ઇચ્છશો તેવુ બનાવી શકશો

કોઇની પણ વૃથા નિંદા ન કરો નિંદા અને બદમાશીના વિચાર આવતાજ તેનામા ઉત્તમ સદ્ગુણો જોવાનો યત્ન કરો

રાત્રે સુતી વખતે સ્મરણ કરો કે એવી કઇ વસ્તુ છે જેના લીધે તમને સફળતા પ્રાપ્ત નથી થતી રાત્રે સુતી વખતે તેને શોધી કહાડો અને દૃઢ સંકલ્પ કરો કે હવેથી તમે તેને પાસે નહીં ફરકવા દો આ પ્રકારે ધીરે ધીરે અભ્યાસ કરવાથી તમે તેને નષ્ટ કરી શકશો

હમેશા વાયદા થોડા કરો અને તેમને પુર્ણ કરવાનો પ્રયત્ન કરો જો તમે કોઇ કાર્ય કરવાને અસમર્થ હો તો મુખથી સમર્થ હોવાનો દાવો ન કરો મુખથી કોઇ વાત નીકળી જાય તો તેને પૂર્ણ અવશ્ય કરો " મનુષ્ય જેવો વિચાર કરે છે તેવોજ બની જાય છે " આને બરાબર મનમા ગોઠવી રાખો

સવારે ઉઠવાની સાથે પલંગ પરજ પાંચ મીનિટ સુધી અને રાત્રે સુતી વખતે આ ભાવના કરો.

મ્હારી ઇચ્છાશક્તિ બળવાન છે, બળવાન છે બળવાન ઇચ્છાશક્તિપર કોઇ અધિકાર નથી બેસાડી શકતું

હું દરેક કાર્ય કરી શકુ છુ અને અવશ્ય કરીશ ×

---

× કલ્પવૃક્ષમા આવેલા હિંદી લેખ પરથી

# નવલકિશોર અને નિર્મળા

( અનુસંધાન ગતાંકથી )

( રા. ગૌરીશંકર મોતીરામ ભટ બી. એ. )

મને આવડી તેવી ભાષામાં મે તને પત્ર લખ્યો છે. અતિવેક થયો હોય તો મારી શાક છુ કેમો —

' ભાષાને શું વળગે ભુર, જે રણમાં જીતે તે સુર
સંસ્કૃત બોલ્યાથી શુ થયું. શું પ્રાકૃતથી નાશી ગયું
બાવનનો સઘળો વિસ્તાર, અખા ત્રેપન મો પાર '

પહેલાં તો માબાપ આગાઓ માટે સ્વયંવર રચતાં, જેમો —

' સીતા સ્વયંવર રચીયોરે, રાયે મંડપ રચીયો,
જનક પાસે આરી જાનકી ઉભાં, ધનુષને પુષ્પે વધાવ્યુ રે, રાયે મંડપ રચીયો,
અનુપમ રૂપ નીહાળીને કન્યા, રાયે લીધી છે પ્રતિજ્ઞા રે રાયે, મંડપ રચીયો.
× × × ×
આજ્ઞા વિના કાંઇ કામ ન થાયે, સેવા તણું ફળ જાયે રે, રાયે મંડપ રચીયો,
* * * *
ગુરૂ વચન સુણી રામજી, કહ્યું આગીને લાગ્યા છે ચરણે રે, રાયે મંડપ રચીયો '

વળી માલણને કહે છે કે —

જેવી તારી હોય ચતુરાઇ તેવી કરજે તની સરસાઇ
કાંઇ બાકી ન રાખીશ બાઇ, માલણ ગૂથી લાવ ગુણીયલ ગજરો,
એવી કરજે કારીગરી એમાં, જુક્તિ હોય જેવા જેવી જેમાં
મોહ પામે મુનિવર તેમાં માલણ ગૂથી લાવ ગુણીયલ ગજરો

શ્રી કૃષ્ણમાં સયમ કાંઇ ઓછો ન હતો. બ્રહ્માનંદ કહે છે કે —

ગયે જબ છોડ ગોકુલકો નહી ફિર લોટ કર આયે
સખી રોતી રહી મનમે કિનારા હો તો એસા હો
* * * *
ઉતારી ભાર ભૂમિકા, સિધાયે ધામ અપને કો
વો બ્રહ્માનંદ દુનિયાસે, નિયારા હો તો એસા હો

બ્રહ્મચર્યનો પ્રતાપ કઇ ઓછો નથી, કહ્યું છે કે —

મહિમા એનો મુખે કહ્યો કેમ જાય—મહિમા૦
મોક્ષ માર્ગની યાત્રા સાચી જીંદગીની સચવાય
કલ્યાણ પામવાનો મર્મ ન જાણે, પ્રાણી બધાં અટવાય—મહિમા૦
વસતમાં ખિલતા જે પુષ્પો ગ્રીષ્મ મહીં કરમાય
એની એ વળી ગ્રીષ્મ વસતો, આવે ને વહી જાય—મહિમા૦
જાણ્યા છતાં પણ રહે અજાણ્યાં, તેને શું કહેવાય
અણસમજુને શુ સમજાવે, સમજે સહેજું જણાય—મહિમા૦

હાલ તો એજ વિશેષ હવે પછી

લી૦ નવલના ૬ડીત.

## પ્રકરણ ૭ મું.

### જેમાં નવલ ઉપર વધુ આફતો આવે છે.

"મંછા બ્હેન આમ આવો તો ?"
"કેમ નાનુભાઇ, શું કામમાં રોકાયા છો ?"
"કંઇ નહિ, એ તો અમસ્તુ, આ કાગળ જરા વાંચો તો,"
મંછાએ કાગળ લીધો વાંચ્યો અને જમીન ઉપર ધ્યાન મુદ્રાથી ફેંક્યો

મંછા એ નિર્મળાની નિકટની સખી હતી સખીના ઉત્કર્ષમાં તેનો પણ ઉત્કર્ષ હતો તેના સુખે સુખી અને તેના દુખે દુખી હતી.
"તેમાં તો પતિનાઇનો પાર નથી કાં ?"
નાનુ જરાક હસ્યો

મંછાએ આગળ ચલાવ્યું "અમારૂં કામ તો નડ ને ફડ' ઐગણો આણી પતિનાઇમાં ઉતરે એમનું કરી દેવું હતું ને કે "નિર્મળા બીજાને અપાઇ" પણ એટલામાં તો કેવા કાચો ને ભાવના સૃષ્ટિ રજુ કરે છે ?" નાનુએ ઉત્તર ન આપ્યો, મંછા તેના કામે વળગી.

નાનુ મુંબઇ આવ્યો ત્યારે તેની સાથે કંઇ પણ લાવ્યો ન હતો. આજકાલની લોહી ચૂસનારી કેળવણીની પ્રથાથી તે કંટાળ્યો હતો. જ્યારે તે અમદાવાદમાં હાઇસ્કુલમાં અભ્યાસ કરતો ત્યારે તેની શેખાઇનો પાર ન હતો. કોટ, પાટલુન, હેટ, નેકટાઇન વગર તેને ચાલતું નહતું. જ્યારે જ્યારે નિશાળો વચ્ચે કપ મેચો રમાતી, ત્યારે નાનુનું નામ મોખરે આવતું. કેટલી કલબોમાં, કેટલા સમાજોમાં, કેટલી રમતોમાં ભાગ લઇ તેણે ઉજ્જવળ કીર્તિ સંપાદન કરી હતી, તે મેટ્રીકમાં પ્રથમ વર્ષે નપાસ થવાથી ધોવાઇ ગઇ હતી. તેના માબાપ ગુજરી ગયા હતા. ટ્રસ્ટીઓએ તેને કહી મૂક્યું હતું કે જો એક સાલ નપાસ થઇશ તો તને ફુટી બદામ સરખી નહિ આપીએ. "ભાવતું હતું ને વૈદે કહ્યું" તે બીચારો નપાસ થયો ને તેજ વરસે તેને મુંબઇમાં નોકરી લેવી પડેલી. પરંતુ તેનો સ્વભાવ આગળ વધવાનો હોવાથી તેણે નોકરીને તિલાંજલી આપીને વેપારની એક મહાન પેઢી મુંબઇમાં ખોલી હતી. ને તેમાંથી તે બે પૈસા કમાતો હતો. નવલની સાથે તેને ગાઢ દોસ્તી હતી.

સામેના ઓરડામાંથી કોઇ આવતું હોય તેમ જણાયું. નાનુ જેમ ઉંઘમાંથી જાગ્યો હોય તેમ આસપાસ જોવા લાગ્યો. કોઇ ત્યાં ધીમે પગલે આવતું હતું. આવનારનું શરીર જરાક ભારે હોવાથી જેમ ગુડ્સ ટ્રેઇન ફુંફાડા મારતી જતી હોય તેમ તે આવનાર માણસ નાનુ પાસે આવીને ઉભો રહ્યો.

"કેમ મગીભાઇ, કેમ મજા ?"

" પણ કહે છે ને નિર્મળા કઇક જતી ા ગ્ડી હતી ? તે આવી ક્યારે, ને વિવાહ તૂટયા ક્યારે ? "

" જા બધુ તો નથી કહેતો એ વાત તો બહુ છાની છે "

" પણ મારી આગળ શુ છાનું રાખો છો ? "

" તો હું છાનુ નથી રાખતો ? "

' ના ' નાનુએ ઉત્તર આપ્યો

" સાભળ ત્યારે નવલના બાપ હમણા મરી ગયા તેની નોકરી સ્હેજ કસુર માટે ગઈ તેના વતનના લોકો તમામ મિલ્કત પડાવી બેઠા તેના તમામ સગા નિર્બળ ને સ્વાર્થી છે નિર્મળા ગુમ થયાની વાત જાણતા નવલનોય પત્તો નથી છતા નિર્મળા તો ઘેર આવી પણ તેના માબાપે તેને પરણાવી દેવા ઉતાવળ કરી "

" તો બિચારા નવલનું શુ ? "

" શુ તે મેરમેરયા ગાડો થઇ જાયે ખરો. જો સાલુ થઇ જાય ને સરસ્વતીચદ્ર માફક બાવાઓના ઝુડમાં રહે તો કુસુદ મળે ને દહાડા વીતે હવે કઈ બીજી છે ? "

" સરલા " નાનુએ ઉમેરવા જેટલી ધૃષ્ટતા કરી

" પણ તે કઇ સરસ્વતીચદ્રમા ગણાયેલી કુસુમ છે ? તેણે ક્યા તપ કર્યાં છે ? "

" મણીભાઈ તમે મુબઇ ક્યારે આવ્યા ? "

" તારે તેનું કઇ કામ છે ? વાત ઉડાવે છે કે શુ અલ્યા ? "

" ના ના હુ તો સ્હેજ પૂછુ છુ "

" જો બધા વડોદરા કૉલેજમા હતા ત્યારે મઝા ઉડાવતા સાજ સવાર બ્રાહ્મણ રાખી શીરોપુરી ઉડાવતા કોકો દર કલાકે થતો નાટકો જોવાતા, હૉટેલો પાવન થતી ને ચીરુટો ઉ . ડતી "

" તેથી જ બરોડા કૉલેજમા ચીરુટ કલબ નામ પાડ્યુ હશે ? "

" ગમે તેમ હોય, પણ ત્ર ફીરટે સુરતથી ધારીએ આવતી મહારાજને તો વઢીને ખુશામત કરીને પાણી પાણી કરી નાખતા ને નવલની લાંબી ચોટલી ને અબોટીયાની ગમ્મત આવતી "

' શી ? "

" તરભાણું આચમની લઇ તે સધ્યા કરવા તેની રુમમા બેસતો ત્યારે તેની ચોટલી ટેબલને પાયે બાધી દેતા પણ તેને ખબર જ શાની પડવા દઇએ ? "

" પછી "

" પછી શુ ? તેની આચમની ખુચાવી લઇએ, તરભાણું ઉપાડી લઈએ ઇત્યાદિ ઇત્યાદિ "

" પછી ? "

" પછી તે સાલ્લા જેવુ ગતું કઇ પહેરીને બધાની સાથે જમવા બેસે તો તેના ભાણામાં ભડ દઈને રોટલી કે લાડુ ફેકીયે ? "

" તો તે નાગજ ન થાય ? " નાનુએ પૂછ્યુ

" થાય કે ન થાય, એનું બધા આગળ ચાલે શુ ? "

"પણ તમે તો પરાક્રમ કરતા કરતા હજી પ્રીવીયસમા છો ને નાવ તો એમ એ થયો"

"અરે તે એમ એ છોને થાય તેથી અમારે શુ? બહુ જેટલી મઝા દઈ તેને પડી હશે? પણ અચ્યા નાનુ, પેલા કુંજનુ શુ?"

"ક્યો?"

'નિર્મળાએ આપ્યો હતો તે વળી? શુ તુ ભૂલી ગયો કે જ્યારે નવલ માંદો હતો ને પાણી ન મળતુ ત્યારે નિર્મળાએ તેને પાણી પાયુ હતુ ને તેણે સ્મરણ ચિન્હ માટે રાખી મૂક્યો હતો તે"

"કુંજને જોરો, ને નિર્મળાને સંભાળો, આ મિથ્યા જગતમા કુંજ કે નિર્મળાનો શો હિસાબ!' નાનુએ દઢ જવાબ આપ્યો

'પણ અચ્યા નાનુ, કહે છે કે નવલના બાપા ગુજરી ગયા એ બિચારો બહુ દુખી થયો હશે' એની નોકરીએ ગઇ એ ક્યા ગયો હશે?"

નાનુ દઢ વિચારમા પડ્યો હોય તેવો દેખાયો

---

## પ્રકરણ ૮ મું.

---

"ખરૂં છે, મણીભાઇ, દક્ષણી લોકોમા જાડી સાડી અને ઓઢવાની શાલ હાલ ફેશન ગણાય છે. પોતાનું જીવન કેવળ સંસ્કારી બનાવવું તે તે સારી પેઠે સમજે છે"

એમ વાતો કરતા કરતા બન્નેય ચોપાટીના દરીઆની એક કિનારી પાસે આવ્યા દરીયાના મોજાની એક મોટી ઝાપટ કિનારાની ભીંત ઉપર વાગતા પુષ્કળ છાંટા ઉડયા ને ત્યા હવા ખાવા બેઠેલા પારસી પતિપત્નીી પલળ્યા એક રહેજ કપડા બગડે એટલામા તો તે એડીટર વિરુદ્ધની વાત ' તેથી તે બન્ને બિચારા ખૂબ શરમાયા ને ઘર તરફ ચાલવા માડ્યું

નવલને બહુ ખરાબ સંજોગોમા મુબઇ નોકરી લેવી પડી. તેનો એ પત્ર તેણે એક સગા ઉપર લખી કહાડયો —

—બિલ્ડીગ

પ્રિય રાજચંદ, મુબાઇ તા૦

મારા પ્રથમ પત્રનો પ્રત્યુત્તર નથી તેથી શકા થાય છે કે તે તમને નહિ મળ્યો હોય, હુ મારા ઠગવ પ્રમાણે અહીં નોકરીમા જોડાયો છુ તે ભાઇ ક—ની મદદથી રુમ મળી શકશે સ્થળ સંકોચ, ત દુરસ્તી અને મકાનની મોઘવારી જોતા શહેરની બહાર રહેવુ ઉચિત લાગે છે તમે પણ રજાઓમા અહીં આવશો તો આનંદ પડશે

ત્યાની પ્રવૃત્તિ, મિત્રમંડળ અને આપણો સહવાસ મૂકી અહીંની નવિન રચના રચની એ પથમ તો ઘણુંજ મુશ્કેલ લાગે છે માત્ર પ્રભુની પ્રેરણા હશે તેમ ખરૂં, એમ માનીને સંતોષ માનવો રહ્યો

કેવળ જડ મનુષ્યોમા પણ મુસાફરી કરવાથી અમુક લાગણીઓનો ઉદ્દભવ થાય છે મારા સત્તર દહાડાના અહીંના અવલોકનમા અહીંની લાગણીઓ વાદળીની માફક આવે છે ને જાય છે

ચાલીમા માત્ર એક જ નળ છે તે પણ સવારના ૪ થી ૭ સુધી ખુલ્લો રહે છ જ્યારથી નળ ઉઘડે છે ત્યારથી તે ઉપર આખી ચાલીના ૧૫૦–૨૦૦ માણસોનો મારો શરૂ થાય છે એટલે ૧૦–૧૫ માણસ તો નળ પાસે ઉભા જ હોય ચાલીનો સ્ત્રી વર્ગ પણ તેજ નળે ન્હાય છે તેમા કોઇ કોઇ તો વધારે વખત નળ આગળ રોકાઇ બીજાને પણ ખોટી કરી મૂકે છે, દુર્ગંધ, પવન સિવાય ઉકળાટ અને રુમમા એટલું અધારૂં ને વખતનો વ્યય હોય છે કે તે માટે જેટલું કહેવાય તેટલું ઓછુ

અહીંના વેપારી કુટુંબોમા અજ્ઞાનતા અને વહેમ વિશેષ છે હાલ તો એજ

લી૦ નવલના પ્રણીત.

ઉપરના પત્રથી વાચકે જોયુ હશે કે નવલની મુબઇમા શી સ્થિતિ હશે વળી તેણે એક બીજે ઠેકાણે લખ્યુ છે કે —

"આપણા દુખ બીજાના દુખ સાથે સરખાવતા તે ઉડી જાય છે ને સુખની ભાવના આવે છે ભાઇ શેલત બી એ મા પાસ થયા પછી જુજ પગારથી અત્રે નોકરીમા રહ્યા છે અમદાવાદ જઇને પોતાનો સરસામાન લઇ આવ્યા છે લોજમા રુ ત્રીસ ભરીને જમે છે મુબાઇ ટાઇમ પ્રમાણે સવારના ૧૦ થી સાજના ૬ સુધી કામ કરવુ પડે છે વચ્ચે જરા પણ ફુરસદ આપવામા આવતી નથી, શરીરે ગુમડા નીકળે છે તેમના સગા સહોદર તરફથી પાછા જતા રહેવાના પત્રો આવે છે ઓફીસમા યત્રવત્ કામ હોય છે બહુ બુદ્ધિનું કામ હોતું નથી ડેરી કપનીમા કામ કરતા હોવાથી તેમા ભવિષ્ય ઉઘડવાનો લાભ હોતો નથી. એક માસ આખરે શુ બચી શકે ? શરીર, મન અને નીતિની ભ્રષ્ટતા છે.

"ભાઇ ત્રિવેદીની સ્થિતિ શેલત કરતાં કંઇક સારી છે તેમને હવા ઉજાશવાળુ મકાન, ઉન્હુ પાણી અને ન્હા મળે છે મુંબઇમાં રૂ ૧૫૦ ) મળતા હોય તો જ દૂધ લઇ શકાય. એમ ભાઈ શેલતનો અનુભવ છે, ભાઇ ત્રિવેદી દિવસમાં એક વખત લોજમા જમવા જાય છે દરરોજનો રુ દોઢ ખર્ચ આવે છે એમને અહીંથી પ્રથમ મગ્રહણીનુ દરદ લાગુ પડેલુ તેમના ભાઇને મ્હોં ઉપર ઘોથર ચડી જવાથી તેમને એમના વતન જવુ પડ્યું તેમના સાળા નાની ઉમ્મરે ગુજરી ગયા મુબઇમા જ્યા ને ત્યા માદગી નજરે પડે છે, જ્યાંને ત્યા અકસ્માત નજરે પડે છે જ્યાં ને ત્યાં અસત્ય, અભિમાન, ક્રોધ અને વ્યભિચાર જણાય છે સયમ કે સ્વાર્થ ત્યાગ તો છે જ નહિ માદાઇ કે સરળતા જોવામા જ ન આવે. એવુ આ સ્થળ સૌ યત્રવંત્ ને પશુવત્ જીવન ગાળે છે શેઠીઆ ગરીબને દબાવે છે ને ગરીબ મધ્યમ વર્ગને દબાવે છે ઓછો પગાર આપીને વધુ કામ લેવામા પાપ છે તેમ એ સમજતા નથી મધ્યમ વર્ગને આબરૂ ને અર્થનોધને લીધે નોકરી માટે જ્યા ને ત્યા રખડવુ પડે છે જ્યા ને ત્યા તેમનો અનાદર થાય છે જ્યા સુખ છે ત્યા સપૂર્ણ સુખ છે, જ્યા દુખ છે ત્યા સપૂર્ણ દુખ છે "

અલબેલી મુબાઇ ! તારી તો બલિહારી છે

બિચારો નવલ ! એના ઉપર પ્રેમનો પ્રથમજ પ્રહાર હતો એનુ મગજ પત્રિકાથી ફરી ગયુ નિર્મળાને માત પિતાના બળાત્કારથી કઈ રીતે છોડાવુ એ વિચાર તેના મગજમા ઘૂમવા લાગ્યા તેના કુમળા હૃદયમા અનેક લાગણીઓના અનેક વાદળો ચઢી આવ્યા ગુસ્સાના આવેશમા તેના ભવા ચડવા લાગ્યા એક આરામખુરશી ઉપર બેસી ગયો અને જડ થયેલા મનમાથી તમામ વિચારો નિકળી ગયા થોડીક વારે લાગણીની વાદળીઓ વીખરવા લાગી આસપાસ જોયુ તો પોતે ક્યા બેઠો છે તેનુ ભાન આવ્યુ બહાર ફરવા જવાનુ માંડી વાળ્યુ આસપાસની ભીતો ઉપર જોતા અનેક ચિત્રો કલ્પનામાથી નીકળવા લાગ્યા નિર્મળા જાણે પોતાની સામે આવતી હોય તેમ જણાઈ તેના કાનમા કંઇક શબ્દો આવવા લાગ્યા

" પવન પ્રિય કહે જે પ્રિયાને, પ્રિત બધી ભૂલી જ જે
કહ્યુ જે પૂર્વે મે, અફળ તે આજ થશે પવન–
સ્નેહ થકી મળીઆ મદિરે, મળીઆ ન મળીઆ માન હવે, પવન–
પર સુખ કાજે પ્રાણ તજુ આ, દેવી દીન ગણી ક્ષમજે પવન–"

વળી તે લવવા લાગ્યો " અરે રામ, મને વળી આ ભ્રમ ક્યાથી થયો ? અત્યારે આમ શોક કરવાનો સમય છે ? ચગડોળે ચઢેલા મુર્ખ ચિત્ત હવે સ્થિર થઇ જા, ઇશ્વર, તું મને મ્હાય થા, વળી નિર્મળા દેખાઇ, જાણે નીચેના બોલ લવતી જણાઇ

' નિર્મળા નવ કરશો ઉચાટ, વ્હેલા આવશુ રે—" વળી જાણે ગરબા ગાતી હોય તેમ જણાઇ

" મારી વ્હાલી બ્હેન છે બહુ છોટી જો,
અચકો મચકો કારેલી '

વળી —

" સરવે તજીને નળ જાય છે વને
સાથે લીધુ છે વસ્ત્ર એક જો
સરવે તજીને નળ જાય છે વને

નિર્મળાના વિચારની વિમાસણમા કેટલો વખત થયો તેનુ ભાન ન રહ્યુ ખખડાટ થતા નવલ ઉંઘમાથી જાગી ઉઠયો આસપાસ જોતા નવલ ન જણાઇ

"કેમ અલ્યા ? અત્યારેય ઉંઘે છે કે શુ ? તુ તો બહુ જબરો છે હો ? હૂ હવે તને નવલ કહીને નહિ બોલાવુ નવલભાઇ કહીશ હો !"

આસપાસ જોતા નવલ ચમકયો તે ઉત્તર આપી ન શકયો

"કેમ બોલતા નથી, નવલભાઇ ?"

"કોણ મણીભાઇ ?"

"હા, શુ હહાડેય ઉંઘવાનો ધંધો ?"

"ના એ તો સ્હેજ આરામ લેતો હતો" બોલતા બોલતા નવલે પત્રિકા ગજવામા મૂકી.

"એ શુ હતુ તે ? કોનો કાગળ આવ્યો છે ? હવે નિર્મળાનો કાગળ આવવાની આશા ન રાખતો હવે તો તારે ન ભૂલાય તેવુયે ભુલવાનો ધંધો શોધી કહાડવો પડશે પછી તેમા ખોટ જાય કે નફો રહે તેમા મારે શુ ? તુ જાણે ને તારો ધંધો જાણે"

મણીલાલ તેના બાપનો એકનો એક વૃદ્ધાવસ્થાનો વસ્તાર હોવાથી તેના બાપની તેના ઉપર બહુ પ્રીતિ હતી નોકરીમાથી કટાળી પરવારી બેઠા હોય ત્યારે મણીલાલને બોલાવી તેની સાથે વાર્તા વિનોદ કરતા તેના ખાવાપીવામા, પહેરવા ઓઢવામા, હરવા ફરવામા ડોસા જાતેજ કાળજી રાખતા અને જાણે તેના એક સેવક હોય તેવા થઇ રહેતા તેના પરિણામે મણીલાલને હુકમ કરવાની ટેવ પડી ગઇ દૈનિક જીવનમા તે સ્વચ્છંદી થયો અને ભણવા ગણવાનુ નેવે મૂકી આ જીવન મોજમઝા માટેજ નિરમ્યુ છે એમ માનવા લાગ્યો દરરોજ નવા નવા કપડા, નવા નવા ઘરેણા તથા વસ્તુઓ લેવા લાગ્યો બાપ પોતે ખાતો પીતો હોવાથી તેને કોઇ પ્રકારની મણા રહી નહિ.

અધુરામા પુરી તેની માની ઉમર નાની હોવાથી ને સ્વભાવે કોડીલી હોવાથી તેના કોડ પુરા કરવા માટે "મણીલાલનુ માગુ ક્યારે આવે ને હુ વિવાહ કરી દઉ" એ માટે ટાંપીને બેસી રહ્યા હતા એટલામા કોઇએ પુછાવ્યુ ને પછી આભ ને ધરતીને શાનુ છેટુ હોય?

"અલ્યા, આળસુની પેઠે પડયો પાથર્યો શાને રહે છે ? હવે ઉઠ તો ખરો જો બહાર લોકો કેવુ કેવુ કામ કરે છે ? તારે કઇ કામ છે કે નથી ?"

"છેસ્તો"

"ત્યારે આળસમા કેમ પડી રહે છે ?"

"મણીલાલ, વિચારમય જીવન તેવુ જ હોય છે કેટલાક ભેજા એવા હલકા હોય છે કે માત્ર આનદની ને ટોળની જ વાત ગમે તેવી વાત પણ મસ્કરીમા ઉડાવે"

"અલ્યા, તુ મને કવા ગણે છે ?"

"તારા જેવો,"

"હત્તારીની હુ તારા જેવો ક્યાંથી થયો ? તુ તો ભારી ને હૂ હલકા ફુલ જેવો કેમ ખરૂ કે નહિ ?"

મણીલાલ સીટી વગાડતો ને પગ પછાડતો તથા મોટીના ટકોરા મારતો રુમની બહાર ગયો. નવલ પાછો વિચારમાં ગૂંથાયો એ બારી, એ ખોખારો, એ હાથ અને એ પત્રિકા ઉપર તેને વિચાર આવવા લાગ્યા પત્રિકા અનેકવાર જોઇ, વાંચી, છાતી સરસી ચાપી ને વળી વિચારમા પડયો તેનો દરેક શબ્દ નવલના મગજમા રમવા લાગ્યો અપૂર્ણ

# वर्णाश्रम धर्मनुं पालन

મનુષ્ય માત્રે વર્ણાશ્રમની મર્યાદા પાળવી જોઇએ આજકાલ વર્ણાશ્રમ ધર્મને ન માનવાનો ઉપદેશ ઘણે સ્થળે અપાય છે પણ વર્ણાશ્રમ ન પાળનાર જરૂર ધર્મભ્રષ્ટ થાય છે, અને તે આ જન્મે તેમ પરજન્મે દુખી થાય છે મનુષ્ય જન્મ ધરી નીતિથી વર્તવુ, પોતાનુ અને પરનુ શ્રેય ઇચ્છવુ, ધર્મને ધારણ કરવો, અને ઇશ્વરના સ્વરુપને ઓળખવા પ્રયત્ન કરવો ઘટે છે

અત્યારે અત્યજોનો સ્પર્શ કરવાનો ઉપદેશ અપાય છે, પ્રથમ સ્પર્શની વાત હતી, હવે અત્યજોને દેવમદિરોમા પેસવા દેવા માટે આગ્રહ થાય છે, અને આવો આગ્રહ કરનારા જાતે તો અત્યજોનુ ખાવા પીવાનો પણ બાધ ગણતા નથી જેમની સાથે અત્યત સબધ થઇ જાય તેમના ગુણો આપણામા ઉતરી આવે એ સભવિત છે

ધર્મભ્રસ્ટતાજ મનુષ્યના પતનનુ મુખ્ય કારણ છે જ્યા ધર્મ છે ત્યાજ ઉન્નતિ છે જ્યા ધર્મનો ત્યાગ ત્યા અવનતિ છે આપણે સ્વરાજ્ય મેળવવુ પણ તે ધર્મથી, ધર્મનો ત્યાગ કરવાથી જો સ્વરાજ્ય મળે તો તે નકામુ સમજવુ જે માણસો પોતપોતાના વર્ણાશ્રમ ધર્મને પાળનાર છે તેજ પોતાની ઉન્નતિ કરી શકે છે

મનુષ્યને આ જન્મ પૂર્વજન્મના કરેલાં કર્મના ફળ રૂપે મળે છે એ વાતતો હવે બધા માનવા લાગ્યા છે બ્રાહ્મણ અને શુદ્ર બન્ને સરખા છે એમ મનાવવાનો પ્રયત્ન થાય છે પણ બ્રાહ્મણને તેના ગત જન્મના ઉત્તમ કર્મના ફળ રૂપે આ ઉત્તમ જન્મ મળ્યો હોય છે, જ્યારે શુદ્રને ગત જન્મના અશુભ કર્મના ફળ રુપે આ જન્મ મળેલો હોય છે એ કર્મના ફળ ઇશ્વર સત્તાએ મળે છે તેમા સ્વ પ્રયત્ને ફેરફાર થઇ શકે, પણ આ જન્મનો શુદ્ર આ જન્મમા બ્રાહ્મણ ન થઇ શકે તે આ જન્મમા પોતાનો વર્ણાશ્રમ ધર્મ ઉત્તમ પ્રકારે પાળે તો તેને આવતો જન્મ ઉત્તમ મળે એ સંભવિત છે મનુષ્યમા આ ભેદ તેના કર્મથી છે એ ભેદને ટાળવા જેટલો પ્રયત્ન થાય છે તે મનુષ્યની દુષ્ટ બુદ્ધિથી થાય છે તેમા તો ઇશ્વર જ ફેરફાર કરી શકે છે

બ્રાહ્મણ પાસે શુદ્રનુ કામ કરાવવુ અથવા અત્યજનુ કામ કરાવવુ અને શુદ્રને વેદ ભણાવી બ્રાહ્મણ બનાવી દેવો એવું વર્ણશકરપણું કરવા ઇચ્છનાર પોતાના પ્રયત્નમા ફાવી શકે નહિ, પણ તે પોતે પતિત થઇ બીજાની અવનતિજ કરે છે

આ સબધમા એક આખ્યાયિકા શાસ્ત્રમા આપેલી છે પૂર્વે હિમાલયની પડોશમા એક પવિત્ર આશ્રમ હતો ત્યા દયાળુ તપસ્વીઓનો નિવાસ હતો આ આશ્રમમા એક વખતે એક દયાળુ શુદ્ર ઉત્સાહથી આવ્યો તેણે તેજસ્વી મુનિઓને અનેક પ્રકારની દિક્ષા લઇ તેમ કરતા જોયા તેથી તે અત્યત પ્રસન્ન થયો ને બ્રાહ્મણ તપસ્વીઓને તપ કરતા જોઇ તેને પણ તપ કરવાની ઇચ્છા થઇ, જેથી તેણે તે આશ્રમના આચાર્યને પગે પડી, પોતાની ઇચ્છા દર્શાવી, અને કહ્યુ કે હે ગુરુ ! આપ મને ધર્મનો ઉપદેશ આપો હું મારા શુદ્રના કર્મનો ત્યાગ કરી બ્રાહ્મણનો ધર્મ પાળવા ઇચ્છુ છુ હું ચારે વર્ણોમા ઉતરતા વર્ણ શુદ્રજાતિનો છુ આપની સેવા કરવાની ઇચ્છાથી હું આપને શરણે આવ્યો છુ માટે મારા ઉપર પ્રસન્ન થાઓ

આચાર્યે આ સાભળી કહ્યુ–આ આશ્રમમા સંન્યાસીનો વેશ ધારણ કરીને શુદ્ર રહી

શકે નહિ, કારણ કે તું શુદ્ર છે અને તને મંન્યાસનો અધિકાર નથી માટે તારી મરજી હોય તો તું આ આશ્રમમાં રહી સેવાસુશ્રુષા કરવાની બુદ્ધિવાળો થા સેવા કરવાથી તને ઉત્તમ લોકની પ્રાપ્તિ થશે

આ સાભળી પેલો શુદ્ર વિચારમાં પડી ગયો કે હવે મારે શું કરવુ ! મારી તો ધર્મ ઉપર શ્રદ્ધા છે, હું મારા આત્માનું જ પ્રિય કરીશ એવો વિચાર કરીને તે ત્યાથી થોડે દુર જઇ એક ઝુપડી બાધી રહેવા લાગ્યો તેણે તપસ્વીઓનું જોઇ યજ્ઞને માટે વેદી બાધી, જમીન સાફ કરી દેવોને તેમા રાખ્યા અને બ્રાહ્મણની માફક નિયમ પાળી તે મુનિના ધર્મ પાળવા લાગ્યો

આ શુદ્ર દિવસમા ત્રણ વખત સ્નાન કરતો, દેવ મદીરમા જઇ પૂજા કરી ને હોમ કરતો, ફળનો અહાર કરતો, ઇન્દ્રિયોને જીતી સકલ્પનો નિરોધ કરી રહેવા લાગ્યો અને હમેશા અતિથીઓની વિધિપૂર્વક પૂજા કરી ફળ આહારથી તેમને સતોષતો આ પ્રકારે તે શુદ્ર ત્યા મુનિના ધર્મ પાળી રહેવા લાગ્યો

એક વખતે એક મુનિ તે શુદ્રને મળવા માટે તેના આશ્રમે આવ્યા તે શુદ્રે તેમનુ વિધિપૂર્વક આતિથ્ય કરી તેમને સતોષ પમાડયા તે મુનિએ પ્રસન્ન થઇ તેને અનુકુળ કથાવાર્તા સભળાવી ઉપદેશ આપવા લાગ્યા અને પોતે જ્યાથી આવ્યા હતા તે વાત કહી એવી રીતે ઘણીવાર તે શુદ્રના આશ્રમમા તેને મળવા માટે આવવા લાગ્યા

તે શુદ્રે એક વખતે તે તપસ્વીને કહ્યુ કે હે મુનિ ! હું મારા પિતૃઓનુ શ્રાદ્ધ કર-વાની ઇચ્છા રાખુ છુ, માટે આપ મને શ્રાદ્ધ કરાવો મુનિ તેના ઉપર પ્રસન્ન થયા હતા એટલે તેમણે હા પાડી, એટલે તે શુદ્રે તે ઋષિને અર્ધપાદ્ય અર્પણ કર્યું અને શ્રાદ્ધમા ઉપયોગી દર્ભો ઔષધીઓ, પવિત્ર આસન તથા ઋષિને બેસવાનુ આસન વિગેરે વસ્તુઓ એકઠી કરી પછી તે શુદ્ર શ્રાદ્ધ કરવા માટે દક્ષિણ દિશા તરફ મુખ રાખીને બેઠો અને દર્ભના અગ્ર ભાગને પશ્ચિમ તરફ રાખ્યો આવી રીતે વેદથી વિરુદ્ધ આસનને પાથરેલુ જોઇ ઋષિએ તે શુદ્રને કહ્યુ કે આ દર્ભાસનના અગ્રભાગ પૂર્વ દિશા તરફ રાખ અને તું સ્નાનાદિથી પવિત્ર થઇ ઉત્તરદિશા તરફ મુખ કરીને બેસ એટલે તે શુદ્ર ઋષિના કહેવા પ્રમાણે બેઠો પછી તે મુનિએ તેને તેની પાસે પિતૃશ્રાદ્ધ કરાવ્યુ

આવી રીતે તે ઋષિ શુદ્રને શ્રાદ્ધ કરાવી પોતાના આશ્રમે ગયા, તે પછી તે શુદ્ર તપની ઘણા સમય સુધી શ્રાદ્ધ કર્મના પુણ્યના પ્રતાપથી એક મોટા રાજાના વશમા અવતર્યો, અને મોટી કાંતિવાળો થયો તે પ્રમાણે તે ઋષિ પણ મરણ પામ્યા અને તે જ ગામમા એક પુરોહિતના કુળમા બ્રાહ્મણ થઇને અવતર્યા

આવી રીતે તે શુદ્ર અને બ્રાહ્મણ બન્ને એક સમયે ત્યા અવતર્યા તે બને ધીરે ધીરે મોટા થયા અને વિદ્યા સપાદન કરી કુશળ થયા તે મુનિ અથર્વવેદ તથા ઋગ્વેદ ભણી કુશળ થયા યજ્ઞના પ્રયોગોમા જ્યોતિષશાસ્ત્રમા, સાખ્યશાસ્ત્રમાં પણ પારગત થયા

રાજકુમાર પણ વિદ્યા સપાદન કરી કુશળ થયો અને તેનો પિતા મરી ગયા પછી તેને પ્રધાન મડળે તેના પિતાના રાજ્યાસન ઉપર અભિષેક કર્યો તે રાજાએ પેલા ઋષિને પોતાના પુરોહિતના પદ ઉપર સ્થાપ્યા આ પછી તે રાજા સુખેથી રાજ્ય કરવા લાગ્યો પ્રજાનુ પાલન ધર્મથી કરવા લાગ્યો, રાજા નિત્ય પુણ્યાહવાચનની ક્રિયા વખતે તથા ધર્મના કાર્ય કરતી વખતે પુરોહિતને જોઇ મદહાસ્ય કરતો અથવા તો હસતો, આવી રીતે

તે રાજા ઘણી વાર તે પુરોહિતનો ઉપહાસ કરતો આથી તે પુરોહિતને ઘણીવાર રાજાને પોતાનો ઉપહાસ કરતા જોઇ ક્રોધ ચઢ્યો અને તેથી તે એક વખતે રાજા પાસે એકાંતમા ગયો, અને અનેક કથા વાર્તા કરી રાજાને પ્રસન્ન કર્યા પછી પુરોહિતે રાજાને કહ્યું કે હે રાજા ? હું તમારી પાસે એક વર માગુ છુ

રાજાએ કહ્યુ હે બ્રાહ્મણ ! એક તો શુ પણ હું તમને સેંકડો વર આપુ તમારી સાથે સ્નેહને લીધે તથા બહુ માનને લીધે મારે તમને ન આપવા જેવી કોઇ વસ્તુજ નથી

પુરોહિત—હે રાજા ! તમે મારા ઉપર પ્રસન્ન થયા હો તો હું એક વરની ઇચ્છા રાખુ છુ અને તે વર આપવાની તમે પ્રતિજ્ઞા કરો કે મને ખરીવાત કહેશો, અસત્ય નહિ

આ સાભળી તે રાજાએ કહ્યું, ઠીક, હું જાણતો હોઇશ તે તમને કહીશ, પણ નહિ જાણતો હોઉ તે કહીશ નહિ

પુરોહિત—હે રાજા ! રોજ પુણ્યાહવાચનના કર્મમા, ધર્મનાં કૃત્યોમા તથા નિત્ય શાંતિના હોમોમા મને જોઇને તમે શા માટે હસો છો ? તમે હસો છો ત્યારે મને મારા મનમા લજ્જા આવે છે હે રાજા, હું મારી કામનાના સોગન ખાઇ તમને કહું છુ કે તમે અસત્ય બોલવાને યોગ્ય નથી તમે હસો છો તેમા કાંઇ પ્રસિદ્ધ કારણ હોવુ જોઇએ, મને આ બાબતમા કુતુહલ થયા કરે છે, માટે તમે મને ખરૂં કારણ કહો

રાજા—હે બ્રાહ્મણ ! તમે મને પ્રશ્ન કર્યો ત્યારે મારે તમને જે વાત ન કહેવા જેવી હોય તે પણ અવશ્ય કહેવી જ જોઇએ હે દ્વિજ ! તમે એક ચિત્ત થઇને તે શ્રવણ કરો મારા પૂર્વજન્મના શરીરમા જે વૃતાંત બન્યો છે તે સાભળો મને પૂર્વજન્મનું સ્મરણ છે તે તમે ચિત્ત સ્થિર કરીને સાભળો હે બ્રાહ્મણ ! હું પૂર્વજન્મમા શુદ્ર હતો અને અત્યંત તપ કરતો હતો તે સમયે તમે ઉગ્ર તપ કરનાર ઋષિ હતા આપે પ્રસન્ન થઇને મારો અનુગ્રહ કરવાના વિચારથી મને શ્રાદ્ધકર્મનો ઉપદેશ કર્યો હતો હું શુદ્ર હોવા છતા આપે મને શ્રાદ્ધ કરાવ્યુ હતું એ કર્મદોષથી તમે આ જન્મે પુરોહિત થઇને અવતર્યા છો, અને હું રાજા થઇને અવતર્યો છુ કાળના આ ફેરફારને જુઓ તમે મને ઉપદેશ કર્યો તેનું તમને આ ફળ મળ્યુ છે, એથી હું તમને જોઇ હસું છુ કાંઇ તમારો પરાભવ કરવાની ઇચ્છાથી હસતો નથી કારણ કે તમે તો મારા ગુરુ છો આમ ઉલટો ફેરફાર થવાથી મને ઘણી દિલગીરી થાય છે, મારૂં મન તેથી સંતાપ પામે છે, મને પૂર્વજન્મની આ જાતિનુ સ્મરણ છે તથી હું તમને જોઇ હસુ છુ આવી રીતે તે વખતે હું શુદ્ર હતો છતા તમે શુદ્રને ઉપદેશ કર્યો જેથી તમારૂ ઉગ્ર તપ નાશ પામ્યુ છે માટે હવે તમે પુરોહિતના ધંધાનો ત્યાગ કરી પુનર્જન્મને માટે પ્રયત્ન કરો કે જેથી તમે હવે પછી આથી બીજી અધમ યોનિને પામો નહિ હે ગુરુ ! તમારે જોઇએ તેટલું ધન લ્યો અને તમારા આત્માને પવિત્ર કરો

આમ કહી તે રાજાએ તે બ્રાહ્મણને જવા માટે રજા આપી જેથી તેણે બ્રાહ્મણોને પોતાનુ સર્વ ધન ભૂમિ તથા ગામો દાનમા આપી દીધા પછી તેમણે અનેક વ્રતો, કર્મો, તીર્થયાત્રાઓ કરી, અનેક પ્રકારના દાન આપ્યા અને આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા પછી તે પાછો પૂર્વના જ આશ્રમમા જઇ તપ કરવા લાગ્યો

આ પ્રમાણે તપ કરતા કરતા તે બ્રાહ્મણને પરમ સિદ્ધિ મળી, ઋષિ છતા પણ શુદ્રને વૈદિકકર્મનો ઉપદેશ કરવાથી તે મોટા કષ્ટને પામ્યો હતો. માટે બ્રાહ્મણે શુદ્રને વૈદિક કર્મોનો ઉપદેશ કરવો નહી એવી શાસ્ત્રની મર્યાદા છે તો આજે શુદ્ર ને બ્રાહ્મણ બનાવી દેવાના પ્રયત્નો થાય તે અધોગતિમા જ નાખનાર માર્ગ સમજવા

બ્રાહ્મણ, ક્ષાત્રય અને વૈશ્ય એ ત્રણ વર્ણ જ દ્વિજ છે તે વર્ણને ઉપદેશ કરનાથી બ્રાહ્મણને દોષ લાગતો નથી ધર્મની ગતિ સૂક્ષ્મ છે અજ્ઞાની મનુષ્યો તે ધર્મની ગતિને સ્વપ્ને પણ સમજી શકતા નથી તેથી જ ભ્રષ્ટાચાર પ્રવર્તાવી રહે છે

વિદ્વાન પુરુષો તો વિચાર કરીને પછી બીજાને ઉપદેશ આપે છે, અને ધર્મિષ્ઠ પુરુષો તો પોતાના વર્ણાશ્રમ ધર્મને જ પાળે છે આજકાલ સુધારા થવા લાગ્યા, ધર્મ ભ્રષ્ટ ઘણા બની ગયા, પશ્ચિમના પવન વાવા લાગ્યો છે નાતો જાતો તોડી પાડવા ઘણા મથે છે, જાતિ-ભેદ ન માનવા ઘણા લલચાવે છે, પણ આવો ઉપદેશ વગર વિચારે ગ્રહણ કરનાર જ દુખી થાય છે

શાસ્ત્રની મર્યાદા પાળવી, અને ધર્મ માર્ગે ચાલવુ પવિત્ર આચરણો પાળી, સત્ય, વિવેક અને ન્યાયથી વર્તવુ પોતાના કુળધર્મનો આચાર પાળવો એજ ઉન્નતિપદને અપાવનાર છે લાલચથી લોભાવુ નહિ અને ધર્મ છોડવો નહિ વર્ણાશ્રમ ધર્મ ન પાળનારા જરૂર પતિત થવાના તેઓ પોતાના ધર્મમાથી ભ્રષ્ટ થાય છે, અત્યજોને અડવા જતા અત્યજોનુ ખાવા લાગ્યા છે, અને ધર્મને તિલાંજલી આપી અધર્મને સેવવા લાગ્યા છે તેથી તેઓ પોતાને અનીતિના માર્ગે લઇ જાય છે એમ સમજવુ

ખરુ સુખ તો આપણા ધર્મને પાળવો તેમા છે ધર્મથી રહેવુ, ધર્મથી વર્તવુ અને પ્રાણાતે પણ ધર્મનો ત્યાગ ન કરવો એજ શ્રેય પ્રાપ્તિનો ઉત્તમ માર્ગ છે

---

# લીંબુ અને તેના ઉપયોગો

---

(લે. રા. કે. સી. મહેતા.)

---

લીંબુના ઉપયોગોમાં ઘણા ખરા પ્રયોગો લીંબુના રસથીજ થાય છે તો સર્વથી પ્રથમ લીંબુમાથી બમણો રસ કાઢવાની વિધી આપવાનુ યોગ્ય સમજવામા આવે છે —

(૧) લીંબુમાથી રસ વધુ કાઢવો—લીંબુ નીચોવવા પહેલા તેને દેવતા પર ગરમ કરી લો આમ કરવાથી રસની માત્રા બમણી થશે

(૨) લીંબુના રસવડે જો કાગળ લખવામાં આવે તો તે દેખાશે નહિ પણ તેને દેવતા દેખાડવાથી તેમા લખેલુ સાફ સાફ વચાશે

(૩) હાથમા ડાઘ પડયા હોયતો પહેલા લીંબુના રસ વડે હાથોને ખુબ મસળો અને બાદમા ચોખ્ખા પાણીથી ધોઇ કાઢો

(૪) શણુ અને છીંટના કપડા પરથી શાહીના ડાઘ કાઢવા—એક બહુજ સાદી પણ ડાઘ કાઢનારી રીત એ છે કે ડાઘ પર થોડોક લીંબુનો રસ નીચોવો, જેથી ડાઘ તેમને ધોતી વખતે નીકળી જશે

(૫) હાથીદાંતના ડાઘ કાઢવા—જ્યા ડાઘ પડયો હોય ત્યા લીંબુનો રસ અને મીઠુ ખુબ ઘસો બાદ પાણી અને સાબુ વડે સાફ કરીને પછી લૂછીને સુકવી દો

(६) चप्पु-छरीना हाथीदांत वाळा हाथा साफ करवा—जो हाथा पर डाघा पडया होय अथवा तेनो रंग उतरी गयो होय तो तेमने लींबु अने मीठ वडे घसवा अने पछी पीळा साबु अने साधारण गरम पाणी वडे साफ करीने वींछळीने सुकवी दो

(७) काळा ( Black and Brown ) अने भुरा बुट-सुज-स्लीपर-चप्पल पर नवानी माफक चळकाट लाववो—तेमना पर लींबुनो रस सारी रीते फेलावीने रगडवाथी ते नवानी माफक चळकवा लागशे

(८) बगडी गयेली वादळीओ ( Sponges ) ने नवीनी माफक करवी—लींबुना चार टुकडा करी एक वादळी पर मुकवा अने उपरथी उकळतुं पाणी रेडवु, पछी ते स्थितिमा आखो दिवस रहेवा दइ पछी वादळीने पाणीमा खुब झबकोळीने धोइ नाखवी अने सुकववी,

(९) मुख गळा, खभा अने हाथनी चामडीने नरम, सुवाळी, साफ अने चमकीली बनाववी—लींबुनो रस रोज लगाडवाथी बनशे

(१०) शरीरनी अळाइओ मटाडवी—न्हावा जेटला पाणीमा जो एक लींबुनो रस नीचोववामा आवे अने ते पाणी वडे जो मनुष्य न्हाय तो शरीरनी अळाइओ मटी जाय

(११) माथानो खोडो मटाडवो—माथामा तेल घालवाना पहेला जो ते तेलमा थोडोक लींबुनो रस नीचोववामा आवे अने जो तेल वडेज माथु घसवामा आवे तो माथामा खोडो न रहे आ प्रकारे चार पांच वार करवाथी मटी जशे

(१२) त्रण या चार वार लींबुना रसने न्हावाना पाणीमा नीचोवी लेवाथी चामडीना सर्व रोग नष्ट थइ जाय छे तेमज वळी चामडी नरम, सुंवाळी अने प्रिय स्पर्शी बनी जाय छे

(१३) माथानी टाल दूर करवी—थोडाक दिवस सुधी लींबुना रसनो उपयोग करवाथी माथानी टाल दूर थशे

(१४) मुख अने दांतने साफ करवा—लींबुना रसथी कोगळा करवाथी दांतोनो मेल अने सर्वरोग तथा मुखनी दुर्गंध नष्ट थइ जाय छे

(१५) माकण मच्छरथी रक्षा—लींबुना रसथी स्नान करवाथी माकण मच्छर, मधमाखी, विगेरेथी रक्षा थाय छे

(१६) बे या त्रण चीरीओ रस अथवा कोठीमा नाखवाथी बहु फायदो मालुम पडशे

(१७) चोखाने सफेद तेमज छुटा राखवा—चोखा उकळती वखते जो पाणीमां थोडोक लींबुनो रस मेळववामा आवे तो ते थइ रहया पर घणा सफेद तेमज छुटा थशे

(१८) लींबुनो रस खावाथी खाधेलु पची जाय छे

(१९) आसुरी बनाववी वखते जो तेमा थोडोक लींबुनो रस नाखवामा आवे तो तेनो दाणो खीला नीकळे

(२०) अमीना पत्तरना भजीया बनावीने खावाथी गळामा कांटा रोग थइ जाय छे तेथी जो वेसणमा थोडोक लींबुनो रस नीचोवीने जो ते वडे पत्तरवेलीया बनाववामा आवे तो ते कोइ वाते नुकसान करता नथी

# ज्ञान—गौहरो.

( કે. સી. મહેતા. )

( ૧ ) આ ૭ વાતોથી નુકશાન નથી થતું —(૧) બુદ્ધિમાન મિત્ર (૨) વિદ્વાન પુત્ર (૩) પતિવ્રતા સ્ત્રી (૪) કૃપાળુ સ્વામી (૫) વિચારીને વાત કરવાવાળો (૬) વિચારીને કામ કરવાવાળો

( ૨ ) ઠીક કહ્યુ છે કે—(૧) મિત્ર તે છે કે જે સંકટમા કામ આવે (૨) સારૂં કામ તે છે કે જેથી માન મળે (૩) નોકર તે છે કે જે આજ્ઞા માને (૪) વિદ્વાન તે છે કે જેને અહંકાર નથી (૫) જ્ઞાની તે છે કે જેણે લાલચનો ત્યાગ કર્યો છે (૬) પુરૂષ તે છે કે જેણે પોતાની ઈંદ્રિયોને જીતી લીધી છે

( ૩ ) કહ્યુ છે કે —(૧) ગર્વથી લક્ષ્મીનો નાશ થાય છે (૨) ઘરડપણથી બળનો નાશ થાય છે (૩) અનુરીતથી પ્રતાપનો નાશ થાય છે (૪) બુદ્ધિમાન મળવાથી સંદેહનો નાશ થાય છે (૫) આળસથી વિદ્યાનો નાશ થાય છે કે ક્રોધથી વિચારનો નાશ થાય છે

( ૪ ) પ્રભુ ૭ મનુષ્યોમા ૭ ટેવોને પસંદ નથી કરતો —(૧) ધનવાનોમાં કૃપણતા (૨) સાધુઓમા અહંકાર (૩) વિદ્વાનોમા લાલચ (૪) સ્ત્રીઓમાં નિર્લજ્જતા (૫) યુવાનોમા આળસ (૬) ઘરડાઓમા સંસારનો મોહ

( ૫ ) ૭ વસ્તુઓ મનુષ્યના સુખની ઘાતક છે —(૧) અહંકાર (૨) ક્રોધ (૩) લાલચ (૪) આળસ (૫) ઇર્ષા (૬) શોક ×

# स्वस्ति वाचन

( શ્રીયુત ઇશ્વરભાઇ જીવાભાઇ પટેલ )

જળ વડે શુદ્ધાચમન કરી પવિત્ર થઇને આ પ્રમાણે મંગળ કરવા લાગી, હે વત્સ, હું તને જતા નિવારી શકતી નથી માટે જા પણ ત્યા નિરંતર સત્પુરુષોના માર્ગનું આચરણ કરી પાછો કુશળતાથી વહેલો આવજે પ્રીતિ તથા નિયમે કરી જે ધર્મનું તું પાલન કરે છે તે ધર્મ–તારી રક્ષા કરો

મંદીરો વિષેના તથા બીજા અસ્ય રહેલા જે દેવતાઓને તું નિત્ય નમસ્કાર કરે છે તેઓ તથા સર્વ મહર્ષિઓ, તારી સદા રક્ષા કરો તથા સર્વ અસ્ત્રો પણ તારા સદ્‌ગુણથી નિત્ય તારી રક્ષા કરો વળી પિતા માતાની તે કરેલી, સુશ્રુષા નિરંતર તારૂ રક્ષણ કરનારી થાઓ ને તારા સત્ય વડે કરી આ કરાયલો તું ચિરંજીવ રહો

હે પુત્ર ! સમિધ દર્ભ પાવત્રીઓ, યજ્ઞની વેદી, સર્વ સ્થળો બ્રાહ્મણોના હોમ કરવાના સ્થંડીલો, પર્વતો, મોટા વૃક્ષો, નાના વૃક્ષો, જળાશયો, પક્ષીઓ, સર્પો, તથા સિંહો, એ સર્વ તારી રક્ષા કરો વળી સાધ્ય દેવતાઓ, વિશ્વેદેવતાઓ, ઓગણપચાસ મરુતો તથા મહર્ષિઓ તારી રક્ષા કરો

વિરાટરૂપ ધાતા સૃષ્ટિ વિધાયક વિધાતા પૃપાભગ અર્યમા, તથા ઇન્દ્રાદિ સર્વે લોકપાળો ૭ ઋતુ, બાર માસ, સંવત્સરો, રાત્રિ, દિવસ, સંધ્યાકાળ મુહુર્ત ઘડીકા આદિ સર્વ

×સંકલીત

કાળ વિભાગો, નિરંતર તારી રક્ષા કરો, ( અર્થાત એ ઉપર ગણાવેલા માંથી તારૂ રક્ષણ થાઓ અથવા તે તે વસ્તુના અધિષ્ટાના દેવતાઓ તારૂ રક્ષણ કરો ) તેમજ શ્રુતિ સ્મૃતિ તથા ધર્મ તારી ચોમેરથી રક્ષા કરો, વળી શિવપુત્ર સ્કંધ ભગવાન સોમ બ્રહસ્પતિ સપ્તર્ષિ તથા મુનિશ્વર નારદ સર્વ સ્થળે તારી રક્ષા કરો, એ આદિ માગથી સ્તુતિ કરાયલા સિદ્ધ દેવતાઓ તેમજ પોતપોતાના અધિપતિ સહીત સર્વ દિશાઓ વગેરે તારી નિત્ય અને સર્વત્ર રક્ષા કરો વળી સર્વ પર્વતો સર્વ સમુદ્રો સાથે રાજા વરૂણ, સ્વર્ગ અંતરિક્ષ પૃથ્વી વાયુ સચરાચર, રેવતી આદિ નક્ષત્રો, યોગ અધિપતિ દેવતાઓ તથા સૂર્યાદી આદિ દેવતા સહિત સર્વ ગ્રહો દિવસ તથા રાત્રી તારી રક્ષા કરો તને સુખની પ્રાપ્તિ કરો

છ ઋતુઓ, માસો સંવત્સરો, કળા કાષ્ઠા તથા જે દેખાય છે તે જે નથી દેખાતા તે સર્વ તારી રક્ષા કરો, તેમજ સર્વ દેવતાઓ તથા દૈત્યો પણ મુનિવેષ ધારણ કરનાર તથા તને સુખ આપનાર થાવ.

હે પુત્ર? ક્રુર કર્મી ભયંકર રાક્ષસો તથા પિશાચો અને બીજા માંસ ભક્ષણ કરનાર પ્રાણી માત્રથી તને ભય મા થાવ વળી વિંછી સર્પાદિ જળ જંતુ તથા કીટક ઇત્યાદિ ઝીણા દેહવાળા અને હસ્તી, સિંહ, વ્યાઘ્ર રીંછ, તથા વાનરાદિ બીજા મોટી દાઢવાળા પ્રાણીઓ તને કદી સંકટ કરનારામા થાઓ તથા મોટા સંગવાળા અતિ ભયંકર જંગલી પાડાઓ પણ કદી તારો દ્રોહ મા કરો વળી મનુષ્યના માંસનું ભક્ષણ કરનાર સર્વ ક્રુર જાતિના ભયંકર પ્રાણીઓથી પણ તને કોઇ જાતનો કલેશ મા થાઓ, વળી તને કુશળપણે પાછો આવવા માટે તારા સર્વ માર્ગો કલ્યાણરૂપ થાવ. તારા સર્વ પરાક્રમ સિદ્ધ થાવ. સર્વ સંપત્તિ તને અનુકુળ થાવ એ રીતે તારૂ ગમન સર્વ પાતે કલ્યાણકારક થાઓ સર્વ દિશાઓ, રાજાઓ, દેવતાઓ તથા જે કોઇ તારા શત્રુરૂપ હોય તેઓથી પણ તારૂ સર્વથા કલ્યાણ થાઓ વળી મે વારંવાર પૂજન કરી પ્રયત્ન કરેલા શુક્ર સોમ—સૂર્ય કુબેર તથા યમરાજા—તારી રક્ષા કરો. વળી અગ્નિ, વાયુ ધુમ ઋષિઓના મુખથી નિકળેલા તથા તે ગ્રહણ કરેલા મંત્રો, સર્વભૂત પ્રાણીના કર્તા તથા પ્રભુ બ્રહ્મદેવ સમગ્ર ઋષિઓ અને બાકીના સર્વ દેવતાઓ તારૂ રક્ષણ કરો

એ પ્રમાણે સ્વસ્તિવાચન કરીને પુષ્પ ચંદન તથા સ્તુતિ આદિથી સર્વપરોક્ષ તથા અપરોક્ષ સુરગણોની પૂજા કરવા લાગ્યા તે થઇ રહ્યા પછી તેણે ઘૃત શ્વેત પુષ્પ સમિધ તથા સર્ષપ ઇત્યાદિ હોમવાની વસ્તુઓ સિદ્ધ કરી પૂજન કરાવવા આવેલા ઉપાધ્યાયની પાસે તેના કુશળ કલ્યાણાર્થે પ્રજ્વલિત અગ્નિમા વિધિપૂર્વક હોમ કરાવ્યો તે હોમતા અવશેષ રહેલા પદાર્થોવડે લોકપાલોને બળીદાન આપ્યુ

એ પ્રમાણે શાંતિ કરીને પુન બ્રાહ્મણો પાસે સ્વસ્તિવાચન કરાવવાના ઉદ્દેશથી માતાએ મધ દહીં અક્ષત તથા ઘૃત ઇત્યાદિ પદાર્થો તેને આપ્યા ને વેદ મંત્રોવડે તે ક્રીયા કરાવી. પછી મહા યશસ્વિની માતાએ તે બ્રાહ્મણોને ઇચ્છિત દક્ષિણા આપી પ્રિય પુત્રને કહ્યુ કે વત્રાસુરના નાશ વેળાએ—સર્વ દેવતાઓ તરફથી દેવપતિ ઇન્દ્રને જે મંગળ પ્રાપ્ત થયુ હતું તે મંગળ તને પ્રાપ્ત થાવ

પૂર્વે દેવતાઓ પાસેથી અમૃત લઇ આવવા માટે તેઓને છેતરવા-જતી વખતે ગરૂડને તેની માતા વિનતાએ જે મંગળ કહ્યુ હતું તે મંગળ તને પ્રાપ્ત થાવ

સમુદ્રમાથી અમૃત ઉત્પન્ન કર્યા પછી તે પોતાને સ્વાધિન થવા માટે દૈત્યો સાથે

યુદ્ધ કરવા જતા ઇન્દ્રની તેની માતા અદિતિએ જે વિધિ પ્રમાણે રક્ષા કરી હતી તે મંગળ રક્ષા તને પ્રાપ્ત થાઓ

દેવતાઓના કાર્ય માટે ત્રણ પગલાં પૃથ્વીનું દાન માગી બળી રાજાને છળવા સારૂ જતા મહા વિષ્ણુ વામનજીને જે મંગળ પ્રગટ થયું હતું તે મંગળ તને પ્રાપ્ત થાવ

તે મંગળમાં સર્વત્ર ઋષિઓ, સાગરો, દ્વિપો, વેદો, લોકો તથા દિશાઓએ સૌનું શુભ મંગળની પ્રાપ્તિ કરે

એ મંગળના બાકી રહેલા અક્ષત પુત્ર શીરે મુકયા અને સુગંધી ચંદનનો તેના શરીરે લેપ કર્યો પછી મંત્રનો જપ કરી (મંત્રીને) રક્ષા કરવામાં સમર્થ કરેલી વિશલ્ય કરણી નામની ઔષધીને તેના બાહુએ બાંધીને પછી માતાએ આખા તેના અંગપર હાથ ફેરવતા સર્વ શરીરની રક્ષા અર્થે તે ગુહ્ય મંત્રનો સ્પષ્ટપણે ઉચ્ચાર કર્યો અને હે! મારી વહાલી સંતતિ મારા પ્રાણથી પણ અધિક પ્રિય, હવે તું સુખેથી પ્રયાણ કર

તારા ઇચ્છિત અર્થો સર્વે સિદ્ધ થાવ અને આરોગ્યે તથા નિર્વિઘ્ને તું અત્રે પાછો આવી મારી લાલસાને તૃપ્ત કર અને શિવાદિ દેવતાઓ તારૂં સર્વકાળ હીત કરો

## અમદાવાદમાં આયુર્વેદના અભ્યાસની સગવડ.

આયુર્વેદના ધોરણસર અભ્યાસ માટે અત્યારે બહુ ઓછા સાધન છે ભભકદાર દાકતરી વિદ્યામાં મોહ પામેલા જગતની આયુર્વેદની ઝાંખી રોશની ઉપરથી શ્રદ્ધા ઉડતી જાય છે આયુર્વેદની રોશની તો સદા સર્વદા દિવ્ય પ્રકાશવાળી છે પણ અમારી વૈદોની બુદ્ધિ અને એ આયુર્વેદરૂપી સૂર્ય વચ્ચે અજ્ઞાનનો એક અંધકારમય પર્વત ખડો થયો છે આ આવરણને દુર કરવા કોઇએ પ્રયત્ન નથી કર્યો, રાજ્યપદ્ધતિ તો વ્યાપારી દૃષ્ટિથી ગુંથાયેલી, અને **राजा कालस्य कारणं** રાજા જમાનાનું કારણ છે એ ન્યાય અનુસાર અમારા ધનાઢ્યો પણ અંજાઇ ગયેલા એટલે આયુર્વેદ જેવી હજારો કલાઓ અમે અમારા હાથે ભુતળમાં દફનાવવા જેવું કર્યું છે, પણ હવે પાશ્ચાત્ય પદ્ધતિનો મોહ પ્રજા સમજી ગઇ છે અને પોતાનો ધ્વસ પોતે ન કરતા ઠોકરો વાગતા ગોથાખાતા પ્રજાને ભાન આવ્યું છે, પશ્ચિમાત્ય મોહતો જ્યારે ભુંસાય ત્યારે ખરો પણ એ મોહ આર્ય પ્રજાને નુકશાન કર્તા છે એ મોહમાં હિન્દુ ઘણું ખોયું છે, એટલી વાતતો સર્વે સમજી ગયા છે આટલી અમારા સદ્ભાગ્યની કથા.

આયુર્વેદને જો પ્રજામાં વિશ્વાસપાત્ર બનાવવો હોય, આયુર્વેદની મહત્તા ભારતવર્ષમાં જાગતી રાખવી હોય તો આયુર્વેદનું રીતસર શિક્ષણ આપનારી સંસ્થાઓ હિંદમાં સ્થળે સ્થળે સ્થાપવી જોઇએ અને ધનાઢ્યોએ તેવી સંસ્થાઓને બનતી મદદ કરવી જોઇએ

**અમદાવાદ વૈદ્ય સભા**—તરફથી આયુર્વેદ પાઠશાળા ખોલવામાં આવી છે તેમાં ધોરણસર દેશી વૈદકશાસ્ત્ર શીખવવાનો પ્રબંધ છે જેમ સંસ્કૃત જ્ઞાન સારૂ હોય તેમ આ પાઠશાળામાંથી વધારે લાભ લઇ શકશે સંસ્કૃત ભણ્યા પછી શું ધંધો કરવો એવો સવાલ ઘણા સંસ્કૃતના વિદ્યાર્થિઓને થઇ પડે છે તેઓને અમારી સલાહ છે કે વિધિપૂર્વક આયુર્વેદનો અભ્યાસ કરવો વૈદકના ધંધાથી અર્થપ્રાપ્તિ અને યશોલાભ મળશેજ આ પાઠશાળામાં દાખલ થવાની પ્રવેશક પરીક્ષા આવતા માર્ચની શરૂઆતમાં થવાની છે ધારા ધોરણ અને બીજી હકીકત માટે—અધ્યક્ષ વૈદ્યશાસ્ત્રી નાગરલાલ મોહનલાલ "આયુર્વેદ વિશારદ" કાળુપુર ટંકશાળ પાસે અમદાવાદ—એ સીરનામે [સુજ્ઞ] જવાબ માટે ટીકીટ બીડવી આ પાઠશાળાનો લાભ ગુજરાત તેમજ કાઠીઆવાડના લોકો જરૂર લેશે એવી અમોને ખાત્રી છે

# योगशास्त्रनी आसन पद्धति.

(લે. ડા. શંકર પરમેશ્વર ગર્ગે)

હીંદી પ્રજા, શરીરની તાકાદમા અને રોગ પ્રતિબંધક સત્વમાં ( indemnity for blood contamination ) બહુ નબળી અને કમજોર થઇ ગઇ છે એ બાબતનો પ્રોકાર ચાલી રહ્યો છે તે નબળાઇનો સુધારો કરવા માટે—શારીરિક વ્યાયામ, તાલીમખાનાના વ્યાયામ, નાહની મોટી દેશી પરદેશી રમતો, અખાડા, દંડ, બેઠકો, કુસ્તીઓ, તથા દરવખાના—વીગેરેના દ્વારથી, વિચારવાન અને ઉત્સાહી લોકો ઘણા ઉપાયો સુચવે છે અને તેમાથી કેટલાક તો, તેવા પ્રયત્નો પણ કરે છે અવગત હાલની હિંદી પ્રજા, પેહલાના અમારા પૂર્વજો કરતા, વધારે નબળી થઇ છે, તે બાબદમા કોઇ વાધો યા સંશય લેઇ શકાય જ નહિ ! પરતુ તે નબળાઇ સુધારવા માટે, કયા ચોકસ ઇલાજે-પ્રયત્ન-કરવા, તે બાબદમા તેમનામા ચોગરદમ મતભેદ થએલો જણાય છે, અને તેથી જ તે પ્રયત્નો પરી ખુબ લાભદાયક નીવડી શકતા નથી

તેટલા માટે તે બાબતની ખરી લાગણી ધરાવનાર ધર્મચુસ્ત અને ખતવાળા મિત્રોમા તેની ચર્ચા ચલાવતા, નીચેનો સારો અને ચોક્કસ ઉપાય તેમણે પસદ કર્યો છે તેની મતલબ એ છે કે-પ્રાચીન ચોગાસન પદ્ધતિનો અનુભવ, જુના લોકો તો લેતા જ હતા પણ હાલના વખતમા, તેનો અનુભવ લેનાર કોઇ અભ્યાસી માણસો છે કે નહિ ? તેનો તપાસ કરતા એમ જણાયુ છે કે-પ્રાચીન યોગાસન પદ્ધતિનો અનુભવ કરેલા મહાત્માઓ અને અભ્યાસ કરનારા તેમનો શિષ્યવર્ગ-હાલમા પણ પૂષ્કળ ઠેકાણે છે તેઓને પુછતા, એ બાબત, તેમનો અભિપ્રાય શુ છે તે પ્રિય વાચકોની જાણ સારૂ નીચે આપીએ છીએ—

હાલની આરોગ્યસાધક અને બળવર્ધક વ્યાયામોની જેટલી જેટલી બાબ પદ્ધતિ ચાલુ છે-તે સર્વે પદ્ધતિ કરતા, યોગની આસન પદ્ધતિ, સહેલી, શ્રેષ્ટ અને બહુ લાભદાયક છે બારના યોગશાસ્ત્ર જાણનાર મહાત્માઓએ, પોતાના આરોગ્યમા વધારો કરીને શરીરની સુખશાંતિથી-તે પદ્ધતિની સર્વોત્તમ શ્રેષ્ટતા સિદ્ધ કરી બતાવી છે એ વાત અનેક ગ્રંથો પૈકીથી જાણીતી છે તેમા ઘણા વર્ષોનો તેમનો અનુભવ એકઠો થએલો છે આસન કરનારા યોગી લોકો, શરીરે તદુરસ્ત અને વધારે સામર્થ્યવાન હોય છે-એ વાત નીદાન હિંદી લોકોની જાણ બહાર નથી નમન લોકાની શક્તિની નબળાઇના હાલના વખતમા આપનું જેટલું ધ્યાન, એ આસનપદ્ધતિના વ્યાયામ તરફ ખેચાવે તેટલુ ઓછુ જ છે એવા અનુકુળ વિચારથી જ તેનું વર્ણન અત્રે આપવુ યોગ્ય ધાર્યું છે

છે એટલું જ નહી પણ જો તે હાર્ટડીસીજવાળો-ચોક્કસ રીતનો યોગાસન પદ્ધતિનો વ્યાયામ કરશે તો-તે માણસ, મજકુર રોગથી તદ્દન મુક્ત થાય છે-એવો અનુભવ મળેલો છે જે અનુભવ સુધારેલી ઇંગ્રેજી ઔષધ પદ્ધતિથી અને બીજી રીતના વ્યાયામોથી પણ મળી શકતો નથી એટલે હાર્ટડીસીજ-હૃદયનો વિકાર-રોગ એ ઇનકયુરેબલ-અસાધ્ય-ગણમા બન્ને વૈદકશાસ્ત્રોમા પણ ગણેલો છે તેટલા એક જ કારણથી યોગાસન પદ્ધતિના વ્યાયામની શ્રેષ્ઠતા અને લાભનુ આરોગ્ય સિદ્ધ થઇ શકે છે

હાર્ટડીસીજવાળો જો કે દંડ કરવા, જોડી ફેરવવી ડબએલના હાથ કરવા વીગેરે પ્રકારનો વ્યાયામ કરે તો, તેથી તેને, ફાયદાના બદલે નુકસાન થાય છે પણ જો તે દરદી યોગાસન પદ્ધતિનો વ્યાયામ કરે તો તેને ફાયદો જ થાય છે એવો પણ અનુભવ મળેલો છે એટલી જ એક વાત, તે પદ્ધતીના વ્યાયામની-શ્રેષ્ઠતા અને ઉત્તમપણુ સાબીત કરવા બસ છે આગળ ઉપર જે તે આસનનો વ્યાયામ પ્રત્યક્ષ કરનારાઓનો અનુભવ જણાવવામા તો આવશેજ હવે યોગના સર્વે આસનોમા જે શ્રેષ્ઠ, સહેલુ, સરળ અને લાભદાયક આસન ' શિર્ષાસન " તેની માહતી નીચે આપેલી છે

### શિર્ષાસન.

શિર્ષ એટલે માથુ-માથા ઉપર આખા શરીરનો ભાર મકીને ઉલટુ ઉંધે માથે ઉભા રેહવુ, નીચે માથુ અને ઉપર બન્ને પગ-એવી રીતે પોતાનુ આખુ શરીર સરળ રેષામા સીધી ઉભી સ્થિતિમા રાખવુ—એ સ્થિતિને શીર્ષાસન કહે છે એ આસન જો કે સીધુ, સરળ અને બાંજગડ વગરનુ સહેલુ છે, તોપણ કરનારની તદુરસ્તી સારી રાખીને, શક્તિ વધારવાના કામમા—તેનાથી મોટો લાભ થાય છે તેને કોઇ કપાલાસન, વીપરીત આસન, ઉર્ધ્વાસન, વૃક્ષાસન વીગેરે નામથી પણ ઓળખે છે અર્થાત ઘણા અભ્યાસી લોકો તો તેનો સુક્ષ્મભેદ જાણી શકે છે આપણે તો સામાન્ય રીતે, જે શિર્ષાસનથી બળ, વીર્ય અને તન્દુરસ્ત આરોગ્યતા વધે છે, તેનુ વર્ણન નીચે આપવાનુ છે ( અપૂર્ણ )

---

# हजारीनो वैदकीय उपयोग

### અને

### પરદેશ ઘસડાઈ જતા ધનનો અટકાવ.

(લેખક-ડૉકટર ઝવેરભાઇ નારાયણભાઇ દેસાઇ એલ એમ એન્ડ એસ )

હિન્દુસ્થાન દેશમાથી જેમ પરદેશી કાપડ કરોડો રુપિઆ ઘસડી જાય છે, તેમ વિદેશી દવાઓ પણ કરોડો રુપિઆ પરદેશ લઇ જાય છે વૈદકના ઇતિહાસના પુસ્તકો ઉપરથી સાબીત થઇ ચૂકયુ છે કે વૈદકશાસ્ત્રની મૂળ ઉત્પત્તિ આર્યાવર્તમા થઇ હતી અને ત્યાથી ઇજીપ્ત અને ગ્રીસ વિગેરે યુરોપના દેશોમા ફેલાવો થયો આપણા દેશનું વૈદકશાસ્ત્ર ઉન્નતિને શિખરે હતું ત્યારે યુરોપમા તેનું નામ નિશાન પણ નહોતું આપણા દેશમાં અસખ્ય પ્રકારની વનસ્પતિઓ જૂદા જૂદા રોગ મટાડવાના અકસીર ગુણવાળી ઠેકાણે ઠેકાણે હોય છે પન્તુ તેનો ઉપયોગ શાસ્ત્રીય અને આનુભવિક જ્ઞાનવાળા યોજકને અભાવે થતો નથી ... પાકુ ધાતુ આદિની બનાવટ આપણા પૂર્વજો વિવિધ પ્રયોગોથી સિદ્ધ કરેલા ... ઓળખીને યોગ્ય નક્ષત્રોમા યોગ્ય ઋતુઓમા યોગ્ય પ્રકારે એકઠી

અમદાવાદ.